# મોઢ મહોદય

## રજત મહોત્સવ અંક



સંયોજક:
તારાચંદ પોપટલાલ
અડાલજા

# મોઢ મહોદય

## રજત્ મહોત્સવ અંક




'મોઢ મહોદય' માસિક કમિટીના સભ્યો

પ્રમુખ

સર પરશોતમદાસ ઠાકોરદાસ,
સી. આઇ. ઇ. નાઇટ.
મુંબઈ

ઉપપ્રમુખ

શેઠ વાઘજીભાઇ લક્ષ્મીદાસ. મુંબઇ



સેક્રેટરી

શ્રીયુત દામોદરદાસ પરમાણંદદાસ દેશાઇ.
ભાવનગર

સભ્યો

શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ જરીવાળા, સુરત
શ્રીયુત ઉમેદલાલ પુરુષોત્તમદાસ મણિયાર,
બી. એ. એલએલ. બી.
અમદાવાદ
શ્રીયુત જીવરાજભાઇ મકનદાસ મહેતા. મુંબઇ
શેઠ સુખલાલ ઝવેરભાઇ, ભાવનગર
રાજરત્ન તારાચંદ્ર પોપટલાલ અડાલજા. વડોદરા

ઓડીટર્સ

પરીખ શાંતિલાલ પ્રાણજીવનદાસ બી. એ.
ભાવનગર
ગાંધી મુળજીભાઇ નારણજી. ભાવનગર

સંચાલક
છબિલદાસ અમીચંદ દેશાઈ : ભાવનગર
પ્રકાશક અને વ્યવસ્થાપક
ગોરધનદાસ અમીચંદ મણિયાર : ભાવનગર



'મોઢ મહોદય' માસિક
વાર્ષિક લવાજમ
પોસ્ટ, વી. પી. સહિત રૂા. ૧—૧૩—૦
સ્થળ
'મોઢ મહોદય' ઓફિસ : ભાવનગર



મુદ્રક
શાંતિલાલ છોટાલાલ પારેખ
શ્રી સરસ્વતી છાપખાનું : દાણાપીઠ : ભાવનગર

# मुरलीधर.



वंसी विभूपित करान्नवनीरदाभात्पीताम्वरादरुण विम्व फलाधरोष्ठात ।
पुर्णेन्दु सुन्दर मुखादर विन्दनेत्रात्कृष्णात्परं किमपि तत्त्वमहंनजाने ॥

સ્વ. પારેખ ભીખાભાઈ ગોપાળજીએ મોઢ વણિક જ્ઞાતિમાં નવજીવન પ્રેરી
તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ કરેલું માસિક

# મોઢ મહોદય

## રજત્ મહોત્સવ અંક

વર્ષ ૨૫ મું] અષાઢ : ૧૯૯૮ : જુલાઈ : ૧૯૪૨ [અંક ૯ મો

卐

# मंगल आशीषौ

" सगच्छध्वं समनध्वं सर्वामनांसि जानताम् "

ઋગ્વેદ

' सहनाववतु सहनौभुनक्तु सहवीर्यं करवावहै
तेजस्विना वधीतमस्तु माविद्विषावहै, '

' કઠોપનિષદ '

मोदा भवन्तु भवतां रजतमहोत्सवेऽस्मिन्
विद्यायशः परम संपदुदार दीक्षा
देयादनंत भववैभव भूरि भोगान्
मातंगी देवी करुणया जगतां हिताय ॥१॥

આ એ રજત મહોત્સવના પ્રસંગમાં આપણી મોઢ જ્ઞાતિની કુલદેવી ભગવતી શ્રી માતંગી દેવીની કરૂણાથી સ્વજ્ઞાતિ હિત કરવાની વૃત્તિવાળા સહુ કોઈ થાઓ.



वृद्धिंगास्तु सकला मम मोढ ज्ञाति
रोगेणग्रस्त वपुषा न भवेत् कदाचित्
सुज्ञानमानकलयार्थवती सदा स्यात्
व्यवहार ज्ञान निपुणा धृतकर्मनिष्ठा

અમારી સમગ્ર મોઢ જ્ઞાતિ વૃદ્ધિ પામેલી રહો, સદા નિરોગી શરીરવાળી રહો અને સદ્‌વિદ્યા માન, કળાઓ વડે દ્રવ્યવાન થાઓ, તેમજ ધર્મ ઉપર નિષ્ઠા ભક્તિ રાખી વ્યવહાર જ્ઞાનમાં નિપુણ થાઓ.



શાસ્ત્રી અમૃતલાલ ભાણજી રાજગુરૂ

# આશીર્વચન

◉

મહોદય તારું મંગલ હો! તારું કલ્યાણ થાવ!!

તને રામનું રક્ષાબંધન હો! સીતા મૈયા તારે લલાટે કુમકુમ તિલક કરે. કૃષ્ણના વરદ હસ્ત તારે શિર હો! લક્ષ્મીની અમિદૃષ્ટિ તારા પર અખંડ હો!

માતંગી માતાના તને આશીર્વાદ છે. બ્રાહ્મણોના સ્વસ્તિ વાચન છે.

કાળના તડકા છાયા નિહાળતું, તું ચોવીશ વર્ષના વ્હાણા વટાવી આજ પચ્ચીશમાં વર્ષના પગથારે પગ મૂકે છે. યૌવન વસંતનો પરિમલ તારા અંગે અંગે ઊઠે છે. યૌવન ઉલ્લાસની મસ્તિ કંઈ ઓર છે, સાથે સાથે પુખ્ત વિચારો, ઉન્નત ભાવનાઓ અને ઉચ્ચ આદર્શોમાં રમવાનું કર્તવ્ય તારે શિર લદાય છે.

લક્ષ્ય કે ડહાપણ વિનાનું એકલવાયું યૌવન ગદ્ધા પચ્ચીશીમાં ખપે છે.

અનેક પત્રો પ્રકટ્યા અને ખરી પડ્યા, ત્યારે તું આજ યૌવનના ઉઘાડમાં પ્રકાશે છે તેથી જ તારો રજત મહોત્સવ ઉજવાય છે. એ કંઇ ઓછા સૌભાગ્યની વાત નથી.

કાળ ભગવાને તને યૌવનનો ઓજસ્વી ઉપરણો ઓઢાડ્યો તે સ્વચ્છ, કુમાસવાળો તેજસ્વી રહે તેટલી કાળજી રાખજે.

વ્યવહાર અને પરમાર્થની બન્ને ઉજ્જ્વલ પાંખો ફફડાવજે. આર્ય સંસ્કાર અને આર્ય સંસ્કૃતિ એ આર્યની આંખના રતન છે. એને જાળવજે—અજવાળજે.

પ્રભુની પછવાઇ રાખી કર્મયજ્ઞ આદરજે. સેવાના મહા મૂલા મંત્ર ફુંકજે અને પ્રેય અને શ્રેયના માર્ગે વિચરજે, વિચરાવજે.

કર્તવ્યની કૌમુદિ પ્રસરાવજે. સુખશાંતિના સરોવરો ઉછળાવજે.

તારૂં ભદ્ર હો! તારૂં શુભ હો!

તને પરમની પુષ્ટિ હો! તુષ્ટિ હો! અસ્તુ.

વલ્લભ





ભાવનગરના નેકનામદાર મહારાજા સાહેબ સર કૃષ્ણકુમારસિંહજી
કે. સી. એસ. આઈ.



ભાવનગરના મે. દિવાન સાહેબ શ્રી અનંતરાય પ્રભાશંકર પટ્ટણી
[ જેમણે રજત મહોત્સવ સંમેલનમાં હાજરી આપવા મહેરબાની કરી હતી. ]

# ગાંધીજી



લેખકઃ
[શ્રી]યુત મૂળજીભાઇ
પિતાંબરદાસ
શાહ

[ શ્રી મૂળજીભાઈ સુંદર રાસના રચનારા તરીકે જાણીતા છે. અમારા આગ્રહથી તેમણે આપણા જ્ઞાતિદીપક અને જગદ્વંદ્ય મહાત્મા શ્રી ગાંધીજી વિષે આ કાવ્ય ખાસ તૈયાર કરી આપ્યું છે જે ખૂબ ભાવવાહી અને પ્રેરક છે. લેખકનો અંતઃકરણ પૂર્વક આભાર–સંયોજક. ]

દેશોદયની ઉષા જાગેઃ
સ્વતંત્રતા અભિલાષા જાગેઃ
બંધન મુક્તિ ભાષા જાગેઃ
નવલી જીવન–આશા જાગેઃ
ઉરે નવલા પ્રાણ ગાંધીઃ
બોલે વીરતા વાણ ગાંધીઃ

તાપ તપ્યો એ સિદ્ધિ કાજેઃ
ભારતની સમૃદ્ધિ કાજેઃ
ઐક્ય ભાવની વૃદ્ધિ કાજેઃ
માનવજીવન શુદ્ધિ કાજેઃ
જગાડિયો આ દેશ ગાંધીઃ
આપે હૈં આદેશ ગાંધીઃ

શિખવ્યા શાંતિ મંત્ર મનોહરઃ
સ્વતંત્રતાના તંત્ર મનોહરઃ
અહિંસા જાદુ–જંત્ર મનોહરઃ
સત્ય સુદર્શન–યંત્ર મનોહરઃ
મોહન એનું નામ ગાંધીઃ
અદ્‌ભૂત જેનું કામ ગાંધીઃ

ભારત માતા રોતી દીઠીઃ
પાલવ આંસુ લ્હોતી દીઠીઃ
વાટ સપૂતની જોતી દીઠીઃ
અંતર આશા ખોતી દીઠીઃ
દુઃખમય દીઠું દૃશ્ય ગાંધીઃ
ચાહે મુક્તિ અવશ્ય ગાંધીઃ

ભારતી ઝૂલતી સંસ્કૃતિ ઝોલેઃ
માનવતાના પ્રેમ હિંડોલેઃ
ગીતા કેરા ગીત કલ્લોલેઃ
બાંધવ સઘળા સંપે બોલેઃ
ભવ્ય બધો ભૂતકાળ ગાંધીઃ
ભારતમાનો બાળ ગાંધીઃ

સ્વદેશીમાં સ્વરાજ્ય છૂપાયુંઃ
માનવજીવન રાજ છૂપાયુંઃ
ગાંધી ખાદી કાજ છૂપાયુંઃ
મુક્તિ બુલબુલ આજ છૂપાયુંઃ
શોધે એને સંત ગાંધીઃ
આશા છે અનંત ગાંધીઃ

મુક્તિબંસી મધુરી વાગેઃ
સૂતી જનતા સઘળી જાગેઃ
કર્મ દિશા એ ભાવે લાગેઃ
ચેતન હૈયે હૈયે જાગેઃ
સ્વતંત્રતાનું ગાન ગાંધીઃ
જીવનનું બલિદાન ગાંધીઃ

જેલે જેલે એની યાદીઃ
એને કહેતું કો ફરિયાદીઃ
સાચી સમાધિ એણે સાધીઃ
અંતર ઝંખે છે આઝાદીઃ
વામનજીનું રૂપ ગાંધીઃ
જીવનકાર્ય અનુપ ગાંધીઃ

એને શબ્દે સત્તા ધ્રુજેઃ
સત્તાના મિનારા ધ્રુજેઃ
કોમીવાદી કિનારા ધ્રુજેઃ
દેશદ્રોહી બિચારા ધ્રુજેઃ
તકલી કેરે તાર ગાંધીઃ
શોધે જીવન સાર ગાંધીઃ

વીરાંગનાઓ કેસરવરણીઃ
દેશભક્તિની જાણે ઝરણીઃ
ભાગ્યોદયની જીવનસરણીઃ
જેને શબ્દે ધ્રુજે ધરણીઃ
વીરાંગનાનો વીર ગાંધીઃ
રંગીલો રણધીર ગાંધીઃ

નૌકા છે મઝધાર સુકાની!
જાવું પેલે પાર સુકાની!
ઝંઝાવાત અપાર સુકાની!
ઝંખે સૌ નરનાર સુકાની!
તારી તો બલિહાર ગાંધી!
જોશું મુક્તિ કિનાર ગાંધી!

વસંત ખેલે એને વદનેઃ
શક્તિ બિરાજે અંતર સદનેઃ
દેવ ઝૂલંતા ઊંચે ગગનેઃ
ફૂલે વધાવે સંતજીવનનેઃ
દેવ તણો અવતાર ગાંધીઃ
ભારતનો સરદાર ગાંધીઃ

એને કાજે કુંકુમ લાવોઃ
મધુરા ફૂલની માળા લાવોઃ
ચંદન ચર્ચા ભાવે વધાવોઃ
લેવા આજે જીવન લ્હાવોઃ
જોગી જોયો એક ગાંધીઃ
સાચી એની ટેક ગાંધી.*



* કર્તાના પ્રસિદ્ધ થનાર 'પૂજારણ' નામના કાવ્યસંગ્રહમાં આ કાવ્ય પણ પ્રકટ થશે.

# રજત મહોત્સવ પ્રસંગે મળેલા સંદેશાઓ

## ૧

શ્રી 'મોઢ મહોદય'ના રજત મહોત્સવ વખતે એ માસિકની વધુ ને વધુ ખીલવણી માટે દરેક મોઢબંધુ શુભેચ્છા મોકલે તેમાં અમને સંદેહ નથી. આ જમાનામાં જ્યારે જ્ઞાતિની સંસ્થાની ઉપયોગિતા અગર આવશ્યકતા માટે ગંભીર મતભેદ ચાલે છે તે વખતે જો જ્ઞાતિઓને કાયમ રાખવી હોય તો એક જ ઉપાય છે કે દરેક જ્ઞાતિવાળા પોતાની જ્ઞાતિમાં ઓછા સુખી અગર વધુ દુઃખી ભાઈને ઉપર લાવવાનો દરેક રીતે પ્રયત્ન કરે. દરેક જ્ઞાતિબંધારણ તેના ગરીબ અને મધ્યમ સ્થિતિના વર્ગને આગળ વધારવામાં સાધનભૂત થઈ પડે તો જ જ્ઞાતિબંધારણ કોઈ પણ જાતના મતભેદ વગર ચિરકાળ કાયમ રહે. અત્યાર સુધીમાં આવાં જ્ઞાતિબંધારણો નાના માણસોને તોડી વધારે ઓશીયાળા બનાવવામાં અને સુખી ગણાતાં કુટુંબો પોતાની જબરજસ્તી ગણાય તેવી રીતે કામ કરતા. તેનું પરિણામ એ આવ્યું કે જ્ઞાતિબંધનો ઢીલાં કરવામાં નાના અગર મોટા બધાયે જાણે અજાણે ભાગ લીધો. આ સડો અટકાવવો એ બહુ ઈચ્છવા યોગ્ય છે. એક જ્ઞાતિના ભાઈ બ્હેનો એક બીજાના પરિચયમાં વિશેષ આવવાથી અરસપરસ એક બીજાની જરૂરીયાતો વધારે સમજી શકે અને કોઈ પણ ભાઈબ્હેન તરફથી કંઈપણ જાતની ઓશીયાળીની આશા વગર ઓછા સુખી કુટુંબોને ઉપર લાવવા વધુ સુખીવર્ગ મદદ કરે તો જ જ્ઞાતિજનો તરીકે દરેકોઈ ગર્વ લઈ શકે. મારી પ્રાર્થના છે કે હવે પછી મોઢ જ્ઞાતિમાં આ જાતનું સંગઠન વધે અને આવી ઉચ્ચવૃત્તિથી દરેક મોઢબંધુ કામ કરે ને મોઢ જ્ઞાતિને ઉપર લાવી દીપાવવામાં ગર્વ માને અને આવા આશયનો પ્રચાર કરવામાં શ્રી મોઢ મહોદય પોતાનો સંગીન ફાળો આપે તો બીજા વર્ષ પચીસ બાદના તેના ઉત્સવમાં આ માસિકે અમૂલ્ય સેવા કરી લેખાય તેમાં કશો સંદેહ નથી.

સર પરશોતમદાસ ઠાકોરદાસ

## ૨

"મોઢ મહોદય" શરૂ થયું ત્યારથી હું તે વાંચતો આવ્યો છું અને સમભાવરૂપે બને તેટલી મદદ કરતો આવ્યો છું. એના આદ્યચાલક ભાઈ ભીખાભાઈને વરસો થયાં ઓળખું છું અને તેમની મદદમાં ઉભા રહેતા અને એમના જેવીજ ધગશ અને સ્વાર્થત્યાગની વૃત્તિવાળા ભાઈ ગોરધનદાસ મણીઆર જેવા જ્ઞાતિ બંધુઓ જે સક્રિય કામ કરી રહ્યા છે તેમને માટે માન સેવતો આવ્યો છું.

"મોઢ મહોદય" સાધારણ પ્રતિનું માસિક કહેવાય. એમાં મુખ્યત્વે જ્ઞાતિ હિતના સવાલો ચર્ચાતા હોવાથી એણે કોઈ રીતે ધડાકો કરવાનો આદર્શ સેવ્યો નથી, એટલે Sensational થવા મથ્યું નથી, અને મુંગે મ્હોડે પોતાનું કામ કર્યે ગયું છે, એટલે એને સંગીનતા મળી છે. મોઢ જ્ઞાતિ જોડે સંબંધ રાખતાં કેટલાંએ માસિકો ઉગ્યાં ને આથમ્યાં પરંતુ "મહોદય" તો પોતે પાડી કાઢેલા જે શાંત અને સ્થિર રસ્તે જતું હતું તે જ રસ્તે હજુ ચાલ્યું જાય છે અને એવી રીતે મારગ કાપતાં વગર થાકે, ઉન્નતિ તરફ ગતિમાન થતું જાય છે. પાછલાં પચીશ વરસમાં જે ગતિ એણે સાધી છે તેના કરતાં વધારે જોરદાર ગતિ એ સાધે એવો એના સર્વે શુભેચ્છકોનો આશીર્વાદ એને વારંવાર મળતો રહેશે જ. હવે આવતી પચ્ચીસીમાં રા. ભીખાભાઈ જેવા વૃદ્ધ વડીલો કરતાં વિશેષ યુવાન વયની વ્યક્તિઓ તેનું સુકાન હાથમાં લેશે, અને એ સુકાનીઓ હાલના વાતાવરણમાં ઉછરેલા હોવાથી એ નૌકાને વધારે ઝડપથી અને વધારે સમયાનુસાર ચલાવશે એમાં શક નથી.

પાલણપોર<br>તા. ૧૧ નવેમ્બર ૧૯૪૧ } કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

૩

શ્રી 'મોઢ મહોદય' ના રજત્ મહોત્સવ પ્રસંગે અભિનંદન પાઠવતાં મને હર્ષ થાય છે. આજે તો દરેક પ્રગતિશીલ સંસ્થા કે મંડળ પોતાના વિચાર અને અભિપ્રાયના સ્વતંત્ર ( Organ ) વાહકની જરૂરીઆત સ્વીકારે છે. પરંતુ જે સમયે લોકમત અને ખાસ કરીને જ્ઞાતિમત આવી પ્રવૃત્તિ પ્રત્યે ઉદાસીન બલ્કે વિરૂદ્ધ જેવો હતો, તેવા સમયે જ્ઞાતિ માટે આ માસિકના પ્રાદુર્ભાવનો આદર કરવામાં આવ્યો તેનો સર્વ યશ તેના આદ્યસૃષ્ટા સ્વ. શ્રી. ભીખાભાઈ ગોપાળજી પારેખને જાય છે; અને માસિકને અનેક મુશ્કેલી વચ્ચે આટલાં વર્ષો નિભાવી રાખી, તેનો રજત્ મહોત્સવ ઉજવવાનો પણ શુભ પ્રસંગ આજે પ્રાપ્ત થાય છે, એ મોટી સફળતા પણ શ્રી. ભીખાભાઈના લાક્ષણિક ઉત્સાહ, ખંત અને વ્યવહાર કુશળતાને આભારી છે. કમનસીબે રજત્ મહોત્સવનો અંક પ્રકટ થએલો પોતે જોઈ શકે તે પહેલાં શ્રી. ભીખાભાઈએ આપણી વચ્ચેથી વિદાય લીધી છે, પણ ઈશ્વરકૃપાથી શ્રી. ભીખાભાઈની હયાતિમાં જ અને મુખ્યત્વે તેમની પ્રેરણા–સૂચના અનુસાર આ રજત્ મહોત્સવ અંક બહાર પાડવાની પ્રવૃત્તિ ઠીકઠીક શરૂ થઈ ચુકી હતી; અને આ અંક ટુંક સમયમાં પ્રગટ થશે ત્યારે આ ખરા જ્ઞાતિહિતચિંતકનો પરલોકવાસી આત્મા સંતોષ અને આનંદ અનુભવશે એ નિઃસંદેહ છે.

આ માસિકદ્વારા જ્ઞાતિની જે સેવા અત્યાર સુધી થઇ છે, તેથી વિશેષ સેવા તેના દ્વારા થાઓ અને જ્ઞાતિની ઉન્નતિમાં તે વધારે ને વધારે ઉપયોગી થાઓ હમ્મેશ આપતું રહે, એમ હું ખરા અંતઃકરણથી ઇચ્છું છું.

ભાવનગર
તા.૧૦–૪–૧૯૪૨ } નટવરલાલ માણેકલાલ સુરતી

૪

"મોઢ વણિક જ્ઞાતિનું માસિક 'મોઢ મહોદય' ઉત્તરોત્તર વધુ જ્યુબીલીઓ ઉજવવાને ભાગ્યશાળી બને અને જ્ઞાતિની સતત સેવા કરતું રહે એ મારી શુભેચ્છા તથા શુભાશિષ છે."

પ્રાણલાલ દેવકરણ નાનજી

૫

*Madras 26-1-42.*

*Dear Mr. Tarachandra,*

I am glad to note that a special Silver Jubilee Number of MODH MAHODAYA is to be brought out and that you are editing it.

I take this opportunity to wish continued prosperity and usefulness to the only magazine of the Modh community in our country—"Modh Mahodaya".

Govindoss Chathoorbhoojadoss

ભાવાર્થ:—મોઢ મહોદયનો રજત મહોત્સવ અંક પ્રકટ થવાનો છે અને તેનું સંયોજન તમે સ્વીકાર્યું છે તે જાણીને મને આનંદ થાય છે.

આપણા દેશમાં મોઢ જ્ઞાતિનું એકનું એક જ માસિક મોઢ મહોદય વધારે ઉપયોગી નિવડે અને તેનો ઘણો વિકાસ થયા કરે એમ ઇચ્છું છું.

ગોવીંદદાસ ચતુર્ભુજદાસ

૬

આપણા મોઢ મહોદયની સીલ્વર જ્યુબીલી ઘણી સુંદર રીતે ઉજવાય અને પચાસ વર્ષે આપ સર્વે કાર્યકર્તાઓ ગોલ્ડન જ્યુબીલી ઉજવો, અને આજ દિવસ સુધીની જે સુકીર્તિ, સંપ અને એકતા કેળવવાની ધગશથી કાર્ય કરી રહ્યા છો તે જ પ્રમાણે



સર પરશોતમદાસ ઠાકોરદાસ
પ્રમુખ 'મોઢ મહોદય' કમીટી
મુંબઇ





શેઠ શ્રી રમણલાલ ગોકળદાસ સરૈયા
મુંબઇ



શેઠ શ્રી રમણલાલ છોટાલાલ મજમુદાર
ભરૂચ



ડૉ. શાંતિલાલ જમનાદાસ મહેતા
એફ. આર. સી. એસ. : મુંબઈ



ગં. સ્વ. કમળાબા
શેઠ રમણલાલના માતુશ્રી : ભરૂચ



ગં. સ્વ. મણિબેન ખાનદેશવાળા
સુરત

બ્હોળા પ્રમાણમાં કાર્ય કરતા રહો, અને ઉચ્ચ ભાવનાઓના ઘાતરથી આપણા દેશને, સમાજને, અને હિન્દને આબાદીના અમૃત સિંચતા રહો એ શુભેચ્છા.

લી૦ જયાવતી પ્રાણલાલના નમસ્તે.

૭

ભાવનગર, બુદ્ધ પૂર્ણિમા.

સ્નેહી ભાઈશ્રી ગોરધનદાસ તથા અન્ય કાર્યકર્ત્તાઓ,

તમારા માસિકની સીલ્વર જ્યુબીલી ઉજવવાનો તમને પ્રસંગ મળ્યો છે તે જાણી જરૂર આનંદ થાય છે

આ જમાનામાં માસિક ચલાવવું કેટલું કઠીન છે તે તો જેને અનુભવ હોય તે જ જાણે; જેથી તમોએ સતત ખંત અને મહેનતથી પચીશ વર્ષો સુધી માસિક ચલાવ્યું તે બદલ તમોને ધન્યવાદ ઘટે છે.



માસિકથી–જ્ઞાતિના માસિકથી–ઘણા લાભ છે. જ્ઞાતિના રીત રીવાજો, જ્ઞાતિના લગ્ન, મરણ; જ્ઞાતિની ઓદ્યોગો, જ્ઞાતિના વિદ્વાનો વિગેરેનો પરિચય થાય છે. એક બીજાના મતોની આપ લે પણ થાય છે.

તમોએ તથા અન્ય કાર્યકર્તાઓએ જ્ઞાતિની સેવા કરી તે બીજાઓ માટે દ્રષ્ટાંત લેવા જેવું છે.

છેવટે પરમાત્મા પાસે હું યાચના કરૂં છું કે તમે સર્વે તમારા માસિકની ગોલ્ડન જ્યુબીલી ઉજવવા ભાગ્યશાળી થાઓ.

લી૦

ગોપાળજી ઓધવજીના વંદન.

# થયા ધનવાન તેથી શું ?

ગઝલ કવાલિ

બનો ધનવાન કિન્તુ જો,
ધનિકના ધર્મ નવ સમજો;
અફળ સૌ જીંદગી જાશે,
થયા ધનવાન તેથી શું ? ૧

વસાવી લાડી ને ગાડી,
વસાવી વાડી ફરવાને;
દિસે પરમાર્થ તેમાં ક્યાં,
થયા ધનવાન તેથી શું ! ૨

ગગનચુંબી ચણાવો છો,
મનોહર મ્હેલ વસવાને;
ગરીબને તે શું ઉપયોગી ?
થયા ધનવાન તેથી શું ? ૩

સદા સુવર્ણના પાત્રે,
જમો મિષ્ટાન્ન મન ગમતાં;
ગરીબની ભૂખ નવ ભાંગી,
થયા ધનવાન તેથી શું ! ૪

શ્રવણ કરી કંચનીઓને,
રહો ગુલતાન ગાયનમાં;
ન સુણી દાદ દુઃખીઆની,
થયા ધનવાન તેથી શું ! ૫

હજારો દામ અશ્વોની,
શરત માંહે ઉડાવો છો;
નિરાશ્રિતને ન આપો સો,
થયા ધનવાન તેથી શું ! ૬

નિહાળી દેશ પરદેશો,
થયા સૌન્દર્યથી રાજી;
ન જોયાં ઘર ગરીબોનાં,
થયા ધનવાન તેથી શું ! ૭

ઘણા નોકર જનો રાખ્યા,
સદા સેવા ઉઠાવાને;
નહીં કરી કોઇની સેવા,
થયા ધનવાન તેથી શું ! ૮

ભલે મ્હાલો મઝાં સુખે,
નીતિ સદ્‌ભાવના છોડી;
નહીં સંભારશો દુનિયા,
થયા ધનવાન તેથી શું ! ૯

શેઠ મહાસુખભાઈ ચુનીલાલ કૃત 'નીતિ તરંગિણી'માંથી

# સંયોજકનું નિવેદન

પ્રભુની પરમ કૃપા કે 'મોઢ મહોદય'નો રજત મહોત્સવ અંક આજે મોઢબંધુઓ સમક્ષ રજુ કરવા અમે ભાગ્યશાળી થયા છીએ.

**આ અંકના સંયોજનનો સ્વીકાર:**

લગભગ એક વર્ષ પહેલાંની વાત છે. મોઢ મહોદયને પચીસ વર્ષ પુરાં થતાં તેનો ખાસ અંક કાઢવાની ઇચ્છા તંત્રીમંડળે વ્યક્ત કરી. રજત મહોત્સવ અંક પ્રગટ કરવાની વાત જાણી અને અંતરાત્માએ પોકાર કર્યો 'તારે લાયકની આ સેવા છે-તારે તે કરવી જ જોઇએ!'

અંતરનો એ આદેશ અમે ઝીલી લીધો, તંત્રીમંડળને અમારી ઇચ્છા જણાવી, તેમણે સહર્ષ તે સ્વીકારી, અને આ ખાસ અંકનું સંયોજન અમારે કરવું એમ ઠર્યું.

**આ અંક માટેની તૈયારી:**

મોઢ મહોદયના અંકમાં એ બાબતની જાહેરાત થઇ અને આ ખાસ અંકની તૈયારી માટે ત્યારથી જ પગરણ મંડાયા.

ત્યાર પછીના લગભગ દરેક અંકમાં આ ખાસ અંક માટે જ્ઞાતિ વિષે-જ્ઞાતિની પ્રવૃત્તિઓ વિષે-જ્ઞાતિની સંસ્થાઓ વિષે-જ્ઞાતિની નામાંકિત વ્યક્તિઓ વિષે માહિતી તેમ જ લેખો મોકલવા જ્ઞાતિબંધુઓને જાહેર વિજ્ઞપ્તિ પ્રકટ કરવા માંડી. ત્રણચાર માસ સુધી તો એ વિજ્ઞપ્તિનો જવાબ ખરેખર નિરાશાજનક હતો. જાણે કોઇને જ્ઞાતિની પડી જ ન હોય તેવો આભાસ થવા લાગ્યો. પરંતુ અમને એવી નિરાશા પરવડે તેમ ન્હોતું. ફરીફરીને જ્ઞાતિબંધુઓને વિનંતિ કરી, અંગત પત્રવ્યવહાર શરૂ કર્યો, અને જેનાથી જે કંઇ બને તે અને જેવું આવડે તેવું લખી મોકલવા આગ્રહ કર્યો. લેખો, વાર્તાઓ, નિબંધો, કાવ્યો આવવા માંડ્યા, પરંતુ જ્ઞાતિ વિષે માહિતી-જેની આવા અંકમાં ખાસ જરૂર હોય તે જોઇતા પ્રમાણમાં ન આવી. અંતે અમે જાતે ફરીને માહિતી મેળવવાનો નિશ્ચય કર્યો અને ભરૂચ સુરત, નવસારી, ચીખલી, ઉમરગામ અને મુંબઇ એ ગામે જઇ આવ્યા.

રૂબરૂમાં મેળવેલી તેમ જ ટપાલમાં મળેલી માહિતી યોગ્ય સ્વરૂપમાં ગોઠવીને આ અંકમાં આપવામાં આવી છે. જો કે આ માહિતી 'જ્ઞાતિસર્વસંગ્રહ' જેવી થઇ પડે એવી અમારી ઇચ્છા હતી તે સર્વાંશે સફળ થઇ નથી, તો પણ જે માહિતી આપવામાં આવી છે તેનાથી પણ જ્ઞાતિબંધુઓને ઘણું જાણવાનું મળશે એમાં શંકા નથી.

**અવનવા અનુભવો:**

માહિતી, લેખો, ફોટાઓ, બ્લોક્સ મેળવવાના પ્રયાસમાં અમને અનેક કડવા મીઠા અનુભવો થઇ ચૂક્યા છે. કોઇ કેવળ ઉપેક્ષાવૃત્તિ બતાવે તો કોઇ જવાબ જ ન આપે, અને આપે તો છેક નિરાશાભર્યો. કોઇ ધક્કા ખવરાવે તો કોઇ વાયદા જ આપ્યા કરે. કોઇ અમુક શરતો રજૂ કરે તો કોઇ મુંઝવણમાં નાખી દે એ રીતે સહાનુભૂતિ બતાવે. 'જા બીલ્લી કુત્તાકુ માર' એમ જવાબદારી ટાળવાના પ્રયાસો પણ થાય.

કોઇપણ સ્વમાની પુરૂષને આ સ્થિતિ અસહ્ય થઇ પડે; પરંતુ સેવા એ તો ખાંડાની ધાર છે. નિઃસ્વાર્થ ભાવે સેવા કરનારાઓએ આવા ઘુંટડા પી જવા માટે તયાર રહેવું જોઇએ. સેવા માટે તન્મનાટ સેવતા યુવકો આ વાત પોતાના અંતરમાં ઉતારે.

પરંતુ ઢાલની બીજી બાજુ પણ બતાવ્યા વિના અમારાથી રહેવાતું નથી. કડવાની સાથે કેટલાક મીઠા



રાજરત્ન તારાચંદ્ર પોપટલાલ અડાલજા
એલ. ટી. એમ.

'મોઢ મહોદય રજત મહોત્સવ અંક'ના સંયોજક:
'મોઢ મહોદય' માસિક કમીટીના સભ્ય:

.... .... ....

શ્રી. તારાચંદ્રભાઈ અડાલજાએ 'વીરની વાતો'ના લેખક તરીકે નામના મેળવી છે. શીલની વાતો, શીતળાજીની વાતો, નરબંકા; ખાંડાના ખેલ, અજામિલ અથવા ગરીબનું નસીબ ગરીબ, ઈત્યાદિ તેમના સંખ્યાબંધ પુસ્તકો સાહિત્યજગતમાં અતિ લોકપ્રિય થઈ પડ્યા છે. ઐતિહાસિક, સામાજીક તેમ જ હુન્નર ઉદ્યોગ તથા કળા કારિગીરીને લગતું પુષ્કળ સાહિત્ય તેમણે સર્જ્યું છે

'મોઢ મહોદય'ના પ્રારંભથી જ તેઓ વખતો વખત પોતાની સાહિત્યપ્રસાદી 'મોઢ મહોદય'ને આપતા રહ્યા છે. આ 'રજત મહોત્સવ અંક'નું સંયોજન સેવાભાવે સ્વીકારીને—એ કાર્ય પોતાના સમય અને શક્તિના ભોગે તેમ જ આર્થિક નુકસાન વેઠીને પણ સાંગોપાંગ સફળતા પૂર્વક તેમણે પાર પાડ્યું છે તે માટે 'મોઢ મહોદય'ના કાર્યકરો તરફથી તેમનો જાહેર રીતે આભાર માનતાં તેમના આ ઉજ્વળ સેવાકાર્ય માટે તેમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. —વ્યવસ્થાપક, 'મોઢ મહોદય'

## 'મોઢ મહોદય'ના કાર્યકરો:



**સ્વ. શ્રી. ભીખાભાઈ ગોપાળજી પારેખ**
મણે આ માસિકની શરૂઆત કરી હતી અને તેને નીભા-
વા અને ખીલવવા માટે જીવનપર્યંત પ્રયાસ કર્યો હતો.



**શ્રી. ડી. પી. દેસાઇ**
જેઓ માસિકની કમીટી ચાલુ થઈ ત્યારથી તેના સભ્ય
હોઈ માસિકની ખીલવણીમા સક્રિય સાથ આપ્યા કરે છે.



**શ્રી. ગોરધનદાસ અમીચંદ મણિયાર**
જેઓ ૨૩ વર્ષ થયા 'મોઢ મહોદય'ના વ્યવસ્થાપકનો
હોદો સંભાળે છે.



**શ્રી. છબીલદાસ અમીચંદ દેસાઈ**
જેઓ વીશેક વર્ષ થયાં 'મોઢ મહોદય'ના ઉપસંચાલક
તરીકે કામ કરે છે.

અનુભવો પણ થયા છે જેની સ્મૃતિ જીવનભર અમને આશા અને પ્રેરણાદાયી બની રહેશે. આજે પણ અમારો અંતરાત્મા એ મીઠા અનુભવના પ્રણેતાઓને મુંગો ધન્યવાદ આપ્યા કરે છે.

**આ અંકના લેખકો:**

આ અંકનું સંયોજન સ્વીકારવામાં અમારી મુખ્ય બે નેમ હતી—(૧) સાહિત્યક્ષેત્રમાં જે કંઇ બક્ષિશ પ્રભુએ અમને આપી છે તેનો યથાશક્તિ ઉપયોગ આ ખાસ અંક માટે કરી એક સુંદર અંક જ્ઞાતિબંધુઓના ચરણે ધરવો, અને (૨) જ્ઞાતિનું માસિક વધારે માહિતીભરપૂર અને સાહિત્યસમૃદ્ધ બની શકે તે માટે જ્ઞાતિમાં જેટલા લેખકો હોય અથવા લેખકો બની શકે તેવા હોય તેમને શોધીને તેઓ માસિકને પોતાનો સહકાર કાયમ આપે તેવી સ્થિતિ ઉભી કરવી.

પહેલી નેમ કેટલે અંશે પાર પડી છે એનો નિર્ણય તો વાચકબંધુઓએ કરવાનો છે, પરંતુ બીજી નેમમાં સંતોષકારક સફળતા મળી છે એ ખાસ નોંધવા જેવી બાબત છે. લેખકોને પોતાના લેખો મોકલવા અમે જ્યારે આ માસિકમાં જાહેર વિનંતિ કરી ત્યારે ત્રણ ચાર માસ સુધીમાં આવેલું પરિણામ કેવળ નિરાશાજનક હતું, પરંતુ અમે તો સુષુપ્ત અવસ્થામાં પડેલાઓને ઢંઢોળીને જાગૃત કરવાનો નિર્ધાર કર્યો હતો, એટલે જ્ઞાતિબંધુઓને ફરીફરીથી વિનંતિ કરી, જરા પણ સંકોચ ન રાખતાં જેવું આવડતું હોય તેવું લખી મોકલવા સૂચવ્યુ-ભાષા વિગેરેમાં જરૂરી સુધારા વધારા અમે કરી લઇશું એવું વચન આપ્યું, અને જાણે ચમત્કાર થતો હોય તેમ લેખોનો રાફડો ફાટી નીકળ્યો!

નવાઇની વાત તો એ છે કે તેમાં કેટલાક લેખો બહુજ સુંદર-અમે ધાર્યા કરતાં પણ ઉચ્ચ કોટિના હતા. એક લેખક મહાશયે તો 'હું કંઇ લેખક નથી, મારૂં નામ લેખ સાથે ન આપશો' એમ લખ્યું હતું, પરંતુ લેખ વાંચી જતાં અમને એ એટલો બધો સુંદર જણાયો કે અનાયાસે પ્રશંસાના ઉદ્‌ગારો અમારા અંતરમાંથી નીકળી પડયા. આવા સરસ લેખક આપણી જ્ઞાતિમાં હોવા છતાં આજ સુધી જ્ઞાતિ-માસિકને તેનો લાભ ન મળ્યો તે અમને સાલ્યું. આગ્રહપૂર્વક તેમની સંમતિ મેળવીને તેમના નામ સાથેજ એ લેખ આ અંકમાં પ્રકટ કર્યો ત્યારેજ અમને સંતોષ થયો. આ લેખક તે કચ્છ માંડવીના શ્રી. પુરૂષોત્તમદાસ રામજી.

અને કેટલાક જુદાજુદા ધંધાદારીઓ પાસેથી તેઓની પાછળ લાગીને પણ તેમના પોતપોતાના વિષયને લગતા લોકોપયોગી લેખો મેળવવા અમે ભાગ્યશાળી થયા છીએ. એન્જીનીયર શ્રી. પી. પી. અડાલજાનો 'ઘર અને મકાન' નો લેખ, ડૉ. ત્રંબકલાલ એચ. પરીખનો 'આરોગ્યતાના સામાન્ય નિયમો' શ્રી. હરિદાસ લીલાધરદાસ પારેખનો 'ચાર ધામની યાત્રા, વિગેરે લેખો એ રીતે મેળવેલા છે.

પેઢીના કામમાંથી પરવારવાની જેને ઘડીનીય ફુરસદ ન હોય તેવા ભાઇ-મનોરદાસ 'ખેડુતોની સ્થિતિ' વિષે લખવાનો અવકાશ મેળવે, ડૉ. લક્ષ્મીદાસ નારણદાસ મહેતા જેવા જ્ઞાતિ સુધારણા ઉપર પોતાની કલમ ચલાવે, મીરત સીટી જેવા દૂરના પ્રદેશમાંથી શ્રી ગોવર્ધનદાસ રાઠોડ જેવા જ્ઞાતિ ઉત્કર્ષના માર્ગો બતાવે, ધૂળીયા જેવા લાંબા અંતરે આવેલા સ્થળેથી 'શ્રી કાન્તિ-મોહન' જગત અનુભવના રસ છાંટણા છાંટે એ હકીકત અમને હર્ષપ્રફુલ્લ બનાવે છે.

અને એથીયે વધારે આનંદ તો અમને એ વાતથી થાય છે કે આજ સુધી બહાર નહિ પડેલા એવા કેટલાય મોઢ બધુંઓના લેખો આ અંક માટે અમે મેળવી શકયા, અને એ રીતે આપણી જ્ઞાતિમાં પણ આવા લેખકો પડ્યા છે એની શોધ થઇ શકી-માત્ર લેખકોની જ નહિ, પરંતુ લેખિકાઓની પણ. આવી અને આટલી લેખિકાબ્હેનો આપણી જ્ઞાતિમાં છે એનો અમને પણ ખ્યાલ ન્હોતો. અમારી સુરત અને મુંબઇની મુસાફરી આ લેખિકા બ્હેનોને શોધી કાઢવાની યશભાગી છે એ વાતનો અમારે સ્વીકાર કરવો રહ્યો. પત્રવ્યવહારથી કદાચ આ બ્હેનો લેખ મોકલવાની પહેલ ન જ કરત. આ ખાસ અંકનું

સંયોજન સ્વીકારીને આ એક પ્રકારની સારામાં સારી–અને જ્ઞાતિના માસિક કે કોઇ પણ પત્રને કાયમને માટે ઉપયોગી થઇ પડે એવી સેવા અમે કરી શક્યા છીએ એમ અમે માનીએ છીએ, અને એ બાબતનો આત્મસંતોષ અનુભવીએ છીએ.

આ લેખકો અને લેખિકાઓના સહકારથી મોઢ મહોદય વધારે સમૃદ્ધ બનશે એવી આશા વધારે પડતી ન જ ગણાય.

આ અંકમાંના ચાર પાંચ લેખો સિવાયના બાકીના તમામ આપણા જ્ઞાતિબંધુઓએ જ લખ્યા છે. આપણી જ્ઞાતિના નહિ એવા લેખક બન્ધુઓમાં શ્રી 'ઓલીયા જોશી', શ્રી ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા, વડોદરા; શ્રી. મૂળજીભાઇ, પી. શાહ, વડોદરા; શ્રી. કપિલ ઠક્કર એમ. એ. ભાવનગર; શ્રી. ઇશ્વરલાલ વીમાવાળા, સુરત; શ્રી. 'મોજી', વડોદરા; એટલા છે. એ બંધુઓનો અમે ખાસ આભાર માનીએ છીએ.

લેખોની પસંદગી બાબતઃ

લેખોની પસંદગીનું કામ સૌથી વધારે જવાબદારી ભર્યું હોય છે–એ કપરી ફરજ છે એમ કહીએ તો ચાલે, કારણ દરેક લેખક પોતે સારૂં લખ્યું છે અને પોતાનો લેખ સ્વીકારાવોજ જોઇએ એમ માનતા હોય એ સ્વાભાવિક છે. લેખો પસંદ કરનારે તો અનેક દૃષ્ટિબિંદુથી પસંદગી કરવાની હોય છે, એટલે એ સૌ કોઇને રાજી રાખી શકે એવું ન જ બને. લેખની વસ્તુ, ભાષા, શૈલી, રજુઆત, વિગેરે લક્ષમાં લેવા ઉપરાંત અંકના દળમાં સમાવી શકાય તેટલા પ્રમાણમાં જ લેખો પસંદ કરવાની તેણે કાળજી રાખવી પડે છે. ઉપરાંત વિવિધતા અને ઉપયોગિતાનો તો ખાસ વિચાર કરવો પડે છે. આ બધું લક્ષમાં રાખીને લેખોની પસંદગી કરવામાં આવી છે એમ આ અંક જોઇ જતાં જણાયા વિના નહિ રહે.

જ્ઞાતિ, જ્ઞાતિબંધુઓ, જ્ઞાતિસંસ્થાઓ વિષે 'માહિતી' આપવા ઉપરાંત જ્ઞાતિના નામાંકિત પુરૂષોનો 'જીવન પરિચય' પણ આપવામાં આવ્યો છે, અને આ બન્ને વિભાગો વાંચતાં આપણે કોણ, કેવા, અને ક્યાં છીએ એનો ખ્યાલ આવી જશે–અલબત્ત જેટલી માહિતી મળી શકી તથા મેળવી શકાઇ તેટલી જ આપવાનું બની શક્યું છે એનો ઉલ્લેખ અમે અગાઉ કર્યો છે જ. જ્ઞાતિવિષયક આ વિભાગો-ઉપરાંત રસભરી વાર્તાઓ, હાસ્યરસિક રેખાચિત્રો, કાવ્યો, ભાવનાઓ, સ્થળ વર્ણનો, જાતજાતના અને ભાતભાતના લેખો વિગેરે રસસામગ્રી આ ખાસ અંકરૂપી થાળમાં પીરસવામાં આવી છે, અને તે વાંચકોને રૂચીકર થઇ પડશે એવી આશા છે.

જે લેખો આ ખાસ અંકમાં નથી લઇ શકાયા તેમાંના ઘણા ખરા–જે રદ કરવામાં આવ્યા હોય તે સિવાયના–મોઢ મહોદયના ચાલુ અંકોમાં લેવામાં આવે તેવી ગોઠવણ કરી છે. આ માટે લેખક બંધુઓ ઉદારતા પૂર્વક ક્ષમા કરશે એવી આશા છે.

ગોળ વિષેઃ

ગોળ વિષે આ અંકમાં પાંચેક ભાઇઓએ પોતપોતાની માન્યતા પ્રગટ કરતા લેખો લખ્યા છે. એ પૈકી એક ભાઇ ગોળની આવશ્યકતા ઉપર ભાર મૂકે છે, છતાં ય ગોળ વિસ્તારની જરૂરીયાત તો સ્વીકારે છે, બીજા ભાઇઓ પૈકી કોઇ ગોળ વિસ્તારની હિમાયત કરે છે, કોઇ ગોળની અનાવશ્યકતા બતાવે છે, તો કોઇ એક જ 'સમસ્ત મોઢ જ્ઞાતિ'ની જરૂરીયાત જણાવે છે. આ બધાય લેખોનો સાર એ કે ગોળમાં પરિવર્તન થવાની જરૂર છે. પછી, ગોળનો વિસ્તાર કરો કે 'એક જ સમસ્ત મોઢ જ્ઞાતિ' રાખો. લેખો એટલા બધા વિગતથી ચર્ચાયા છે કે એમાં અમારે ભાગ્યે જ ઉમેરવાનું હોય. અમે આ અંકની માહિતી મેળવવા જ્યાં જ્યાં ફર્યા છીએ ત્યાં ત્યાં રૂબરૂ વાર્તાલાપમાં અમને જણાયું છે કે ગોળની સંકુચિતતાએ કેટલાય કુટુંબોને–ખાસ કરીને કન્યાઓના માબાપોને અકળાવી મુક્યા છે અને તેમની મુંઝવણનો પાર નથી. ગોળ વિસ્તાર ન જ થાય તો નિરૂપાયે તેઓને ગોળના બંધન તોડવાની જરૂર પડે એ પણ દીવા જેવું સ્પષ્ટ છે. તેમ થાય તેવું ઇચ્છનારા કે હિમાયત કરનારા પણ ઘણાય છે, માત્ર તે માટે

પહેલ કોઇ કરે એની તેઓ રાહ જુએ છે. આ નૈતિક હિમ્મતની ખામી પસંદ કરવા જેવી તો નથી જ. પરંતુ સંજોગોથી પરવશ બનેલા મનુષ્યો જેવી તેમની એ મનોદશા દયાપાત્ર તો જરૂર છે. વેળાસર ચેતીને આ બાબતમાં રાહતરૂપ પગલાં ભરાય એ ઇચ્છવા યોગ્ય છે, એટલું જ નહિ, પરંતુ અતિ જરૂરી છે. બાકી તો કાળ કાળનું કામ કરશે જ.

**જ્ઞાતિનું ગૌરવ:**

જે જ્ઞાતિમાં મહાત્મા ગાંધીજી જેવી વિશ્વવંદ્ય વિભૂતિ, સર પુરૂષોત્તમદાસ જેવા વ્યવહારકુશળ અને બડભાગી પુરુષ તથા સર સી. વી. મહેતા જેવી નામાંકિત વ્યક્તિ તથા દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જેવા વિદ્વાન, શ્રી. પ્રાણલાલ દેવકરણ નાનજી જેવા સમર્થ બેંકર તથા શ્રી. ધરમદાસ શામળદાસ કોઠારી જેવા ઉદારચરિત મહાનુભાવ હોય, જે જ્ઞાતિમાં શ્રી. વલ્લભજી ભાણજી અને શ્રી. કહાન ચકુ ગાંધી જેવા ભક્ત કવિ હોય, જે જ્ઞાતિમાં નામાંકિત અને લોકપ્રિય લેખકો હોય, શ્રી. શામળદાસ ગાંધી જેવા પત્રકારો હોય, બહોળો વેપાર ખેડનાર શાહ સોદાગરો અને આબરૂદાર વ્યાપારીઓ હોય, અને વિખ્યાતિ મેળવનાર ન્યાયમૂર્તિઓ, વકીલો, વૈદ્યો, ડૉકટરો, એન્જીનીયરો તથા મોટા હોદ્દેદારો હોય, અને જે જ્ઞાતિમાં પરહિત કાજે કાયા નીચોવી નાખનાર સેવાભાવી પરગજુ પુરૂષો પણ હોય તે જ્ઞાતિ ગૌરવશાળી ગણાય એમાં શું આશ્ચર્ય!

જ્ઞાતિનું એ ગૌરવ અખંડિત જળવાઇ રહે, એટલું જ નહિ, પરંતુ દિવસે દિવસે વૃદ્ધિ પામે એવા પ્રયાસો કરવા એ સર્વ જ્ઞાતિબંધુઓનું કર્તવ્ય છે.

**આભાર દર્શન:**

આ અંક તૈયાર કરવામાં જેમણે માહિતી મોકલી છે, માહિતી મેળવવામાં મદદ કરી છે, લેખો, ચિત્રો, બ્લોકસ વિગેરે દ્વારા સહકાર આપ્યો છે તે સર્વના અમે આભારી છીએ. સુરત, નવસારી, ચીખલી, ઉમરગામ વિગેરે સ્થળોએ ચાહીને અમારી સાથે આવનાર શ્રી ધનુભાઇ સંજાણવાળાનો, મુંબઇમાં પોતાના અમુલ્ય સમયનો ભોગ આપી સાથે ફરનાર તેમજ માહિતી મેળવવામાં સાથ આપનાર શ્રી. લક્ષ્મીદાસ પરમાણંદદાસ મહેતા, શ્રી પ્રાણલાલ પ્રેમચંદ ગાંધી, શ્રી. વરજીવનદાસ પારેખ, શ્રી. નંદલાલ ફુલચંદ પરીખ વિગેરે જ્ઞાતિબંધુઓનો, આ અંક માટેની તજવીજને અંગે હૃદયપૂર્વક સહાનુભૂતિ બતાવનાર સર પુરૂષોત્તમદાસ, શ્રીમાન નટવરલાલ માણેકલાલ સુરતી, શેઠ ધરમદાસ શામળદાસ પરભુદાસ વિગેરેનો અમે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો. આ અંકને લગતું લખાણ લખી લેવામાં અને અંકની તૈયારીને લગતા અમારા તમામ કામકાજમાં સહાયભૂત થઇ પડનાર કુ. ભાનુમતિ અડાલજાની સેવા નોંધવાપાત્ર છે. બીજી વ્યક્તિઓ જેમના તરફથી એક યા બીજી રીતે પ્રત્યક્ષ કિંવા પરોક્ષ સહાય મળી હોય તે સર્વનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

**ક્ષમાયાચના:**

સ્થળસંકોચને લીધે જેમના લેખ ન લેવાયા હોય, લેખકની ઇચ્છા પ્રમાણે જીવનચરિત્રો, સ્થળવર્ણન–માહિતી કે નોંધો સવિસ્તર લઇ શકાઇ ન હોય, માહિતીના અભાવે કે સમજફેરથી કોઇ વસ્તુ યથાર્થ સ્વરૂપમાં રજુ થઇ શકી ન હોય, અથવા કોઇ લેખક કે કલાકારની માગણી સંતોષી શકાઈ ન હોય તો તે માટે એ સર્વની અમે ક્ષમા યાચીએ છીએ, અને એમાં કોઇને પણ ઇરાદા પૂર્વક ગેરઇન્સાફ આપવાની નેમ નથી જ એની ખાત્રી આપીએ છીએ.

અંકની સામગ્રીમાં જે જે ઉણપો જણાય તે ઉદારભાવે નિભાવી લેવાની અને હંસક્ષીરન્યાયે ગ્રાહ્યવસ્તુને ગ્રહણ કરવાની સર્વ વાચકબંધુઓને વિનંતિ છે; કારણ—

'જામે જીતની બુધ હૈ ઈતનો કહે બતાય,
વાકો બુરો ન માનીયે, ઓર કહાંસે લાય ?'

પરમકૃપાળુ પરમાત્મા સર્વ જ્ઞાતિબંધુઓનું કલ્યાણ કરો, અને જ્ઞાતિનો દિવસો દિવસ અધિકાધિક ઉત્કર્ષ થતો રહે એ જ અભ્યર્થના. સંયોજક

# મોઢની ઉત્પત્તિ

સ્વ. હાથીભાઈ શાસ્ત્રીજી-જામનગર

જ્યારે જ્યારે ધર્મનો લોપ થાય છે ત્યારે ત્યારે તેનું ફરીથી સ્થાપન કરવા સારૂ પરમાત્મા શ્રમ લે છે. અસલ જ્યારે ધર્મનો લોપ થવાનો વખત આવ્યો ત્યારે બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર એ ત્રણે દેવોએ મળીને ધર્મારણ્ય નામના ક્ષેત્રને વિષે અઢાર હજાર મોઢ બ્રાહ્મણો ઉત્પન્ન કરી તેમને અહર્નિશ શાસ્ત્રોનો અભ્યાસ કરવા તથા યજ્ઞ યાગાદિક કાર્ય કરવાને આદેશ કર્યો. ત્યાર પછી તે બ્રાહ્મણોને ગૃહસ્થાશ્રમ ચલાવવાને માટે અઢાર હજાર બ્રાહ્મણ સ્ત્રીઓ ઉત્પન્ન કરી. હવે આ બ્રાહ્મણોના નિર્વાહના સાધનની આવશ્યકતા હોઇ તેમણે (દેવોએ) કામદુગ્ધા ધેનુ પાસે છત્રીશ હજાર મોઢ વૈશ્ય તેમજ તેટલીજ સ્ત્રીઓને ઉત્પન્ન કરાવી. આવી રીતે ગાયની ભુજાથી ઉત્પન્ન થએલા વૈશ્યો ગોભુજા મોઢ વણિક કહેવાયા. આ છત્રીસ હજાર વૈશ્ય વચ્ચે એક એક બ્રાહ્મણને સોંપ્યો. એક વૈશ્યને દક્ષિણ હસ્ત અને બીજાને વામ હસ્ત એટલે જેને દક્ષિણ હસ્ત મળ્યો તે દશા કહેવાય અને વામ મળ્યો તે વિશા કહેવાયા.



(બેઠેલા) શ્રી હાથીભાઈ: (વચ્ચે) તેમના પૌત્ર: (ઉભેલા) ઈડરના શુકદેવજી સુતરવાળા:

હવે આ વૈશ્યો ત્રણે દેવોના ફરમાનથી બ્રાહ્મણોની દેવોની જેમ પૂજા કરવા લાગ્યા. દશા વણિકો તેમની શારીરિક સેવા કરવા લાગ્યા અને વિશા તેમની આર્થિક સેવા કરવા લાગ્યા. આ પ્રમાણે ધર્મારણ્ય ક્ષેત્ર પૃથ્વીતલમાં ધર્મનું સ્થાન બની રહ્યું.

એક વખત એક પ્રશ્ન પુછાયો કે પૃથ્વી કોના આધારે છે? જવાબ એ મળ્યો કે ધર્મના આધારે. ધર્મ કોના આધારે? ધર્મ વેદોના આધારે. વેદો કોના આધારે? વેદો ધર્મારણ્યમાં વસતા મહર્ષિ જેવા બ્રાહ્મણોને આધારે. ઓહો! આવા દેવ જેવા બ્રાહ્મણોની પૂજા કરનાર વૈશ્યોના ભાગ્યની સીમા નથી.

આ પ્રમાણે આપણે વૈશ્યો તથા બ્રાહ્મણો પ્રજાપતિની સૃષ્ટિ નથી પણ સ્વયં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની સૃષ્ટિ છીએ.

વખત જતાં આ બ્રાહ્મણો અને વૈશ્યો કેટલીક આપત્તિ આવી પડવાથી પોતાનું સ્થાન છોડી જુદેજુદે સ્થળે જવા લાગ્યા. એવામાં શ્રી રામાવતાર થયો અને એક વખત શ્રી વશિષ્ટ મુનિએ ભગવાન રામચંદ્રને કહ્યું કે "હે મહારાજ, ધર્મારણ્યનો મહિમા શ્રીવારાણસી કરતાં એક જવ ચઢિયાતો છે." આથી રામચંદ્રજી પોતાની સેના સહિત તે ક્ષેત્રમાં યાત્રાર્થે ગયા. ત્યાં આગળ આવી તેમણે ચાલ્યા ગયેલા બ્રાહ્મણોને બોલાવી તેમની આપત્તિઓ ટાળી તેમનું ફરીથી બંધારણ બાંધી આપ્યું.

અહિં આગળ આ બ્રાહ્મણોએ શ્રી રામચંદ્રજીને ત્રણ વેદો ભણીને યજ્ઞ યાગાદિક ધાર્મિક ક્રિયા કરાવી. આથી આ બ્રાહ્મણો ત્રૈવિદ્ય કહેવાયા; અને તેઓ ધર્મનું સેવન કરવા લાગ્યા.

રામાવતાર પછી વળી ફરીથી તેઓના ઉપર અનેક સંકટો અને આપત્તિઓ આવવા લાગી. જોકે આપત્તિમાં પણ કંઇક ઇશ્વરી કૃતિ હોય છે. એક વખત જ્યારે દ્રૌપદી પોતાના વનવાસમાં ઝાડ નીચે કડકડતી ટાઢથી ધ્રુજતા કાંઇપણ ઓઢવા તથા પાથરવાનું નહિ હોવાથી દુઃખથી વ્યાકુળ થયા ત્યારે તેમણે બે હાથ ઉંચા કરી પ્રાર્થના કરી કે "હે કૃષ્ણ, હે દયાલો, સહાય કરો; હવે નથી સહન થતું." ત્યારે પરમાત્મા પોતે હાજર થઇ તેને વર માગવાનું કહેતા દ્રૌપદી બોલ્યા, "હે ભગવન્, અહર્નિશ આવી આપત્તિઓ આપજો, કારણકે આપત્તિમાં આપનું સ્મરણ થાય છે અને તેથી આપના દર્શનથી અમે પવિત્ર થઇએ છીએ." મતલબ એજ કે આપત્તિમાં પણ સુખ માનનાર મનુષ્ય પોતાના આત્માને કૃતાર્થ કરે છે.

આ પ્રમાણે ફરીથી વિપત્તિઓ આવવાથી વૈશ્યો તથા બ્રાહ્મણો જુદીજુદી દિશામાં ચાલ્યા ગયા. આમાંના જે અડાલજ ગામ ગયા તે અડાલજા કહેવાયા અને માંડળ ગયા તે માંડલીઆ કહેવાયા. આ ઉપરથી સિદ્ધ થાય છે કે દશા, વિશા, ગોભવા, અડાલજા તથા માંડળીઆ એ બધાએ મૂળે તો ગોભુજા વણિકો જ છે. એટલે તે સઘળામાં રોટી વ્યવહાર તથા બેટી વ્યવહારમાં શાસ્ત્રીય રીતે તો બિલકુલ વાંધો જ નથી.



## સારા અક્ષરે લખવાની જરૂર

ગુજરાતમાં અક્ષર સારા લખવાની જરૂર નથી એવો ખોટો ખ્યાલ મારામાં ક્યાંથી આવ્યો એ હું જાણતો નથી, પણ એક વિલાયત જતાં લગી એ રહ્યો. પછી અને મુખ્યત્વે કરીને દક્ષિણ આફ્રિકામાં જ્યાં વકીલોનાં અને દક્ષિણ આફ્રિકામાં જન્મેલા ને ભણેલા નવયુવકોના મોતીના દાણા જેવા અક્ષરો જોયા ત્યારે હું લજવાયો ને પસ્તાયો. મેં જોયું કે નઠારા અક્ષર એ અધૂરી કેળવણીની નિશાની મનાવી જોઇએ. મેં મારા અક્ષર પાછળથી સુધારવા પ્રયત્ન કર્યો, પણ પાકે ઘડે કંઈ કાંઠા ચડે! જુવાનીમાં જેની મેં અવગણના કરી તે હું આજ લગી નથી જ કરી શક્યો. દરેક નવયુવક અને યુવતી મારા દાખલાથી ચેતે ને સમજે કે સારા અક્ષર એ વિદ્યાનું આવશ્યક અંગ છે. સારા અક્ષર શીખવાને સારુ લેખનકળા આવશ્યક છે. હું તો એવા અભિપ્રાય ઉપર પહોંચ્યો છું કે બાળકોને લેખનકળા પ્રથમ શીખવવી જોઇએ.

—મહાત્મા ગાંધીજી

# મોઢેશ-મોઢેશ્વરી-માતંગી મૈયા

મોઢેરા એ મોઢ ભાઈઓનું પરમ પવિત્ર યાત્રા ધામ ગણાવું જોઈએ. કારણ મોઢની કુળદેવી માતા–મોઢેશ્વરી–માતંગી મૈયા ત્યાં બિરાજે છે.

આ સ્થાન અમદાવાદથી મહેસાણા અને મહેસાણાથી બેચરાજી રેલ્વે લાઈન ઉપર મોઢેરા રોડ સ્ટેશન–મોઢેરાથી ૪ થી ૫ ગાઉ દૂર છે. બેચરાજીથી ૮ માઈલ દૂર પગરસ્તે પણ મોઢેરા જવાય છે અને વધારે અનુકુળ છે. ચાણસ્માથી તે ૭ માઈલ દૂર છે.

રામાવતારના સમયે શ્રી રામચંદ્રજી ધર્મારણ્યમાં પધાર્યા હતા. *સત્યયુગનું આ ધર્મારણ્ય ત્રેતા યુગમાં સત્યમંદિર, દ્વાપરમાં વેદ ભવન અને કળીયુગમાં મોહેરક નામે ઓળખાયું. મોહેરકનો અપભ્રંશ મોઢેરક અને છેવટે મોઢેરા શબ્દ પ્રચલિત થયો.

વનરાજ ચાવડાનો જન્મ મોઢેરાની નજીકમાં થયો હતો એમ કહેવાય છે. મોઢેરાનો સૂર્યકુંડ ભીમદેવે સં. ૧૦૨૫ માં બંધાવ્યાનું કહેવાય છે. સિદ્ધરાજે મોઢેરા ફરતો કોટ બંધાવ્યો હતો એવી માન્યતા છે.

૧૨૯૭ માં અલ્લાઉદ્દીને મોઢેરાને ઘેરા ઘાલ્યો અને સૂર્યમંદિરનો નાશ કર્યો. લોકમાન્યતા એવી છે કે તેણે જ્યારે મંદિરોનો નાશ કરવા માંડ્યો ત્યારે શ્રી માતંગી મૈયા પોતાના સ્થાનમાંથી નીકળી જોડેની વાવમાં કૂદી પડ્યા છે અને એક ટંક સવાસો મણ મીઠું વાપરીને બ્રાહ્મણોને ભોજન આપવામાં આવે તો માતાજી વાવમાંથી બહાર નીકળે.*

મોઢેરા પાટણથી દક્ષિણે ૧ માઈલ દૂર પુષ્પાવતી નદીના કીનારે આવેલું છે. અસલ ત્યાં સુધી વહાણો આવતા. હાલ પણ ત્યાં જુના સમયની જબરી મોટા કદની ઈંટો તથા સુંદર કોતરકામવાળા પત્થરો, મૂર્તિઓ, સ્થંભો વિગેરે જ્યાં ત્યાં પડેલા દેખાય છે. તેના ઉપરથી એ સ્થળની પ્રાચીનતા અને ભવ્યતાનો ખ્યાલ આવે છે.

મોઢેરા ગામની પશ્ચિમ દિશાએ પ્રાચીન સમયનું ભવ્ય સૂર્યમંદિર જેને લોકો શ્રી રામચંદ્રજીની ચોરી અને સભામંડપ તરીકે ઓળખે છે તે તથા તેની આગળ જ રામકુંડ છે. રામકુંડને કેટલાક સૂર્યકુંડ પણ કહે છે. આ કુંડ ૧૭૬ ફીટ લાંબો, અને ૧૨૦ ફુટ પહોળો છે. તેને ફરતી મૂર્તિઓ છે અને પત્થરના પાકા

---

* જુઓ, આ અંકમાં—'મોઢની ઉત્પત્તિ' નીચેનો લેખ.

કહેવાય છે કે મુસલમાની સેના મોઢેરા ઘેરવા આવે છે એવું જાણીને સૌ બ્રાહ્મણોએ પોતપોતાના કુટુમ્બ, પશુ ધનધાન્યાદિક વિકટ વનમાં પહોંચાડી દીધા. મોઢની કુળ દેવી માતંગી દેવીની મૂર્તિ સુવર્ણની હતી. મંદિરના પૂજારીને માતાજીએ સ્વપ્નમા કહ્યુ કે મુસલમાન ફોજ ચડી આવે છે માટે મને વાવમાં પધરાવી દ્યો અને પધરાવો ત્યારે અવળા રાખી પધરાવજો તો તમારૂં શ્રેય થશે પણ કેટલાક ડહાપણવાળા બ્રાહ્મણોએ એવો મત દર્શાવ્યો કે જાણી જોઈને શ્રી માતાજીને અવળા પધરાવાય નહિ. એ ઉપરથી તેઓએ શ્રી માતાની સુવર્ણ મૂર્તિને સવળા પધરાવી પણ વાવમાં તેઓ અવળા પડયા.

પ્રાકૃતિક ભૂગોળ અને ભૂસ્તરશાસ્ત્ર જણાવે છે કે ખારા રણો એ પૂર્વકાળમાં સુકાઈ ગયેલા સાગરોના અવશેષો છે એટલે એમ માની શકાય કે કોઈ ભુલાઈ ગયેલા ભૂતકાળમાં જ્યારે કચ્છના રણ ઉપર સાગરના મોજાં ગરજતાં હતાં ત્યારે તે સાગરની એક પટ્ટી તે સમયની મહા નદી, પ્રાચી સરસ્વતી અને રૂપા (રૂપેણ)ની ઉપત્યિકાની વચ્ચોવચ્ચ આનર્ત રાષ્ટ્રના હાર્દને ચીરતી મોઢેરકપુર નગરના પાડોશમાં રૂપા અને પુષ્પાવતિના સંગમ ક્ષેત્ર સુધી જઈ પહોંચતી હતી.

(કુમાર અંક ૨૧૧, પૃષ્ઠ ૨૪૮)

# મોઢેશ્વરી માતાની સંસ્થાના ઓન. પેટ્રનો



શેઠ નટવરલાલ રમણલાલ
અમદાવાદ





શેઠ મદનમોહન રમણલાલ
અમદાવાદ



શેઠ ચંદ્રવદન રમણલાલ
અમદાવાદ





શેઠ ભોગીલાલ બાલાભાઈ
વાઈસ પેટ્રન • અમદાવાદ



દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી : મુંબઈ



શ્રી. રણછોડદાસ વૃન્દાવનદાસ : રાજકોટ
માજી દીવાન, મોરબી, ગોંડળ.

પગથીયાં છે. સૂર્યમંદિરમાં સૂર્યદેવની ૧૫ ફીટ ઉંચી મૂર્તિ હતી. પરંતુ હાલ તો માત્ર ૭ ઘોડાની એડક રહી છે. પરંતુ એ સૂર્યમંદિરના થાંભલા, ઘુમટ, કહેરો વીગેરેમાં પત્થરમાં કોતરીને ઉપસાવેલી-જાત જાતની આકૃતિઓ એટલી કળામય છે કે મી. બરગેસ, કેપ્ટન ગ્રીન્ડલે તથા રાસમાળાના લેખક ફોરબસ સાહેબે સૂર્યમંદિરની મુલાકાત લઇ તેની ભવ્યતા અને મનોહરતા માટે ઉત્તમ ઉદ્ગારો કાઢ્યા છે.

મોઢેરાના જીર્ણોદ્ધાર માટે સ્વ. શ્રીમંત શ્રી સયાજીરાવ ગાયકવાડ મહારાજાની પરવાનગીથી સ્વ. શ્રીમાન નથુભાઇ ગીરધરલાલ વકીલે મોઢેરા લોટરી કાઢી અને ત્યાંની પુરાતન વાવ ગળાવીને શુદ્ધ કરી અને માતંગી મૈયાની પુનઃ પ્રતિષ્ઠા સ્વ. શાસ્ત્રીજી હાથીભાઇ તથા શાસ્ત્રીજી શ્રી રામકૃષ્ણ હર્ષજીની દેખરેખ નીચે કરાવી.

વાવની બાજુમાં બહારના ભાગમાં હંસ વાહન ઉપર શ્રી ભટ્ટારિકા દેવીની મૂર્તિ છે અને તેની પાછળના ભાગમાં એક ઉંચા ઓટલા ઉપર મોઢના ગોત્રની દેવીઓની મૂર્તિઓ ગોખલાઓમાં પધરાવી છે. સેંકડો ઉતારૂઓ આવે તો પણ તેમનો સમાસ થાય એવી ધર્મશાળા મોઢેશ્વરીના મંદિર સાથેજ બાંધેલી છે, જેના ઉપર વિશાળ અગાસી છે. મહા શુદ ૧૩ ને દિવસે માતાનો સંઘ નીકળે છે. કેટલાએક ભાવિક ભક્તોને દર વરસે ત્યાં આવવું એવો નિયમ હોય છે.

હાલમાં શ્રી મોઢેશ્વરી દેવસ્થાન સંસ્થાનું ટ્રસ્ટ થયું છે. જેના ટ્રસ્ટીઓ અમદાવાદના શેઠ રમણલાલ લલ્લુભાઇ, ભોગીલાલ બાલાભાઇ, પરશોતમ મણીલાલ શાહ અને પ્રાણજીવનદાસ ગીરધરલાલ ગાંધી છે. વ્યવસ્થાપક કમિટિમાં આ ચાર ગૃહસ્થો ઉપરાંત બીજા ૭ ગૃહસ્થો રા. રા. ભોગીલાલ ચુનીલાલ સરૈયા, શેઠ રતનલાલ લલ્લુભાઇ, રા. રા. ઉમેદલાલ પુરૂષોતમદાસ મણીયાર, રા. રા. ભગુભાઇ ગોવિંદલાલ વકીલ, રા. રા. રમણિકલાલ લલ્લુભાઇ મહેતા અને રા. રા. હીરાલાલ દલપતરામ મોદી છે.

આ દેવસ્થાનમાં યાત્રાળુઓને ઉતારા ઉપરાંત વાસણો, ગાદલા, ફાનસ વીગેરેની સગવડ સંસ્થા તરફથી અપાય છે. ત્યાંના કારકુનને મળવાથી અગર પૂછવાથી અથવા તો અમદાવાદ શ્રી રમણલાલ લલ્લુભાઇ, ઠે. મોતીભાગ એલીસબ્રીજ એમને લખવાથી મળી રહેશે.

---

## ભક્તિમાર્ગનો સર્વોત્તમ ગ્રંથ

જે વસ્તુએ મારા મન ઉપર ઊંડી છાપ પાડી તે તો રામાયણનું પારાયણ હતી. પિતાશ્રીની માંદગીનો કેટલોક સમય પોરબંદરમાં ગયેલો. અહીં તેઓ રામજીના મંદિરમાં રોજ રાત્રે રામાયણ સાંભળતા. સંભળાવનાર રામચંદ્રજીના એક પરમ ભક્ત બીલેશ્વરના લાધા મહારાજ કરીને હતા. તેમને વિષે એમ કહેવાતું કે તેમને કોઢ નીકળ્યો હતો. તેની દવા કરવાને બદલે તેમણે બીલેશ્વરનાં બીલીપત્ર જે મહાદેવ ઉપરથી ઉતરતાં તે કોઢિયેલ ભાગ ઉપર બાંધ્યાં ને કેવળ રામનામનો જપ આદર્યો. અંતે તેમનો કોઢ જડમૂળથી નાશ પામ્યો. આ વાત ખરી હો કે ન હો, અમે સાંભળનારાઓએ ખરી માની. એટલું પણ ખરૂં કે લાધા મહારાજે જ્યારે કથાનો આરંભ કર્યો ત્યારે તેમનું શરીર તદ્દન નિરોગી હતું. લાધા મહારાજનો કંઠ મીઠો હતો. તેઓ દોહા ચોપાઇ ગાતા ને અર્થ સમજાવતા. પોતે તેના રસમાં લીન થઇ જતા અને શ્રોતાજનને લીન કરી મૂકતા. મારી ઉમ્મર આ સમયે તેર વર્ષની હશે, પણ મને તેમના વચનમાં ખૂબ રસ આવતો એ યાદ છે. આ રામાયણશ્રવણ મારા રામાયણ પરના અત્યંત પ્રેમનો પાયો છે. આજે હું તુલસીદાસના રામાયણને ભક્તિમાર્ગનો સર્વોત્તમ ગ્રંથ ગણું છું.

—મહાત્મા ગાંધીજી

## શ્રી 'મોઢ મહોદય' રજત્ મહોત્સવના પ્રમુખ

# શ્રીમાન શેઠ ધરમદાસ શામળદાસ કોઠારીનું ભાષણ



સુજ્ઞ બ્હેનો, વ્હાલા જ્ઞાતિબંધુઓ
તથા આમંત્રિત સજ્જનો,

શ્રી 'મોઢ મહોદય' માસિક આજે, તેના પચીસમાં વર્ષમાંથી પસાર થઇ રહ્યું છે, એ ખરેખર અતિશય આનંદનો, અને જ્ઞાતિભાઇઓને અભિમાનનો વિષય છે. જે માસિકે સતત પચીસ વર્ષ સુધી, જ્ઞાતિની એક ધારી સેવા બજાવી છે, તે સમસ્ત જ્ઞાતિના અભિનંદનનું અધિકારી છે, અને એ અભિનંદન આપવાને, આ મેળાવડો યોજવામાં આવ્યો છે, તે ખરેખર યોગ્ય જ છે.

માસિકના રજત મહોત્સવના, આ શુભ પ્રસંગે આપ સૌએ મને પ્રમુખસ્થાન આપ્યું તે ખાતર આપનો આભાર માનું છું. આ સ્થાન, મારા કરતાં કોઇ વધારે લાયક ભાઇને આપવામાં આવ્યું હોત તો હું ઘણો ખુશી થાત પરંતુ જ્યારે આપે તે જવાબદારી મારા ઉપર જ મુકવાનું નક્કી કર્યું છે ત્યારે આપ સૌના આગ્રહને વશ થઇને, મેં તે સ્વીકારવાનું કબુલ કર્યું છે અને મને વિશ્વાસ છે કે આપ સૌના સહકારથી આ જવાબદારી ભર્યું કાર્ય સંપૂર્ણ રીતે પાર પડશે.

હું મારૂં ભાષણ શરૂ કરૂં તે પહેલાં, મારે એક પવિત્ર ફરજ અદા કરવાની છે અને તે સ્વર્ગવાસી શ્રી ભીખાભાઈ ગોપાળજીને અંજલી અર્પવાની. શ્રી ભીખાભાઇ આ માસિકના જન્મદાતા હતા, આદિથી અંત સુધી, તેમણે એની એકનિષ્ઠ ભાવે સેવા કરી, અને પોતાના વ્હાલા બાળક તરીકે તેને ઉછેર્યું. સેવાને જ, જેણે જીવનમંત્ર ગણ્યો, અને જીવનના છેલ્લાં શ્વાસ સુધી જેણે એ આદર્શને આચરણમાં મૂકી બતાવી, પોતાના સેવારૂપી સ્પર્શમણિથી, શ્રી છબીલદાસભાઇ તથા શ્રી ગોરધનદાસભાઇ જેવા અનેકને, આજીવન સેવક બનાવ્યા, એવા એ આદર્શ સેવાવીર અત્યારે આપણી વચ્ચે નથી, તે અત્યંત દુઃખનો વિષય છે. પોતાના બાળકનો રૌપ્ય મહોત્સવ ઉજવાતો જોઇને તેઓ કેટલા ખુશી થયા હોત? પરંતુ ઇશ્વર તેમને આપણી વચ્ચેથી ઉઠાવી ગયા. અત્યારે તેમનો આત્મા સ્વર્ગમાંથી પણ, આ પ્રસંગે આશીર્વાદ વરસાવતો હશે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો.

આ માસિકની શરૂઆતથી તે આજ સુધીના કાર્યનો ટુંકો હેવાલ આપને માસિક કમિટીના સેક્રેટરી તરફથી રજુ કરવામાં આવેલાં નિવેદનથી આપ જાણી શક્યા હશો કે, તેની પ્રવૃત્તિ માત્ર અમુક ક્ષેત્ર પુરતી મર્યાદિત નથી. તેણે તો જ્ઞાતિસેવા, કેળવણીપ્રચાર, બોર્ડિંગો, સેવા મંડળો અને રાત્રિશાળાઓ જેવી જ્ઞાતિસંસ્થાઓને ઉત્તેજન; કન્યાવિક્રય, વૃદ્ધવિવાહ, વગેરે કુરિવાજોનો નિષેધ, ઐક્ય તથા ધર્મનીતિનો પ્રચાર, વગેરે વિષયો તરફ પણ પોતાની પ્રવૃત્તિ વિસ્તારી છે. જ્યાં જ્યાં, જ્ઞાતિને લગતાં સંમેલનો ભરાયાં છે, ત્યાં ત્યાં માસિકે પોતાના તરફથી, પ્રતિનિધિ મોકલી, તેની કાર્યવાહીમાં ભાગ લઇ, જરૂર પડયે ઠરાવો મૂકી, યોગ્ય દિશાસૂચન કર્યું છે, અને એ બધાનો સત્ય હેવાલ પ્રકટ કરી, ખરી સેવા બજાવી છે. માળવામાં વસતા આપણા ભાઇઓને, ઘાંચી મોઢ કહેવામાં આવતા હતા, તે બાબતમાં, સંશોધન કરી ખરો હેવાલ આ માસિકે બહાર પાડ્યો હતો. તે ઉપરથી સંવત ૧૯૭૮

માં, જામનગરમાં ભરાયેલા સમસ્ત મોઢ વણિક સંમેલનમાં, પ્રમુખપદેથી, મુરબ્બી સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે, એવો ચુકાદો આપ્યો હતો કે, તેઓ ઘાંચી મોઢ નહિ, પરંતુ ખરા મોઢ વણિક જ છે.

આ માસિકનું અસ્તિત્વ ચાલુ રાખનાર, તેના સ્થાયી ફંડની યોજના ખાસ ધ્યાન ખેંચનારી છે. જે તેના વ્યવસ્થાપકોની દીર્ઘદૃષ્ટિને આભારી છે. તેમણે મુરબ્બી, આશ્રયદાતા, તથા આજીવન સભ્યો એવા ત્રણ વિભાગો પાડી, સૌને પોતાની શક્તિ અનુસાર, સ્થાયી ફંડમાં નાણાં ભરવાનો અવસર આપ્યો છે. તેમના સતત પ્રયાસોને લીધે, આ ફંડ લગભગ બાર હજાર રૂપીઆ સુધી પહોંચ્યું છે, અને આપણે આશા રાખીએ કે, જ્ઞાતિભાઈઓના સહકારથી તે ઉત્તરોત્તર વધતું રહે.

આ માસિકનું એક વિશિષ્ટ તત્ત્વ, મને એ જણાયું છે કે, તે ભાવનગરમાં પ્રકટ થતું હોવા છતાં, તેણે ટુંકી વર્ગીય કે પ્રાંતીય ભાવના કદી રાખી નથી. પ્રથમથીજ તે મોઢ જ્ઞાતિના સર્વ-પેટા ભાગો, ઘોઘારી, નગરીઆ, પોરેચા, વગેરે અથવા દશાવિશા માંડલીઆ, સુરતી, અમદાવાદી વગેરે જોવા ન રાખતાં, સર્વની એક સરખી સેવા કરતું રહ્યું છે. વળી મુંબઈ, મદ્રાસ, કલકત્તા, સિંગાપુર, તથા આફ્રિકામાં પણ જ્યાં જ્યાં આપણા મોઢભાઈઓ વસે છે, ત્યાં ત્યાંના ભાઈઓની પણ, ખબર અંતર મેળવતું રહ્યું છે.

વળી ભાવનગર, રાજકોટ, મુંબઈ, જામનગર, સુરત તથા બીજાં શહેરો અને ગામોમાં આપણી જ્ઞાતિની બોર્ડીંગ, મંડળ, રાત્રિશાળા, યુવક સમાજ વગેરે જેજે સંસ્થાઓ છે, તેમની પ્રવૃત્તિઓને આ માસિક સારી જાહેરાત આપે છે, જેથી શ્રીમંત અને સખી દિલના જ્ઞાતિભાઈઓને, પોતાના દાનના લક્ષ્યની માહિતી મળે, તેમજ તે સંસ્થાઓને પણ લાભ થાય.

માસિકની કાર્યપદ્ધતિ, બહુ શાંત રીતે, અને ઝાઝી ધમાલ વિના, સંગીન કાર્ય કરવાની છે. ચર્ચાસ્પદ વિષયો પ્રત્યે, પોતે-નિષ્પક્ષપાતી વલણ રાખી, બન્ને બાજુને ખરાં સ્વરૂપમાં રજુ કરે છે, અને જરૂર પડયે પોતાનો અભિપ્રાય, દઢતાથી દર્શાવે છે. એકંદર રીતે લેતાં તે જુની તેમજ નવી બન્ને, વિચારસરણીના સમન્વયરૂપ છે. તેની આવી પદ્ધતિને લીધે તે આટલાં વરસો સુધી ટકી રહ્યું છે. જ્યારે બીજાં અનેક માસિકો, પોતાની ધમાલિયા નીતિને લીધે, પ્રકટ થયા પછી, વરસ બે વરસમાં તો બંધ પડી ગયાં છે.

ગૃહસ્થો! માસિકની સફલતા વિષે, આટલું કહ્યા પછી, હવે હું કેટલીક સૂચના કરૂં, તો તે અસ્થાને નહિ ગણાય. કપોલ, જૈન, લાડ, ખડાયતા, બ્રાહ્મણ, લુહાણા વગેરે ઘણી જ્ઞાતિઓ પોતાના માસિકો ચલાવે છે. તેમના અંક જોવાથી આપણે જાણી શકીએ છીએ કે તેઓ વિવિધ અને રસમય સામગ્રી પીરસતા રહે છે અને પોતાની જ્ઞાતિના સંગઠન અને ઉત્કર્ષમાં, તેમનો કંઈ નાનો સુનો ફાળો હોતો નથી. આપણે પણ તેમની હરોલમાં કાં ન આવી શકીએ! "મોઢ મહોદય" પરત્વે મારી મહત્વકાંક્ષા તો ઘણી ભારે છે. હું ઈચ્છું છું કે આ માસિક, સર્વ જ્ઞાતિ માસિકોમાં, આદર્શ બની રહે, પણ તેમ બનવા માટે તેને સેવાભાવી કાર્યકરો ઉપરાંત, જ્ઞાતિભાઈઓના સંગીન ટેકાની, અને જુદાં જુદાં રૂપમાં મદદની જરૂર છે. અલબત્ત. જન કલ્યાણના કોઈપણ કાર્યમાં સેવાભાવી કાર્યકરો ઉપરાંત આર્થિક સહાયની પણ જરૂર હોય છે આશા રાખુ છું કે, આપણા સર્વ જ્ઞાતિભાઈઓ કંઈપણ વાડા કે ભેદ સિવાય સ્થાયી ફંડની યોજનામાં મદદ કરશે, પણ આર્થિક મદદ ઉપરાંત, બીજી ખાસ જરૂર તો એ છે કે, દરેક ભાઈએ પોતાના સગાસંબંધીઓમાં, માસિકનો પ્રચાર કરવો, પોતે લેખક કે કવિ હોય તો લેખો, કે કવિતાઓ મોકલવી, વિચારક હોય તો નવાનવા વિચારો અને યોજનાઓ મોકલવી, અને હરેક રીતે માસિક મારૂં જ છે, એ ભાવના સેવી, જેમ બને તેમ તેને ઉંચી કક્ષાએ લાવવામાં સહાયભૂત થવું.

પણ હરકોઈ છાપું સાપ્તાહિક કે માસિકને, હંમેશને માટે પરાવલંબી રહેવું ન પોસાય. તેણે પોતાની

અંદરના ગુણોથી જ સૌને પોતા તરફ આકર્ષી રાખવા જોઇએ. તેના લેખો એવા હોવા જોઇએ કે, જે સૌ હોશે હોંશે વાંચે, અને બીજાઓને તેમાં રસ લેતા કરે. આ માટે મને લાગે છે કે, સારા સારા લેખકોનો સાથ સાધવો જોઇએ. જેમ ફંડની વ્યવસ્થા માટે કમિટી છે, તેમ લેખકોની પણ એક કમિટી જેવું કરવું, અને જરૂર પડે તો લેખકોને, પુરસ્કાર આપવાનો પણ પ્રબંધ કરવો. મારી બીજી સૂચના એ છે કે માસિક તરફથી એક પ્રવાસી પ્રતિનિધિ ( Travelling agent ) રાખવો, જે ગામેગામ ફરતો રહે અને જ્યાં જ્યાં તે જાય, ત્યાં ત્યાં જ્ઞાતિના સ્થિતિનો અભ્યાસ કરે, સુધારા કરવાની જરૂર લાગે ત્યાં સુધારો સૂચવે, 'મોઢ મહોદય' નો પ્રચાર કરે અને ઐક્ય તથા સંગઠનની ભાવના કેળવે. વળી તે ત્યાંના કોઇ સ્થાનિક ઉત્સાહી ભાઇને ખબરપત્રી તરીકે નીમે, કે જે તે ગામની આપણી જ્ઞાતિની પ્રગતિનો હેવાલ, અવારનવાર મોકલતો રહે. આવા ખબરપત્રીને પણ કંઇ, યોગ્ય મહેનતાણું આપવાની જરૂર પડે તો, તે પણ આપવાની ગોઠવણ કરવી. જુદાં જુદાં ગામની, વિવિધ પ્રવૃત્તિના આવા હેવાલો, "મહોદય" માં છપાશે, ત્યારે જ્યાં જ્યાં પ્રવૃત્તિઓ નહિ હોય, ત્યાં ત્યાં નવી શરૂ કરવાનું ઉત્તેજન મળશે, હશે ત્યાં તેમાં સુધારો વધારો થશે, અને એકંદરે તો જુદાં જુદાં ગામો વચ્ચે, રસદાયક હરિફાઇઓ ઉત્પન્ન થશે, આમ થયેથી માસિકનું ક્ષેત્ર પણ વિશાળ બનશે. તેમાં બાલવિભાગ, સ્ત્રીવિભાગ, વ્યાપારવિભાગ વિગેરે વિભાગો ઉમેરાશે.

આપણી મોઢ જ્ઞાતિ ખાસ કરીને કચ્છ, કાઠીયાવાડ, ગુજરાત તથા મુંબઇ સુધી વિસ્તરેલી પડી છે, તેમાં કેટલાક પ્રાંતવાર તો કેટલાક વર્ગવાર ભેદો પણ છે. ભાવનગર તરફના ઘોઘારી, જામનગર તરફના નગરીયા, પોરબંદર તરફના પોરેચા, કચ્છ તરફના કચ્છી, સુરત તરફના સુરતી, ખંભાત તરફના ખંભાતી, રાજુલા આસપાસના માંડલીયા, વળી દશા, વિશા, અડાલજા, ગોભવા, વગેરે ઘણા નાનામોટા પેટા વિભાગો છે. આ સર્વે ભેદો દૂર થાય અને આપણે સૌ મોઢ વણિકજ કહેવાઇએ, એવું હું તો ઇચ્છું છું. હું જાણું છું, કે કહેવું એટલું એ કરવું સહેલું નથી. પરંતુ બની શકે તેટલા પેટા ભેદો દૂર કરવામાં, માસિક એક અગત્યનો ભાગ ભજવી શકે એમ છે, એ હું આપ સૌના ખ્યાલ પર લાવવા માગું છું.

જ્ઞાતિમાંના પેટા ભાગો દૂર કરવા ઉપરાંત, માસિક જે બીજું કાર્ય કરી શકે, તે દરેક વિભાગની વસ્તી ગણત્રી કરવામાં મદદ કરવાનું છે. મારી સમજણ મુજબ, સુરતી ભાઇઓએ તેમજ, મુંબઇમાં વસતા ઘોઘારી ભાઇઓએ, વસ્તી ગણત્રી કરી છે. બીજા પેટા વિભાગોના કાર્યકર્તાઓ, પોતપોતાના વિભાગની વસ્તી ગણત્રી કરે, અને માસિક તેને પોતાના અંકોમાં પ્રસિદ્ધ કરે, એમ હું ઇચ્છું છું. વસ્તી ગણત્રી કરવાનું કારણ કે તેથી થતા ફાયદા બાબત, આપ ભાઇઓને લંબાણથી કંઇ કહેવાનું હોય નહિ. માત્ર હું એટલુંજ કહીશ કે જો બરાબર વિગતો ભરીને વસ્તીપત્રક તૈયાર કરવામાં આવ્યું હોય તો, તેથી જ્ઞાતિમાં પુરુષો, સ્ત્રીઓ, છોકરાઓ, છોકરીઓ કેટલાં છે, તેમની ઉંમર શું છે, તેમાંના કેટલા પરણેલા, કેટલા કુંવારા છે, તેમનું શિક્ષણ, ધંધો. ખાસ લાયકાત વગેરે શું છે, તે બધું જાણી શકાય. આ ઉપરથી આપણને, આપણી જ્ઞાતિની કેળવણી, આર્થિકસ્થિતિ, તથા લગ્ન વિષયક, અને બીજી માહિતી મળી શકે, જે ઉપરથી આપણી જ્ઞાતિને, બીજી જ્ઞાતિઓ સાથે સરખાવી શકાય, અને તેમા જ્યાં જ્યાં સુધારા કરવા લાગે, ત્યાં ત્યાં સુધારા કરી, તેને ઉન્નતિને પંથે લઇ જઇ શકાય.

હું કબુલ કરૂં છું કે, જ્ઞાતિ ઉન્નતિના આ કાર્યો કંઇ નાનાં સુનાં નથી. તે એકલે હાથે, કે, થોડા ઘણાથી પણ થાય તેમ નથી. તેમાં તો કસાયેલા કાર્યકર્તાઓનો સમૂહ જોઇએ, કે જેમણે પોતાનું જીવન સેવા અર્થેજ અર્પણ કર્યું હોય. નિઃસ્વાર્થ સેવા કરવી, એ કંઇ ગુલાબનું બિછાનું નથી. એ તો કંટ-

સ્વ. શેઠ લાલદાસ પરભુદાસ કોઠારી : મુંબઈ



શ્રીયુત ધરમદાસ શામળદાસ કોઠારી : મુંબઈ



સ્વ શેઠ દેવકરણ નાનજી : મુંબઈ



શેઠ શ્રી ચુનીલાલ દેવકરણ : મુંબઈ



શેઠ શ્રી પ્રાણલાલ દેવકરણ : મુંબઈ

કની પથારી છે. એકનિષ્ઠ સેવા કરનારને, પોતાના ઘરબાર, કુટુંબ સમાજ, વિગેરેના સુખનો પણ ભોગ આપવો પડે છે. જુદા જુદા અભિપ્રાયવાળા માણસોને એકી સાથે રીઝવવા, એ તદ્દન અશક્ય છે, તેથી સેવા કરનાર તરફથી, એક અગર, બીજા વર્ગને માઠું લાગેજ, તો પણ તેની દરકાર કર્યા વિના, ખરા સેવકે તો, પોતાના સત્ય રાહ પરજ ચાલ્યા જવાનું હોય છે. સેવાધર્મ એ ખરેખર બહુ ગહન છે અને તેનો માર્ગ વિકટ છે. सेवाधर्मो परमगहनो योगिनामप्यगम्यः યોગિઓથી પણ ન જાણી શકાય એવો એ ધર્મ છે શ્રીયુત ગોરધનદાસભાઇ, તથા શ્રીયુત છબીલદાસભાઇ એવા નિસ્વાર્થ સેવકો છે અને તેઓ તેમના જેવા બીજા સેવકો, આપણાં માસિક માટે સરજાવે, એવી હું આશા રાખું છું.

આવા ઉચ્ચ કોટીના સેવકો, સાથ્ય હોય તો પછી છાપાકે માસિક જેવું જાહેરાતનું સાધન, જેના હાથમાં હોય તે, ઘણું ઘણું કરી શકે, છાપું એ તો રાષ્ટ્રનો ચોથો સ્તંભ ગણાય (Press is the fourth estate) દક્ષતાથી ચલાવતાં છાપાંથી તો ભલભલાને પણ સદા સાવધ રહેવું પડે છે, કારણ કે તે જ્યાં અસત્ય, અન્યાય અને અંધાધુંધી જોશે, તે સર્વ કૌભાંડ ખુલ્લાં પાડશે. તે હંમેશાં સત્ય અને ન્યાયનો જ પક્ષ લેશે. લોકોને સાચી કેળવણી આપી, તેમનામાં જાગૃતિ પેદા કરશે, અને આખી પ્રજાને નિડર, સ્વતંત્ર અને ઉન્નત બનાવશે. આવી ભવ્ય સત્તા (ભલે માસિકના મર્યાદિત ક્ષેત્રમાં) આપણી પાસે છે તેનો જો બરાબર કુશળતાથી ઉપયોગ કરવામાં આવે; તો આપણે પણ આપણી જ્ઞાતિ પુરતાં, એવાં ભવ્ય પરિણામો જરૂર લાવી શકીએ. પણ માસિક ચલાવવા ખાતરજ ચલાવ્યા કરીએ, તો તેનો કંઇ અર્થ જ નહિ. ઉલટું એ તો રોગ જેવું જ થઇ જશે. એ રીતે માસિક ચલાવ્યું દેવા કરતાં, એવા માસિકને ન નીકળે તે જ સારૂં. આપણા આ માસિક માટે તો ખાસ કરીને, શ્રીયુત ગોરધનદાસભાઇ અને શ્રીયુત છબીલદાસભાઇ જે. ત્રિવેદી, અને ખંતીલા કાર્યવાહકો છે, અને તેઓએ તો જાણે તેની પાછળ ભેખ લીધો હોય એમ જણાય છે. તેઓ શરૂઆતથી જ માસિક સાથે જોડાએલા છે અને બહોળો અનુભવ ધરાવે છે, એટલે તેમના હાથમાં માસિકનું ભાવિ તદ્દન સલામત છે, એમ કહ્યા વિના ચાલતું નથી.

કોઇ એમ પૂછે કે, એક માસિક પચીસ વરસ સુધી ચાલ્યા કર્યું, તેમાં આ બધા ઉત્સવ, મેળાવડા, ખાસ અંક, અને એ બધી ધમાલ શા માટે જોઇએ? તેમને મારે એટલું જ કહેવાનું કે, માસિક તો પોતાનું કાર્ય મુંગે મોઢે ચલાવ્યા કરે છે, પણ જનતા તેણે કરેલાં કાર્ય માટે, તેના સંચાલકો, અને કાર્યવાહકોને ધન્યવાદ આપે, એમાં કશું ખોટું નથી. આથી તો, તેમનો સેવા કરવાનો ઉત્સાહ વધે છે. વળી આવા મેળાવડાથી, આપણે ઘણા ઘણા આપણા વિદ્વાન જ્ઞાતિભાઇઓના સમાગમમાં આવીએ છીએ. ખાસ અંકદ્વારા, આપણી જ્ઞાતિના, પ્રકટ અને અપ્રકટ એવા અનેક લેખકોને, આપણે પિછાણી શકીએ છીએ, કે જેઓ ભવિષ્યમાં, માસિકની એક અમૂલ્ય થાપણ થઇ શકે. આ બધાનો સમાગમ જે ભવિષ્યની જ્ઞાતિ ઉન્નતિના બીજરૂપ છે, તે આવા મેળાવડા કરાવી આપે છે. તેથી આવા વખતમાં પણ એ આવશ્યક છે, એમ મારું માનવું છે.

અંતમાં પ્રભુ પાસે પ્રાર્થના કરું છું કે "મોઢ મહોદય" એ સર્વ મોઢભાઇઓના મહાન ઉદયમાં સહા[illegible]પ થાય, અને તેના પ્રયાસથી, બધા તડો, પે[illegible]ડા, પ્રાંતીયતા વિગેરે ભેદભાવો, નષ્ટ થાય, સૌ એક જ ઘનિષ્ટ એકમ (Consolidated Unit) થઇ, બીજી આગળ વધેલી જ્ઞાતિઓની હરોળમાં, બલકે તેનાથી અગ્રપદે રહે અને અંતે સર્વ જ્ઞાતિના અગ્રેસરો એકત્ર થઇને દેશોન્નતિના કાર્યમાં પણ સફળતાપૂર્વક વિકાસ સાધી શકે એવી મારી ભાવના છે.

આ પ્રસંગે ખાસ કરીને રજત મહોત્સવ અંક જે બહાર પડવાનો છે તેને માટે સામગ્રીઓ એકઠી કરવાને રાજરત્ન ભાઈ તારાચંદ અડાલજાએ

પોતાનાં તન, મન અને ધનનો ભોગ આપી જે સેવા કરી છે તે માટે તેમનો તથા બીજા ભાઈઓએ આ મેળાવડાને અંગે જે જે સેવાઓ આપી છે તે માટે તે સર્વનો હું આભાર માનું છું.

મેં મારા સાદા વિચારો આપ સમક્ષ મૂકયા છે, અને મને સુઝી તે કેટલીક સૂચનાઓ રજુ કરી છે. તેમ કરતાં કયાંક વિચાર દોષ કે, ભાષાદોષ થયો હોય, તો તે ક્ષંતવ્ય ગણશો. આ ગામનો મારો પ્રથમ જ પરિચય છે, છતાં અહિંના આપણા જ્ઞાતિભાઈઓએ મને તો ખરે ખર તેમની પ્રેમગંગામાં નવરાવીને પાવન કર્યો છે, એમ હું માનું છું. આપ સૌએ પ્રેમપૂર્વક, મને આ સમ્મેલનનું, પ્રમુખપદ આપીને, જ્ઞાતિ-ભાઈઓના આ વિશાળ સમુદાયનો પરિચય સાધવાની તક આપી, તે ખાતર ફરીથી હું સત્કાર સમિતિનો તેમજ આપ સર્વેનો આ-ભાર માનું છું.

પ્રભુ આ "મોઢ મહોદય"ને ચિરંજીવ રાખો, અને તેની પ્રતિષ્ઠામાં ઉત્તરોત્તર, વધારો થાઓ એ જ અંતિમ યાચના.

सर्वेऽत्र सुखिनः सन्तु,
सर्वे सन्तु निरामयाः।
सर्वे भद्राणि पश्यन्तु,
मा कश्चिद्दुःखमाप्नुयात् ॥

# સ્પર્ધા કે કર્તવ્ય?





જગમોહન કે. પરીખ

પૃથ્વી છંદ

ઉક્યો વિષમ ઘૂઘવી જલનિધિ વિધૂત વડે,
સુકી ગહનતા વળી મુશળધાર વર્ષા બળે;
પ્રચંડ પડઘા અનેક હરિફાઈ માઝા મુકી,
ચડ્યા અવિરત શ્વાસે કકુભ[1] ગર્જી વ્યોમે વળી.

થયો શિથિલ શૌર્યથી નિજબળ પ્રસારી ખરે,
અને સુભગ પૂર્વશી વિમલ વ્યોમમાં ચાંદની;
તરંગ જલ સાગરે અધિક પ્રેમ મસ્તી ભર્યા;
હસ્યાં રમતમાં શશી નિરખીને સ્વજ્યોત્સ્નામહીં,

દુરે પ્રખર ચાલથી સરણી[2] કાપતી નાવડી,
નિર્દોષ મનુષ્યો મહીં રમતને નિહાળી, અને
દુરે અડગ ચિત્તથી સ્થિર દિવા દાંડીને જોઈ ને;
હસે વિજય હાસ્યથી અવગણી રુપે તેજને.

"રમે મનસુકી તરંગ પણ મુજ સામ્રાજ્યમાં,
અનેક પ્રણયી જનો અમર સ્નેહમાં નાવના;
બની કદિક પૂર્ણિમા કવિ હૃદયની કલ્પના;
દિસે મુજ નજીક તુચ્છ ભયબત્તિ આ, ને હું કયાં?

"ભલે ન હું અર્પી શકુ વિમલ ચંદ્રની ચાંદની,
અને ન નચવી શકુ ઉદધિના તરંગો કદી;
ભલે ન બનું હું કવિ હૃદય સ્પર્શતી કલ્પના;
ચહુ ઉરમહીં હું તો ભય રહિત આ નાવડી."



૧ દીશા. ૨ માર્ગ.

# 'મોઢ મહોદય'ની ૨૫ વર્ષની કારકીર્દિ

## મંત્રીનું નિવેદન

ગૃહસ્થો, ઘણાં વર્ષો અગાઉ પાટણના સ્વ. પરીખ નથુભાઈ ગીરધરલાલે "મોઢ શુભેચ્છક" નામનું માસિક શરૂ કરેલ, પણ ટુંક વખતમાં જ તે બંધ થયેલું. ત્યાર પછી કેટલોક વખત વીત્યા પછી જામનગરના શ્રી પોપટલાલ હંસરાજ શેઠે "મોઢ શુભેચ્છક પત્રિકા" શરૂ કરેલ, પણ તે પ્રવૃત્તિ પણ લાંબો વખત ચાલી નહિ. ત્યાર બાદ કેટલોક વખત સુધી આપણી જ્ઞાતિમાં જ્ઞાતિનું એકે વાજીંત્ર નહિ હોવાથી આ માસિકના આદ્ય સંચાલક સ્વ. શ્રીયુત ભીખાભાઈ ગોપાળજીને આ ખોટ ખૂબ સાલતી હોવાથી તેમણે અમરેલીના રાજરત્ન સ્વ. શ્રી હરિલાલ ગોવીંદજી પારેખ તથા સ્વ વકીલ ઓધવજીભાઈ જેવા ગૃહસ્થોની સાથે મંત્રણા કરી સંવત ૧૯૭૪ ના કાર્તિક માસથી આ પત્રને "મોઢ માર્તંડ" નામ આપી દ્વિ માસિક તરિકે શરૂ કર્યું અને આપણા સ્વ. કવિ શ્રી ખોટાદકરે તેનું તંત્રી તરિકેનું સુકાન સ્વીકાર્યું. લવાજમ ફક્ત વાર્ષિક રૂા. ૧) રાખવામાં આવ્યું હતું.

સ્વ. ભીખાભાઈ જેને આપ સૌ કોઈ સારી પેઠે પિછાણો છો, તેઓ ભાવનગરની આપણી જ્ઞાતિમાં સેવાભાવી નરરત્ન હતા. ભાવનગરમાં જે વખતે કેળવણીનો ખાસ પ્રચાર ન હતો તે વખતે તેમણે જ્ઞાતિ ભાઈઓનો સહકાર મેળવી મોઢ જ્ઞાતિ રાત્રિશાળા સ્થાપી અને એ સંસ્થાદ્વારા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીની-ઓને કેળવણીમાં આગળ ધપાવવા માટે તેમણે વિદ્યોતેજક ફંડ, લોન ફંડ જેવાં ફંડો પણ શરૂ કર્યાં. જ્ઞાતિની બહેનોને નવરાસના વખતમાં ઉપયોગી થઈ પડે તે માટે ભરત ગુંથણ અને શીવણના વર્ગો પણ કાઢેલા. તેમણે ઘણા ભાઈઓને વિદ્યાદાન આપેલ છે. તે ઉપરાંત જ્ઞાતિની વિધવા બહેનોને સહાય કરવામાં પણ ઘણું કર્યું છે. આવા સેવાભાવી ગૃહસ્થને જ્ઞાતિમાં એકે પત્ર ન હોય તે ખૂબ જ સાલે એ સ્વાભાવિક છે અને તેઓએ મેં આપને જણાવ્યું તેમ આ માસિકની શરૂઆત કરી ત્યારે જ તમને શાંતિ થઈ.

બે વર્ષ સુધી આ દ્વિ માસિક શરૂ રહ્યું. દરમ્યાન મુંબઈથી મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણનું "મોઢ માર્તંડ" નામનું માસિક નીકળવાથી તેના તંત્રી શ્રી પ્રભાશંકર જયશંકર પાઠકે પોતાનું માસિક રજીસ્ટર્ડ થયેલું હોવાથી આ પત્રનું નામ ફેરવવા સુચના કરવાથી સંવત ૧૯૭૫ માં આ પત્રનું નામ "મોઢ મહોદય" રાખવામાં આવ્યું અને તેનું લવાજમ ફક્ત રૂા. ૧-૪-૦ રાખી માસિક બનાવવામાં આવ્યું. આ વખતે આ પત્રની એકધારી સેવા કરી રહેલા ભાઈશ્રી ગોરધનદાસ અમીચંદ મણિયાર વ્યવસ્થાપક તરીકે જોડાયા.

ઉદ્દેશ—કેળવણીનો પ્રચાર કરવો, યોગ્ય સ્ત્રી કેળવણી તરફ સમાજનું લક્ષ ખેંચવું, ધર્મ નીતિનો પ્રચાર કરવો, વિધવાઓની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરવો, કન્યાવિક્રય નિષેધ તથા જ્ઞાતિહિતના વિષયોની ચર્ચા કરવી તેમ જ જ્ઞાતિના ઉગતા લેખકોને પ્રોત્સાહન આપી એક "મોઢ લેખક મંડળ" ઉભું કરી તેમના વિચારોને જ્ઞાતિ સમક્ષ મૂકવા એ આ પત્રનો મુખ્ય ઉદ્દેશ છે. આટલા અંશે તે કોમી માસિક છે, પરંતુ ઉપરના વિષયો ઉપરાંત તેમાં જાહેર સમાજને ઉપયોગી થઈ શકે તેવા લેખોને છુટથી સ્થાન આપવામાં આવે છે. તે રીતે જ્ઞાતિ સેવા સાથે સામાજીક શ્રેય સાધવામાં પણ તે મદદ રૂપ બને છે.

ગૃહસ્થો ! કેટલાએકનું એમ માનવું છે કે માસિક પાસે સારૂં ભંડોળ છે, પણ આ ભાઈઓ જો નિયમિત બહાર પડતો માસિકનો વાર્ષિક રિપોર્ટ ધ્યાનપૂર્વક વાંચે તો તેમને ખાત્રી થાય કે ફંડનું વ્યાજ, વાર્ષિક લવાજમ તથા જાહેર ખબરની આવક કરતાં ખર્ચ પાસુ હંમેશાં વધારે હોય છે અને તેને અંગે આવતી ખોટ પરચુરણ સહાયદ્વારા પુરી કરાય છે. વળી હાલની કાગળોની અતિશય મોંઘવારીને લીધે આ ખોટ વધી પડશે જ. અત્યારે દરેક છાપાનાં લવાજમના દરો વધ્યા છે, છતાં અમે તો જ્ઞાતિબંધુઓની ઉદાર સહાયની આશાએ લવાજમ વધાર્યું નથી. બલ્કે 'રજત્ મહોત્સવ' જેવો દળદાર, આકર્ષક, મનનીય, સંગ્રહવા યોગ્ય અંક ગ્રાહકોના કરકમળમાં મૂકવાને અમે શક્તિમાન થઇશું તે પણ જ્ઞાતિબંધુઓની ઉદારતાને આભારી છે.

ગૃહસ્થો ! હું અત્યંત દિલગીર છું કે સ્વ. શ્રી ભીખાભાઇ આજનો પ્રસંગ જોવાને આપણી વચ્ચે હાજર નથી. તેમણે આ પ્રસંગને માટે અનેક સ્વપ્નાંઓ સેવ્યાં હતાં અને અમો કાર્યકર્તાઓને ખૂબ ઉત્સાહ આપ્યો હતો. તેઓ આપણી વચ્ચે હોત તો આપણને બધાને પૂરતો આનંદ થાત. આત્મવાદની દૃષ્ટિએ તેઓનો આત્મા આપણા આ શુભ કાર્ય પ્રસંગે તેમની શુભાશિષ આપણી ઉપર વર્ષાવી રહ્યો છે એમ મારૂં ચોક્કસ માનવું છે. તેઓ પોતાનાં સેવાભાવી કાર્યોથી મુઆ છતાં જીવતા જ છે.

આ સ્થળે 'રજત્ મહોત્સવ અંક' નું સંયોજકપણું સ્વીકારી તેને યથાશક્તિ સફળ અને ઉપયોગી બનાવવામાં રાજરત્ન તારાચંદ્ર પોપટલાલ અડાલજાએ પોતાનાં તન, મન, ધનનો જે ભોગ આપ્યો છે તે માટે અમે તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ અને જગન્નિયંતા પ્રભુને પ્રાર્થીએ છીએ કે તેઓ આરોગ્ય-યુક્ત દીર્ઘાયુ ભોગવી, પોતાના સેવાભાવી સ્વભાવ પ્રમાણે જ્ઞાતિસેવાનાં કાર્યમાં હરહંમેશ રચ્યાપચ્યા રહે.

રજત મહોત્સવ અંક પ્રસિદ્ધ કરવાનો નિર્ણય થયા બાદ ભાઇશ્રી ગોરધનદાસ મણિયાર અને આ સેવક વિરમગામ, અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત અને મુંબઇની મુસાફરીએ ગયા; કારણ કે આ અંક માટે તથા સમારંભ માટે નાણાંની જોગવાઇ થયા વગર અમારી ઇચ્છા બર આવે તેમ નહોતું.

અમને જણાવતાં અત્યંત આનંદ થાય છે કે અમોને આપણા જ્ઞાતિબંધુઓએ આ હેતુ બર લાવવા ખૂબ ઉદારતાથી સહાય કરી છે. અને એ સહાયના પરિણામે જ આ દળદાર અંક પ્રસિદ્ધ કરવા અમો શક્તિમાન થયા છીએ. આ સ્થળે અમને સહાય કરનારાઓ પૈકી શ્રી. જીવરાજ મકનદાસ, શ્રી. ગોરધનદાસ કરશનદાસ, શ્રી. લક્ષ્મીદાસ પરમાણંદદાસ મહેતા મુંબઇ ખાતે, અને અમદાવાદ ખાતે શ્રી. ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણીયાર બી. એ. એલ. એલ. બી જામનગરવાળાના નામોનો ઉલ્લેખ કર્યા વગર અમારાથી રહેવાતું નથી. તેમની સહાય વગર અમે આટલી સારી પ્રગતી કરી શકયા ન હોત. આ સ્થળે તેમનો અને બીજા જે જે બંધુઓએ અમને સહાય કરી છે તેમનો અમે આભાર માનીએ છીએ.

છેવટમાં, માસિકના મુરબ્બીઓ, આશ્રયદાતાઓ, લાઇફ મેમ્બરો, ગ્રાહકબંધુઓ, માસિકને અવારનવાર આર્થિક સહાય કરનારાઓ, લેખકો, કવિઓ, લેખિકાઓ અને સહાનુભૂતિ ધરાવનારાઓ–એ બધાનો અમે હૃદયપૂર્વક આભાર માનીએ છીએ અને તે બધાની માસિક પ્રત્યેની સદ્ભાવના દિન પ્રતિદિન વધતી જાઓ એવી અમારી અભિલાષા બર આવો. વિશ્વવ્યાપક વિભુ સર્વને સદ્બુદ્ધિ આપો અને સમાજનાં સંકટો દૂર કરો.

દામોદરદાસ પરમાણંદદાસ દેશાઇ
ઓન. સેક્રેટરી,
'મોઢ મહોદય' કમિટી.

## શ્રી 'મોઢ મહોદય' રજત્ મહોત્સવના સ્વાગત પ્રમુખ

# શેઠ શ્રી સુખલાલ ઝવેરભાઈનું

# ભાષણ



**શ્રીમાન પ્રમુખ સાહેબ, માનવંતા મહેમાનો, બ્હેનો અને ભાઈઓ,**

આજે એક અપૂર્વ અવસરે આપણે એકઠા થયા છીએ. અંધકારયુગમાં ડૂબેલી જ્ઞાતિઓમાં જ્યારે એક પ્રકારનો સડો દાખલ થઈ ગયો અને વિચારક વર્ગે તેની સામે જેહાદ પોકારી, ત્યારે જ્ઞાતિ સંસ્થાના સદંશોને સાચવી, સુધારી, આપણી સમાજવ્યવસ્થામાં પ્રગતિ દાખલ કરવાના ઉદ્દેશથી જે સુધારક પ્રવૃત્તિ શરૂ થઈ તેમાં જ્ઞાતિસંમેલનો, યુવકસંમેલનો, યુવકમંડળો અને જ્ઞાતિના મુખપત્રોએ ઘણો મહત્ત્વનો ફાળો અર્પણ કર્યો છે. બે ઉદ્દામ મતસંપ્રદાયો વચ્ચે જે ભારે ઘર્ષણ શરૂ થયું હતું-જુનું પૂરાણું બધું લોપ પામવું જોઈએ અને પશ્ચિમની ભભક ભરી સંસ્કૃતિનો સર્વથા સત્કાર થવો જોઈએ એમ માનનારો એક વર્ગ અને જૂનું એટલું સોનું, પુરાણું એટલું પાવનકારી, રૂઢીથી તસુ માત્ર દૂર તો જવાય જ નહિ એમ પોકારતો બીજો વર્ગ-આ બે વર્ગો વચ્ચે જ્યારે કટુતા ભર્યું યુદ્ધ ચાલુ થયું હતું, ત્યારે એ બેમાંથી સારૂં હોય એટલું સ્વીકારી, મધ્યમ માર્ગે શાંત ઉદ્યોગ કરી, જ્ઞાતિ વ્યવસ્થાને સુરક્ષિત કરી તથા તેની આસપાસનાં જાળાં સાફ કરી તેને પ્રગતિશીલ માર્ગે વાળવી એવો સંકલ્પ કરીને એક શાણો વિચારશીલ વર્ગ કામે ચઢ્યો. તેણે જ્ઞાતિને માટે બંધારણો ઘડ્યાં, તેમાં નૂતનયુગની જરૂરિયાતોનો સ્વીકાર કર્યો, ન્યાય-નીતિને ધોરણે જ્ઞાતિનો વહીવટ ચાલે તે માટે મહેનત કરી, પ્રગતિ વિરોધી રૂઢિઓનો ત્યાગ કરાવ્યો, સાદાઈ અને સંયમનો માર્ગ ઉપદેશ્યો, શિક્ષણ અને સંસ્કાર માટે સંસ્થાઓ સ્થાપી અને જ્ઞાતિ સમુદાયના તમામ એકમોના સામુદાયિક કલ્યાણની સાથે તેમાંના દુર્બળ સ્થિતિનાં બંધુજનોને વિશિષ્ટ ઉત્તેજનો તથા સગવડો દ્વારા પ્રગતિને પંથે મૂકવાના ખાસ પ્રયાસો આરંભ્યા.

આવા પ્રયાસોમાં જ્ઞાતિના મુખપત્રોએ અગત્યની સેવા બજાવી હોય છે. આપણી મોઢવણિક જ્ઞાતિને માટે 'મોઢ મહોદયે' છેલ્લી પચ્ચીશીમાં જે એકધારી એકનિષ્ઠ નિઃસ્વાર્થ સેવા કરી છે, અને એ રીતે પ્રગતિનાં બળોને ટેકો આપ્યો છે તે શુભ પ્રસંગની યાદગીરી ઉજવવા આજે આપણે એકઠા થયા છીએ. જ્ઞાતિના અભ્યુદયનાં તમામ કાર્યોમાં 'મોઢ મહોદયે' સતત જાગૃતિ રાખીને પ્રસંગાનુસાર હિસ્સો આપ્યા કર્યો છે, વિઘ્નો સામે લડાઈ કરી છે, વિરોધ શમાવ્યો છે, યુવકવર્ગોને પ્રોત્સાહન આપી જ્ઞાતિહિતમાં રસ લેતા કર્યા છે. સમુદાયના હિતને સ્પર્શતી અનેક પ્રવૃત્તિઓ આરંભી છે, અનુમોદી છે કે તેને વિજયવંતી બનાવી છે. આવા શુભ કાર્યનો સરવાળો જેટલો વધુ થાય તેટલો ઓછો. આપણે એક આખો જમાનો વટાવીને આ સંસ્થા સમા પત્રે જ્ઞાતિકલ્યાણમાં શો હિસ્સો આપ્યો તેનું સરવૈયું કાઢવા એકઠા થયા છીએ. આ પ્રસંગે આપણે એ પ્રવૃત્તિને અંગે ક્યાંય અંગત રાગદ્વેષ થવા પામ્યા હોય તો તે ભૂલી જઈએ, જ્ઞાતિસમસ્તના હિતમાં અંગત હિતને હોમવું પડ્યું હોય તો તેથી મગરૂર થઈએ, બે ઉદ્દામવર્ગો વચ્ચેનું અંતર ઓછું કરીએ, અને એકત્ર થઈને સંયુક્ત બળથી આવતી પચ્ચીશીને માટે જનકલ્યાણનો એક એવો કાર્યક્રમ રચીએ કે જેને પરિણામે આપણી પેઢીને પીડતા

અનેક પ્રશ્નો વેળાસર અદૃશ્ય થાય, નવયુગની રોશની દૃષ્ટિ કરતી નવી પરિસ્થિતિ પેદા થાય, જ્ઞાતિનો સમૂહ સડો નાબૂદ થાય, અને જ્ઞાતિનું અસ્તિત્વ પ્રગતિને પોષક તથા ઉત્તેજક બને. આ કાર્ય કરવામાં ઉપયોગી એવા અનેક જ્ઞાતિજનોની આજે આ મેળાવડામાં હાજરી છે એ જાણીને મને આનંદ થાય છે; હું આપ સૌને અહિં આવકાર આપું છું અને જ્ઞાતિહિતના મહાકાર્યમાં યથાશક્ત હિસ્સો આપવા નિમંત્રું છું. આપણા આજના આ માંગલિક પ્રસંગે આપણને દોરવા માટે આપણી જ્ઞાતિના એક માનવંતા અગ્રેસર ખાસ તસ્દી લઇને આજે અહિં પધાર્યા છે, અને આપણા કાર્યમાં તેઓ વેગ અને બળ પૂરી રહ્યા છે તેમના આગમનથી આપણે વધારે જાગ્રત બનીશું, સતેજ થઇશું અને આપણી કલ્યાણ પ્રવૃત્તિઓને સફળ કરવા ઉદ્યોગશીલ બનીશું. આપની સૌની વતી આપણા માનવંતા મહેમાનને હું આવકાર આપું છું અને એમનું અહિંનું આગમન શુભ પરિણામદાયી નીવડે એવી આશા રાખું છું. આપણી જ્ઞાતિ આંતરિક સુધારણા દ્વારા આપણી આગામી નૂતન સમાજ-વ્યવસ્થામાં તથા આપણા જ્ઞાતિજનો આવતી કાલના આપણા દેશના રાજકારણમાં ઉજ્જવળ અને યશસ્વી ભાગ ભજવે અને આપણી જ્ઞાતિના ભૂષણ સમા જગદ્વંદ્ય મહાત્મા ગાંધીજીએ આપણા દેશને જે બુલંદ ભાવી તરફ દોરવણી આપી છે તે સફળ કરવામાં આપણે અગ્રભાગ ભજવીએ એવી બુદ્ધિશક્તિ પ્રભુ આપણને સર્વને આપે એવી એ જગન્નિયંતાને મારી હૃદયપૂર્વકની પ્રાર્થના છે. હું આપ સૌને તથા આપણા માનવંતા પરોણાને ફરીથી આવકાર આપું છું.



## રજત મહોત્સવ પ્રસંગે પધારેલા મહેમાનોનું લીસ્ટ

૧ શેઠ શ્રી ધરમદાસ શામળદાસ પરભુદાસ કોઠારી-પ્રમુખ; ૨ અ. સૌ. કમળાવંતી ધરમદાસ-મુંબઇ; ૩ શ્રી દ્વારકાદાસ બાલુભાઇ મણિયાર-મુંબઇ; ૪ શ્રી હરજીવનદાસ ડોસાભાઇ-મુંબઇ; ૫ શ્રી કીશોરલાલ ભા. ગુપ્તા વૈદ્યભૂષણ-મુંબઇ; ૬ શ્રી ગોકળદાસ ઠાકોરદાસ ઝરીવાળા-સુરત; ૭ શ્રી રમણલાલ છોટાલાલ મઝમુદાર-ભરૂચ; ૮ શ્રી જયંતિલાલ કૃષ્ણવલ્લભદાસ ચોકસી-ભરૂચ; ૯ રાજરત્ન તારાચંદ્ર પોપટલાલ અડાલજા-વડોદરા; ૧૦ મીસીસ તારાચંદ્ર અડાલજા-વડોદરા; ૧૧ શેઠ રતનલાલ લલ્લુભાઇ-અમદાવાદ; ૧૨ શેઠ નટવરલાલ રમણલાલ-અમદાવાદ; ૧૩ શ્રી શનાલાલ રૂગનાથ-અમદાવાદ; ૧૪ શ્રી ભક્તિપ્રસાદ, તંત્રી મોઢેન્દુ-અમદાવાદ; ૧૫ શ્રી ડાહ્યાભાઇ વકીલ-વીરમગામ; ૧૬ શ્રી કાંતિલાલ ર. મહેતા-ધ્રાંગધ્રા; ૧૭ શ્રી પુરૂષોત્તમદાસ મહાદેવભાઇ-હળવદ; ૧૮ શ્રી તુલસીદાસ રણછોડદાસ-જામનગર; ૧૯ શ્રી જેઠાલાલ પોપટલાલ ભગત-જામનગર; ૨૦ શ્રી ગાંડુભાઇ પોપટલાલ માણેકચંદ-જામનગર; ૨૧ શ્રી કેશવલાલ જશરાજ-રાજકોટ; ૨૨ શેઠ જીવરાજભાઇ મકનદાસ-કુંડલા; ૨૩ શ્રી જગજીવનદાસ પિતાંબરદાસ-કુંડલા; ૨૪ શ્રી મથુરાદાસ મનોરદાસ-કુંડલા; ૨૫ શ્રી પરશોત્તમદાસ ભાણજી-અમરેલી; ૨૬ રાજરત્ન મોહનલાલ ઓધવજી-અમરેલી; ૨૭ શ્રી મગનલાલ માધવજી વકીલ-જુનાગઢ; ૨૮ શ્રી જીવરાજ ગોકળદાસ-સોનગઢ; ૨૯ શાસ્ત્રી અમૃતલાલ ભાણજી-પાલીતાણા; ૩૦ શ્રી જયંતિલાલ કેશવલાલ-સિહોર; ૩૧ શ્રી જમનાદાસ ભક્તિદાસ વોરા-સિહોર; ૩૨ શ્રી જમનાદાસ ત્રીભોવનદાસ વકીલ-સિહોર.



શ્રી. જીવરાજભાઈ મકનદાસ : કુંડલાવાળા : મુંબઈ



શ્રી. સુખલાલ ઝવેરભાઈ વડોદરીઆ : ભાવનગર

નમુના પત્ર આજે મહોદય પાસે ધરૂં છું કે ભવિષ્યમાં એવું કાર્ય હાથ ધરનારને માર્ગદર્શક થાય. સાથે હકીકત મેળવવાની ચોકસાઇની એકાદ વાત જણાવી દઉં કે ભવિષ્યમાં તે પણ સહાયક રૂપ બને. મુંબઇમાં પોરેચા મોઢમાં પહેલામાં પહેલા પગ મૂકનાર આપણા પ્રમુખ ધર્મદાસ શેઠના પ્રપિતામહ જીવણદાસ કોઠારી હતા. તેમના પછી પ્રભુદાસ કોઠારી. પછી શામળદાસ કોઠારી અને હાલમાં જ્ઞાતિરત્ન ધર્મદાસ શેઠે કેવી પ્રગતિ કરી અને તેમના તરફથી વહેલ દાનગંગાનો પ્રવાહ કયા પ્રકારનો છે તે હકીકત મેં નિવૃત્ત જીવન ગાળતા શામળદાસ કોઠારીને મળી મેળવી. અને તે પણ રિપોર્ટ વગેરેની નોંધ નજરે જોયા પછી–આટલી ચોકસાઇ છતાં તે સમગ્ર હકીકત ધર્મદાસ શેઠને બતાવવા તેમની ઓફીસે ગયો. શેરદલાલોની અને તેમાં પણ આવી પ્રખ્યાત ફર્મની ઓફીસમાં વધુ વાત કરવાનો સમય ન જ મળે. તેમણે હકીકતના કાગળો મૂકી જવા ને બીજે દિવસે લઇ જવા જણાવ્યું. મેં તેમને તે આપી દીધા. બીજે દિવસે હું તેમની પાસે ગયો. એકાદ બે જગાએથી નિરાશ થઇ ચૂકયો હતો. તેમાં તેઓશ્રીએ પણ સમયને અભાવે હકીકત ન વાંચી શકવાનું જણાવતાં બીજા દિવસ પર તે વાત રાખી. હું ફરી તે લેવા ગયો નહિ. હું ગોરધનદાસ એન્ડ કંપનીની સહાયથી મુંબઇ ગયો હતો અને ત્યાં ૨૦ દિવસ રહેવાનું ધારેલ તે મુદત પણ પૂરી થઇ હતી હું આ કાર્ય કમાણી માટે નહોતો કરતો પણ જ્ઞાતિ સેવા માટે કરતો હતો. ૨૫૦ રૂ. નો મારે ભોગ આપવો પડ્યો હતો. એક યુવાને મને જણાવ્યું કે હું નવ વખત જેલમાં જઇ આવેલ સત્યાગ્રહી વીર છું. હું આશ્ચર્ય પામ્યો અને સહજ શંકા થતાં પૂછ્યું કે આપના લખવા પર મારાથી શંકા ન જ કરાય પરંતુ આપ જો આપની પીછાનવાળી કોઇ પ્રતિષ્ઠિત વ્યક્તિનું નામ આપો તો હું આપના કાર્ય સંબંધમાં આપ આપના મુખે જે વખાણ ન કરી શકો તે તેમને મુખે સાંભળી આપના કાર્ય સંબંધી નોંધ હું સારા શબ્દોમાં લઇ શકું. તેણે જણાવ્યું કે 'મુંબઇમાં ગોરધનદાસ એન્ડ કંપની છે તે ગોરધનદાસ, અને પ્રાણલાલભાઇ મારા સગા મામા થાય છે.' મેં તે કંપનીમાં પૂછાવ્યું અને તેમની હકીકત ખરી જણાઇ. હકીકતને એકત્ર કરનારે આવી ચોકસાઇથી કાર્ય કરવાની ખાસ જરૂર છે. આ બધી પ્રેરણા મને પૂજ્ય ભીખાભાઇ તરફથી મળી હતી. આ સંબંધમાં મેં ભાવનગરમાં તેમને ત્યાં દશ દિવસ રહી મહોદયની વીસ વર્ષની ફાઇલો જોઇને માર્ગ નક્કી કર્યો હતો. અને ભવિષ્યમાં આપણી જ્ઞાતિના ઇતિહાસ લેખકોને પણ મહોદયની સઘળી ફાઇલો એક સાચા ભોમીયા રૂપે આધારરૂપ થશે. મહોદયની મહત્તા આ રીતે પણ ઉપયોગી છે.

પચીસ પચીસ વર્ષના ઉજાગરા સાથે ખંત અને ચિંતા સેવી મહોદયે જે કાર્ય કર્યું છે તે કાર્ય કરનાર વ્યક્તિઓને અભિનંદન આપવા આપણે અત્રે એકત્ર થયા છીએ. ગ્રાહકો મેળવવાં, ફંડ એકઠું કરવું, લેખો લખવા, અન્ય લેખકો પાસે લેખો માગવા, તે આવતાં વાંચી જવા, તેની ઉપયોગીતા વિચારી સ્થાન આપવું, ઘટતી સુધારણા કરવી કે કરાવવી, છાપખાના ભેગા કરવા, પ્રુફ સુધારવાં એમ માસિક તૈયાર થતાં પોષ્ટ કરવું. આ મુખ્ય કાર્યો–નિત્ય કાર્યો ઉપરાંત હિસાબ રાખવો અને પત્રવ્યવહાર કરવો એ વગેરે જુદાં. આ બધું પચીસ વર્ષ સુધી ત્રણ વ્યક્તિએ અખંડ એકરસે, એકમને કાર્ય કરવાથી કાર્ય દીપ્યું છે અને આપણને એકત્ર થવાનો આવો મંગળ પ્રસંગ મળ્યો છે. આમાં એ ત્રણેની પરસ્પર એકતા એ બહુજ પ્રશંસાપાત્ર કાર્ય છે. પચીસ વર્ષ સુધીમાં તેઓમાં મતભેદ ઉભો થયો નહિ. કોઇ રીસાયું ભરાયું નહિ એ આશ્ચર્યકારક તેમની કાર્ય પદ્ધતિ સર્વથા પ્રશંસા પાત્ર છે. આ ત્રણ વ્યક્તિ તે પુણ્યાત્મા ભીખાભાઇ તથા તેમના અનુગામી પૂજ્ય છબીલભાઇ અને ગોરધનભાઇ. તે બંનેનો પૂજ્ય ભીખાભાઇ ઉપર કેટલો પ્રેમ છે તે ગોરધનદાસભાઇના મારા પરના તાજા પત્ર લેખનમાંથી આપું. તેઓ લખે છે કે મુ. ભીખાભાઇની ગેરહાજરીમાં વિધવા જેવી સ્થિતિ છે. સધવા કરતાં વિધવા નિરાધાર બનતાં હિંમતવાન ખૂબ બને છે. આ માર્મિક વાકય

વિધવા વિવાહના આગ્રહીઓને પણ વિચારવા યોગ્ય છે. હું પુણ્યાત્મા ભીખાભાઇને તો વર્ષો થયાં 'પૂજ્ય' વિશેષણથી પત્ર લખતો પણ ગોરધનદાસભાઇને તે લગાડતાં તેમણે ઘણી આનાકાની કરેલ અને આજે અહીં પણ હું તેમને તથા છબીલભાઇને પૂજ્ય વિશેષણ લગાડું છું તે અણસમજથી કે વધારે પડતું નથીજ. गुणाः पूजास्थानं गुणिषु न च लिङ्गं न च वयः। ગુણીઓમાં પૂજાપાત્ર વસ્તુ તેમના ગુણો છે, વય કે જાતિ નહિ. 'ચારિત્રપૂજા નહિ દેહપૂજા.' દેહ પૂજાતો નથી પણ ચારિત્ર પૂજાય છે. કાર્ય પૂજાય છે. અત્યારે આ સમગ્ર સભામંડપ તેમની પૂજા માટે જ મળેલ છે, તે પૂજા તેમના ગુણની છે, કાર્યની છે. આ પૂજા કાર્યમાં હું ત્રણેને પ્રેમપૂર્વક નમન કરું છું. અંતરના ઉમળકાથી નમું છું. બીજું પૂજન સમિતિ વિચારે તે.

મહોદયનું હાલનું જીવન એ પુણ્યાત્મા ભીખાભાઇ આદિ ત્રણે વ્યક્તિના શાંત ચિત્તના મૂક સેવા ભાવનો નમુનો છે. મહોદય પર માલિકી હક તેમાંના કોઇએ કદી ઇચ્છયો નહિ. તેના દીર્ઘ જીવનની સંકલના વિચારી, સંરક્ષક સમિતિ નીમી (ટ્રસ્ટીઓ નીમ્યા), ફંડ અને લવાજમનાં નાણાં તેમને સોંપી દીધાં. પેઢીના પ્રમાણિક નોકર જેમ તેમણે કાર્ય કર્યું. ઉપજ ખર્ચનો પાઇએ પાઇનો હિસાબ, હિસાબનિપુણ વ્યક્તિઓ પાસે પાસ કરાવી મહોદયમાં પ્રસિદ્ધ કરી મહોદય એ જ્ઞાતિની મીલ્કત છે; અમારી કે કોઇની નથી એ સમિતિ તથા ગ્રાહકોના અંતરમાં ઉતાર્યું. તેમાં પણ શેઠના હિતમાં જીવન સમર્પણ કરનાર મુનિમ જેમ ગોરધનદાસભાઇએ હદ કરી. તેઓ વેરાવળમાં શેઠ વનમાળી વીરજીને ત્યાં તેમની પુત્રીનાં લગ્ન પ્રસંગ પર ગયા. શેઠ ૨૫૧ રૂ. ભરી મહોદયના મુરબ્બી બન્યા. બીજે દિવસે વાતચિતમાં આનંદ છે એમ પૂછતાં ગોરધનભાઇએ જણાવ્યું કે રૂ. ૫૦૦ પૂરા કરો તો સાચો આનંદ આવે. શેઠે બીજા ૨૫૧ ભરી ૫૦૨ પૂરા કર્યાં. સુરતમાં એક ભાઇએ જમવા નિમંત્ર્યા. જમવા તો ત્યારે આવું તમે મહોદયના મુરબ્બી બનો. આ તેમના નિસ્વાર્થ સેવા કાર્યના સાચા નમુના છે. સેવાભાવી સજ્જનોને મનનીય છે.

પુણ્યાત્મા ભીખાભાઇના ચિર પૂજન સંબંધમાં હું એકાદ બે બાબત આ સભા પાસે મૂકવા ઇચ્છું છું. તેમણે ભાવનગરની આપણી જ્ઞાતિની જે જે સંસ્થાઓમાં અગ્રપણે ભાગ લીધો હોય તે દરેક સંસ્થા સાથે તેમનું સ્મરણ જોડાવા તેમનું તૈલ ચિત્ર ત્યાં મૂકાવું જોઇએ અને મહોદયના દર માસના પ્રકાશનમાં અગ્રપૃષ્ટ પર તેમની એકાદ ઈંચની નાની છબી છપાવી જોઇએ. તેમનું આવું સ્મરણ ચિન્હ અન્ય સેવાભાવીઓને સુપ્રેરણાદાયક થઇ શકશે.

આપણે મહોદયને પ્રેરક, પ્રબોધક અને પથપ્રદર્શક બનાવવાને, નવા યુગને બંધબેસતું થવાને શું કરવું જોઇએ તે એક વાત અભણ વિદ્યાર્થી લીંટા કરે તેમ એક લીંટા હું કરૂં છું-સૂચવું છું. વિદ્યાર્થી ભુવન જેમ મહોદયભુવન ઉભું થાય. તેના મુખ્ય વિશાળ ખંડમાં આપણા અનેક પ્રશંસા પાત્ર જીવન જીવી ગયેલા કે જીવતાનાં બહુ મોટાં નહિ એવાં તૈલ ચિત્રો રહે. આપણા ગ્રંથ લેખકો અને કવિઓનાં કાર્ય ત્યાં સંગ્રહાય તેમજ આપણી જ્ઞાતિના સર્વાંગ ઈતિહાસ માટેનું સંગ્રહસ્થાન બને. ઉપરાંત આપણી સમગ્ર જ્ઞાતિમાં ચાલુ મંડળો અને સંસ્થાઓ સાથે મહોદય સંબંધમાં રહે તથા તેના સંબંધમાં અન્યને વાકેફ કરી શકે. આમ મહોદય ભુવન આપણી જ્ઞાતિના નવા પુરાણા દફતરખાનારૂપ બને. આ ભુવન સાથે સંચાલક અને વ્યવસ્થાપકો કુટુંબ સાથે રહી શકે તેવી સુંદર સગવડ પણ હોવી જોઇએ ટુંકામાં કહું તો મહોદયભુવન એટલે સમગ્ર મોઢજ્ઞાતિનું ભવ્ય અને પવિત્ર તીર્થસ્થાન બને.

આપણા વસવાટવાળી જગાઓ જોતાં કાઠિયાવાડ એક ખુણા રૂપ છે. અને તેના પણ એક ખૂણામાં આવેલું ભાવનગર છે. એ ભાવનગરમાં મહોદયનું કાર્યાલય એ કોઇ અગોચર જગામાં ઉગેલા ઉત્તમ હાફુસના કલમી આંબા કે અત્તરીય ગુલાબ જેવું છે. તેના રોપણહાર પૂજ્ય ભીખાભાઇ છે. તેમના સહગામી

[ અનુસંધાન પૃષ્ઠ ૩૨ મે

# રજત મહોત્સવ પ્રસંગે મળેલ સંદેશાઓ

"મોઢ મહોદય" પચીસ વર્ષ પુરાં કરે છે.

આ પચીસ વર્ષમાં તો જગતમાં અનેક આસમાની સુલતાનીઓ આવી ગઇ. દુનિયા ફરી, નવી બની; સડી, જીર્ણ બની અને ફરી પાછી ભાંગવાને ઉથલી પડી.

જ્ઞાતિનાં બંધનોને જમાનાએ પડકારો કર્યા છે અને છતાંય, જ્ઞાતિની ગંગાઓના પ્રવાહો તો વહેતા જ રહ્યા છે. મોઢ જ્ઞાત તો તેની એક વ્યક્તિને કારણે જગ વિખ્યાત બની છે. દુનિયામાં ડંકો બજાવનારા આ પુરૂષની જ્ઞાતિએ વિરલ વ્યાપારીઓનું સર્જન કર્યું છે, સમાજ સુધારકોની પકવણી કરી છે અને સાહિત્યકારો અને અન્ય ક્ષેત્રોની વ્યક્તિઓનું પણ ઉત્પાદન કર્યું છે.

વિરાટ જાગ્યો છે, અને વિરાટના તાલ સુર સાથે પોતાના તાલ સુર મિલાવવાનો જગતની દરેક દરેક જ્ઞાતિઓનો જમાનો પણ આજે જાગૃત થયો છે. જેઓ સુતા હશે તેઓને પાછળ મૂકીને જગત આગળ જશે. ગાફેલ હશે તેઓ કાળ વંટોળીયામાં ઘેરાઇ જશે. છતી આંખે અંધાપાના મોહમાં ડુબેલ માનવીઓ જમાનાની વીજળીથી તારા જ થશે

જ્ઞાતિ જાગો! તેની પુનિત ગંગાના શીતળ ઝરણાંઓથી મલિનતા છેટે રહો. જ્ઞાતિ ગંગાના કાંઠા પર રમણિયતા હસની બનો! અને રાષ્ટ્રના નુતન ઉત્થાનમાં જ્ઞાતિ પોતાના ઉજ્જવલ અને ઉદ્દાત ભાગ ભજવી રહો!

"મોઢ મહોદય" ની બીજી પચીશી પર પ્રભુના આશિર્વાદ ઉતરી પડો.

શામળદાસ ગાંધી
તંત્રી, "વંદેમાતરમ"-મુંબઈ

પૃષ્ઠ ૩૧ થી ચાલુ ]

કાર્યકર્તામાં પૂજ્ય ડાયાલાલભાઇ પણ છે. તેઓ એવી વિકટ જગા પર હાલ કામ કરી રહ્યા છે કે જ્યાં સદાય પુણ્ય અપુણ્ય, સ્તુતિ અસ્તુતિ જોડાયલાં છે. થોડા જ સમયમાં આવનાર અહીંના વિદ્યાર્થીભુવનની પ્રથમ પચીસીના ઇતિહાસ વાંચન વખતે આપણને તેઓ સંબંધમાં વધારે વિચારવા પ્રસંગ મળશે.

બંધુઓ, આ સેવાપૂજા મંડપના કાર્યને નિહાળવા અંતરીક્ષમાં ઊભી દૃષ્ટિ કરનાર આપણા પૂજ્ય પુણ્યાત્માઓ રાજરત્ન હરિલાલભાઇ, ઓધવજીભાઇ, મદનજીભાઇ અને મોહનલાલ મંહેતાને વંદન કરી વિરમીએ, અને આમ વિરમતાં વિરમતાં હું આપણા ઉત્સાહી બંધુ મહોદયના રજત મહોત્સવના સ્મરણાંકનાં આત્મ રૂપ તારાચંદ્રભાઇ અડાલજાને પ્રણામ કરું છું.

ઋષિકેશ તા. ૪-૬-૪૨ આપના
C/o બ્રહ્માનંદ આશ્રમ કહાનચકુ ગાંધીના પ્રણામ

આપણી જ્ઞાતિના ભૂષણ શેઠ શ્રી ધરમદાસ શામળદાસના અધ્યક્ષણા નીચે "મોઢ મહોદય"નો રજત મહોત્સવ ઉજવવા, આપ ભાઇઓએ પ્રબંધ કર્યાનું, આપની આમંત્રણ પત્રિકાથી જાણી, મને ઘણો આનંદ થયો છે. આવા માંગલિક પ્રસંગે મારી હાજરીની આપ અપેક્ષા રાખો તે સ્વાભાવિક છે, અને આવા ઉત્સવ પ્રસંગે હાજરી આપવાની મારી ફરજ સમજું છું. પરંતુ મારી હાલની શારીરિક સ્થિતિ એવી છે કે હું મુસાફરી કરી શકું તેમ નથી, તેથી લાચાર છું. શેઠ શ્રી ધરમદાસભાઇને મળવા લાંબા વખતથી હું ઇન્તેજાર છું. તેમણે આપણી જ્ઞાતિની દ્રવ્યનો ભોગ આપી, અમૂલ્ય સેવા કરી છે. તેમની બોર્ડીંગમાં આપણા અનેક ગરીબ ભાઇઓને રાખી, તેમને ઉંચા પ્રકારની કેળવણી લેવાની તક આપી, તેમને અને આપણી જ્ઞાતિને કૃતાર્થ કરેલ છે. તેઓ તંદુરસ્તી સાથે લાંબું આયુષ્ય અને સાંસારિક સુખો ભોગવો તેમ ઇચ્છુ છું.

રણછોડદાસ પટવારી-રાજકોટ

આપના આમંત્રણ માટે આભાર.

શ્રી માતંગી ઉર્ફે મોઢેશ્વરી દેવસ્થાન સંસ્થાના પ્રમુખ તરીકે આ રજત્ મહોત્સવ પ્રસંગે શ્રી સમસ્ત મોઢ કોમની અને આ સંસ્થાની શ્રી 'મોઢ મહોદય' દ્વારા આપે સૌ કાર્યકર્તાઓએ જે સેવાઓ કરી છે તેને માટે સંસ્થા તરફથી ધન્યવાદ અને અભિનંદન આપું છું. શ્રી જગદંબાની–આપણી કુળદેવીની–આપ જે સેવા કરી રહ્યા છો તેથી મારી ખાત્રી છે કે શ્રી જગદંબાના સંપૂર્ણ આશીર્વાદ શ્રી 'મોઢ મહોદય' ઉપર અને તેના સંચાલકો ઉપર કાયમ રહેશે. આ સમારંભ પુર ઉત્સાહથી અને સંપૂર્ણ કૃતેહગંદીથી પાર પડે એમ પ્રભુ પાસે મારી પ્રાર્થના છે.

રમણલાલ લલ્લુભાઈ
પ્રમુખ : શ્રી માતંગી ઉર્ફે
મોઢેશ્વરી દેવસ્થાન સંસ્થા–અમદાવાદ

o o

અનિવાર્ય રોકાણને અંગે હું આ મહોત્સવમાં હાજરી આપી શકયો નથી તેથી દિલગીર છું.

અખિલ મોઢ જ્ઞાતિના મુખ્ય વાજીંત્ર 'મોઢ મહોદય'ને તેના આ રજત્ મહોત્સવે મ્હારા હાર્દિક અભિનંદન પાઠવું છું.

જ્ઞાતિ સેવાના પુનિત કાર્યમાં આ માસિકનો ફાળો કિંમતી અને અનોખો છે.

જ્ઞાતિમાં નવચેતના પ્રેરી તેનો મહોદય સાધવાના આ માસિકના વ્યવસ્થાપક મંડળના નિષ્કામ પ્રયત્નો સર્વાંશે ફળિભૂત થાઓ.

નારણદાસ ઓઘડભાઈ શેઠ, વઢવાણ કેમ્પ.

o o

માસિક "મોઢ મહોદય" પોતાનો રજત્ મહોત્સવ ઉજવવા ભાગ્યશાળી નીવડેલ છે તે પ્રસંગ આપણી અખિલ જ્ઞાતિ માટે ગૌરવનો વિષય છે. આ રજત્ મહોત્સવ પ્રસંગે "મોઢ મહોદય" અને તેના ઉત્તરોત્તર વૃદ્ધિ કરનાર કાર્યકર્તાઓને અમારા તરફથી અભિનંદન અને શુભેચ્છા પાઠવતાં અમોને અતિ આનંદ થાય છે.

પરદેશમાં ધંધાર્થે રહેતા આપણા જ્ઞાતિબંધુઓને પોતાની જ્ઞાતિના ખબર જાણવા માટે "મોઢ મહોદય" ઉત્તમ પ્રકાશન માલમ પડ્યું છે. તદુપરાંત સામાજિક કુરૂઢીઓ દૂર કરવા, સામાજીક સત્ય સુધારા તરફની વૃત્તિ વધારવા, કેળવણીનો પ્રચાર કરવા અને સમસ્ત જ્ઞાતિમાં એક સંપી અને ઐકયતાની ભાવના ખિલાવવા વગેરે જ્ઞાતિ હિતની જુદી જુદી દિશાઓમાં "મોઢ મહોદયે" ઘણો ફાળો આપ્યો છે અને રજત્ મહોત્સવ ઉજવવા એ ભાગ્યશાળી નીવડ્યું છે એ જ એની ઉપયોગીતાની નિશાની છે.

અંતમાં "મોઢ મહોદય" પોતાના ઉદ્દેશોને બર લાવવામાં સફળ થાય, તે વિશેષ સમૃદ્ધ બને અને તેના દ્વારા આપણી અખિલ જ્ઞાતિ આબાદીના શિખરે મૂકાય એ જ મહેચ્છા.

દ્વારકાદાસ માણેકચંદ શેઠ
અમૃતલાલ જદુરામ અડાલજા
ઓ. જોઈન્ટ સેક્રેટરીઝ
શ્રી. મો. વ. જ્ઞા. કા. કમિટી
જામનગર

o o

અખિલ મોઢવણિક જ્ઞાતિનું મુખપત્ર 'મોઢ મહોદય" પચ્ચીસ વર્ષના વહાણા વીતાવી રજત્ મહોત્સવ પ્રસંગ જોવા ભાગ્યશાળી થયેલ છે, એ આપણી જ્ઞાતિનું સદભાગ્ય છે, જ્ઞાતિ માટે એ મગરૂબીનો વિષય છે. "મહોદય"ની સુંદર પ્રગતિ માટે "મહોદય"ના સંચાલક તથા વ્યવસ્થાપક મહાશયને તેમની કર્તવ્યપરાયણતા તથા સેવાભાવ માટે ખરેખર ધન્યવાદ ઘટે છે, "મોઢ મહોદય" ઘણું જીવો! એવી મારા અંતઃકરણની આ પ્રસંગે શુભેચ્છા છે. "મહોદય" સુવર્ણ મહોત્સવ જોવા ભાગ્યશાળી બનો, એવી દયાળુ પ્રભુ પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

ભાવનગર મોઢ વણિક બોર્ડીંગમાં રહી હું કોલેજમાં અભ્યાસ કરતો હતો, ત્યારે ઇ. સ. ૧૯૨૭ માં બી. એ. ના મારા છેલ્લા વર્ષ દરમિયાન જ્ઞાતિપત્રોમાં કાંઈક લખવાની એ પ્રસંગે સ્ફુરણા થઈ હતી અને તદનુસાર "મોઢ મહોદય" અને તે પ્રસંગે રાણપુરથી પ્રસિદ્ધ થતા "મોઢમિત્ર" માં લેખો લખવા

શરૂ કરેલા. મોઢવણિક બોર્ડિંગમાંથી એ પ્રેરણા મેળવવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયેલ. એથી એ સંસ્થાનું એ ઋણુ સ્વીકારતાં આજે મને આનંદ થાય છે. "મોઢ મહોદય"ના વ્યવસ્થાપક શ્રીયુત ગોરધનદાસ ભાઈનું મને સદાય પ્રોત્સાહન મળેલ છે અને તે માટે તેમનો આજે જાહેર આભાર માનું છું. છેલ્લા ૧૭ વર્ષ થયાં "મહોદય" દ્વારા જ્ઞાતિની યત્કિંચિત્ સેવા કરવા શક્તિમાન થયેલ છું. એટલે મારે મન "મહોદય"નો રજત્ મહોત્સવ ખરેખર આનંદનો અવસર છે. રજત્ મહોત્સવને સંપૂર્ણ ફતેહ ઇચ્છું છું અને સાથેસાથ પ્રાર્થું છું કે "મોઢ મહોદય" ઘણું જીવો! "મહોદય" જ્ઞાતિમાં વધુ ને વધુ જાગૃતિ આણી જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેની ઉન્નતિ સાધવા શક્તિમાન બનો!

"મોઢ મહોદયે" પોતાની પચીસ વર્ષની લાંબી યશસ્વી કારકીર્દિ દરમિયાન જ્ઞાતિના સળગતા વિધવિધ સામાજીક પ્રશ્નો, કેળવણી પ્રચાર, રૂઢિછેદન સ્ત્રીઓની સ્થિતિ સુધારણા, ગોળ અને તેની જરૂરિયાત ઇત્યાદિની સુંદર છણાવટ કરી જ્ઞાતિની ભારે સેવા બજાવી છે, તેમજ જ્ઞાતિને જાગ્રત રાખવા બનતો પ્રયાસ કરેલ છે. કવિ દલપતરામના સૂત્રાનુસાર 'ધીરે ધીરે સુધારાનો સાર' એ પ્રમાણે જ્ઞાતિમાં સુધારાઓ દાખલ કરાવવા ઝુંબેશ ઉઠાવી છે. આજ નીતિથી "મહોદય" લાંબી મજલ કાપવા શક્તિમાન થયેલ છે. "મોઢ મહોદય" ની શૈલી તીખી તમતમતી નથી એમ કેટલાકને લાગશે, પણ લોકરૂચિને આધિન થઇ જ્ઞાતિપત્રોએ કાર્ય કરવાનું હોય છે, એ ભૂલવું ન જોઇએ.

"મોઢ મહોદય"ના શરૂઆતના વર્ષોના સ્વ. તંત્રી શ્રીયુત દામોદરદાસ ખોટાદકર કવિનું આ સમયે સ્મરણ થાય છે. તેમણે "મહોદય" દ્વારા જ્ઞાતિની ભારે સેવા બજાવી છે. "મહોદય" ના જનક અને સંચાલક સ્વ. શ્રીયુત ભીખાભાઇ પરીખ આ અવસર જોવા આપણી સમક્ષ નથી, પણ "મહોદય" જ્યાં લગી જીવશે ત્યાં લગી સ્વ. ભીખાભાઈનું નામ ચિરસ્મરણીય રહેશે, એ નિર્વિવાદ છે. "મહોદય" ના વિકાસ અને ફેલાવામાં જે જે બંધુઓએ પોતાનો ફાળો આપ્યો છે, તે બધા અભિનંદનને પાત્ર છે.

"મોઢ મહોદય" જ્ઞાતિની વધુ ને વધુ સેવા કરવા શક્તિમાન બનો, એવી નમ્ર અરજ છે. જ્ઞાતિબંધુઓ તેને સદાય સત્કારે અને પોષે એવી અભ્યર્થના છે. ફરીથી શુભેચ્છા પાઠવું છું "મોઢ મહોદય" ઘણું જીવો!!

**રતિલાલ હરજીવનદાસ મણિયાર, વઢવાણુ કેમ્પ.**

• •

જ્ઞાતિપત્રના ૨૫ વર્ષ પૂરાં થાય અને પચીસ વર્ષ પૂરાં કરતાં તેનો 'રજત મહોત્સવ ઉજવાય: એ પ્રસંગ કોઇ પણ જ્ઞાતિના ભાઇ બ્હેન માટે ગૌરવ ભર્યો ગણાય.

જ્ઞાતિના ટૂંકા ક્ષેત્રો; એ ટૂંકા ક્ષેત્રમાંના અનેક ન્હાના ન્હાના વાડાઓ; જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં રસ ધરાવતો વર્ગ; આ સૌ વચ્ચે વેરાયેલી અનેક ન્હાની મોટી મુશ્કેલીઓને ઓળંગીને પચીસ વર્ષ જીવી જવું એ કોઇ પણ જ્ઞાતિપત્રની એક આકરી કસોટી ગણાય. એ સાથેસાથ આનંદનો વિષય છે કે 'મહોદય' એ કસોટીમાંથી પાર ઉતર્યું છે. એની સફળતા એના સંચાલકોના અડગ વિશ્વાસ, અખૂટ ધૈર્ય, અને અનંત શ્રદ્ધાનો પરિપાક છે અને એટલે આજનો પ્રસંગ મહાન છે. પ્રત્યેક જ્ઞાતિ ભાઇ-બહેન આ પ્રસંગ માટે મગરૂર બની શકે.

આપના સંમેલનને સંપૂર્ણ સફળતા ઇચ્છું છું. આજના બહુમૂલા પ્રસંગે હું "મોઢ મહોદય" ના સંચાલકોને વિનવીશ કે જ્ઞાતિ ઉન્નતિ માટે; જ્ઞાતિમાં યુગ અનુરૂપ સુધારાઓ લાવવા માટે; વર્ષોથી જડઘાલી બેઠેલા કુરિવાજોને નિર્મુળ કરવા માટે; તેમજ આ પલટાતી દુનિયાની સાથે રહીને જ્ઞાતિનો પુનરૂદ્ધાર કરવાનાં કાર્યમાં 'મોઢ મહોદય' જ્ઞાતિને એ માર્ગે લઈ જવાને-પ્રકાશના એક કિરણ સમુ બની-માર્ગદર્શન કરાવતું બની રહે, અને સાચી સેવા કરી જાય એજ પ્રાર્થના.

વરજીવન પારેખ-માટુંગા

આવા પ્રસંગે જ્યારે આપણા ભાઇઓ જુદા જુદા તકના અને જુદે જુદે સ્થળેથી, ત્યાં એકત્ર થયા હશે, તે તકનો લાભ લઇ આપણી સમસ્ત મોઢ જ્ઞાતિના ભવિષ્યનો અને તેના હિતનો વિચાર થાય અને એટલુંજ નહિ પણ કંઇક વ્યવહારિક યોજના ઘડાય તો સારૂં. હું ધારૂં છું કે એવું કંઇ પગલું લેવાય તોજ મહેનત, સમય અને પૈસાનો જે વ્યય આ ઉત્સવ પાછળ કરવામાં આવ્યો છે તેનું સાર્થક થાય.

બાકી એ તો દેખીતુંજ છે કે હાલની દુનિયા ઘણાજ વિકટ સમયમાંથી પસાર થઇ રહી છે. આપણે, આપણો સમાજ પણ એમાંથી મુક્ત નથીજ. જ્યારે દરેક રાષ્ટ્ર, દરેક પ્રજા આવા સમયમાં પોતપોતાનો વિચાર કરી પોતાનું સંભાળે છે તો આપણે પણ આપણા હિતનો વિચાર કરી લેવો જોઇએ અને એક સુધરેલી સંસ્કારી અને સ્વમાન અને સ્વતંત્રતાપ્રિય જ્ઞાતિ તરીકે આપણે આપણું અસ્તિત્વ જાળવવુંજ હોય તો જમાનાને અનુકૂળ યોગ્ય સુધારણા કરી પ્રગતિમાન થવુંજ પડશે. આપણું હિત શેમાં છે, આપણી પ્રગતિ કઇ દિશામાં છે એ શોધી કાઢવું કંઇજ મુશ્કેલ નથી. જરૂર માત્ર વ્યવસ્થિત કાર્યની જ છે. મ્હારૂં તો નિશ્ચયપૂર્વક માનવું છે: આ જમાનામાં કોઇપણ પ્રજાને આગળ વધવાની એકજ ચાવી છે, એકજ શક્તિ છે અને તે "સંઘ-શક્તિ" "संघ शक्तिः कलौयुगे" એ સિદ્ધાંત જરા પણ ભૂલાવો નજ જોઇએ. સંઘશક્તિ એજ ખરી શક્તિ છે માટે આપણો સમસ્ત મોઢ સમાજ સંગઠિત થાય એ જોવાનું છે. આ શક્તિથીજ આપણે આપણી દરેક આશા અને આદર્શ સફળ થએલા જોશું.

આ શક્તિ વગર કોઇ પણ રાષ્ટ્ર, કોઇપણ પ્રજા આગળ વધી શકી નથી અને કોઇ વધી શકશે પણ નહિ જ.

તમારૂં કાર્ય સફળ થાઓ અને "મહોદય" ભવિષ્યમાં જ્ઞાતિની સંગીન સેવા કરે એ ઇચ્છું છું.

મોહનલાલ બી. મણિયાર. મુંબઇ

## "મોઢ મહોદય" ના રજત મહોત્સ પ્રસંગે આવેલ

# શુભેચ્છાના સંદેશાઓ.

૧ સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ સી. આઇ. ઇ. મુંબઇ; ૨ દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી–મુંબઇ; ૩ શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજી–મુંબઇ; ૪ દી. બ. ગોવિંદદાસ ચતુર્ભુજદાસ–મદ્રાસ ૫ અ. સૌ. જયાવતી પ્રાણલાલ–મુંબઇ; ૬ શ્રી શામળદાસ ગાંધી–મુંબઇ; ૭ શ્રી રણછોડદાસ પટવારી–રાજકોટ; ૮ શ્રી ગોપાળજી ઓધવજી–ભાવનગર; ૯ શેઠ રમણલાલ લલ્લુભાઇ, પ્રમુખ: માતંગી દેવસ્થાન–અમદાવાદ; ૧૦ શેઠ નારણદાસ ઓધડભાઇ–વઢવાણ કેંપ; ૧૧ શ્રી જામનગર મોઢ જ્ઞાતિના સેક્રેટરીઓ–જામનગર; ૧૨ શ્રી રતિલાલ હરજીવનદાસ બી. એ. બી. ટી વઢવાણ–કેમ્પ; ૧૩ શ્રી મોહનલાલ બાલુભાઇ મણિયાર–બાર–એટ–લૉ–મુંબઇ.

ઉપરના સંદેશાઓ અન્યત્ર પ્રગટ થયેલા છે; તે ઉપરાંત નીચેના સંદેશાઓ આવ્યા હતા:—

Malviya Modh central committee highly appreciates great valuable services rendered by the magazine during twenty five years for cause of Malwa Modh.

Congratulations for Silver Jubilee celebrations. Wishing complete sucess. Excuse absence owing long sickness.

**Shankarlal Chawdhari.**

નીચેના ભાઇઓ તરફથી શુભેચ્છા દાખવતા અને સફલતા ઇચ્છતા તારો મળ્યા છે:—

૧ શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર–અમદાવાદ, ૨ શેઠ ચંદ્રકાંત મોતીલાલ જગાભાઇવાળા–અમદાવાદ, ૩ શ્રી ચંદુલાલ ડંગોરીયા–

પ્રમુખ સાહેબે પ્રમુખ સ્થાન લેતાં પહેલાં જણાવ્યું કે જો આ મેળાવડાના પ્રમુખ તરિકે મારાં કરતાં બીજી કોઇ વધારે વિદ્વાન્ તેમજ લાયક વ્યક્તિની પસંદગી કરાઇ હોત તો સારૂં હતું. મને પ્રમુખ તરિકે ચુંટીને અહિંની આપણી જ્ઞાતિનો સમાગમ સાધવાની ઉત્તમ તક આપે મને આપી છે. મને આપેલાં માન અને તક માટે હું આપનો ઉપકાર માનુ છું. આ ઉત્સવના પ્રસંગે, 'મોઢ મહોદય'ના ઉત્પાદક અને તેને અત્યાર સુધીના પોષક સાચા સેવાભાવી શ્રી ભીખાભાઇ ગોપાળજી આપણી વચ્ચે હોત તો અનેરો આનંદ થાત. પણ પ્રભુને ગમ્યું તે ખરૂં. તેમનો આત્મા તો આપણા સૌ ઉપર પોતાની આશિષ વરસાવી રહ્યો હશે. હવે આજનો કાર્યક્રમ શરૂ થાય એમ હું ઇચ્છું છું.

ત્યાર પછી સ્વાગત પ્રમુખ શેઠ શ્રી સુખલાલભાઇ ઝવેરભાઇની નાદુરસ્ત તબિયતને લીધે, તેમનું ભાષણ શ્રી. વ્રજલાલ ગોકળદાસ વોરાએ વાંચી સંભળાવ્યું હતું. આ ભાષણ અન્યત્ર છાપ્યું છે. પછી મે. પ્રમુખ સાહેબે પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું. આ ભાષણ પણ અન્યત્ર છાપ્યું છે. પછી 'મોઢ મહોદય'ને આશીર્વાદ આપતા તથા તેની સફળતા ઇચ્છતા તાર અને પત્રો દ્વારા મળેલા સંદેશાઓ ભાઇશ્રી ગોરધનદાસ અમીચંદ મણિયારે વાંચી સંભળાવ્યા. આમાંના કેટલાએક સંદેશાઓ પણ આ ઉત્સવના હેવાલ સાથે પ્રકટ કરવામાં આવ્યા છે.

સંદેશાનાં વાંચન બાદ, શાસ્ત્રી શ્રી અમૃતલાલભાણજીએ 'મોઢ મહોદય'ને આશીર્વચનના શ્લોકો ગાયા હતા. પછી 'મોઢ મહોદય'ના મંત્રી શ્રી દામોદરદાસ પરમાણંદદાસ દેશાઇએ પોતાનું નિવેદન વાંચી સંભળાવ્યું. આ નિવેદન પણ અન્યત્ર છાપવામાં આવ્યું છે.

પછી રા. રા. હરજીવનદાસ કાળીદાસ મહેતાએ પ્રસંગોચિત ભાષણ કરતાં જણાવ્યું કે દેશ જુદી જુદી જ્ઞાતિઓનો બનેલો હોય, જો બધી જ્ઞાતિઓ સત્ય સુધારાને પંથે વળે અને પોતાની ત્રુટિઓ દૂર કરી જ્ઞાતિ સંસ્થાને શોભાવે તો એ જુદી જુદી જ્ઞાતિઓનાં ઉત્કર્ષદ્વારા દેશોદય હાથવેંતમાં જ સમજવો. જ્ઞાતિઓને છિન્ન ભિન્ન કરવા કરતાં, જે જ્ઞાતિઓ ખરી રીતે હિંદુ ધર્મના રક્ષક સમી છે તેમાં ઘુસી ગએલી બદીઓ દૂર કરવાનો અને જ્ઞાતિઓ દ્વારા હુન્નર ઉદ્યોગ વધારવાનો સાચો પ્રયાસ કરાય તો દેશની આબાદી દૂર નથી. જ્ઞાતિ ખાસ કરીને ધંધાની સૂચક છે અને આ હિસાબે દેશની અંદરના ધંધારોજગારમાં જ્ઞાતિઓનો ફાળો ઓછો ન ગણાય.

તેમનાં ભાષણમાં બીજો ધ્વનિ એ હતો કે જાહેર કાર્યકર્તાઓએ ખાસ કરીને નિઃસ્વાર્થી અને નિરાગ્રહી રહેવું જોઇએ. વળી 'મારુ એટલું સારું,' તેને બદલે જો સૌ 'સારૂં એટલું મારૂં,' એવી ભાવના સેવતા થાય તો સત્ય સુધારો હાથવેંતમાં જ છે.

પછી રા. બળવંતરાય ગોપાળજી મહેતાએ પોતાનાં વિવેચનમાં જણાવ્યું કે હું જાતે મોઢ વણિક નથી, પણ મોઢ કોમના ઘણા ખરા ભાઇઓના ગાઢ પરિચયમાં હું છું અને તેમના કેટલાક રીત રિવાજોથી વાકેફ છું. અત્યારે બે ઉદ્દામ પક્ષો છે. એક પક્ષ જ્ઞાતિઓની બીલકુલ જરૂરિઆત નથી તેવું કહેનારો છે અને બીજો પક્ષ એમ કહે છે કે જો જ્ઞાતિઓએ પોતાની સંસ્થા ટકાવી રાખવી હોય તો કુદકે અને ભુસકે વધતા આ જમાનાને ઓળખીને, જ્ઞાતિઓએ પોતાની જુની ઘરેડ છોડી, જમાનાને યોગ્ય સુધારા કરવાની અનિવાર્ય આવશ્યકતા છે. જો આમ નહિ બને તો વખત એવો આવે કે જ્ઞાતિઓ કદાચ છિન્નભિન્ન થઇ જાય.

જ્ઞાતિ માસિકોએ પણ સમયને ઓળખી, યોગ્ય સત્ય સુધારાની ખરી હિમાયત કરવી જોઇએ અને ઘુસી ગએલી હાનિકારક બદીઓને દફનાવવા તદ્દન નિડરતાથી કામ કરવું જોઇએ. સામાજીક હિતમાં અંતરાય રૂપ બનતી જ્ઞાતિઓ વહેલા યા મોડે નષ્ટ થવાની એ જાતની પરિસ્થિતિ ચોકસ છે, એટલે જ્ઞાતિઓએ સામાજીક તેમજ દેશનાં હિતને લક્ષમાં રાખી યોગ્ય સુધારાનો ઘટતો પ્રબંધ પહેલી તકે કરવો જરૂરી છે.

પછી રાજરત્ન તારાચંદ્ર પોપટલાલ અડાલજાએ પોતાનાં ભાષણમાં જણાવ્યું કે જુદાં જુદાં નિવેદનોમાં તથા મારી અગાઉના વિદ્વાન્ વકતાઓનાં ભાષણોમાં માસિક સંબંધે તેમજ જ્ઞાતિ સુધારણા સંબંધે પૂરતું કહેવાએલું હોવાથી હું તે વિષે વધુ બોલવા માગ-

તો નથી. તેઓએ જણાવ્યું કે જ્યારે મેં 'મોઢમહોદય રજત્ મહોત્સવ અંક' નું સંયોજકપણું સ્વીકાર્યું ત્યારે શરૂઆતમાં તો મને નિરાશા જ થઇ, પણ પાછળથી મારી એ નિરાશા આશાના રૂપમાં ફેરવાઇ છે અને જે જાતનો અંક અમે જ્ઞાતિબંધુઓ આગળ રજુ કરશું તે જોતાં, આપ સૌને ખાત્રી થશે કે તે અંકને વિધવિધ સામગ્રીઓથી ભરપૂર બનાવી એક વાંચવા અને સંગ્રહવા લાયક અંક જ્ઞાતિબંધુઓને અર્પણ કરવા અમે યથાશક્તિ કર્યું છે.

જો હું તંત્રી હોઉં તો બીજા લેખકોના વિચારોને દબાવી ન દઉં. તેમના વિચારો પણ પ્રકટ કરૂં, ભલે તે વિચારો સાથે હું સંમત ન હોઉં. અત્યારે નગ્ન સત્ય કહેવાનો જમાનો છે. દૂધમાં અને દહિંમાં પગ રાખી ગોળ ગોળ વિચારો દર્શાવવાની રીતિ તજવી જોઇએ.

આ અંકમાં મેં શું કર્યું છે તે કહેવા કરતાં મેં શું નથી કર્યું એ હું આપ સૌને જણાવીશ. આમ જણાવીને રા. રા. અડાલજાએ 'રજત્ અંક' ની વાનગીઓ વિષે અમુક વખત વિવેચન કર્યું હતું. આ અંકમાંના તેમનાં મનનીય નિવેદનથી વાચકો આ અંક સંબંધેની બધી યોજનાથી અવશ્ય વાકેફ થશે.

પછી પ્રમુખ સ્થાનેથી નીચેનો ઠરાવ મૂકાયો જેને બધાનું અનુમોદન મળ્યું.

ઠરાવ ૧—કર્તવ્ય પરાયણ શ્રી ભીખાભાઈ ગોપાળજીએ સાહસ ખેડીને 'મોઢ મહોદય' પ્રકટ કરી મોઢ જનતા ઉપર મોટો ઉપકાર કર્યો છે. માસિકને બાળક સમ ઉછેરી તેને સમૃદ્ધ બનાવીને આપણને તેનું પ્રદાન કર્યું છે. આજના પ્રસંગમાં તેમની ઉણપ જણાઇ આવે છે. તેમના સ્વર્ગવાસથી જનતાને પૂરી ખોટ પડેલ છે. તેમનો આશીર્વાદ 'મોઢ મહોદય' ઉપર સદા રહેશેજ. આ સભા તેમની અનન્ય જ્ઞાતિ સેવાની નોંધ લે છે અને તેમના આત્માને પ્રભુ શાંતિ આપે એમ ઇચ્છે છે.

પછી બીજો ઠરાવ રા. તુલસીદાસ રણછોડદાસ જામનગરવાળાએ મૂકયો અને તેને બધાથી અનુમોદન આપવામાં આવ્યું.

ઠરાવ ૨—મોઢ જ્ઞાતિમાં નવજીવન પ્રેરી, જ્ઞાતિ ઉત્કર્ષના ઉદ્દેશથી શ્રી ભીખાભાઇ ગોપાળજીએ સાહસ ખેડી 'મોઢ મહોદય' પ્રકટ કર્યું. આ માસિક અનેક વિટંબણાઓ વેઠી અનન્ય સેવાભાવથી અદ્યાપિ પર્યંત કાર્ય બજાવી રહ્યું છે. 'મોઢ મહોદય' થી જનતાને લાભ થયો છે તેમ સ્વીકારવું જ જોઇએ. તે દિન પ્રતિદિન જનતાની સેવા કરવામાં તત્પર રહે અને જનતાને તેનાં સુફળોનો લાભ મળતો રહે તે માટે દરેક જ્ઞાતિબંધુએ તેને તન, મન અને ધનથી સહાય કરવી જોઇએ એમ આ સભા વિનતિ કરે છે.

પછી જુનાગઢના વકીલ શ્રી. મગનલાલ માધવજીએ ત્રીજો ઠરાવ મૂકયો અને તેને બધાનું અનુમોદન મળ્યું.

ઠરાવ ૩—મોઢ જનતામાં ઉતમ પ્રકારનાં વિચારો દ્વારા ઉતમ પ્રકારનાં સંસ્કારો પડે એવા મહાન્ ઉદ્દેશને આગળ રાખી, જ્ઞાતિહિતના પ્રત્યેક સવાલની સમિક્ષા કરી, જ્ઞાતિબંધારણને મજબૂત અને વ્યવસ્થિત બનાવવા માટે તેના કાર્યકર્તા સંચાલક અને વ્યવસ્થાપક–એમણે અથાગ શ્રમ લીધો છે. તેની જનતા કદર કરે છે અને તે માટે આ સભા તેમને હાર્દિક ધન્યવાદ આપે છે. તેઓ વધુ ઉત્સાહ અને ખંતથી કાર્ય કરવા શક્તિમાન થાય તથા 'મહોદય'ની ભાવિ કારકીર્દિ વિશેષ ઉજ્જવળ બને એમ આ સભા ઇચ્છે છે.

આ વખતે ભાઇશ્રી મગનલાલે પોતાનાં પ્રવચનમાં મે. પ્રમુખ સાહેબને માસિકના મુરબ્બી થવા પોતાની ઇચ્છા પ્રકટ કરી. મે. પ્રમુખ સાહેબ તરફથી જાહેર કરવામાં આવ્યું કે પોતાનું નામ આશ્રયદાતાના વર્ગમાંથી મુરબ્બી વર્ગમાં દાખલ કરવું અને તેમના ધર્મપત્નીનું નામ આશ્રયદાતાના વર્ગમાં દાખલ કરવું.

આ સ્થળે એટલી ચોખવટની ખાસ જરૂર છે કે શ્રીમાન પ્રમુખ સાહેબે મંડપમાં પધાર્યા પહેલાં જ આ જાહેરાતથી અમુક ભાઇઓને વિદિત કર્યા હતા.

પછી રા. હરજીવનદાસ ડોસાભાઈ મુંબઇવાળાએ ચોથો ઠરાવ મૂકયો અને બધાથી તેને અનુમોદન અપાયું.

ઠરાવ ૪—જ્ઞાતિ ઉન્નતિનાં કાર્યમાં 'મોઢ મહોદય' નું જીવન સ્થાયી થાય, પરસ્પર ભ્રાતૃભાવ વધે, એકબીજાથી જ્ઞાત થવાય, કુરિવાજો નષ્ટ થાય, વિચારોની

આપ લે થાય. એક બીજાનાં સુખદુઃખની જાણ થાય-આ બધાં દૃષ્ટિબિંદુઓ લક્ષમાં રાખીને પેટ્રનો, આશ્રયદાતાઓ, લાઇફ મેમ્બર્સ, ગ્રાહકો, સહાયકો, ગ્રાહકો તથા લેખકો વગેરેએ આ માસિકને પોષ્યું છે આ સભા તે બધાને અભિનંદન આપે છે.

પછી મે. દિવાન સાહેબે સમયોચિત પ્રવચન કર્યું અને જણાવ્યું કે અત્યારે લડાઇને લીધે સૌ કોઇને પૂરતું વેઠવું પડે છે. દરેક જણ માટે સ્વાવલંબી અનવાનો આ કટોકટીનો વખત છે. કાર્ય કરનાર દરેક જણને કાર્ય મળી રહે અને તે પોતાનાં જીવનની જરૂરિઆત સંપડાવવા શક્તિમાન બને એવી વ્યવસ્થાની ખાસ જરૂર છે. પરાર્થે જીવી જાણવામાં જ જીવનનું સાચું સાર્થક્ય છે. જેઓ દુઃખી અને ગરીબોનાં આંસુ લુછને તેમને સાચું આશ્વાસન આપી, તેમનાં દુઃખ અને દારિદ્ર દૂર કરવા મથે છે તેઓ ખરેખર ધકારૂપ છે. જ્યારે ગાંધીજીનો રેંટીયો ઘરે ઘરે ગુંજશે અને હિંદુ મુસલમાન સલાહ સંપથી રહેશે ત્યારે સ્વરાજ ઢુંકડું છે.

છેવટમાં શ્રી વ્રજલાલ ગોકળદાસ વોરાએ,મુંબઇથી અત્રે પધારવાની જહેમત માટે મે. પ્રમુખ સાહેબનો તથા સભામાં હાજરી આપવા માટે મે. દિવાન સાહેબનો, અન્ય અમલદારોનો, ગૃહસ્થોનો અને જ્ઞાતિ જનોનો આભાર માન્યો હતો અને ફુલહાર અર્પવા બાદ સભાનું વિસર્જન થયું હતા.

તા. ૧૬-૬-૪૨ ના રોજ સવારે નવવાગે મે. પ્રમુખ સાહેબે અહિંની આપણી જ્ઞાતિની ' મોઢવણિક બોર્ડિંગ'ની મુલાકાત લીધી હતી. આ વખતે બોર્ડીંગના કાર્યકરો, રજત્ મહોત્સવ ઉપર આવેલા મહેમાનો વગેરે ગૃહસ્થો હાજર હતા. ગ્રુપમાં એક ફોટો લીધા બાદ દૂધપાન તથા ફુલહારથી સર્વે મહેમાનોને સત્કારવામાં આવ્યા હતા.

આજ દિવસે સાંજના પાંચ વાગે સનાતન સ્કુલમાં સમિપાણામાં મે. પ્રમુખ સાહેબના સન્માન અર્થે એક સ્નેહ સંમેલન રાખવામાં આવ્યું હતું. શ્રી લલ્લુભાઇ કિશોરદાસ મણિયારે તથા શ્રી ગોરધનદાસ અમીચંદ મણિયારે મે. પ્રમુખ સાહેબ સાથે ફરીને અમલદાર વર્ગનો,પ્રતિષ્ઠિત ગૃહસ્થોનો, મહેમાનો તેમજ જ્ઞાતિજનોનો તેમને પરિચય કરાવ્યો હતો. પાર્ટી પૂરી થયા પછી ભાઇશ્રી વ્રજલાલ ગોકળદાસે બધાનો આભાર માન્યો હતો અને અહિંના અગ્રગણ્ય કાર્યકર્તા શ્રીયુત ગોપાળજી ઓધવજી ઠક્કર, જેમણે પોતાની સ્કુલ આ જાહેર કાર્ય માટે વાપરવા આપી હતી તેમના પ્રત્યે કાર્યકર્તાઓની વતી આભારની લાગણી પ્રદર્શિત કરી હતી. ફુલહારના સન્માન પછી આજનો કાર્યક્રમ પૂરો થયો હતો.

તા. ૧૭-૬-૪૨ના રોજ આવેલા મહેમાનો પોતપોતાને અનુકૂળ ટ્રેઇનમાં વિદાય થયા હતા. મે. પ્રમુખ સાહેબ તા. ૧૮-૬-૪૨ની મળસ્કાની ફાસ્ટ ટ્રેઇનમાં જવાના હોવાથી તેઓ માટે રાત્રે સ્ટેશનમાં ફર્સ્ટ કલાસ કેરેજમાં સગવડ કરાઇ હતી. આ વખતે પણ જુદા જુદા ગૃહસ્થો તરફથી તેમનું ફુલહારથી સન્માન કરાયું હતું.

પ્રભુકૃપાએ કાર્યકરોના સહકારથી તેમજ જ્ઞાતિ બંધુઓની શુભાશિષથી ' મોઢ મહોદય ' નો આ ' રજત્ મહોત્સવ ' સફળ રીતે પાર ઉતર્યો છે. બહારના મહેમાનો માટે આપણી મોઢ બોર્ડિંગમાં ઉતારાની સગવડ કરાઇ હતી અને બોર્ડિંગના સુપ્રિન્ટેન્ડન્ટ શ્રીયુત વેણીલાલ નરોત્તમદાસે મહેમાનોની સરભરામાં પૂરતો ઉત્સાહ તથા ખંત દાખવ્યાં છે અને કોઇપણ જાતની ન્યૂનતા જણાવા દીધી નથી. આ માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવા સાથે અમે તેમને હાર્દિક ધન્યવાદ આપીએ છીએ.

શેઠ ગોકળદાસ જીવણદાસ કપોળ બોર્ડિંગમાં મહેમાનો માટે રસોડાની સગવડ કરી આપવામાં આવી હતી. આ બોર્ડિંગના કાર્યકરોની આ ઉદાર ભાવના માટે અમે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

અંતમાં પ્રભુને અમે કરગરતાં હૃદયે ખાસ પ્રાર્થીએ છીએ કે સારી દુનીયામાં ઇર્ષા, વેર, ઝેર અને કુસંપનો અંત આવો. જે લડાઇથી અત્યારે નિર્દોષોને પારાવાર દુઃખ તથા હાડમારી સહન કરવાં પડે છે તેનો પણ જલ્દી અંત આવો અને લોકો નિષ્કપટી બની, સાચી સ્નેહસુવાસ ફેલાવવા શક્તિમાન થાઓ.



ફીનીક્ષ પ્રી. વર્કસ, કોપીરાઇટ નં. ૬૩૦.

# નામાંકિત મોઢવણિક બંધુઓનો

# જીવન-પરિચય

## [ Who's Who ]



[ જ્ઞાતિબંધુઓ તરફથી પોતપોતાના ગામના કે પ્રદેશના જ્ઞાતિના ભૂષણ સમા જ્ઞાતિબંધુઓના જીવન ચરિત્રો લખાઈ આવ્યાં છે તે-જ્યાં ટુંકાણમાં હોય ત્યાં-તેમના જ શબ્દોમાં આપવામાં આવ્યાં છે ભાષામાં કે બીજી રીતે જ્યાં ફેરફાર કરવાની ખાસ આવશ્યકતા જણાઈ ત્યાં યોગ્ય સુધારો વધારો કર્યો છે, અને બીનજરૂરી લખાણ હોય તે ટુંકાવવામાં આવ્યું છે. લાંબાં જીવન ચરિત્રોને સ્થળસંકોચને લીધે ફરજીયાત ટુંકાવવા પડયાં છે.

આ ઉપરાંત બીજા આપણા નામાંકિત મોઢ વણિક બંધુઓ વિષે રૂબરૂમાં કે લેખિત માહિતિ મેળવીને તે અંગ્રેજીમાં Who's Who ( જેને તેને લગતી માહિતિ ) પ્રગટ થાય છે એ ઢબથી ટુંકાણમાં છતાં જરૂરી માહિતિનો સમાવેશ થઇ જાય એ ઢબથી આ જીવન પરિચય વિભાગમાં આપવામાં આવી છે.

'ગામવાર માહિતી' વાળા વિભાગમાં જે સજ્જનોનો જીવનવૃત્તાંત પણ આવી જાય છે તેમનો પરિચય ફરીથી આ જીવન-પરિચય વિભાગમાં આપવાથી પુનરૂક્તિ કરવા જેવું થાય તેથી તેમ કરેલ નથી. 'ગામવાર માહિતી' તથા 'જીવન પરિચય' બંને વિભાગ વાંચવાથી ગામવાર જ્ઞાતિની માહિતી તેમજ જ્ઞાતિબંધુઓ વિષે પુરતું જાણવાનું મળી રહેશે. સંયોજક ]



### મહાત્મા ગાંધી મોહનદાસ કરમચંદ:—

ગાંધીજીનો જન્મ તા. ૨-૧૦-૧૮૬૯ ના દિને પોરબંદરના કારભારી કબા ગાંધીને ત્યાં, તેમની ચોથીવારના પત્ની પૂતળીબાઇને પેટે થયો હતો. એમનો અભ્યાસ પ્રથમ પોરબંદરમાં અને પછીથી રાજકોટમાં થયો હતો. હાઇસ્કુલમાં વિદ્યાર્થી હતા ત્યારે ૧૩ વર્ષની ઉંમરે એમનું કસ્તુરબાઇ સાથે લગ્ન થયું હતું. વિદ્યાર્થી અવસ્થામાં એમના પહેલા બાળકનો જન્મ થયો હતો. ભાવનગરની શામળદાસ કોલેજમાં ઉચ્ચ કેળવણી લીધા પછી બેરીસ્ટર થવા ઈંગ્લાંડ ગયા હતા. ત્રણ વર્ષ પછી હિંદ આવી બેરીસ્ટર તરીકે ધંધો બરાબર ન ચાલવાથી ૭ મહિના બાદ રાજકોટ ગયા. ત્યાંથી પોરબંદરની એક મેમણ પેઢીના દક્ષિણ આફ્રિકામાં ચાલતા કોર્ટના ખટલામાં મદદ કરવા દક્ષિણ આફ્રિકામાં ગયા. દ. આફ્રિકામાં હિંદીઓની અનેક પ્રકારની હાડમારીઓનો એમને પ્રત્યક્ષ અનુભવ થતાં એ દૂર કરવાની ઇચ્છા જન્મી અને ત્યાંજ વસવાટ કર્યો અને લડત શરૂ કરી. આ કાર્યમાં પ્રથમ "ઈંડીયન ઓપીનીયન" નામનું પત્ર પણ પ્રસિદ્ધ કર્યું. વળી ડરબન પાસે ફીનીક્સ આશ્રમ સ્થાપ્યો. ૧૯૦૭ માં ગાંધીજીએ બોઅર યુદ્ધ અને ઝુલુ બળવા વખતે ઘવાએલાઓની સારવાર કરવા માટે હિંદીઓની એમ્બ્યુલંસ ટુકડીઓ ઉભી કરી હતી. ૧૯૧૩ માં દ. આફ્રિકાની લડત પુરી કર્યા બાદ ૧૯૧૩ માં તેમણે હિંદ આવવા માટે આફ્રિકા છોડયું, પણ પ્રથમ તેઓ વિલાયત ગયા અને ૧૯૧૪નું યુદ્ધ સળગી ઉઠતાં ત્યાં રહેતા હિંદવાસીઓની એમ્બ્યુલંસ ટુકડીઓ ઉભી કરી ફ્રાંસના રણક્ષેત્રમાં જવાની તૈયારી કરી: પરંતુ સખ્ત માંદગીને લીધે એ વિચાર પડતો મૂકી હિંદ આવ્યા. ગાંધીજીએ સ્વ૦ ગોપાળકૃષ્ણ ગોખલેને પોતાના ગુરૂ માન્યા હતા. શ્રી ગોખલેએ હિંદના રાજકારણમાં પડતાં પહેલાં હિંદની પરિસ્થિતિનો અભ્યાસ કરવાની ગાંધીજીને સલાહ આપી હતી; એ મુજબ ગાંધીજીએ

એક વર્ષ સુધી હિંદનો પ્રવાસ કર્યો અને પછી અમદાવાદમાં સાબરમતીને કાંઠે આશ્રમ સ્થાપ્યો. ત્યાંથી યુદ્ધ માટે લશ્કરની ભરતી કરવા ખેડામાં પ્રવાસ કર્યો: એ કાર્ય પુરૂં થયું ન થયું ને બિહાર ગળીની ખેતી કરનારા ખેડુતોનો આર્તનાદ એમને પહોંચ્યો અને તેમના દુઃખ નિવારણાર્થે બિહાર ગયા. ત્યાંથી પાછા ફર્યા પછી તરત જ અમદાવાદના મીલમજુરોની હડતાળની આગેવાની લીધી અને આ લડતને અંગે એમનો જાહેરમાં ઉપવાસ કરવાનો પ્રથમ પ્રસંગ ઉભો થયો. આ હડતાળ પૂરી થયા પછી ખેડામાં દુષ્કાળ પડવાથી મહેસુલ ભરવાને લાચાર બનેલા ખેડુતો તરફથી સત્યાગ્રહની લડત શરૂ કરવી પડી અને તેનો અંત આવ્યા બાદ ૧૯૧૯-૨૧ માં ખીલાફતની તથા અસહકારની લડત ઉપાડી લીધી. આ દરમ્યાન કામના બોજાને લીધે તેમની તબીયત બગડી અને પથારીવશ થયા. દાક્તરોએ એમને દુધ પર રહેવાની સલાહ આપી. પરંતુ દુધ ન પીવાની પ્રતિજ્ઞા હોવાથી એમણે દાક્તરોની સલાહ માની નહિ. પરંતુ એમનાં ધર્મપત્ની કસ્તુરબાઈએ આગ્રહ કરવાથી બકરીનું દૂધ પીવાની શરૂઆત કરી. ૧૯૨૨ ના માર્ચ માસમાં રાજદ્રોહના ગુન્હા બદલ અમદાવાદના ડીસ્ટ્રીક્ટ જજ મી. બ્રુમફીલ્ડે ગાંધીજીને ૭ વર્ષની આસન કેદની સજા કરી હતી. પણ ૧૯૨૪માં સજા પુરી થતાં પહેલાં, જેલમાં એમની હાલત બગડતાં એમને છોડી મૂકવામાં આવ્યા હતા. જેલમાં એમને એપેન્ડીસાઇટીસનું દર્દ થયું હતું. અને કર્નલ મેડોકે ઓપરેશન કર્યું હતું. એજ વર્ષે ગાંધીજી કોંગ્રેસના પ્રમુખ થયા હતા. સને ૧૯૨૯ સુધીના સમય દરમ્યાન રાજકારણમાંથી નિવૃત્ત થયા હતા. ૧૯૩૦ માં ફરી રાજકારણમાં આવ્યા અને દાંડી કૂચ શરૂ કરી સવિનય કાયદા ભંગની લડત ઉપાડી. આ ચળવળ અંગે ગાંધીજીને ૧૯૩૦ માં નજર કેદ કરવામાં આવ્યા, અને ત્યારના વાઇસરોય લોર્ડ અરવીન સાથે સમાધાન કર્યું. પરિણામે પ્રખ્યાત ગાંધી અરવીન કરાર હસ્તીમાં આવ્યા. પછી ગાંધીજી મહાસભાના કુલ પ્રતિનિધિ તરીકે લંડન ગોળમેજી પરિષદમાં ગયા. ત્યાંથી પાછા ફર્યા બાદ ગાંધી-અરવીન કરારનો ભંગ થવાથી ગાંધીજીએ પાછી લડત માટે જાહેરાત કરતાં તેમને તરતજ કેદ કરવામાં આવ્યા. આ પ્રસંગે વાઇસરોય તરીકે લોર્ડ વીલીંગ્ડન હતા. જેલ દરમ્યાન ગાંધીજીએ તે વેળાના વડા પ્રધાન મી૰ રામ્સે મેકડોનલ્ડના હરિજનોને હિંદુઓથી ભિન્ન પાડતા કોમી ચુકાદા સામે ઉપવાસ આદર્યો, એટલે એમને જેલમાંથી મુક્ત કરવામાં આવ્યા અને પુના કરાર હસ્તીમાં આવ્યા પછી ગાંધીજીએ લડત મોકૂફ કરી અને હરિજન કાર્ય પાછળ ધ્યાન આપ્યું. ૧૯૩૫ માં ગાંધીજી કોંગ્રેસમાંથી છુટા થયા, અને માત્ર સલાહકાર તરીકે ચાલુ રહ્યા; એ ઉપરાંત ગ્રામોદ્ધાર પાછળ જ ધ્યાન આપવા માંડ્યું. દરમ્યાન નજર કેદીઓની મુક્તિ માટે પણ ચળવળ ઉપાડી હતી. ૧૯૩૯ માં રાજકોટની લડત અંગે આમરણ ઉપવાસ આદરવાનો પ્રસંગ ઉભો થયો હતો. ઠાકોર સાહેબને તેમનું વચન પાલન કરાવવાનો આ ઉપવાસનો હેતુ હતો. પરંતુ આ બાબતનો ન્યાય પૂર્વક નિકાલ આવશે, એવી ના. વાઇસરોય લોર્ડ લીન્લીથગોની બાંહેધરી મળવાથી ગાંધીજીએ ઉપવાસ છોડી દીધા. આ પ્રકરણ ફેડરલ અદાલતના વડા જજ સર મોરીસ ગ્વાયર પર છોડવામાં આવ્યું હતું. એમનો ચૂકાદો ગાંધીજીની તરફેણમાં આવ્યો, પણ ચૂકાદાના અર્થ અંગે ફરીથી ઝગડા ઉભા થતાં ગાંધીજીએ એને ફગાવી દઈ રાજકોટ નરેશની શુભ નિષ્ઠા પર સર્વ છોડી દીધું. ૧૯૩૯ માં યુરોપમાં યુદ્ધ ફાટી નીકળતાં, ના. વાઇસરોય લોર્ડ લીન્લીથગોએ કોંગ્રેસનો સહકાર માંગ્યો; એ અંગે ગાંધીજી સાથે બેવાર મંત્રણા થઈ પણ એ નિષ્ફળ નિવડતાં ગાંધીજીએ વાણી સ્વાતંત્ર્ય માટે વ્યક્તિગત સત્યાગ્રહની લડત શરૂ કરી છે. આ લડતમાં ગાંધીજીએ સક્રિય ભાગ લીધેલો નહિ હોવાથી એમની ધરપકડ થઈ નથી. ગાંધીજીએ "યંગઇંડીયા" "નવજીવન" અને "હરિજન" પત્રો પ્રગટ કર્યા હતા. એ પત્રો ખૂબ જ પ્રખ્યાત થયાં હતાં. ગાંધીજીનાં અનેક પુસ્તકોમાં આત્મકથાઓ, દક્ષિણ આફ્રિકાનો

ઇતિહાસ બહુ જ વંચાયા છે. સાબરમતી આશ્રમ છોડી ગાંધીજીએ સેવાગ્રામ ખાતે નવો આશ્રમ ખોલ્યો છે અને ત્યાંથી સર્વ પ્રવૃત્તિ ચલાવે છે. સરનામું:- સેવાગ્રામ, વર્ધા.

## સર પરશોત્તમદાસ ઠાકોરદાસ:—

સર પરશોત્તમદાસ ઠાકોરદાસનો જન્મ મુંબઇમાં સં. ૧૯૩૫ના જેષ્ટ સુદ ૯ ઇ. સ. ૧૮૭૯ના મે માસની ત્રીસમી તારીખે થયો હતો. એમના દાદા સ્વર્ગવાસી આત્મારામ હરિભાઇની સ્થિતિ ગરીબ હતી. પણ મુંબઇમાં એમના એક કુટુંબીની લાગવગથી એમના કાકા સ્વ. વિજભૂખણદાસે નાના પગારથી નોકરીની શરૂઆત કરી. અનુભવ મેળવી ટુંક વખતમાં રૂના ધંધાની એક પેઢી મે. નારણદાસ રાજારામની કું. ના નામે શરૂ કરી હતી અને એમના પિતાશ્રી સ્વ. ઠાકોરદાસે સ્કુલમાં માસ્તર તરીકે કામ કરી તે દરમ્યાન કાયદાનો અભ્યાસ કરી, સોલીસીટરની ઓફીસમાં આર્ટીકલ સહી કરી, સોલીસીટરની પરીક્ષા પસાર કરી, લગભગ ૧૫થી ૧૬ વર્ષ કામ કર્યું. સર પરશોત્તમદાસના જન્મ વખતે કુટુંબની આર્થિક સ્થિતિ સારી હતી. એમના પિતા અને કાકાને એમનાં જન્મ પહેલાં પુત્રીઓ હોવાથી એમના જન્મથી કુટુંબમાં સ્વાભાવિક ઘણોજ આનંદ થયો હતો. એમના જન્મ પછી બીજે વર્ષે એમના દાદી રૂક્ષ્મણી બ્હેન લગભગ ૭૫ વર્ષની વયે સ્વર્ગસ્થ થયાં અને એમની ૫ વર્ષની ઉંમર દરમ્યાન એમના પિતાશ્રી માથેરાનમાં ઘોડા પરથી પડી જવાથી અકાળ મૃત્યુવશ થયા અને એમની પછવાડે એમનાં માતુશ્રી દિવાળી બ્હેન ચાર વર્ષના અરસામાંજ અવસાન પામ્યા. આ પ્રમાણે નાનપણમાંજ માતાપિતા વગરના થવાથી એઓ પોતાના કાકા તથા કાકીની દેખરેખ તથા સંભાળ નીચે ઉછરી મોટા થયા. જે રીતે તેઓ કેળવાયા અને ઉછર્યા તે જોતાં સંયુક્ત કુટુંબનો મોટામાં મોટો આ લાભ ગણી શકાય.

ઇ. સ ૧૯૦૦ ના ડિસેમ્બરમાં તેઓએ B. A. ની પરીક્ષા પાસ કરી કાયદાનો અભ્યાસ શરૂ કર્યો. એમનો પહેલો વિચાર સોલીસીટર તરીકે પાસ થઇ પોતાના પિતાશ્રીનો ધંધો કરવાનો હતો. પણ ત્યાંનું વાતાવરણ જોતાં તે અનુકુળ ન લાગવાથી એ વિચાર માંડી વાળી પોતાના કાકા સ્વ. વિજભૂખણદાસની મે. નારણદાસ રાજારામની કું. ના એક સ્થાપક સ્વ. શેઠ નારણદાસ પરશોત્તમદાસના હાથ નીચે રૂના ધંધાની તાલીમ લેવા માંડી. ઇ. સ. ૧૯૦૨માં શરૂ કરેલી તાલીમના પરિણામે ઇ. સ. ૧૯૦૭માં તેઓ આ કું. ના મુખ્ય ભાગીદાર થયા. આજ સાલમાં એમના કાકા શેઠ વીજભૂખણદાસ મોટી ઉંમરને લઇને ધંધામાંથી ફારેગ થયા.

મે. નારણદાસ રાજારામની કું માં તેઓ જોડાયા બાદ રૂનો ધંધો એઓએ ઘણોજ વધાર્યો અને સં. ૧૯૧૭માં પોતાની શાખા યુગેન્ડા ( આફ્રિકામાં ) ખોલી. આ પેઢીનો ધંધો આજે ઘણા સારા પ્રમાણમાં ચાલે છે અને તેથી મોઢ જ્ઞાતિની આસરે ૨૫ વ્યક્તિઓ એની પ્રવૃત્તિને લઇને આજે સારી સ્થિતિમાં મુકાઇ છે.

ધંધા દરમ્યાન ૧૯૧૧-૧૨ માં તેઓએ બોમ્બે સેન્ટ્રલ ફેમીન રીલીફ ફંડના જનરલ ઓ. સેક્રેટરી તરીકે કામ કર્યું અને ત્યારથી એમની જાહેર પ્રવૃત્તિ દિનપ્રતિદિન વધતી ગઇ. રૂના ધંધાને અંગે પણ એમની સેવા અનુપમ છે. આજે મુંબઇમાં રૂ બજાર જે સ્થાન ભોગવે છે તે એમને આભારી ગણી શકાય. વર્ષો થયાં ધી ઇસ્ટ ઇન્ડીયા કોટન એસોશીએસનના તેઓ પ્રમુખ છે એ આ બાબતનો પુરાવો છે.

ધાર્મિક, રાજકીય, સામાજીક અને આર્થિક ક્ષેત્રમાં એમનું સ્થાન અજોડ છે. દરેક ક્ષેત્રમાંની એમની પ્રવૃત્તિઓનું પુરં વર્ણન કરવા સિવાય એમને ન્યાય આપી શકાય એમ નથી.

રાજકીય ક્ષેત્રમાં દેશની જે સેવાઓ તેઓ બજાવી શક્યા છે તેનું મુખ્ય કારણ, મુંબઇમાં પ્રસિદ્ધ થતા Blitz નામના એક અંગ્રેજી અઠવાડિકમાં જણાવ્યું છે તે પ્રમાણે—

He is one of the very few leaders of India who have resisted the temptation and party politics and have consequently been able to do something for their country.

આર્થિક ક્ષેત્રમાં એમના વિચારોનો સાર નીચેના વાક્યોમાં એક સ્થાને તેઓએ જણાવ્યો છેઃ—

The fullest exploitation of all our natural resources of the freest exchange of these, is the only basis for lasting world prosperity.

એમની સામાજીક સેવાઓનો નિર્દેશ આ લેખમાં હાલના યુવકોને માર્ગદર્શક થઇ પડે એ હેતુથી લખવા પ્રયત્ન કર્યો છે. અધુરૂં બીજા ભાઇઓ પુરૂં કરે એ આશય છે.

સમસ્ત મોઢ જ્ઞાતિ તેમજ સમાજની ઉન્નતિ સારૂ સેવાભાવી વ્યક્તિઓ તરફથી એમના સમક્ષ રજુ કરવામાં આવેલી યોજનાઓ, એમની યોજનાના વ્યાજબીપણાંની ખાત્રી થયા પછી, પૈસાના અભાવે ભાગ્યેજ અટકી પડે છે. તન, મન અને ધનથી એમની પુરી સહાય આવી યોજનાઓ પ્રત્યે હંમેશાં મળીજ રહે છે. ભાવનગરની મોઢ વણિક બોર્ડીંગ, રાજકોટની મોઢ બોર્ડીંગ, દાદરની સુળચંદ વાસતજીની બોર્ડીંગમાંની એમની ગોઠવણ, મોઢ શુભેચ્છક ફંડ વિગેરેમાં આપેલી રકમો જ્ઞાતિની ઉન્નતિ સારૂની એમની તન, મન, ધનની સહાયના ઉદાહરણો છે. આ ઉપરાંત જ્ઞાતિની તેમજ સમાજની વ્યકિતઓ સારૂ પોતાથી બનતું કરે તે જુદું. આવી રીતે એમની સહાનુભૂતિથી સારી સ્થિતિમાં આવેલી વ્યક્તિઓની સંખ્યા પણ ઓછી નથી. લક્ષ્મીદેવીની પૂર્ણ કૃપા હોવા છતાં એમનામાં એનો મદ નથી નાની મોટી દરેક વ્યકિત સરળતાથી એમની પાસે જઈ પોતાની આર્થિક, સામાજીક વિગેરે મુશ્કેલી રજુ કરી શકે છે, અને તે દૂર કરવા પોતાથી બનતો પ્રયાસ હંમેશા તેઓ કરે છે. ખરા હૃદયની લાગણીથી કરેલા એમના પ્રયાસો મોટા ભાગે સફળ જ થાય છે. સમાજની સુખી વ્યક્તિ તેઓની આ રીતનું અનુકરણ કરે તો જ્ઞાતિ તેમજ સમાજની ઉન્નતિ દિનપ્રતિદિન વધુ જ થતી જવાની. આર્થિક તેમજ બીજી જે રીતની સહાય તેઓ આપે છે તેમાંથી દૈવવશાત્ મુશ્કેલીમાં આવેલી વ્યક્તિ પોતે પગ ભર થાય અને એવી રીતે સરખી સુખી સ્થિતિમાં મુકાયલી વ્યક્તિ પોતાથી બનતું બીજાઓને વાસ્તે તે જ પ્રમાણે કરે એ જોઇ તેઓને હંમેશા સંતોષ અને આનંદ થવાનો. એમની પોતાની જ્ઞાતિમાં તેમ જ સાર્વજનિક જનસમાજમાં એમની વ્યવહાર કુશળતાએ એમના સમાગમમાં આવતી દરેક વ્યક્તિઓમાં તેમના માટે સદાને સારૂ સંપૂર્ણ માન અને પૂજ્યભાવને સ્થાન આપ્યું છે.

સમાજની ઉન્નતિ માટેની એમની તન, મન અને ધનથી કરેલી સહાયના ઉદાહરણોમાં દુષ્કાળના પ્રસંગોમાં કરેલી સેવાઓ, શ્રી ડાકોરના મંદિરના ટ્રસ્ટી તરીકેની સેવા, ડાકોરમાં પોતાના માતાપિતાના સ્મરણાર્થે બંધાવેલી હાઇસ્કુલ માટેના મકાનો, સુરતમાં હિંદુઓ સારૂ સુવાવડો માટે આપેલું મકાન, સુરત ગોધરા જીલ્લામાં પ્રાથમિક શિક્ષણ સારૂ બંધાવી આપેલાં મકાનો અને બાળ લાયબ્રેરીઓ સુચી શકાય.

### સુરત જીલ્લાની પ્રાથમિક શાળામાં ચાલતી સર પી ટી. બાળલાઇબ્રેરી

પ્રાથમિક ખર્ચ રૂ. ૬૫-(૪૦ પુસ્તકો + ૨૫ કબાટ) દરેક ગામ ફાળો રૂા ૨૫ આપે અને સર પી. ટી. રૂા. ૪૦ આપે. ગામ લોક પછીથી દર વર્ષે રૂા. ૫ થી ૧૦ નિભાવ તથા વિકાસ માટે આપે.

હાલ સુરત જીલ્લામાં ૩૫૦ આવી બા. લા. છે. બીજી ૪૦ ખોલવાની મંજુરી આપી છે. ૩૫૦ બા. લા. શાળામાં ૩૬૯૦૦ છોકરા ભણે છે. આખા જીલ્લાની લોકલ બોર્ડ શાળામાં ૪૫૧૯૫ બાળકો ભણે છે.

બાળકો તથા શિક્ષકો લેખો લખે તેનું બાળવિકાસ વાર્ષિક છપાય છે.

લાઇબ્રેરીમાં એક કબાટ સાથે ૨૦૦ થી ૨૫૦



શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ : મુંબઈ



શેઠ વાઘજીભાઈ અને તેમનાં ધર્મપત્ની



શેઠ જદુરામ મેઘજીભાઈ સહકુટુંબ

ચોપડીઓ આવે છે. ઉંચા ધોરણવાળાને શનિવારે એ ચોપડી આપે તે બીજા શનિવારે તેનો ટુંક સાર લખાવી મંગાવે.

શાળાની યોજના:—

૧ ગામલોક મફત જમીન આપે અને તે સર પી. ટી. ના નામે ચડાવે.

૨ ખર્ચનો ત્રીજો ભાગ ગામલોક રોકડ આપે, બાકીનું શેઠ આપે.

૩ શાળાનું મકાન થયા પછી નિભાવ માટે લોકલ બોર્ડને સ્વાધીન કરવામાં આવે.

રૂા ૯૦૦૧ માળવા કેળવણી ફંડમાં આપ્યા. વીલેજ સ્કુલ બીલ્ડીંગ ફંડમાં રૂા. ૩૬૮૩૦ના ખર્ચે ૭૮ મકાનો બંધાવી ૬૪૮૦ વિદ્યાર્થીઓને રાહત આપી.

ગુજરાત વ્યાયામ મંડળના પ્રમુખ છે.

જ્ઞાતિ સંસ્થાની ઉપયોગીતા સંબંધી એમના વિચારો સંકુચિત નથી. જ્ઞાતિના નાના નાના વાડાઓ નીકળી જાય અને વિવાહ સંબંધ, સમસ્ત વણિક જ્ઞાતિમાં અંદર અંદર છોકરા છોકરીઓની યોગ્યતા પ્રમાણે સરખી ઉંમરે અને સરખી આર્થિક સ્થિતિમાં મુકાયા બાદ થાય તો સમાજની ઉન્નતિ જલદી થાય એ પ્રમાણેના તેમના વિચારોનું વલણ લાગે છે. સંવત ૧૯૫૮ના ફાગણની લોકપ્રિય લેખમાળામાં એમના એક લેખમાં તેઓએ વિવાહ સંબંધી તે વખતના પોતાના વિચારોમાં જણાવ્યા પ્રમાણે પરણતાં જોડાની શરીર સંપત્તિ સારી હોવી જોઇએ અને કાચી વયમાં લગ્ન ન થવાં જોઇએ તેમ જ નિર્વાહ ચલાવવા સરખાં સાધનો અને અનુકુળ સ્વભાવ હોવાં જોઇએ.

યુવકોના અભ્યાસમાં મુખ્ય સ્થાન શેનું હોવું જોઇએ તેના સંબંધી ૧૯૩૬ ના ડિસેમ્બરમાં લખનૌ યુનિવર્સીટીના ડીગ્રી આપવાના મેળાવડામાં તેઓએ નીચે પ્રમાણે પોતાના વિચારો જણાવ્યા છે:—

A Commercial and Industrial career is not only well suited to most Graduates' of Universities of India but is indeed necessary in their own interests and for the advancement of the masses generally.

There is considerable room for the educated man of Commerce and Industry in the activities which take the product of manufacturer to the *individual customer* provided *he* has the capacity for co-ordination and organisation in an efficient and honest manner. His aim should be to acquire this capacity during his training.

પોતાના જ્ઞાતિવિભાગમાં તેમજ મોઢ જ્ઞાતિના મુંબઇ તેમજ કાઠિઆવાડ, ઉજ્જન, માળવા વગેરે વિભાગોમાં એમની નિઃસ્વાર્થ સેવાને સારૂ જે માનની અને અભિમાનની લાગણી છે તે મોઢ જ્ઞાતિના જુદા જુદા વિભાગોએ તેઓને માનપત્ર અર્પણ કરી તે દ્વારા વ્યક્ત કરી છે.

વ્યાપારી વર્ગોએ પણ એજ પ્રમાણે એમના પ્રત્યેની પોતાની લાગણી પ્રદર્શિત કરી છે.

State also has recognised his spirit of selfless service by confering titles, appointing him on various commissions, on 2nd Round Table Conference and appointing him as Sheriff of Bombay in the year.

એમના જીવનમાં ધર્મ અને સરળતાને જે સ્થાન તેઓએ આપ્યું છે તે આજના ઉછરતા વર્ગને ખાસ લક્ષમાં લેવા જેવું છે.

પરદેશમાં સારાં પ્રમાણમાં ફરેલા છતાં, ત્યાં તેમજ દેશમાં વિદેશી વ્યક્તિઓના ગાઢ પરિચયમાં આવેલા છતાં એક ધાર્મિક હિંદુ તરીકેનું વ્યક્તિત્વ તેઓએ ગુમાવ્યું નથી.

કુટુંબની ચાલતી આવેલી વૈષ્ણવ પુષ્ટિમાર્ગ

સંપ્રદાયની પ્રણાલીકા અને શિષ્ટાચારો એક સરખા તેઓ જાળવી રહ્યા છે, અને સંપ્રદાય પ્રમાણેનું નિત્ય કાર્ય, પોતાની વિશાળ પ્રવૃત્તિ છતાં, શ્રદ્ધા અને ભક્તિથી તેઓ નિયમિત કર્યા જાય છે. એ આજની ઉછરતી પ્રજા સારૂ ખરેખર વિચારવા જેવી વસ્તુ છે.

હિંદુધર્મ અને જ્ઞાતિબંધારણ હિંદુઓની ઉન્નતિને આડે આવે છે એ પ્રમાણે માનનારાઓ એમના જીવનની દરેક પ્રવૃત્તિના ઉંડાણમાં ઉતરે તો તેઓના વિચારો મોટા અંશે ફેરવાશે એ આ લેખકની માન્યતા છે.

તેમના જીવનમાં જે જે કાર્યો તેઓએ હાથમાં લીધા અને જે જે કામો એમની સલાહથી થયા તેની સફળતાના કારણોમાં નીચે જણાવેલા એમના આગળ પડતા ગુણોને મુખ્ય સ્થાન આપી શકાયઃ—

" Sense of duty "

" Quick grasp of other's point of view & decision "

" પ્રભાવશાળી વ્યક્તિત્વ "

" નિષ્પક્ષપાત ન્યાયવૃત્તિ "

" પોતાની સલાહથી સામા માણસની ઉન્નતિ થાય એજ જોવાની ભાવના "

" જે કામ પોતાથી ન બની શકે તે હાથમાં નહિ લેવાની વૃત્તિ "



## શેઠ ધરમદાસ શામળદાસ પરભુદાસ કોઠારી

જુના શેર બજાર ( ધી નેટીવ શેર એન્ડ સ્ટોક બ્રોકર્સ એસોસીએશન ) ના એક આગેવાન સભ્ય તરીકે શેઠ ધરમદાસ આજે એક સુવિખ્યાત વ્યક્તિ છે. એમના પરિચયમાં આવેલા વ્યાપારીઓ યા નાણાંશાસ્ત્રીઓ સૌ કોઈ એમનો સંપર્ક સાધવામાં ગૌરવ લે છે. જુના શેર બજારની સ્થાપના થઈ ત્યારથી શેઠ ધરમદાસના પિતામહ એ બજાર સાથે સંકળાએલા. એમની જ્વલંત કારકીર્દિએ આજે શેઠ ધરમદાસની પેઢીને બજારમાં અગ્રગણ્ય અને મોભાદાર સ્થાન આપ્યું છે. આજે લગભગ પાંચ દસકાથી એમની પેઢી, વ્યાપારી જગતમાં એમની નામનાને ક્યાંયે ઝાંખપ લાગવા દીધા સિવાય, અવિરત પ્રગતિ સાધી રહી છે.

પરંતુ એ પ્રગતિ કંઈ સ્વયંસિદ્ધ તો નજ હોય ને? એની પાછળ તો એના સંચાલકોની પ્રમાણિકતા, કાર્યદક્ષતા અને દીર્ઘદૃષ્ટિ એ સૌ કામ કરી રહ્યાં હોય છે, પરંતુ એથી વધુ તો એમના ચારિત્ર્યબળનેજ એ પ્રગતિ આભારી છે. એટલે સંચાલકોના ચારિત્ર્યના પરિચય સિવાય એ પેઢીનો પરિચય અધુરાજ રહે.

ઈ. સ. ૧૮૯૫ ના અકટોબરની ત્રેવીશમીએ શેઠ ધરમદાસનો જન્મદિન. તેઓ મોઢ વણિક જ્ઞાતિના છે. પરંતુ આજે તો તેઓ તથા તેમના વડિલો, સ્વજ્ઞાતિમાં જ નહિ, પરંતુ પરકોમમાં પણ તેમના સત્કાર્યો વડે ઘણી સારી રીતે આદર પામ્યા છે. તેઓ પણ સમાજ સેવા, કે રાષ્ટ્ર સેવા, ધાર્મિક કાર્યો કે કેળવણીના કાર્યો, એવી કોઈપણ સેવાની તક જવા દીધા સિવાય ઉદાર હૃદયે એમાં પોતાનો ફાળો આપી ચુકયા છે. પછી તે સેવા સ્વકોમની હોય કે પરકોમની, સંકટ નિવારણની હોય કે તબીબી મદદ માટેની, છાત્રાલય બંધાવવાની કે સેનીટેરીયમ ખોલવાની ચાહે તે માનવસેવાનાં કાર્યો હોય. એ સૌમાં શેઠ ધરમદાસ તેમ જ તેમના પૂર્વજોએ પોતાનો ફાળો આપ્યો જ હોય. એમને આંગણે આવેલ પ્રાર્થી કદી ખાલી હાથે પાછો ફર્યો નથી. આ તો થઈ તેમની ઉદારતાની વાત. પરંતુ તેમનો માયાળુ સ્વભાવ, એમની સહૃદયતા તેમની વાણીનું મહત્વ અને વિવેક એક વાર પણ તેમના પરિચયમાં આવનાર માણસના હૃદય પર તેમના ચારિત્ર્યની છાપ પાડ્યા વિના રહેશે નહિ.

શેઠ ધરમદાસનું મુળ વતન જુનાગઢ. એમના પૂર્વજોમાં ધંધાર્થે મુંબઈ આવનાર એમના પ્રપિતામહ શેઠ જીવણદાસ ગાંગજી. એમના ત્રણ પુત્રોમાંના એક તે શેઠ પરભુદાસ. જીવનની કંઇક લીલી સુકી વટાવી

એ કુળને તારનાર તેઓ જ હતા. ગરીબાઈને લીધે ઉચ્ચ અભ્યાસ તો ન કરી શકયા, તો પ ટયુશનો કરી ધંધા પૂરતું પ્રાપ્ત કર્યું જ અને એક ફેઈટ બ્રોકર (નુર દલાલ) તરીકે પોતાના જીવનની શરૂઆત કરી. શેર બજાર ઉઘડતાં જ રૂ. ૫) માં એસોસીએશનનું કાર્ડ લીધું અને અહીંથીજ એમની તથા એ પેઢીની પ્રગતિનું પ્રસ્થાન થાય છે. એમની બુદ્ધિ તેમ જ દીર્ઘદૃષ્ટિ એમને આગળ વધવાનો માર્ગ બતાવતી, પ્રમાણિકતા કોઈ પણ પ્રકારના પતનમાંથી એમનું રક્ષણ કરતી, એમના સ્વભાવ અને ચારિત્ર્ય, હંમેશ જાણે એમને પીઠબળ દેતાં હોય તેમ પ્રગતિને પથે દોરતાં.

એક પ્રમાણિક ધંધાદારી તરીકે શેઠ પરભુદાસ આજે લોકપ્રિય થઈ ગયા છે. એમની સેવાની કદર તરીકે શેર બજારે એમને પોતાના ઉપપ્રમુખ તેમજ પ્રમુખ તરીકે સ્થાપ્યા હતા. સ્વ. સર શાપુરજી ભરૂચા મુંબઈના શેરીફ થયા ત્યારે એસોસીએશન તરફથી સર શાપુરજીને અભિનંદન પત્ર આપવાનું માન પણ શેઠ પ્રભુદાસને જ મળ્યું હતું. એમની જાહેર સેવાની નોંધ લઈ સરકારે તેમને જે. પી. J. P. (Justice of Peace) સુલેહના અમલદાર બનાવ્યા હતા.

શેઠ પરભુદાસને ઉચ્ચ કેળવણી માટે ભારે આકાંક્ષા હતી. પરંતુ જે પોતે ન લઈ શકયા તે ઉચ્ચ કેળવણી પોતાની જ્ઞાતિમાં વિદ્યાર્થીઓ લઈ શકે એવા આશયથી એક સ્કુલ સ્થાપવા તેમણે રૂા. ૧ લાખની બાદશાહી રકમ કાઢી આપી હતી. સંસ્થા એમના શુભ નામ સાથે એમના ધ્યેયને સિદ્ધ કરતી પ્રગતિ કરી રહી છે. એ સંસ્થા દ્વારા આજ સુધી સેંકડો વિદ્યાર્થીઓએ પોતાના જીવનનો વિકાસ સાધ્યો છે, અને સાધી રહ્યા છે. વળી ઉચ્ચ કોમના હિન્દુઓ માટે મુંબઈમાં એક વાડી પણ એમણે બંધાવી આપી છે. આ ઉપરાંત કેટલીય સખાવતો એમના ઉદાર હસ્તે ગરીબોને કરી હશે.

જીવનના વિધવિધ રંગો જોઈ ૭૫ વર્ષની વયે ઈ. સ. ૧૯૨૧ ના મેની તા. ૧૧ મીએ જ્યારે શેઠ પરભુદાસ સ્વર્ગવાસ થયા ત્યારે તેમને ત્રણ પુત્રો હતાઃ શેઠ શામળદાસ, શેઠ દેવીદાસ, અને શેઠ લાલદાસ. પરંતુ આજે તો તેમાંના એકલા શેઠ શામળદાસ જ એ કુટુંબના વડિલ તરીકે હયાત છે. એમના બીજા બે ભાઈઓ પણ એમની માફક સત્કાર્યો કરી જીવનની સુવાસ ફેલાવી ગયા છે. સ્વ. શેઠ દેવીદાસે પોતાની પુત્રી લીલાવતીના સ્મરણાર્થે દેવલાલીમાં એક સેનેટેરીયમ બંધાવ્યું છે. વળી શેઠ લાલદાસે પણ પોતાના ગરીબ બંધુઓ માટે સસ્તા ભાડામાં રહી શકાય તેવો જોરદાર નિવાસ બંધાવ્યો છે. તેમના ટ્રસ્ટીઓએ એમની યાદમાં રૂા. ૨ લાખ ખર્ચી ઉચ્ચ કોમના હિંદુઓ માટે એક બાદશાહી સેનેટેરીયમ જુહુ પર બંધાવ્યું છે.

શેઠ શામળદાસે પણ પોતાના પિતાનાં પગલે જઈ ઉદાર ભાવે ઘણી સખાવતો કરી છે. અને એઓ આજેય કરી રહ્યા છે. સ્વ. શેઠ દેવીદાસના ટ્રસ્ટી તરીકે એમણે જી. ટી. હોસ્પીટલમાં ક્ષયનો વોર્ડ સ્થાપવા રૂા. ૧ લાખ, એક્ષરે તથા ઈલેકટ્રીક ખાતું સ્થાપવા રૂા. ૭૫૦૦૦, મુંબઈની ગુજરાતી કોમના ગૌરવ સમી સર હરકીશનદાસ હોસ્પીટાલમાં સુવાવડ ખાતું સ્થાપવા માટે રૂા. ૧ લાખ, નાશિકની ઝનાના મીશન હોસ્પીટાલમાં સુવાવડ ખાતાનું મકાન બંધાવવા રૂા. ૭૫૦૦૦, મુંબઈની નાયર હોસ્પીટાલમાં રૂા. ૫૦૦૦ અને ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળને રૂા. ૨૫૦૦૦ આપ્યા છે. એ એમની સહૃદયતા અને ઔદાર્યતાના પુરાવા તરીકે બસ છે. એમણે પોતે પણ જી. ટી. હોસ્પીટાલમાં લાયબ્રેરી સ્થાપવા માટે રૂા. ૧૦૦૦૦, દેવલાલીના લીલાવતી હિંદુ સેનેટેરીયમમાં એક બ્લોક તથા લાયબ્રેરી સ્થાપવા, તથા હરકીશનદાસ હોસ્પીટાલમાં એક વોર્ડ સ્થાપવા રૂા. ૧૦૦૦૦) આપી કેટલીય મોટી રકમો અર્પી છે. આવી જાહેર સેવાની કદર કરી સરકારે તેમને જે. પી. બનાવી કયસરે હિંદનો ચાંદ એનાયત કર્યો છે.

આજે શેઠ શામળદાસ નિવૃત્ત જીવન ગાળે છે. એમના બે લાયક પુત્રો શેઠ ધરમદાસ તથા શેઠ મથુરાદાસ એમની પેઢી ચલાવી રહ્યા છે.

શેઠ ધરમદાસ અહિંની ન્યુ હાઈસ્કુલમાં અભ્યાસ કરી, પોતાની પેઢીમાં જોડાઈ ગયા. પોતાના સદ્‌ગુણો

વડે એમણે પેઢીની ઉત્તરોત્તર પ્રગતિ કરી. શેર બજારે એમની સેવાની કદર પિછાની અને ૧૯૩૭-૩૮ માં એ મંડળના ડીરેકટરોની બોર્ડના સભ્ય તરીકે ચુંટી કાઢ્યા. સામાજીક પ્રવૃત્તિઓ અને સેવાના માર્ગો પણ શેઠ ધરમદાસના કાર્યક્ષેત્રની બહાર નથી રહી ગયા. જી. ટી. હોસ્પીટલની સલાહકારી કમીટીમાં, સર હરકીશનદાસ હોસ્પીટલની મેનેજીંગ કાઉન્સીલમાં, યમુનાબાઇ નાયર હોસ્પીટલ તથા નેશનલ મેડીકલ કોલેજની સલાહકારી કમિટીમાં એક સભ્ય તરીકે એમને ઘણું અગ્ર સ્થાન છે. શેઠ પરશુદાસ જીવણદાસ કોઠારી તથા શા. મુળચંદ વાસનજી મોઢ વણીક બોર્ડીંગ સ્કુલ (દાદર) જે એમના પિતામહે સ્થાપી છે તેના એક ટ્રસ્ટી તથા સેક્રેટરી તરીકે તેઓ એ સંસ્થાને શોભાવી રહ્યા છે. રાજકોટની વાઘજી લક્ષ્મીદાસ મોઢ બોર્ડિંગની મેનેજીંગ કમીટીના પણ તેઓ એક સભ્ય છે. આ ઉપરાંત દેવલાલી ખાતેનું લીલાવતી હિંદુ સેનેટેરીયમ, બોરીવલી ખાતેનું કાલીદાસ પ્રાગજી આરોગ્ય ભુવન, મુંબઈ ખાતેનું "જેકાર નિવાસ" એ સૌ આજે એમના ટ્રસ્ટીપણા નીચે સુવ્યવસ્થિત રીતે ચાલી રહ્યા છે. એમની સખાવતોમાં સર હરકીશનદાસ હોસ્પીટલમાં લીફ્ટ માટે આપેલા રૂા. ૨૫૦૦, નાયર હોસ્પીટલમાં રેડીયમ માટે રૂા ૨૦૦૦ અને સુરતમાં બ્રહ્મચારી આશ્રમમાં અતિથિગૃહ સ્થાપવા માટે રૂા. ૨૦૦૦, એ મુખ્યત્વે ગણી શકાય પરંતુ એમણે અજ્ઞાત રહીને પણ કેટલીય સખાવતો કરી છે જેને અહિં સ્થાન આપવું ઉચિત નથી.

આજે એમના નાનાભાઇ શેઠ મથુરાદાસ પણ એમની સાથે પેઢી પર કામ કરી રહ્યા છે. એમનો જન્મ મુંબઇમાં ૧૯૧૭ માં થયો હતો. ન્યુ હાઇસ્કુલમાં કેળવણી લઇ તેઓ ૧૯૩૭ થી પોતાના વડીલોની પેઢીમાં જોડાઇ ગયા છે. એમના જીવનની શરૂઆતમાં ધંધામાં જોડાતાં જ એમની પ્રતિભા એમના પરિચયમાં આવનારને અસર કરે છે. એમના હૃદયની ઉદારતા તેમજ ઉચ્ચ આશયો એમના ઉજ્જવળ ભાવિની આશા આપે છે.

આમ આવા ચારિત્ર્યવાન, સેવાભાવી અને પ્રમાણિક સંચાલકોના આશ્રય નીચે એ પેઢી કેમ ન વિકસે ? આજના શેરબજારના જીવનમાં વારંવાર પ્રતીત થતો સટ્ટારૂપી સડો એ પેઢીમાં હજુ પ્રવેશ્યો નથી, એ હર્ષની વાત છે. એમનું ઔદાર્ય એમને સમૃદ્ધિવાન બનાવે છે. એમની સહૃદયતા એમને લોકપ્રિય બનાવે છે, એમની બુદ્ધિ, કાર્યદક્ષતા અને દીર્ઘ દૃષ્ટિ એમને પ્રગતિ કરાવે છે, અને એમની પ્રમાણિકતા એમની પેઢીની વિશિષ્ટતા હોઇ, એમની કીર્તિ તથા કારકીર્દિને ઉજ્જવળ બનાવી એ પેઢીને આગે ને આગે બઢાવી રહી છે.

સરનામું-'સી વ્યુ' પ્લોટ નં. ૧૫. વરલી એસ્ટેટ-મુંબઇ.

## શ્રી શેઠ વાઘજી લક્ષ્મીદાસ મુંબઇ દશા અડાલજા

[ માહિતી મોકલનાર—શ્રી. કહાન ચકુ ગાંધી]

જન્મ કચ્છ-ભુજમાં સંવત ૧૯૩૦ ના કારતક સુદ ૩ બુધ. અભ્યાસ ફક્ત ગુજરાતી ચાર ચોપડી સુધી. ૧૫ વર્ષની વયે તેઓ ઝાંઝીબાર ગયા હતા. બે મહીને ત્યાં પહોંચી શક્યા હતા.

શેઠ જેરામ શવજી નામના ભાટીયા ગૃહસ્થ તેમને આફ્રિકામાં લઇ ગયા હતા અને પોતાને ત્યાં નોકરી આપી હતી. પાછળથી કસ્ટમ ખાતામાં જગા મળી હતી. થોડાં વર્ષો પછી શેઠ જેરામભાઇની પેઢી નબળી પડતાં વાઘજીભાઇએ પોતાના કાકા લાલજીભાઇ આણંદજી સાથે મળી ત્યાં લાલજી આણંદજી અને વાઘજી લક્ષ્મીદાસના નામની અરબોને ધીરધાર કરનારી શરાફની પેઢી ઉઘાડી. તેમાં લશ્કરને પગાર ચુકાવવો વગેરે કામ સુલતાને તેમને સોંપ્યું હતું. પરંતુ કેટલાંક વર્ષ વીત્યા બાદ નવી ગવર્નમેંટ-ઓથોરીટી આવતાં જુનાં માણસોને રજા મળતાં તેમનું કેટલુંક લેણું ખોટું થયું. તેથી બીજાનું લેણું દેણું ચુકાવી ત્યાંની પેઢી બંધ કરી તેઓ દેશમાં આવતા રહ્યા. આફ્રિકામાં ઝાંઝીબાર અને મોમ્બાસાના સુલ-



શ્રીયુત હિંમતલાલ બાપુલાલ પરીખ
નિવૃત્ત એન્જીનિયર : ખંભાત





શ્રીયુત ઠાકોરલાલ હરકીશનદાસ : અંકલેશ્વર

તાન તેમને ઘણું ચાહતા હતા. તેમના માનવંતા શરાફ તરીકે પોષાક આપેલ તેમ જ યાદગીરી માટે કેટલીક ચીજો પણ આપેલ. ત્યાંના વસવાટ દરમિયાન જવા આવવામાં તેમણે સાતેક સફરો કરેલ તે એક જ વહાણમાં કરી હતી.

સંવત ૧૯૬૦ માં તેઓ દેશમાં આવ્યા પછી મુંબઈમાં રહ્યા અને પોતાના સસરા પિતાંબર દામજીની પેઢીમાં કામ કરવા લાગ્યા. તેમના સસરાની પેઢીઓ તે વખતે મુંબઈ તથા શીંગાપુરમાં હતી. પિતાંબર દામજી સંવત ૧૯૬૪માં ગુજરી જતાં વાઘજીભાઈએ તે પેઢીઓ પોતાના નામથી વાઘજી લક્ષ્મીદાસ અને કંપનીના નામથી ચાલુ રાખી. હાલ તે અને પેઢીઓ ચાલે છે. ઉપરાંત સુરબાયા ( જાવા ) અને અમદાવાદમાં નવી પેઢીઓ ઉઘાડી છે. સીંગાપુરમાં મલાકા સ્ટ્રીટ-વાઘજી લક્ષ્મીદાસની કું, સુરબાયામાં પેગોર સ્ટ્રીટ-ગાંધી કું, અને અમદાવાદમાં કપાસીયા બજાર-ચીમનલાલ મગનલાલ કું. એ તેમના સરનામાં છે. તેમનામાં વેપારને અંગે સાહસિક વૃત્તિ, દીર્ઘદૃષ્ટિ તેમ જ સમય સમજવાની અને માણસો પારખવાની શક્તિ ઘણી સારી છે. તેમ જ સ્વતંત્ર વિચારના હોવા સાથે ઉદાર, માયાળુ અને દયાળુ છે.

તેઓ ગૃહસંસારમાં સુખી છે. તેમનું હાલનું બીજું લગ્ન કચ્છ માંડવીવા ધરમશી પ્રાગજીને ત્યાં થયેલ છે. તે લગ્નથી સંતાનમાં તેમને ચાર દીકરીઓ છે. જો કે તેઓ પોતે જુના જમાનાના રીત રિવાજને માનનારા છે છતાં દીકરીઓને ખપપુરતી અંગ્રેજી કેળવણી આપવામાં કાળજી ધરાવે છે. તેમના જમાઈ સારા કેળવાયેલા છે. તેમાંના એકચંદ્રકાંત મોતીલાલ હરિલાલ જગાભાઈવાળા બિહારી મીલના મુખ્ય એજંટ છે. જેઓ વેપારમાં ઘણા બાહોશ છે. બીજા જમાઈ વાડીલાલ નારાયણદાસ મુંબઈમાં જનરલ ટેલીગ્રાફ ઓફીસમાં સારી જગા ઉપર છે. બીજી બે દીકરી નાની છે.

તેમણે અત્યાર સુધીમાં એક લાખ રૂપિયા ઉપરાંતની રકમ બીજાને ઉપકારક થવામાં ખર્ચી છે, તેમાંનો મોટો ભાગ ઉચ્ચ કેળવણી સંસ્થાઓને સહાયક થવામાં વાપરી છે. તેમના સગા ભત્રીજા શાંતિલાલ જમનાદાસ મહેતા M. B. B. S. માં પહેલા વર્ગમાં પહેલે નંબરે પાસ થતાં તેમને વધારે અભ્યાસ માટે વિલાયત ભણવા મોકલ્યા હતા. જેઓ હાલ મુંબઈમાં સુપ્રસિદ્ધ જે. જે. હોસ્પીટલ તથા સર હરકીશનદાસ હોસ્પીટલમાં સરજન છે. ડોકટર અંબાશંકર મણિલાલ ત્રિપાઠીને વધારે અભ્યાસ માટે વિલાયતમાં તેમણે મદદ કરી હતી. રાજકોટ મોઢ બોર્ડીંગમાં તેમણે રૂા. ૨૫૦૦૦ ની મદદ કરેલ છે. તેમ જ મોઢ શુભેચ્છક ફંડ મુંબઈ, મોઢ મહોદય ફંડ ભાવનગર, રાષ્ટ્રીય કન્યાશાળા ઘાટકોપર, ( રૂા. ૩૦૦૦ આપીને હોલ બંધાવ્યો છે ) રામજી આસર વિદ્યાલય ઘાટકોપરની કમીટીના પ્રમુખ હોઈ રૂા. ૫૦૦૦ ની મદદ કરી છે. વ્યાયામશાળા ઘાટકોપર ( મદદ રૂા. ૧૫૦૦ ની ) સાર્વજનિક દવાખાનું ઘાટકોપર, હિંદુ મહાસભા ઘાટકોપર, જીવદયા ખાતું ઘાટકોપર, ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ મુંબઈ, સ્ત્રીમંડળ કોટ મુંબઈ, એ વગેરે સંસ્થાઓને તેમણે મદદ કરેલ છે. પંચગીનીમાં હિંદુઓ માટે સ્મશાનગૃહ બંધાવેલ છે. ઉપરાંત મોઢવણિક બંધુઓને ભણાવવામાં તેઓ અવારનવાર મદદ કર્યા કરે છે. તેમ જ જામનગર, રાજકોટ, મુળી આદિ સ્થળે તેમણે હવાફેર માટે જતાં ત્યાંનાં ઘણાં ગરીબોને અન્ન અને વસ્ત્રની સારી મદદ કરી હતી.

તેઓ ઘાટકોપરમાં રામજી આસર વિદ્યાલય તથા રાષ્ટ્રીય કન્યાશાળામાં પ્રેસીડન્ટ અને વાઈસ પ્રેસીડન્ટ રહ્યા છે. ત્યાંની મ્યુનિસીપાલીટીમાં ત્રણ વર્ષ કામ કરેલ છે. ત્યાં તેમના નામે વાઘજી લેઈન નામનો રસ્તો છે. તેમને કેટલાક માનપત્રો પણ મળેલાં છે. મુંબઈમાં ગુલાબવાડી નામની મોઢ જ્ઞાતિની જગાના તેઓ મેનેજીંગ ટ્રસ્ટી છે. તેમજ કાળીદાસ પ્રાગજી પોરેચાફંડ, પ્રભાસ પાટણમાં ધર્મશાળા, પોરબંદરમાં સદાવ્રત અને બોરીવલીમાં સેનીટેરીયમના પણ તેઓ ટ્રસ્ટી છે. ઉપરાંત જંગબારમાં લાંબા વખત થયાં

વસવાટ કરી રહેલ એક જૈન બંધુએ મરણ વખતે પોતાની મીલકતના તેમને એકલાને ટ્રસ્ટી નીમતાં તે કારણે હમણાં તેમને આફ્રિકાનો કિનારો ઘણાં વર્ષે ઉતરતી ઉંમરે જોવાનો પ્રસંગ આવ્યો.

તેઓ ધર્મભાવનામાં સાંકડા વિચારના નથી. મોઢ જ્ઞાતિમાં દશા વીસા અને અડાળજા, ગોભવા, માંડળીઆ આદિ વિભાગો તેમ ચોત્રીસ તાલુકાના ગોળ આદિ ભાગલાને તેઓ નકામા ભેદ ભાવ વધારનારા અને ખોટા મમત કરાવનારા માને છે. સાથે વિધવાઓને પુર્નલગ્નની છૂટ આપવાના તેઓ હિમાયતી છે.

વાઘજીભાઇના પિતાના કાકા શેઠ રતનજી મોનજી રાવ દેશળજીના વખતમાં ૪૦ વર્ષ સુધી કચ્છના દિવાન હતા. વાઘજીભાઇના કાકા લાલજી આણંદજી ૬ વર્ષ સુધી ઝાંઝીબારના સુલ્તાનના જમણા હાથ સમા હતા.



## શેઠ જીવરાજ મકનદાસ મહેતા

(માહિતી મોકલનાર—શ્રી. લક્ષ્મીદાસ પ. મહેતા)

શ્રી. જીવરાજભાઇનો જન્મ કુંડલામાં સંવત ૧૯૩૪ ના ભાદરવા સુદ ૧૨ ના રોજ થયો હતો. નાનપણમાં જ તેમના માતાપિતા ગુજરી ગયા હતા તેથી તેઓ પોતાનો અભ્યાસ ગુજરાતી પાંચ ચોપડીથી આગળ વધારી શક્યા નહિ અને કુટુંબની આર્થિક સ્થિતિ ઘણી સાધારણ હોવાને લીધે ગુજરાનનું સાધન ગોતવું પડ્યું. સંવત ૧૯૫૩ માં તેઓ મુંબઇ આવ્યા અને જુના લોખંડના સામાનવાળાને ત્યાં નોકરીમાં જોડાયા. ૧૩ વરસ સુધી તેઓએ નોકરી કરી, જે દરમીઆન પોતાની એકનિષ્ઠ ખંત અને તીવ્ર બુદ્ધિને લીધે તેઓએ સૌ કોઇનો ચાહ મેળવી લીધો. સંવત ૧૯૬૬માં તેમણે સ્વતંત્ર ધધો શરૂ કર્યો. બીજે વરસે કુંડલાવાળા ભાઇ માણેકચંદ કુરજી સાથે તેઓ ભાગમાં જોડાયા. સંવત ૧૯૭૨ માં દુકાનનું નામ માણેકચંદ જીવરાજની કું. એવું રાખ્યું. તેઓ જુની સ્ટીમરો ભાંગવાનું, રેલ્વેને લગતા સામાનનું તથા જૂના લોખંડનું સર્વ કામ હાથ ધરતા. સંવત ૧૯૯૦ થી જુની મીલો લઇ તેની મશીનરીનું પણ કામ કરવા લાગ્યા અને પ્રભુ કૃપાથી તેમાં ઉત્તરોત્તર સારો લાભ મળતો ગયો. અત્યારે તેઓ બે ત્રણ કું. માં ભાગીદાર છે અને દારૂખાના ઉપર લોખંડના જથ્થામાં એક અગ્રગણ્ય વેપારી તરીકે સારી નામના ધરાવે છે.

મૂળથી જ તેઓ ધાર્મિક વૃત્તિના અને જ્ઞાતિભાઇઓ પ્રત્યે અનહદ પ્રેમ ધરાવનારા છે. તેઓ અનન્ય શિવભક્ત છે અને હંમેશાં સવારે વહેલા ચાર વાગે ઉઠી લગભગ પાંચ કલાક તેઓ નિત્ય નિયમ અને પૂજા પાઠમાં ગાળે છે. વ્યવહારના ગમે તેવા અગત્યના વ્યવસાયમાં પણ તેઓ પોતાનો આ નિયમ કદી ચૂકતા નથી. રાત્રે પાછા બે કલાક તેઓ જપ અને માળામાં ગાળે છે. પ્રભુના આ એકનિષ્ઠ ઉપાસક ઉપર પ્રભુએ પણ કૃપા વરસાવી છે. અને અત્યારે તેઓ સંપત્તિ તેમજ સંતતિનું સારું સુખ ભોગવે છે. પૈસો તો ઘણા પાસે હોય, પરંતુ તેનો સદુપયોગ કરનારા બહુ થોડાજ નજરે પડે છે. શ્રી જીવરાજભાઇ એ થોડામાંના છે. બચપણની તેમની ગરીબ સ્થિતિ સદાય તેમના સ્મરણમાં રહે છે અને તેથી કોઇની પણ દુઃખી અવસ્થા તેમને દયાર્દ્ર બનાવી દે છે. તેમની પાસે મદદ માટે ગયેલ ભાગ્યે જ કોઇ પાછો ફરે છે. તેઓ ગુપ્ત રીતે ઘણાને મદદ કરે છે અને વિધવાઓ અને વિદ્યાર્થીઓના તેઓ આશ્રયસ્થાન બન્યા છે. ભાવનગર મોઢ બોર્ડિંગમાં તેમણે રૂા. ૨૦૦૦) આપી સુપ્રીન્ટેન્ડન્ટ માટેનું મકાન બંધાવી આપ્યું છે, 'મોઢ મહોદય' સંસ્થાને પણ સારી જેવી મદદ આપી છે. મુંબઇની મોઢ બોર્ડિંગમાં રૂા. ૧૦૦૦ આપ્યા છે. ભાવનગર તથા રાજકોટ બોર્ડિંગમાં અમુક તીથિઓનો ખર્ચ તેમના તરફથી કરવામાં આવે છે. તેમની જન્મભૂમિ-કુંડલામાં તેમણે અનેક સત્કાર્યો કર્યાં છે. લગભગ રૂા. ૮૦૦૦) ખર્ચી શ્રી રામજી મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો છે જેનો વહીવટ ત્યાંનું મોઢ મહાજન ચલાવે છે. હમણાં જ તા. ૨૦-૪-૪૨

ના રોજ શ્રી રામજીમંદિર, શ્રી રામેશ્વરનું શિવાલય અને હનુમાનજીની દેરીમાં ભગવાન શ્રી રામચંદ્રજી, સીતા માતા તથા લક્ષ્મણજી અને શ્રી રામેશ્વર-શંકર તથા હનુમાનજીની મૂર્તિઓની પ્રતિષ્ઠાવિધિ ધામધુમ સાથે કરી છે. થોડાં વરસ અગાઉ જ્ઞાતિના મકાનમાં સારો ફાળો આપ્યો છે. ગૌશાળામાં જુદે જુદે પ્રસંગે તેમના તરફથી આશરે રૂા. ૨૫૦૦ અપાયા છે. શ્રી કાશીવિશ્વનાથના મંદિરમાં ઘણું ખરૂં રીપેરીંગ કામ તેમણે કરાવ્યું છે. આ ઉપરાંત શ્રી બાળમિત્રમંડળ, વ્યાયામશાળા, લાયબ્રેરી, નિશાળ, વિદ્યાર્થીગૃહ વગેરે તરફ પણ તેમનો ઉદાર હાથ લંબાયો છે. ટુંકમાં કુંડલાની કોઇ પણ જાહેર પ્રવૃત્તિ એવી નહિ હોય કે જેને શ્રી. જીવરાજભાઇ તરફથી સારી મદદ મળી નહિ હોય. બીજા ગામોના પણ જે જે કાર્યકર્તાઓ તેમની મદદ માટે આવ્યા હોય તેમને પણ યથાશક્તિ ફાળો આપ્યો છે. કયાંક ધર્મશાળા, કયાંક નિશાળ, કયાંક મંદિર, કયાંક પાણીની સગવડ વગેરે સત્પ્રવૃત્તિમાં તેઓ હંમેશ પોતાનો યથાશક્તિ ફાળો આપતા રહ્યા છે. ખારમાં કેળવણીના પ્રચાર માટે રૂા. ૨૫૦૦નો ખર્ચ તેમણે કર્યો છે. દુઃખીઓનું દુઃખ જોઇ તેમનું હૃદય આર્દ્ર બની જાય છે અને જેઓ ભીડવેળાં શ્રી. જીવરાજભાઇ પાસે ગયા છે તેઓ કદી નિરાશ થયા નથી. પ્રભુએ આપેલો પૈસો તેઓ પ્રભુપ્રીત્યર્થે અને લોકકલ્યાણનાં કાર્યોમાં વાપરે છે. જ્ઞાતિ પ્રત્યેની તેમની ધગશ સદા પ્રજ્વલિત છે અને હજી પણ જ્ઞાતિ સેવાનાં અનેક કાર્યો કરવાની તેમની ઉમેદ છે.

પ્રભુ તેમને દીર્ઘાયુ કરો અને અનેક સત્કાર્યો કરવાનું તેમને સામર્થ્ય આપો.

## સર ચુનીલાલ વૃજભુખણદાસ મહેતા.

એમ એ. એલએલ બી.

સર ચુનીલાલ ન્યાતે મોઢ વણિક છે. એમનો જન્મ ૧૮૮૧ માં થયો હતો. એમના પિતા જાણીતા વેપારી હતા અને નારણદાસ રાજારામની પેઢીના ભાગીદાર હતા. મુંબઇમાં જ તેમણે કેળવણી લીધી હતી. અભ્યાસ પુરો કર્યા પછી પિતાના ધંધામાં જોડાઇ ગયા હતા. તેમણે જાહેર જીવનની શરૂઆત મ્યુનીસીપાલીટીમાં સભ્ય બની કરી હતી. પછી મુંબઇની ધારાસભામાં ચુંટાયા હતા અને બે વાર દેશી વેપારી ચેમ્બરના પ્રમુખ થયા હતા. એ પછી ૧૯૨૧ થી ૧૯૨૮ સુધી મુંબઇ સરકારના વસુલાતી અને નાણાં ખાતાના પ્રધાન થયા હતા. સરકારી હોદ્દા પરથી પણ એમણે કોંગ્રેસને રેલ સંકટ નિવારણ કાર્યમાં સહકાર દીધો હતો. બારડોલીની પહેલી લડતમાં થએલી સમાધાની પણ એમની મારફતે થઇ હતી. હિંદી સરકારે નીમેલી કેટલીક સમિતીઓમાં પણ તેમને સ્થાન મળ્યું હતું. ૧૯૨૯ માં રાષ્ટ્ર સંઘમાં હિંદના પ્રતિનિધિ તરીકે નીમાયા હતા. અનેક જાણીતી લીમીટેડ કંપનીના ડીરેકટર છે. ક્રીકેટર અને સ્કાઉટ કમીશ્નર તરીકે પણ એમની કારકીર્દિ જાણીતી છે. સરકારે જે. પી. અને નાઇટના ખેતાબો પણ એમને આપ્યા છે. સરનામુંઃ—રીજરોડ, મુંબઇ.

## ધી ઓનરેબલ મી. જસ્ટીસ હરીલાલ જેકીસનદાસ કણીઆ

બી એ એલએલ બી. એડવોકેટ (ઓ. એસ)

ઓ. મી. જસ્ટીસ કણીઆનો જન્મ ૧૮૯૦ની સાલમાં થયો હતો. તેમણે મુંબઇ અને ભાવનગર ખાતે કેળવણી લીધી હતી ૧૯૨૫ની સાલમાં તેઓ સર ચુનીલાલ બી. મહેતાની મોટી પુત્રી સાથે શાદીની ગાંઠથી જોડાયા હતા. ૧૯૩૦ની સાલમાં તેમની મુંબઇની હાઇકોર્ટના એક એકટીંગ જજ તરીકે નેમણૂંક થઇ હતી, કે જે હોદ્દા ઉપર ૧૯૩૩ની સાલમાં તેઓની કાયમના જજ તરીકે નિમણુંક થઇ હતી. હાલમાં એ હોદ્દો તેઓ ઘણીજ બાહોશીથી ભોગવી રહ્યા છે.

સરનામુંઃ—રીજ રોડ મુંબઇ.

## સ્વ. શેઠ દેવકરણ નાનજી જે. પી. મુંબઇ

તેમણે રુ બજારમાં દલાલી તરીકે કામ કરીને આગળ જતાં ૧૯૧૪ ની લડાઇના વખતમાં સેર, ગવર્નમેન્ટ પેપર, રૂ તથા સોના ચાંદીના કામમાં ઝંપલાવ્યું હતું. તેઓ વિદ્યા વિલાસી હતા, ધર્મશાસ્ત્ર તથા વૈદકશાસ્ત્રનો એમણે ઉંડો અભ્યાસ કર્યો હતો.

મોઢ જ્ઞાતિવિદ્યોત્તેજક ફંડ મુંબઇ, નાનજી ગોકળજી લાઇબ્રેરી તથા સદાવ્રત, પોરબંદર, દાદરના ધર્મ દેવેશ્વર શિવાલય વિગેરેમાં તેમણે ઉદાર સહાય કરી છે.

## શેઠ પ્રાણુલાલ દેવકરણુ નાનજી બેંકર

વેપારી, દલાલ અને મીલકતદાર. જે. પી. અને ઓનરરી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ, પોરબંદર રાજ્યના રાજમંત્રીઃ—રા. પ્રાણુલાલભાઇનો જન્મ ૧૮૯૪ માં થયો હતો. સ્વ. શેઠ દેવકરણુ નાનજીના એ દ્વિતીય પુત્ર થાય. મુંબઇની સેંટ ઝેવીઅર્સ કોલેજમાં અભ્યાસ કર્યા પછી ૧૮ વર્ષની વયે પિતાશ્રીની પેઢીમાં જોડાયા. અત્યારે દેવકરણુ નાનજી એન્ડ સન્સ (બેન્કર્સ મરચન્ટસ એન્ડ લેન્ડ લાર્ડસ) દેવકરણુ નાનજી (શેર, સ્ટોક, કોટન, બુલીયન ઘઉં અને અળસીના વેપારી અને દલાલ) વિગેરે પેઢીઓમાં વડા ભાગીદાર દેવકરણુ નાનજી બેન્કીંગ કું. લી૦ ના ચેરમેન છે. હિંદુસ્તાન સુગર મીલ્સ લી૦, હિંદ સાઇકલ્સ લી૦, નેશનલ સ્ટુડીયોઝ લી૦, પોદાર મીલ્સ લી૦, બોમ્બે પ્રોવીન્શીયલ કો-ઓપરેટીવ લેન્ડ મોરગેજ બેન્ક લી૦, બોમ્બે સ્ટીમ નેવીગેશન લી૦, દેવકરણુ નાનજી પ્રીન્ટીંગ એન્ડ પબ્લીસીંગ કો. લી૦ ના ડીરેક્ટર છે. દેશી વેપારી ચેમ્બર અને એની બેન્કીંગ, શીપીંગ, ફીનાન્સ અને આંતરીક વ્યાપાર ઉપસમિતિઓના સભ્ય છે. ઉપરાંત લીવરપુલનાં લીવરપુલ કોટન એસોસીએશન લી૦ સાથે પણ સભ્ય તરીકે સંબંધ ધરાવે છે. પ્રોપર્ટી ઓનર્સ એસોસીએશન અને ઇન્ડીયન રેડક્રોસ સોસાયટીના આજીવન સભ્ય છે. અંધેરીનાં ભારતીય વિદ્યાભવનની સ્થાપના કરનારાઓમાં શ્રી. પ્રાણુલાલભાઇ પણ હતા અને અત્યારે એના માનદ ખજાનચી છે. દાદર હિન્દુ મંદિર, કોટની સંસ્કૃત શાળા, દેવકરણુ નાનજી સખાવત ટ્રસ્ટ, પારસીઆ પ્રધાન ચેરીટીઝ ટ્રસ્ટ, ગુલાબવાડી ચેરીટીઝ, શેઠ કલ્યાણજી ચત્રભુજ હિંદુ સેનેટેરીયમ વિગેરે ટ્રસ્ટોના ટ્રસ્ટી છે. સાહિત્ય, સંગીત અને કલાના શોખીન છે તેમજ વિલીંગ્ડન સ્પોર્ટર્સ કલબ, રોયલ વેસ્ટર્ન ઇંડીયા ટર્ફ કલબ, મુંબઇ પ્રેસીડન્સી રેડીયો કલબ અને ઓરીએન્ટલ કલબના સભ્ય છે. દેવકરણુ નાનજી અઠવાડીક વ્યાપારી બજારોનું અવલોકન, દેવકરણુ નાનજી ડેઇલી મારકેટ રીપોર્ટ અને દેવકરણુ નાનજી બોમ્બે ઇન્વેસ્ટર્સ ઇયર બુક એમની તરફથી પ્રગટ થાય છે. ૧૯૧૯ માં જામનગર સ્ટેટના મુન્સફ અને મેજીસ્ટ્રેટ સ્વ. શ્રી ગોવીંદજી ઝવેરચંદના પુત્રી જયાવતીબ્હેન સાથે લગ્ન કરેલાં. શ્રીમતી જયાવતીબ્હેન કોટના હિન્દુ સ્ત્રી મંડળના એક સ્થાપક અને ચેરમેન છે અને સમાજ ઉન્નતિના કાર્યો કરતી વિવિધ સ્ત્રી સંસ્થાઓના સભ્ય છે. સરનામુંઃ—લલિત વિલાસ, વાલકેશ્વર રોડ, મલબાર હીલ, મુંબઇ, (ઓફીસ) દેવકરણુ નાનજી બીલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ.

## સ્વ. શ્રી. ગોકળદાસ વિઠ્ઠલદાસ સરૈયા

શ્રી સુરતી મોઢ વીશાઅડાલજા જ્ઞાતિ વિભાગના સ્વ. ગોકળદાસના પીતાશ્રી સ્વ. વિઠ્ઠલદાસ ઇ. સ. ૧૮૩૭ માં સુરત છોડી પગરસ્તે મુંબઇમાં આવ્યા. એમનું સુરત છોડવાનું કારણ, એમના પિતાશ્રી સ્વ. તુલસીદાસ જેઓ આસો વદ ૧૨ સં. ૧૯૧૪ માં સ્વર્ગવાસ પામ્યા હતા, તેઓ સાધારણ સારી સ્થિતિના હોઇ સુરતમાં ચૌટામાં સુગંધી માલની દુકાન ચલાવતા હતા. તેમનાં ઘરબાર અને દુકાન, સુરતની મોટી આગમાં બળી જવાથી મુંબઇ આવી-ટુંક પગારમાં નોકરી શરૂ કરી. ધીમે ધીમે પોતાનો ધંધો

## શ્રી. રમણલાલ ગોકળદાસ સરૈયા સહકુટુંબ : મુંબઈ

ચિ. ભરતકુમાર, સૌ. પદ્માવતી, ચિ. રમેશચંદ્ર, શ્રી. રમણલાલ સરૈયા, ચિ. પ્રતાપચંદ્ર.



શ્રી. ચંદ્રકાન્ત ગોકળદાસ સરૈયા
એમ. ડી. : મુંબઈ





શ્રી. સૂર્યકાંત ગોકળદાસ સરૈયા
બી. કોમ. : મુંબઈ



સ્વ. શ્રી. ગોકળદાસ વિઠ્ઠલદાસ સરૈયા, બી. એ. એલ. એલ. બી.
દીવાન : લુણાવાડા





સ્વ. શેઠ શ્રી વનમાળી વીરજી : વેરાવળ.

શરૂ કરી સારા પ્રમાણમાં દ્રવ્ય સંપાદન કર્યું. પણ તે શેર બજારમાં એક બે યોજનાઓના શેરોમાં રોકી ગુમાવી દીધું હતું. કુટુંબમાં નબળા વખતમાં, વીઠ્ઠલદાસના માતુશ્રી સ્વ દેવકોરબ્હેન મેહનત મજુરી કરી, કુટુંબ નિર્વાહ ઘણી મુશ્કેલીથી ચલાવતાં હતાં. સ્વ. વિઠ્ઠલદાસ સ્વભાવે શાંત અને નિખાલસ હતા, કપડામાં મોગલાઈ રિવાજ મુજબ લાંબો બાંહી ચઢાવેલો જામો અને સુરતી પાઘડી પહેરતા હતા. પોતે જુના વિચારના હોઈ, પુષ્ટીમાર્ગ વૈષ્ણવ સંપ્રદાય પર સારી શ્રદ્ધા રાખતા હતા અને જમાનાને અનુસરી પોતાના છોકરા છોકરીઓને કેળવણી સારા પ્રમાણમાં આપી હતી. વસ્તારમાં પાંચ છોકરા અને ત્રણ છોકરીઓ મુકી, ૬૮ વર્ષની પાકી વયે સંવત ૧૯૪૪ના અષાઢ સુદ ૧૫ પર (તા. ૨૩–૭–૧૮૮૮) સ્વર્ગવાસી થયા.

એમના જ્યેષ્ટ પુત્ર સ્વ. ગોકળદાસનો જન્મ સંવત ૧૯૧૬ ના જેઠ વદ ૮ ને દિવસે (તા. ૧૧–૬–૧૮૬૦) મુંબઈમાં થયો હતો. નાનપણથી જ અભ્યાસની ધગશ એમને ઘણી હતી અને શારીરિક અને આર્થિક મુશ્કેલીઓ વેઠી ઇ. સ. ૧૮૮૧ માં B. A. અને ઇ. સ. ૧૮૮૫માં LL. B ની પરીક્ષા પાસ કરી, વકીલ તરીકેની સનદ લઇ પ્રેક્ટીસ શરૂ કરી હતી B. A. ના અભ્યાસ પછી LL. B. ના અભ્યાસ દરમ્યાન શિક્ષક તરીકેનું કામ તેઓએ કર્યું હતું. વકીલ તરીકેની પ્રેક્ટીસ દરમ્યાન ધી 'બોરો ડેલ'ની ગુજરાતની ન્યાતોના કાયદા અને રીત રિવાજોની ચોપડીનો ભાગ બીજો, જે મુંબઇની હાઇકોર્ટની મંજુરીથી, સ્વ. સર મંગળદાસ નથુભાઇએ ઇ. સ. ૧૮૮૭માં છપાવી બહાર પાડ્યો હતો તેના પર દેખરેખ રાખવાનું, હાઇકોર્ટની મંજુરીથી એઓએ કર્યું હતું. આ ગ્રંથ ગુજરાતની જુદી જુદી ન્યાતોમાં ચાલતા રીત રિવાજોની પુરી માહિતી આપે છે. પ્રેક્ટીસ સારી ચાલવાની આશા છતાં, બહોળા કુટુંબનો ભાર ઉપાડવા, સરકારી નોકરીની નિયમિત ઉપજ વધુ અનુકુળ પડશે એ વિચારથી, જુદા જુદા ખાતામાં મહેનત કરી, ઇ. સ. ૧૮૮૮ ના જુલાઇ મહિનાથી સેકન્ડ કલાસ સબજજ તરીકે "થાણા જીલ્લાના" 'મુરબાદ' ગામમાં નોકરી શરૂ કરી. મુંબઇ ઇલાકાના જુદા જુદા ભાગોમાં કામ કરી, ઇ. સ. ૧૯૧૨ માં "અમદાવાદ-નડીયાદ" ની સ્મોલ કોઝીઝ કોર્ટના જજ તરીકે તેઓ નીમાયા હતા અને ૧૯૧૫ માં નિવૃત્ત થયા ત્યાં સુધી આ જગ્યા પર તેઓએ કામ કર્યું. ફારેગ થયા બાદ લુણાવાડા રાજ્યના દીવાન તરીકે એમની નીમણુંક થઇ હતી. પણ થોડા જ સમયમાં ત્યાં એમનાં ધર્મપત્ની અ. સૌ. ડાહિગવરીનો સ્વર્ગવાસ થવાથી, દીવાનપદનું રાજીનામું આપી મુંબઇમાં આવી રહ્યા, અને સંવત ૧૯૮૩ ના વૈશાખ શુદ પાંચેમ (તા. ૬–૨–૧૯૨૭) ના દિવસે સ્વર્ગવાસી થયા ત્યાં સુધી, પોતાનો વખત, નિવૃત્તમાં અને જ્ઞાતિભાઇઓ તથા સગાઓની સેવામાં, પસાર કર્યો. છેવટ સુધી પોતાના અંગત જનોની કાળજી તેઓએ રાખી હતી. લેટીન ભાષાનો અભ્યાસ એઓનો ઘણો સારો હતો અને સરકારી નોકરી દરમ્યાન ન્યાય આપવામાં એઓ હકદારના હકની બાબત પુરી કાળજી રાખી સત્યને માર્ગે જ ચાલતા હતા. આથી સમાગમમાં આવતા દરેક, એમને વાસ્તે માન અને હેત રાખતા.

ઇ. સ. ૧૮૮૮ થી નિવૃત્ત થયા ત્યાં સુધી બહારગામમાં રહેતાં છતાં, જ્ઞાતિજનોમાં અને સગાઓમાં ઘણો સારો સંબંધ શખતા અને જાતે અગવડવેઠી, પોતાની સેવાનો અને સલાહનો લાભ, સંબંધમાં આવતા દરેકને, વગર સંકોચે આપતા. સ્વભાવે પરગજુ અને મિલનસાર હોવાથી નાના મોટા દરેક એમની પાસે છુટથી પોતાની મુશ્કેલીઓ મુકી શકતા હતા. જ્ઞાતિજનોએ એમના માટેનો માનનો પુરાવો, એક વખત જ્ઞાતિના સ્નેહ સંમેલન વખતે પ્રમુખ અને બીજી વખત તા. ૧૯–૧૨–૧૯૨૬ ને દિવસે જ્ઞાતિના અગ્રગણ્ય ભાઈ, સર પરશોત્તમદાસ ઠાકોરદાસને એમની ખાસ કરીને કુંડીવાળણુ બાબતની લોક સેવાના બદલામાં સમસ્ત જ્ઞાતી

વિભાગ તરફથી માનપત્ર આપ્યું તે વખતે પ્રમુખ નીમી આપ્યો હતો. બન્ને વખતના એમના ઉદ્‌ગારો, એમની જ્ઞાતિ પ્રત્યેના પ્રેમથી ભરેલા હતા. દેશકાળને અનુસરી સુધારો, પુરા વિચાર પછી થાય તેની તરફેણમાં હતાં એમનું આખું જીવન જ્ઞાતિભાવના અને કુટુંબ વાત્સલ્ય બાબતમાં આદર્શમય ગણી શકાય.

સ્વ. ગોકળદાસનો વસ્તાર સંબંધી:—

પુત્રો:—સ્વ. ડોક્ટર ગુલાબદાસ B. A, L. M. & S. (A. D. 1905) (A. D. 1910) જન્મ, આસો સુદ ૧, સં. ૧૯૩૯. મરણ, ભાદરવા વદ ૪, સં. ૧૯૯૫; સ્વ. ચીમનલાલ. જ. કારતક સુદ ૧૨ સં. ૧૯૪૩ મ જેઠ વદ ૭ સં. ૧૯૯૩; ભાઇ રમણલાલ B. A., B. Sc., J. P., O. B. E.; સ્વ. મોહન, સ્વ. મદન આ બન્ને પાંચ વર્ષની અંદર સ્વર્ગવાસી થયા હતા; ભાઇ ચન્દ્રકાન્ત M. D; ભાઇ સૂર્યકાન્ત B. com.

પુત્રીઓ:-ગં સ્વ. વસંત બ્હેન, અ. સૌ. રસિકા બ્હેન, અ સૌ. રશીલા બ્હેન, અ. સૌ. સુમન બ્હેન. છોકરા, છોકરીઓ, વહુઓ, જમાઇઓ અને તેનાં છોકરાઓ મળી સ્વ. ગોકળદાસના વસ્તારમાં આજે (સં. ૧૯૯૭) માં ૨૮ વ્યક્તીઓ છે અને સ્વ. વીઠ્ઠલદાસના વસ્તારમાં એ જ પ્રમાણે આજે (સં. ૧૯૯૭ માં) લગભગ ૨૬૩ વ્યક્તીઓ છે.

તેમના એક મિત્ર જાત અનુભવથી જણાવે છે કે "ગોકળદાસ ભાઇ જાત મેહનતથી આગળ વધ્યા તે ઘણાકોના સંબંધમાં કહી શકાય છે, પણ જજ તરીકેની તેમની લાંબી કારકીર્દિમાં કોઇ પણ વખતે તેમની તટસ્થતા અને નિષ્પક્ષપાતપણા વિષે, એક શ્વાસની પણ વાત થઇ નથી, તે જાતનું ઉચ્ચ વર્તન હરેકના સંબંધમાં જોવામાં આવતું નથી. અમદાવાદ જેવા શહેરમાં "સ્મોલકોઝ કોર્ટ"ના જજ જેવી ઉચી પદવીએ હોવા છતાં, કોઇ પણ અમદાવાદનો શ્રીમંત પોતાના ત્યાંના લગ્ન જેવા પ્રસંગે પણ સામી ગાડી મોકલે તો તે પાછી વાળે, ભાગ્યેજ શીગ્રામમાં જજ સાહેબ અમર તેમનાં પત્ની જાય એ એમના જ વર્તને એવી સુંદર છાપ પાડી કે કુલ ગુજરાતમાં આજે સરૈયા સાહેબનું નામ, એઓ નોકરીએથી ફારેગ થયાં પચીસ વર્ષ થયાં છતાં ઘણા માન અને પ્રેમથી યાદ કરાય છે.

પોતાના જ્ઞાતિબંધુઓ અને ઓળખાણ પીછાણવાળાઓમાં 'પરગજુ વૃત્તિ અને સેવા પરાયણતા એ એમની જીંદગીનો ગુપ્ત મંત્ર' બધા માને છે, અને તંગ સ્થિતિમાં આવેલા દૂરના સગાઓને પણ ઘણી વખતે દુઃખમાં એઓ દિલાસો દેતા કે મારી પાસે ઓછી દાળ ખાવાના પૈસા હશે તો પણ થોડું પાણી *નાંખી આપણે બે પાતળી દાળ વેંચી લઇશું.* આ તેમની સતત વૃત્તિનો બદલો ઇશ્વરે એ આપ્યો કે પોતે લક્ષાધીપતિ ન ગણાયા પણ આજે એમના પછી એમના સંતાનોમાં દરેક ડબલ અને તેથી વધારે યુનીવરસીટી ડીગ્રીનું જ્ઞાન સંપાદન કરી "સરૈયા" કુટુંબને એક અગ્રગણ્ય અને ઉપયોગી કુંડ તરીકે મોઢ જ્ઞાતિમાં દીપાવી રહ્યા છે.

સારા કામો સતત્ શ્રદ્ધાથી કર્યા જવાનું પરિણામ ઇશ્વર એક નહિ તો બીજી પેઢીને આપે છે એનો આથી વધુ પુરાવો મોઢજ્ઞાતિમાં ક્યાં જોવા જઇએ?

❦

## શ્રી. રમણલાલ ગોકળદાસ સરૈયા

ઓ. બી. ઈ. જે પી બી. એ. બી એસ સી.

જન્મ અમદાવાદમાં તા. ૧૬-૧-૧૮૯૮. સર પુરૂષોતમદાસ ઠાકોરદાસના પુત્રી શ્રી. પદ્માવતી સાથે તેમના લગ્ન થયા છે. લુણાવાડાના માજી દિવાન અને અમદાવાદની સ્મોલકોઝ કોર્ટના અગાઉના જજ સ્વ. શ્રી ગોકળદાસ સરૈયાના તેઓ પુત્ર થાય. અમદાવાદની ગુજરાત કોલેજ, મુંબઇની વિલ્સન કોલેજ, લંડનની ઇમ્પીરીયલ કોલેજ ઓફ સાયન્સ એન્ડ ટેકનોલોજીમાં અભ્યાસ કરીને ૧૯૧૪માં મેટ્રીક, ૧૯૧૯ માં બી. એ. ઓનર્સ પાસ થઇ '૧૯-૨૦ માં વીલસન કોલેજમાં દક્ષીણા ફેલો હતા. ૧૯૨૦ માં બી. એસ. સી. ની પરીક્ષા પસાર કરી. ઇંગ્લાંડ જઇ કેમીકલ એન્જીની-

થરીંગનો અભ્યાસક્રમ લીધો. સીટી એન્ડ ગીલ્ડસ ઓફ લંડન ઇન્સ્ટીટ્યુટની તેલ, ચરબી તથા સાબુ વિગેરેના બનાવટની પરીક્ષા આપી ડીપ્લોમા મેળવ્યો.

હિંદમાં પાછા ફરીને ૧૯૨૨ માં નારણદાસ રાજારામની પેઢીમાં જોડાયા. ૧૯૨૬ માં એ પેઢીના એક ભાગીદાર બન્યા.

તેઓ મુંબઇની પ્રોવીન્શીયલ કોઓપરેટીવ બેંક લી. તથા કોઓપરેટીવ બેંક્સ એસોસીએશનના પ્રમુખ, તથા હિંદ સાઇકલ્સ લી. મધુસુદન મીલ્સ લી. મુંબઇ, કોઓપરેટીવ માર્કેટીંગ સોસાઇટી લી., ધી યુનાઇટેડ સોલ્ટ વર્કસ એન્ડ ઇન્ડસ્ટ્રીઝલી. મે. નારણદાસ રાજારામ કું. (આફ્રિકા) લી., ના ડાયરેક્ટર છે. ઉપરાંત કમિટી ઓફ ઇન્ડીયન મરચન્ટ ચેમ્બર, ટેકનોલોજીકલ રીસર્ચ એન્ડ વાઇડર માર્કેપ્સ કમીટીસ (ઇન્ડીયન સેન્ટ્રલ કોટન કમીટીની), કાઉન્સીલ ઓફ ધી ઇમ્પીરીયલ ઇન્ડીયન સીટીઝનશીપ એસોસીએશન, પ્રોવીન્શીયલ ડેવેલપમેન્ટ બોર્ડ, પ્રોવીન્શીયલ બોર્ડ ઓફ સુપરવીઝન વિગેરેના મેમ્બર છે. ઇન્ડો જાપાનીઝ વ્યાપાર વાટાઘાટ પ્રસંગે બીનસરકારી સલાહકાર નીમાયા હતા.

તેઓ જે. પી. છે. સરકાર તરફથી તેમને 'ધી બોમ્બે પ્રોવીન્શીયલ કોઓપરેટીવ બેંક જેનો મુખ્ય સંબંધ મુંબઇ ઇલાકાના ખેડુતો સાથે છે તેના પ્રમુખ તરીકે બજાવેલા સરસ કામ બદલ O. B. E. (ઓ. બી. ઇ.) નો ખીતાબ તેમને આપ્યો છે.

સરનામું-'વસંતવિહાર' ૮૫ નેપીઅન સી રોડ, મુંબઇ ૬

શ્રી. રમણલાલભાઇ સરૈયાને ત્રણ પુત્રો છેઃ—

(૧) ભાઇ રમેશચંદ્રનો જન્મ "લંડન" માં સં. ૧૯૭૭ના વૈશાખ વદ ૧૩ (તા. ૪ થી જુન ૧૯૨૧) ના દિવસે થયો હતો. એમણે આ સાલ મુંબઇ યુનીવરસીટીની B. com (final) ની પરીક્ષા આપી છે.

(૨) ભાઇ પ્રતાપચંદ્રનો જન્મ સં. ૧૯૮૨ ના ભાદરવા વદ ૧૩ ના રોજ મુંબઇમાં થયો હતો. આ સાલ મેટ્રીકની પરીક્ષા આપી છે.

(૩) ભાઇ ભરતનો જન્મ મુંબઇમાં સં. ૧૯૮૮ ના જેઠ વદ. ૨. ને દિવસે થયો હતો. હાલમાં એ સેંટ ઝેવીયર સ્કુલમાં અભ્યાસ કરે છે.

## શ્રી. ચંદ્રકાન્ત ગોકળદાસ સરૈયા

જન્મ, સંવત, ૧૯૭૨ ના આસો વદ ૧૧ (તા. ૨૨ મી ઓક્ટોબર ૧૯૧૬), અમદાવાદમાં. ૧૫ વર્ષની ઉંમરે મેટ્રીક થઇ ઇ. સ. ૧૯૩૭ માં મુંબઇ યુનીવરસીટીની M. B. B. S. ની પરીક્ષા, પેથોલોજીમાં ખાસ વધારે માર્કસ મેળવી ડીસ્ટીન્કશન સાથે, પસાર કરી હતી. કોલેજમાં ઇનામો અને સ્કોલરશીપો સારા પ્રમાણમાં મેળવી શક્યા હતા. અને આ ઉપરાંત લોર્ડ સેન્ડહર્સ્ટનો સોનાનો ચાંદ એમને મળ્યો હતો. M. B. B. S. ના અભ્યાસ દરમ્યાન યુ. ટી સી. માં મળતી લશ્કરી તાલીમ એઓએ એક વર્ષ લીધી હતી. પરીક્ષા પસાર કર્યા બાદ મુંબઇની સર. જે. જે હોસ્પીતાલમાં "હાઉસસર્જન" તરીકે તેઓએ એક વર્ષ કામ કર્યું અને ત્યારબાદ "મોરલીબાઇ" અને પીટીટ હોસ્પીતાલમાં બીજા એક વર્ષ સુધી "હાઉસ સર્જન" તરીક કામ કરી, ઇ. સ. ૧૯૪૧ માં નવરોજજી વાડીયા મેટરનીટી હોસ્પીતાલમાં રેસીડન્ટ મેડીકલ ઓફીશરની જગા લઇ, તેજ વર્ષમાં M. D. ની પરીક્ષા પસાર કરી. હાલમાં તેઓ એજ જગ્યા પર કામ કરે છે.

## શ્રી. સૂર્યકાન્ત ગોકળદાસ સરૈયા

જન્મ લુણાવાડામાં શ્રાવણ વદ ૩ ને દિવસે (તા. ૨૪ ઓગસ્ટ ૧૯૧૮). ઇ. સ. ૧૯૩૫માં મેટ્રીકની અને ૧૯૩૯ ના એપ્રીલ મહિનામાં B. Com ની પરીક્ષા પાસ કરી. હાલમાં તેઓ મેસર્સ નારણદાસ રાજારામની રૂના વેપારની ઓફીસમાં, મુંબઇ અને કરાંચી ખાતે એક મદદનીશ તરીકે કામ કરે છે. સ્કુલના અભ્યાસ દરમ્યાન સેંટ ઝેવીયર સ્કુલમાંથી "ધી જાર્ડસ સીલ્ડ"

સારૂ રમાતી ક્રીકેટ મેચોમાં, સ્કુલ તરફથી ઉતરતી ટીમમાં એ રમ્યા હતા અને શીલ્ડ મેળવવામાં પોતાનો ફાળો આપ્યો હતો. કોલેજ અભ્યાસ દરમ્યાન "યુ. ટી. સી." માં બે વર્ષ લશ્કરી તાલીમ લીધી હતી અને તે દરમ્યાન એક "કપ" ઇનામ તરીકે મેળવ્યું હતું.

ø

## શ્રી. મંગળદાસ એમ. પકવાસા

એમ. એલ. સી.

એમનો જન્મ મુંબઇ ખાતે ૧૮૮૨ માં થયો હતો. ૧૯૦૨ માં ગ્રેજ્યુએટ થઇ ૧૯૦૫ માં એલ. એલ. બી. થયા અને ૧૯૦૭ માં સોલીસીટર બન્યા. મેસર્સ માધવજી એન્ડ કંપની (સોલીસીટર્સ) ની પેઢીમાં શ્રી મંગળદાસ ભાગીદાર હતા. ૧૯૩૨ માં સત્યાગ્રહની ચળવળમાં જોડાયા હતા અને એમને એક વર્ષની જેલની સજા થઇ હતી. જેલ મુક્ત થયા પછી તેઓ અખીલ હિંદ ગ્રામ્ય ઉદ્યોગી સંસ્થાના કાયદાના સલાહકાર બન્યા. શ્રી મંગળદાસ એક ચુસ્ત સામાજીક કાર્યકર છે અને મારોલી ખાતે આશ્રમ નિભાવે છે. ભરૂચ-પંચમહાલ-સુરત મતદાર સંઘ તરફથી મુંબઇની ઉપલી સભામાં ચુંટાઇ આવ્યા હતા અને ૧૯૩૭ માં એજ સભાના પ્રમુખ બન્યા હતા. શ્રી. પકવાસા હિંદુસ્તાન સ્કાઉટસ એસોસીએશનના મદદનીશ-પ્રાંતિક કમીશ્નર છે અને મુંબઇ સરકારે સ્થાપેલ એડલ્ટલીટરસી કમિટીની બોર્ડના ઉપપ્રમુખ પણ છે. યુદ્ધ વિરોધી કોંગ્રેસની પ્રવૃત્તિને લીધે હાલ તેઓ જેલમાં છે. સરનામું:-૨૯, ડુંગરશી રોડ, મુંબઇ-૬.

ø

## સર મંગળદાસ વૃજભુખણદાસ મહેતા

નાઈટ, બી એ., એફ. આર. સી. પી., એફ. સી. પી. એસ, એફ. સી. એ. જી; જે. પી; ઓ. બી. ઇ.

સર મંગળદાસ ન્યાતે મોઢવણિક છે. એમનો જન્મ ૧૮૮૩ માં મુંબઇમાં થયો હતો. એમના પિતા નારણદાસ રાજારામની પેઢીમાં ભાગીદાર હતા. એમણે ૧૯૦૭માં એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષા પાસ કરી મીડ વાઇફરીના નિષ્ણાત થવા માટે ૧૯૦૮ માં ઇંગ્લાંડમાં ગયા હતા. ત્યાં આયરલેન્ડની એમ. આર. સી. પી. ની ડીપ્લોમાં મેળવી હતી. ૧૯૧૦ માં એમણે મુંબઇખાતે રૂક્ષ્મણી સુતીકાગ્રહ નામનું પહેલવહેલું હિંદુ સુવાવડખાનું સ્થાપ્યું હતું. અને હજી આજે પણ તેઓ તેમાં કામ કરે છે. ૧૯૨૨ માં મીલ વિસ્તારમાં સ્થપાયેલી "નવરોજી વાડીયા મેટરનીટી હોસ્પીટલ" ની યોજના ઘડવામાં એમનો મોટો હાથ હતો. આ હોસ્પીટલ સ્થપાતા "મેટરનીટી ત્રેનીંગ" ના પ્રશ્નનો ઉકેલ આવી ગયો હતો. શહેરની અનેક વૈદકીય સંસ્થાઓ સાથેનો એમનો સંબંધ જાણીતો છે. એ ઉપરાંત તેઓ મ્યુનીસીપાલીટીના સભ્ય અને યુનીવરસીટીના ફેલો પણ થયા હતા.

સરનામું:-રીજરોડ, મુંબઇ.

ø

## શ્રી. શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી

જન્મ સંવત ૧૯૫૩ માં રાજકોટ મુકામે. તેઓ મહાત્મા ગાંધીજીના ભત્રીજા થાય. તેઓએ પોરબંદરની ભાવસિંહજી હાઇસ્કુલમાં અભ્યાસ કર્યો હતો. અભ્યાસ ચાલુ હતો એ દરમ્યાન એમના પિતાનો સ્વર્ગવાસ થવાથી કુટુંબનો બોજો એમના પર આવતાં તેમને અભ્યાસ મુકીને નોકરીમાં જોડાવાની ફરજ પડી હતી. ૧૯૧૯ માં ગાંધીજીના "નવજીવન" માં તેઓ જોડાયા હતા, અને ત્યાં બીબાં ગોઠવવાનું, છાપવાનું, ભુલો સુધારવાનું, પ્રુફ વાંચવાનું તથા વર્તમાન પત્રને લગતું બધુ કામ શીખ્યા હતા. એ અરસામાં તેમણે "અમૃતસરની વિરાંગના" નામની પુસ્તિકા પ્રસિદ્ધ કરી હતી. લેખન પ્રવૃત્તિ ચાલુ રાખી એમણે ૧૯૨૦ માં મુંબઇ આવીને રૂ તથા શેરબજારમાં ધધો શરૂ કર્યો હતો; આ પછી તેઓ "હિંદુસ્થાન"ના તંત્રી થયા પણ સ્વતંત્ર પત્રક કાઢવાની ઇચ્છા થતાં એ નોકરી છોડી દઇ "કર્મભુમિ"



શ્રીયુત પ્રાણલાલ કેશવજી ગાંધી : મુંબઈ





શ્રીયુત ગોરધનદાસ કેશવજી ગાંધી : મુંબઈ



સ્વ શ્રી. ઓધવજીભાઈ જીવરાજ : અમરેલી



શ્રીયુત ગોરધનદાસ કરસનદાસ પરીખ : મુંબઈ

સાપ્તાહિક શરૂ કર્યું. આ પત્રે એ લાઇનમાં નવી જ ભાત પાડી હતી. એ પત્રમાં ખોટ આવતાં તે બંધ કરી તેમણે "મુંબઇ સમાચાર" માં નોકરી લીધી. ત્યાર પછી શ્રી અમૃતલાલ શેઠ "જન્મભૂમિ" ની સ્થાપના કરતાં તેઓ તેમાં જોડાયા અને થોડો સમય પછી એ પત્રના તંત્રી નિમાયા હતા. ૧૯૩૭ માં કરાંચીમાં પત્રકાર પરિષદના તેઓ પ્રમુખ ચુંટાયા હતા. "જન્મભૂમિ" પત્રનું તંત્રીપદ સંભાળતા શ્રી. શામળદાસ દેશી રાજ્યોના રાજકારણમાં પણ ભાગ લેતા હતા. ૧૯૪૧ માં શ્રી. અમૃતલાલ શેઠ સ્ટેટ પીપલ્સ લી. માં પાછા આવતા અને "જન્મભૂમિ" નું તંત્ર સંભાળી લેતાં શ્રી. શામળદાસે છુટા થઇ "વંદેમાતરમ્" દૈનિક કાઢયું છે, જે પત્રે ટુંક મુદતમાં જ લોક પ્રિયતા સંપાદન કરી છે. તેઓ બાહોશ પત્રકાર, સમર્થ વકતા અને વિદ્વાન લેખક તરીકે મશહુર છે. શ્રી શામળદાસનું નામ આજે ભાગ્યે જ કોઇથી અજાણ્યુ હોય. સરનામું–ખાર (મુંબઇ)

## સ્વ. શેઠ નાનાલાલ મંછારામ–મુંબઈ

તેઓશ્રીનો જન્મ સં. ૧૯૩૩ માં ભાવનગરમાં થયેલ. તેમનું મુળ વતન સુરત; ધંધોરોજગાર મુંબઇમાં શરૂ કર્યો. જેમાં સારી નામના મેળવી. તેઓશ્રી ઉદાર અને ધાર્મિક વૃત્તિવાળા હતા. હિંદુસ્તાનના ઘણા ભાગોમાં તેમણે મુસાફરી કરી. કેટલાક જુનાં દેવસ્થાનોનો જીર્ણોદ્ધાર કર્યો હતો. ઉપરાંત શ્રી બહુચરાજીમાં યાત્રાળુઓ માટે બે ધર્મશાળા એક સં. ૧૯૬૫ માં અને બીજી સં. ૧૯૭૧–૭૨ માં બંધાવી અને સં. ૧૯૭૯ માં તે જ સ્થળે શ્રી મહાદેવજીનું એક દેવળ બંધાવ્યું છે. વળી અંબાજીમાં સં. ૧૯૭૧ માં એક ધર્મશાળા અને સં. ૧૯૭૮ માં શ્રી ભૈરવનાથનું દેવળ બંધાવ્યાં છે.

## શ્રી. ગોરધનદાસ ગાંધી–મુંબઈ

મૂળ વતન લીયા (ધ્રાંગધ્રા સ્ટેટ). શ્રી ગોરધનદાસ તથા તેમના મોટા ભાઇ શ્રી પ્રાણુલાલ બંને ભાઇઓ ૧૯૨૩માં મુંબઇ આવ્યા. શરૂઆતમાં વામનરાય પ્રાણલાલ નામથી પેઢી શરૂ કરીને રૂની દલાલી કરતા. એ ખાતું હાલ પણ ચાલુ છે.

૧૯૩૧ માં ગોરધનદાસ કંપની એ નામથી ઇસ્ટ ઇન્ડીયા કોટન એસોસીએશનમાં રૂનું વાયદાનું તેમજ તૈયાર ખાતું ચલાવતા. જાપાન, યુરોપ તેમજ સ્થાનિક રૂ પુરું પાડે છે.

બુલીયન એક્ષચેંજ, ઇન્ડીયન સ્ટાક એકસચેન્જ, મારવાડી ચેમ્બર ઓફ કોમર્સ, સીડસ મરચન્ટ એસોસીએશન, ગ્રેન એન્ડ સીડસ એસોસીએશન, ઇન્ડીયન મર્ચન્ટ ચેમ્બર, બોમ્બે યાર્ન એકસચેન્જ, બોમ્બે સીડસ ટ્રેડર્સ એસોસીએશન, બોમ્બે શરાફ એસોસીએશન, વિગેરે મંડળોના તેઓ સભ્ય છે. અને પ્રતિષ્ઠા ભર્યો ભાગ લે છે.

પેઢી ઉપર લગભગ ૧૦૦ માણસો હળવદ, ધ્રાંગધ્રા, વઢવાણ, બોટાદ, કુંડલા વિગેરેના વતની કામ કરે છે. વીસેક જણા માસિક ૫૦૦ કમાવાવાળા, ચાલીસ જણા માસિક ૩૦૦ રૂા. કમાવાવાળા, અને બાકીના નોકરોને દરેકને ૧૦૦ રૂા. સુધી પડે તેવી વ્યવસ્થા આ ભાઇઓએ કરી છે. પોતાની પેઢી ઉપર કામ કરતા ભાઇઓને હમણાં જ તેઓએ મોંઘવારી એલાવન્સ પણ આપ્યું છે.

શ્રી. પ્રાણુલાલભાઇના પત્ની સૌ. જમનાબાઇ, તેમના ૨ પુત્રો અને ૪ પુત્રી તથા શ્રી. ગોરધનદાસભાઇના પત્ની સૌ. રૂક્ષ્મણી, તેમના ૨ દીકરા અને ૧ દીકરી સહિત મુંબઇમાં સુખ સગવડભર્યા મકાનમાં સંપ અને સહાનુભૂતિ ભર્યું જીવન ગાળે છે. શ્રી પ્રાણુલાલનો જન્મ સં. ૧૯૫૨ માં અને શ્રી ગોરધનદાસનો જન્મ સં. ૧૯૫૫ માં. શ્રી ગોરધનદાસે અંગ્રેજી ૪ થા ધોરણ સુધી અભ્યાસ કરેલ. ભાઇ ગીરીશ પ્રાણલાલે મેટ્રીક સુધી અભ્યાસ કર્યો છે. ધ્રાંગધ્રામાં તેમણે સુંદર બંગલો બંધાવ્યો છે. પોતાના વતન લીયામાં સારી મદદ કરે છે. વાર્ષિક દસ હજારની રકમ ધર્માદામાં કાઢે છે, જ્ઞાતિબંધુઓનો સત્કાર કરવા હંમેશાં તત્પર રહે છે.

## શ્રી. મોહનલાલ માણેકચંદ પારેખ

શ્રી. મોહનલાલ પારેખનો જન્મ ધોલેરામાં તા. ૧૯-૧-૧૮૯૯ ના રોજ થયો હતો. તેમણે શિક્ષણ વઢવાણ કાંપ તથા મુંબઇમાં લીધું. નાનપણમાં તેમના પિતાનો સ્વર્ગવાસ થયો. આર્થિક સ્થિતિ સાધારણ હોવાથી શિક્ષણ આગળ વધારી શકાયું નહિ, અને તેમને નોકરી લેવાની ફરજ પડી. લગભગ છ માસ એક બેંકમાં નોકરી કરી. પછી બે વરસ શેરબજારમાં નોકરી કરી. આ નોકરી દરમિયાન તેમને શેરબજારના કામકાજ તથા ઘરાકી વગેરેનો ઘણો સારો અનુભવ મળ્યો, તેથી સને ૧૯૧૯ માં તેમણે સ્વતંત્ર રીતે સબબ્રોકર તરીકે કામકાજ શરૂ કર્યું. આ રીતે છ વરસ કામ કર્યા પછી સને ૧૯૨૫ માં "મોહનલાલ એમ. પારેખ" ના નામથી શેરબજારમાં પોતાનું જ કાર્ડ ચલાવવા લાગ્યા અને તીવ્ર બુદ્ધિશક્તિ તથા જાત મહેનતથી જ દરેક કાર્ય કરવાની ટેવને લીધે તેઓ આ ધંધામાં ઉત્તરોત્તર સફળતા પ્રાપ્ત કરતા ગયા.

જેમ જેમ તેમની આર્થિક સ્થિતિ સુધરતી ગઇ તેમ તેમ તેમની સેવાભાવના પણ આગળ વધતી ગઈ. તેમણે હંમેશાં પોતાને ત્યાં જ્ઞાતિબંધુઓને નોકરી અગર ધંધામાં સારો લાભ આપ્યો છે. તેઓ શાંત અને સરળ સ્વભાવના હોઇને બહારની હોહા અગર જાહેરાત તેમને પસંદ નથી. સ્કુલ તથા કોલેજના અનેક વિદ્યાર્થીઓને તેમણે પુસ્તકો, ફી વગેરેની મદદ, અને વિધવાઓ તથા ઘણા નિરાશ્રિતોને તેમણે ગુપ્ત સહાય આપી છે. ભાવનગર મોઢ બોર્ડિંગમાં તેમના તરફથી દર વરસે ચાર તીથિઓનું જમણ થાય છે. વળી ત્યાં તેમના તરફથી બે ફ્રી બોર્ડરો પણ રાખવામાં આવ્યા છે. તેમણે મુંબઇ બોર્ડિંગમાં પણ સારી રકમ આપી છે.

પોતાના જન્મસ્થાન ધોલેરામાં અવારનવાર પાંજરાપોળ, દવાખાનું વગેરેને મદદ આપ્યા કરે છે. વળી રાણપુર, બોટાદ વગેરે ગામોમાં પણ ધાર્મિક, સામાજિક તથા લોકહિતનાં અનેક કાર્યોમાં તેમણે સારો ફાળો આપ્યો છે. આ રીતે તેઓ યથાશક્તિ જ્ઞાતિસેવા તથા સમાજસેવા કર્યે જાય છે. પ્રભુ તેમને દીર્ઘાયુ આપો અને આવાં અનેક કલ્યાણકારી કાર્યો કરવાનો તેમને સુયોગ પ્રાપ્ત કરાવો એ જ અમારી પ્રાર્થના.

## શેઠ ગોવીંદજી કલ્યાણજી પારેખ, મુંબઈ.

મૂળ વતન બોટાદ. જન્મ સં. ૧૯૪૯ શ્રાવણ વદ ૨. ૧૯૬૩ ના આસોમાં મુંબઈ આવ્યા. શરૂઆત મારકીટમાં નોકરી. સ્વતંત્ર ધંધો સંવત ૧૯૬૯ ની સાલમાં શરૂ કર્યો. હાલ મુળજી જેઠા મારકીટ, ચંદ્ર ચોક-ચોથી ગલીમાં કોટન વેસ્ટની બ્લેન્કેટસનો વેપાર કરે છે. બોટાદમાં કલ્યાણજી આરોગ્યભવન તથા મોઢ ભોજનશાળા બંને એકત્ર રૂા. ૧૯૦૦૦ ના ખર્ચે બંધાવેલ છે. આરોગ્યભવનમાં ૩ બ્લોકસ છે. દર બ્લોકમાં ૩ રૂમ છે. મોઢનું ભાડું અઢી રૂપીયા અને પરકોમના ૫ રૂા. વાસણ ગાદલા વિગેરે મળે છે. ભોજનશાળાનું પરકોમનું રોજના ૫ રૂા. ભાડું લે છે અને જ્ઞાતિનું લગ્ન પ્રસંગે ૧ રૂા. ભાડું તથા બ્રાહ્મણ ચોરાશી, પારણા માટે મફત, કારજ માટે પણ મફત. તેમણે બોટાદમાં સ્મશાન રૂા. ૨૫૦૦ ના ખર્ચે બંધાવ્યું. છે જે સાથે બાંધેલી બેઠક માટે રૂા. ૧૦૦૦ ખર્ચ્યાં છે. શેઠ ગોવીંદજી ડીસ્પેન્સરી (આઠ વર્ષ પહેલાં શરૂ કરેલ)માં મોટાનો એક અને બાળકનો અડધો આનો દવા માટે લેવાય છે.

ડાકટરની વીઝીટ ફી આઠ આના છે; તેમાંથી ચાર આના ડાકટરને અપાય છે.

નદીના-કાંઠે સ્મશાનની સામે પાણીનો પીવાવો, ધોવાનો ઘાટ તથા વૃક્ષો તથા મુસાફરો માટે ઓટલા બાંધ્યા છે. કોસ કાયમ જોડાય તે માટે મહાજનને રૂા. ૧૫૦૦ આપ્યા છે. પાંજરાપોળ ગૌશાળામાં સુધારો કર્યો. રૂા. ૧૧૫૦ આપીને મેડી બંધાવી. કલ્યાણજીભાઇના નામે 'મહારાજા ભાવસિંહજી મહાજન ધર્મશાળા' બાંધવામાં ફાળો કરાવી રૂા. ૫૦૦ આપી જાતી દેખરેખ નીચે કામ કરાવ્યું.

બોટાદથી ૬ માઇલ કારીયાણી, સ્વામીનારાયણ સંપ્રદાયનું, ધામ છે ત્યાં તેમના માતુશ્રીના નામે મોંઘીબાઇ ધર્મશાળા બંધાવી છે. સ્વ. નારણદાસ ભાઇના નામે સદાવ્રત ચાલે છે.

ભાવનગર બોર્ડીંગમાં સ્વ. નારણદાસના સ્મરણમાં કુવો બંધાવી આપ્યો છે. તેમના ભાઇ ઓધવજી કલ્યાણજી બોટાદમાં રહે છે.



## શ્રી. હરિલાલ બાલુભાઇ મણિયાર, મુંબઇ.

જન્મ ભાવનગરમાં સન ૧૮૯૦માં. ભાવનગરમાં ગુજરાતી અભ્યાસ પૂરો કરી, મુંબઇમાં ગોકળદાસ તેજપાળ હાઇસ્કુલમાંથી મેટ્રીક થયા. ૧૬ વર્ષની વયથી કુટુંબનો બોજો તેમના માથે પડ્યો હતો, તેથી તેમણે છોટાલાલ નરોત્તમદાસ શ્રોફની પેઢીમાં મદદનીશની નોકરી સ્વીકારી. ૧૯૦૩માં સ્ટોક એકસચેંજના ઉપપ્રમુખ પ્રભુદાસ જીવણદાસની પેઢીમાં જોડાયા, અને ધીરેધીરે પ્રમાણિકતા અને કાર્યકુશળતાથી મુખ્ય વ્યવસ્થાપક અને કેશીયરના હોદ્દે પહોંચ્યા. ૨૭ વર્ષ સુધી આ પેઢીમાં કામ કર્યા બાદ તા. ૧-૧૧-૩૧થી તેમણે પોતાનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. તા. ૧૮-૧-૪૮થી તેઓ 'સર્ટીફાઇડ બ્રોકર' બન્યા. તેમના ગ્રાહકો અને સહધંધાદારીઓમાં તેમનું સારૂં સન્માન છે. મુંબઇના 'મોઢ બંધુ સમાજ'ના તેઓ માનદ પ્રમુખ છે, અને જ્ઞાતિસેવામાં સારો રસ લે છે.



## શ્રી. હરકીશનદાસ લખમીદાસ.

પોરેચા મોઢ વાણિયા, શેર એન્ડ સ્ટોક બ્રોકર. જન્મ મુંબઇમાં ૩૧ મી ઓકટોબર, ૧૯૦૮. ભરડા ન્યુ હાઇસ્કૂલમાં શિક્ષણ લઇ તેમના પિતાની મે. એસ્પીનવોલ લખમીદાસ નામની જાણીતી પેઢીમાં ૧૮ વર્ષની નાની ઉમરે જોડાયા અને થોડાજ વખતમાં ભાગીદારની પાયરીએ પહોંચી ગયા. આ પેઢીમાં દશ વર્ષ સુધી તેમણે કામ કર્યું અને તે દરમ્યાન જાણીતા વેપારીઓ તથા એક્સપોર્ટ અને શીપીંગ હાઉસીસના પરિચયમાં આવીને ઓળખાણનું પરિઘ ખૂબ વધાર્યું. ત્યાર પછી મુંબઇના બંદરેથી નિકાસનો વેપાર ધીરે ધીરે ઓછો થતો ગયો અને બીજા બંદરોએ ઘસડાતો ગયો અને વેપારી આલમમાં પણ મંદીની અસર ખૂબ જણાવા લાગી સમયસૂચકતા વાપરીને ધીરે ધીરે તેમણે પોતાનું લક્ષ મુંબઇના સ્ટોક એકસ્ચેંજ તરફ દોર્યું.

સને ૧૯૩૨ ની સાલમાં ધી બોમ્બે સ્ટોક એકસ્ચેંજમાં તથા મુંબઇની વેપારી જનતામાં બહુ જ ઉંચી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી ઉંચા પ્રકારની વેપારી કુનેહ, અદ્ભુત વ્યક્તિત્વ અને મળતાવડા સ્વભાવથી વેપારમાં પ્રતિવર્ષે ખૂબ જ સફળતા મેળવતા ગયા અને આજ મે. હરકીશનદાસ લખમીદાસની પેઢી એ મુંબઇના સ્ટોક એકસ્ચેંજમાં એક ઘણી જ નામાંકિત અને અગ્રગણ્ય પેઢી તરીકે ગણાય છે. વેપારની નીતિ અને અડગ પ્રમાણિકતા એ બંને ગુણોનુ સમન્વય એ તેમની પ્રતિષ્ઠાનું મુખ્ય કારણ છે.

તેમની પેઢીનું મુખ્ય કામકાજ નાણાંનું 'ઇન્વેસ્ટમેંટ' છે. અને પોતાના ઘરાકોના નાણાંના ખરા 'ઇન્વેસ્ટમેંટ' માટે તથા જનતાને પણ પોતાની પેઢીમાં રસ ઉત્પન્ન થાય એ માટે તેમની પેઢીમાં એક "સ્ટેટીસ્ટીકલ ડીપાર્ટમેન્ટ" રાખવામાં આવ્યું છે કે જે જાણીતા ઉદ્યોગોના 'સર્વે' તથા 'વોલ ચાર્ટસ' વિ. બહાર પાડે છે. આવી રીતના 'પબ્લીકેશન્સ' જનતાને પોતાના નાણાં સહીસલામતિથી રોકવામાં સહાયભૂત થાય છે અને જનતાનો વિશ્વાસ પણ સંપાદન કરે છે.

નાની નાની સંસ્થાઓને સહાય કરવી તથા બીજા અનેક સંબંધીઓને મદદ કરીને વેપારના માર્ગે ચઢાવવા એ તેમનો ઉદ્દેશ અને ધ્યેય છે. મુંબઇ સરકારે એમને "જસ્ટીસ ઓફ પીસ" (Justice of Peace) નો ઇલકાબ પણ આપ્યો છે.

સરનામું—ઘરનું-૧૭, કાર્માઇકલ રોડ, મુંબઇ. ઓફીસ—શેર બજાર, ૫ દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.



## શ્રીયુત મથુરાદાસ ત્રીકમજી. બી. એ.

–મ્યુનીસીપાલીટીના મહાસભા પક્ષના નેતા.

[ તા. ૩૦-૪-૧૯૩૯ ના સન્ડે સ્ટેન્ડર્ડ ઉપરથી— માહિતિ મોકલનાર શ્રી લક્ષ્મીદાસ પરમાણંદદાસ-મુંબઈ ]

જન્મ ૩૧-૮-૧૮૯૪, મુંબઈમાં. એમના વડિલો મૂળ પોરબંદરના વતની, જ્યાંથી તેમના પિતા શ્રી ત્રિકમજી રૂગનાથજી પ્રથમ મુંબઇ આવીને વસેલા. તેઓ ડેવીડ સાસુનની કંપનીમાં દલાલ હતા. શ્રી મથુરાદાસભાઇની ઉંમર સાતેક માસની થઇ ત્યારે તેમના પિતા સ્વર્ગવાસી થયા હતા.

ન્યુ હાઇસ્કુલમાંથી સને ૧૯૧૦ માં મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા પછી, ઝેવીયર્સ કોલેજમાં તેઓ દાખલ થયેલા, અને ૧૯૧૪ માં બી. એ. ની પરીક્ષા પસાર કરીને ગવર્નમેન્ટ લૉ કોલેજમાં કાયદાના અભ્યાસ માટે દાખલ થયા. એમના અભ્યાસની પ્રગતિ એમનાં મોટા બ્હેન શ્રી રામકુંવરબાઇને આભારી છે. લૉ કોલેજમાં તેમને દાખલ થયાં પાંચ દિવસ થયા ત્યાં ગાંધીજી આફ્રિકાથી હિંદમાં આવ્યા, અને શ્રી મથુરાદાસભાઇ તેમની પ્રવૃત્તિઓમાં જોડાઇ ગયા, જે જોડાણ પ્રતિ દિવસ દઢતર થતું ગયું અને આજે અવિછિન્ન ચાલુ છે.

શ્રી મથુરાદાસભાઇની પહેલી પ્રવૃત્તિ સ્વ. શ્રી ગોખલેનાં ભાષણોનો અંગ્રેજીમાંથી ગુજરાતી અનુવાદ કરાવીને છપાવવાની અને ગાંધીજીની ઇચ્છાને અમલમાં મુકવાની હતી. ત્યારપછી ૧૯૧૯ માં ગાંધીજીના કેટલાક ગુજરાતી લેખો અને કેટલાક અંગ્રેજી લેખોનો અનુવાદ કરીને "મહાત્મા ગાંધીજીની વિચાર સૃષ્ટિ" ના નામથી એક પુસ્તક તેમણે પ્રસિદ્ધ કરેલું. ગુજરાતને ગાંધીજીનો વધુ પરિચય કરાવનાર એ પહેલું પ્રકાશન હતું. સને ૧૯૧૯ માં ગાંધીજીએ રોલેટ એક્ટના વિરોધમાં સત્યાગ્રહ શરૂ કર્યો. તે હિલચાલ શ્રી મથુરાદાસભાઇએ ઉપાડી લીધેલી. ત્યાર પછી પંજાબના માર્શલ લૉની તપાસ કરવા ગાંધીજી ગયા ત્યારે તેમના મંત્રી તરીકે શ્રી મથુરાદાસભાઇ સાથે ગયેલા અને તપાસ પંચ સમક્ષ પડેલી જુબાનીઓનો તરજુમો પ્રસિદ્ધ કરવામાં મહાસભાને તેમણે સહાયતા કરેલી.

સને ૧૯૨૦માં નાગપુર મુકામે મળેલી મહાસભાની બેઠકમાં બંધારણ ઘડવામાં આવ્યું, અને ઠરાવો કરવામાં આવ્યા. તેનો અમલ કરવા માટે મુંબઈના કોટ વિભાગમાં મુંબઇ જીલ્લા સમિતિની સ્થાપના કરી, અને મુંબઇ પ્રાંતિક સમિતિના તેઓ સભ્ય થયા તથા ખજાનચી તરીકે ચુંટાયા. "તિલક સ્વરાજ્ય ફંડ" ઉઘરાવવામાં પણ તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો અને તેના એક ટ્રસ્ટી નિમાયા. સને ૧૯૨૨ માં તેના સેક્રેટરી શ્રી શંકરલાલ બેંકર ગીરફતાર થતાં તેમની જગ્યાએ શ્રી મથુરદાસભાઇ સેક્રેટરી નિમાયા. "સ્વરાજ્ય સભા" જે અગાઉ "હોમ રૂલ લીગ" ના નામથી ઓળખાતી તેના પણ તેઓ સેક્રેટરી નિમાયા. સ્વ શ્રી વિઠ્ઠલભાઇ પટેલ તરફથી મ્યુનીસીપલ કોરપોરેશનમાં ભાગ લેવા માટે "નેશનાલીસ્ટ પાર્ટી"–ની સ્થાપના થઇ તેમાં પણ શ્રી મથુરદાસભાઇ જોડાયેલા અને મ્યુનીસીપાલીટીની ઉમેદવારીમાં ૧૯૨૩ની સાલમાં ફત્તેહમંદ થયેલા. સને ૧૯૨૫ માં એમને ક્ષયની બિમારી લાગુ પડતાં સંપૂર્ણ આરામ લેવા માટે બધી પ્રવૃત્તિઓમાંથી નિવૃત્તિ લીધી અને શરીર સુધારવા માટે ચારેક વરસ સુધી દેવલાલી, માથેરાન, પંચગની અને અલમોડા વિગેરે સ્થળોએ નિવાસ કર્યો. એટલો સમય દરમ્યાન એમણે ક્ષય રોગનો અભ્યાસ કર્યો અને તેને લગતું "મરૂકુંજ" નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું. એ પુસ્તકની પ્રસ્તાવના પણ જેમના ઉપર ક્ષયનો હુમલો થયેલો એવા અનુભવી અને પ્રખ્યાત ડાકટર જીવરાજ મ્હેતાએ લખી આપી.

સને ૧૯૩૦ માં તબિયત સુધરી જતાં પાછી તેમણે પ્રવૃત્તિઓ ઉપાડી લીધેલી. કોંગ્રેસ વર્કિંગ કમિટીના તેઓ સભ્ય થયા અને શ્રી જમનાલાલ બજાજની જગ્યાએ કમીટીના ખજાનચી નિમાયા. એ વરસના ઓગષ્ટ માસમાં દીલ્હીમાં ડૉ. અનસારીને ત્યાં વર્કિંગ કમિટીની બેઠક મળેલી. તે વખતે વાઇસરોયના હુકમથી બધા સભ્યોની ધરપકડ કરવામાં આવી, તેમાં શ્રી



શેઠ પરશોતમદાસ હકીરાનદાસ : મુંબઈ



શ્રી મોહનલાલ માણેકચંદ પારેખ : મુંબઈ



શ્રી હરીલાલ બાબુભાઈ મણીઆર-શેર બ્રોકર : મુંબઈ



શ્રી. વાડીલાલ દાજીભાઈ વકીલ : વિરમગામ



શ્રીયુત મથુરાદાસ ત્રીકમજી : મુંબઇ

શ્રીયુત મગનલાલ મોતીચંદ દોશી-સબ જજ : રાજકોટ

મથુરાદાસભાઈ પણ પકડાયા અને ૭ માસની સજા થઇ. પંદર દિવસ તેમને ત્યાં રાખ્યા પછી તેમને બેલગામની જેલમાં લઈ જવામાં આવ્યા, જ્યાં તેમને સાથીઓમાં છૂટા રાખવામાં આવ્યા. ૧૯૩૧ની શરૂઆતમાં સુલેહ થતાં બધાની સાથે તેમને પણ છુટા કરવામાં આવેલા. સને ૧૯૩૨ માં ફરીથી સત્યાગ્રહની લડત શરૂ થતાં મુંબઇના આળીસેક આગેવાનોને પરોઢીયે ચાર વાગ્યે એક સાથે પકડી લેવામાં આવ્યા, તેમાં શ્રી મથુરાદાસભાઇ પણ પકડાઇ ગયા. હંમેશ પોલીશ ચોકી પર હાજરી આપવાની શરતે છોડી મુકવાનું જણાવવામાં આવ્યું, પણ તે કબુલ ન કરવાથી એક વરસની સજા થઇ. એ વખતે જુદે જુદે સ્થળે તેમને ફેરવવામાં આવ્યા. તેઓ નાસિકની જેલમાં હતા ત્યારે નાસિકનો જેલર સત્યાગ્રહી કેદીઓને મારપીટ કરતો હતો. તેમ ન કરવા શ્રી મથુરાદાસભાઇએ તેને સમજાવ્યો પણ તે માન્યો નહિ અને તેમની બદલી બેલગામ જેલમાં કરી. ત્યાં સત્યાગ્રહી કેદીઓએ જેલમાં હડતાલ પાડી, જેનું સમાધાન શ્રી મથુરાદાસભાઇએ કરી આપ્યું.

સને ૧૯૩૩ ની શરૂઆતમાં છૂટા થતાં હરિજનના કામ માટે તેમણે કાશી અને અલ્લાહાબાદમાં પંડિત મદનમોહન માલવીયાજી પાસે જઇને બનતું કામકાજ કર્યું. એ વરસના મે મહિનામાં ગાંધીજીએ ઉપવાસ શરૂ કરતાં તેમણે મંત્રી તરીકે કામ કર્યું, તેમજ એ વરસના ઓગષ્ટ મહિનામાં મહાસભાની બેઠક મળતાં સ્વાગત સમિતિના તેઓ ખંજાનચી નિમાયેલા અને અબ્દુલગફારખાન નગરની બાંધકામ સમિતિના ત્રણ પૈકી એક સભ્ય નિમાયેલા.

સને ૧૯૩૫ માં મુંબઇની મ્યુનીસીપલ-ચુંટણી વખતે કોટ વિભાગ તરફથી તેમણે ઉમેદવારી નોંધાવેલી, અને તેમાં તેઓ ફતેહમંદ થયેલા. સને ૧૯૩૯ માં કોંગ્રેસ પાર્ટી તરફથી મ્યુનીસીપાલીટીના ઉમેદવાર તરીકે તેમણે ઉમેદવારી નોંધાવેલી અને તેમાં પણ ફતેહમંદ થયેલા. ઉપરાંત એ પાર્ટીના તેઓ આગેવાન તરીકે ચુંટાયા છે.

સને ૧૯૩૮ માં કોંગ્રેસ પ્રધાન મંડળે મુંબઇ, અમદાવાદ અને સોલાપુરનાં મકાનોનાં ભાડાંની તપાસ કરવા "Rent Enquiry Committee" નિમેલી તેના પ્રમુખ તરીકે તેમની નિમણુક થયેલી. શ્રી મથુરાદાસભાઇ સને ૧૯૧૫ થી તમામ રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લેતા આવ્યા છે. તેઓ ગાંધીજીના એક વિશ્વાસપાત્ર મદદનીશ અને આગેવાન મહાસભાવાદી ગણાય છે. ઉપરાંત તેઓ મુંબઇની મ્યુનીસીપાલીટીના પણ એક આગેવાન ગણાય છે. ૧૯૪૦-૪૧ માં તેઓ મુંબઇના મેયર પદે હતા. એમને લગતા નીચેના ઉદ્ગારોથી એમની મહત્તાનો ખ્યાલ વાંચનારને આવી શકશે.

"The Guide, Philosopher and friend of the Bombay Municipal Corporation."

"And in truth, there are to day very few aspects of civic progress in Bombay to which this simple, silent, strong and sincere worker has not substantially contributed."

"All said and done, no man is better constituted to lead the largest party in the corporation than the genial, disarming and statesman like leader of the Congress Municipal Party."

તેમનું સરનામું-વાલકેશ્વર રોડ, મુંબઇ.



## શેઠ લાલદાસ પરભુદાસ કોઠારી, મુંબઇ.

મુળ જુનાગઢના રહીશ. તેમના પિતાશ્રી પરભુદાસ જીવણદાસ શેર અને નોર બજારમાં દલાલીનો ધંધો કરતા હતા. તેમના પ્રમાણિકપણાથી મુંબઇની બેંકોમાં તેમનું સારૂં માન હતું, અને કેટલીક બેંકો તો શેર

બજારનું જે કાંઇ કામકાજ હોય તે તેમનેજ આપતી હતી.

શેઠ લાલદાસનો જન્મ સં. ૧૯૩૮ ના ચૈત્ર શુદી ૩ બુધવારે થયો હતો અને મેટ્રીક સુધી અભ્યાસ કર્યા બાદ તેમનાં પિતાશ્રી સાથે શેર બજારમાં ધંધામાં જોડાયા હતા.

તેમનાં પહેલા ધર્મપત્ની રંભાબાઇ સં. ૧૯૭૫ ના ચૈત્ર શુદી ૪ ને દિવસે સ્વર્ગવાસ થયા હતા. તેમનાં નામથી "રંભાબાઇ કન્યાશાળા" કોટમાં જુનાં મોદીખાનામાં છે જેની બધી વ્યવસ્થા કરવાનું કામ આંહીની મ્યુનીસીપાલીટીની સ્કુલ બોર્ડને સોંપી દીધેલ છે અને તેઓ ચલાવે છે.

લાલદાસ શેઠ હવાફેર કરવા મહાબળેશ્વર પોતાના બંગલામાં ગએલ ત્યાં તેમને સખત તાવ વિગેરેની બીમારી થતાં તેઓ સં. ૧૯૮૫ના માગશર વદી ૩ શનિવારને દીવસે મહાબળેશ્વરમાં જ સ્વર્ગવાસી થયા. તેઓ પોતાનાં વીલમાં ચિ. ભાઇ શાન્તિલાલને દત્તક લેવાનું લખી ગએલ તે પ્રમાણે દત્તક લીધા બાદ બીજી વખતના ધર્મપત્ની બાઇ વસંતપ્રભા સં. ૧૯૮૭ ના વૈશાખ વદી ૬ રવિવારને દીવસે સ્વર્ગવાસી થયા.

લાલદાસ શેઠ, હીલ સ્ટેશન ઉપર એક સારૂં સેનેટરીઅમ બાંધવાનું લખી ગએલ; પરંતુ હીલ સ્ટેશન ઉપર સાધારણ સ્થિતિનાં માણસો લાભ લઇ શકે નહીં અને જો મુંબઇની આસપાસ ક્યાંઇ બંધાય તો મધ્યમ વર્ગનાં માણસો પણ લાભ લઇ શકે તેવા વિચારોથી ટ્રસ્ટી—જુનાગઢવાળા શેઠ પરભુદાસ કરસનદાસે હાઇકોર્ટને અરજી કરી મુંબઇની આસપાસ ક્યાંય બાંધવાની પરવાનગી મેળવી, અને સાંતાક્રુઝ પાસે જુહુનાં દરીઆ કાંઠા પાસે 'શેઠ લાલદાસ પરભુદાસ કોઠારી આરોગ્ય ભુવન" ટ્રસ્ટી શેઠ પરભુદાસે મુંબઇમાં રહી પોતાની જાતી દેખરેખ નીચે તૈયાર કરાવ્યું. અને તે સં. ૧૯૯૪ ના ચૈત્ર સુદી ૯ શુક્રવારે ખુલ્લું મુકવામાં આવેલ છે, જેમાં મોટા બ્લોક ૧૨ તથા નાના બ્લોક ૧૬ બાંધવામાં આવેલ છે, અને તમામ જરૂરીયાતની ચીજો રાખવામાં આવેલ છે. તેમજ સેનીટેરીઅમમાં ફ્રી દવાખાનું પણ રાખવામાં આવેલ છે જેનો લાભ સેનીટેરીઅમમાં રહેવા આવનારાઓને તથા આસપાસનાં રહેનારાઓને પણ મળે છે. સેનીટેરીઅમ દરીઆ કાંઠા પાસે આવેલ હોવાથી રહેવા આવનારાઓની તબીયતમાં સારો સુધારો થાય છે. (જુહુ સેનીટેરીઅમ માટે જુઓ જુદો લેખ.)

## શ્રીમાન શેઠશ્રી ચુનીલાલ ગીરધરલાલ ખંભાતવાળા

જન્મ ખંભાતમાં. માતા નાની વયના મૂકીને દેવલોક પામ્યા હતા.

તેમના પિતા ક્ષયથી પીડાતા હોવા છતાં, ખંભાત રાજ્યની નોકરી કરતા હતા. રાજ્યના તે સમયના અમલદારોમાં સન્માન મેળવતા. વૈદકીય જ્ઞાન પણ ઠીક સંપાદન કર્યું હતું. પોતાના રાજરોગના પોતે જ ઉપચાર કરતા. સ્વપરિચિત જનોને તેઓ પોતાના વૈદકિય જ્ઞાનનો તથા ઔષધ વિગેરેનો લાભ આપતા. સ્વભાવે વિનયી, સ્નેહાળ અને પરોપકારશીલ હોઇ સ્નેહીવર્ગમાં તેઓ "મીઠા કાકા" ના ઉપનામથી જાણીતા હતા. તેઓ ભક્તિ પરાયણ હોઈ ઘણો સમય ઇશ્વર સ્મરણમાં ગાળતા.

મમતાળુ, પ્રભુપ્રેમી પિતાના તથા વૃદ્ધ માતામહીના સ્નેહમય લાલન પાલનથી ઉછરી શ્રી ચુનીલાલે ગુજરાતી શાળાનો અભ્યાસ પુરો કરી અંગ્રેજીમાં મેટ્રીક સુધીનું શિક્ષણ ખંભાત હાઇસ્કુલમાં રહીને જ મેળવ્યું.

નોકરી અર્થે મુંબઇ આવીને તેઓ મેસર્સ ચુનીલાલ હરીલાલની કું.ની પેઢીમાં નોકરીમાં જોડાયા.

શ્રી. ચુનીલાલ આ પેઢીમાં ક્રમશઃ આગળ વધી મુખ્ય સંચાલક અને ભાગીદાર થયા હતા.

આગળ ઉપર તેમણે ચુનીલાલ ગીરધરલાલની કું. એ નામે સ્વતંત્ર પેઢી સ્થાપી. અંગ્રેજી પેઢીઓમાં સારી લાગવગ હોવાથી પોતાની પેઢીને ટુંક સમય-

માંજ તેઓ અગ્રસ્થાને મૂકી શક્યા. થોડા વર્ષો વિત્યા બાદ શ્રીમાન શેઠ મણીલાલ જુગલદાસના આગ્રહથી ચુનીલાલ હરીલાલની પેઢી અને ચુનીલાલ ગીરધરલાલની પેઢી, ચુનીલાલ મણીલાલ લીમીટેડના નામથી એકત્રીત થઈ. અને તેમાં શેઠ ચુનીલાલ મુખ્ય ભાગીદાર અને ડાયરેક્ટર તરીકે ચૂટાયા. તે પેઢી ઉત્તમ રીતે ચલાવી અને કોલસાના વેપારમાં આજે તે પ્રથમ સ્થાને મૂકાઇ છે.

આ મુખ્ય વેપાર ઉપરાંત શેઠ ચુનીલાલે બીજા વેપારો અને કારખાનામાં પણ ડાયરેક્ટર, મેનેજીંગ ડાયરેક્ટર કે એજન્ટ તરીકે કામ કરી બીજા વેપારોમાં પણ સારો લાભ અને ખ્યાતિ મેળવ્યા છે.

હાલમાં તેઓ તરફથી ખંભાતના વિદ્યાર્થીઓને કોલેજની કેળવણીમાં સહાય થાય તે માટે ન્યાતજાતના ભેદ વગર ઉદાર હાથે સ્કોલરશીપો અપાય છે.

તેમનાં ત્રીજીવારનાં પત્ની સૌ. વિદ્યાગૌરીથી તેમને શાંતિદાસ અને હર્ષદરાય નામના બે પુત્રોની પ્રાપ્તિ થઇ છે. સૌ. વિદ્યાગૌરી સુશીલ, મળતાવડા સ્વભાવના અને કાર્યદર્શી હોઇ ઉદાર છે.

ખંભાતમાં ચાલતી ખંભાત એજ્યુકેશન સોસાયટીને અસ્તિત્વમાં લાવનાર અને તેને હાલની સ્થિતિએ મૂકવામાં મુખ્ય ભાગ લેનાર શેઠ ચુનીલાલ છે. આજે પણ તે સોસાયટીના સંચાલન અને નિભાવ માટે મહેનત અને ધનનો ભોગ આપ્યા કરે છે.

મુંબાઇમાં સને ૧૯૩૮ માં 'ખંભાત દશા મોઢ અડાલજા જ્ઞાતિ ઉન્નતિ મંડળ' ની સ્થાપના થયેલી હતી, તેમાં પણ તેમણે ઘણોજ ઉત્સાહ રાખી મંડળને પ્રગતિના માર્ગે દોરી રહ્યા હતા, અને તે મંડળના પ્રથમ પ્રમુખ તરીકે તેઓ ચૂંટાયા હતા. હાલમાં પણ તે સ્થાનને શોભાવી, મંડળની જ્યોતને વધુ જ્વલંત કરવા પ્રયત્નો આદરી રહ્યા છે.

મુંબઇના પોતાના નિવાસસ્થાન, મલાડમાં પણ લોકસેવા અર્થે સ્થપાયેલા મંડળો અને સંસ્થાઓમાં મોટા પ્રમાણમાં આર્થિક મદદ આપી, પતિપત્ની બંને તે સંસ્થાઓની વ્યવસ્થાપક કમિટીઓમાં મુખ્ય ભાગ લઇ તે સંસ્થાઓનું કાર્ય વિજયી બનાવવા, અથાગ શ્રમ અને ભોગ આપી રહ્યા છે

ખંભાત રાજ્યમાં હાઇસ્કુલના સંબંધમાં પડેલી તકરારનો પ્રજા અને રાજ્યને સંતોષ થાય તેવી રીતે ટુંક સમય ઉપર જ શેઠ ચુનીલાલ કુનેહપૂર્વક નીવેડો લાવી શક્યા. આથી તેમણે રાજા અને પ્રજાની સારી સેવા બજાવી છે.

આવા ઉદાત્ત ગુણો અને કાર્યશક્તિ હોવા છતાં તેમની નમ્રતા અને નિરભિમાનતા તેમના સૌજન્યને શોભાવે તેવા છે.

## શ્રી. ગોવિંદજી જેઠાભાઈ, મુંબઈ.

ચોરવાડના વતની. જન્મ સં. ૧૯૨૦ના અષાડમાં.

૧૯૩૬ માં મુંબઇ ગયા નોકરી થોડો વખત કરી. પછી રૂની દલાલી અને ત્યારબાદ નુરબજારની દલાલી કરવા માંડી. આફ્રીકામાં દામોદર મોતીચંદના નામથી અને પછી શ્રી. ગોવિંદજી પ્રભુદાસના નામથી પેઢી ચાલુ કરી. કમીશનનું કામકાજ કરતા. પ્રભુદાસ વીરચંદની કું. દીવાળાના ભાગીદાર બન્યા પછી કલ્યાણચંદ હીરાચંદ સાથે ભાગીદાર થયા. બે વર્ષ થયાં નિવૃત્તિ ભોગવે છે. રાજકોટ બોર્ડીંગમાં રૂા. ૨૫૦૦૦ આપીને બોર્ડીંગની શરૂઆત કરી.

સરનામું—કોટમાં, કપીબાઇ હાઈસ્કૂલ સામે, ત્રીજે માળે

## મેસર્સ નારણદાસ મથુરાદાસ નળીયેરવાળા પેઢીના સ્થાપક શ્રી નારણદાસભાઈ.

[ આપબળથી આગળ વધેલા આ સ્વ. જ્ઞાતિબંધુનું જીવન જુવાનોને પ્રેરણારૂપ છે. અમને તેમનો અંગત પરિચય હતો. અને તેમની સાદાઈ, ધર્મનિષ્ઠા તથા જ્ઞાતિ તરફની મમતા માટે અમને ખૂબ માન હતું. સં.]

જન્મ સંવત્ ૧૯૩૭ માં, ધંધુકા તાલુકાના ગલસાણા ગામમાં. પિતાનું નામ મથુરાદાસ મોતીચંદ,

માતુશ્રીનું નામ જમનાબાઇ. શ્રી લાલજી મહારાજનાં જમનાબાઇ પૂર્ણ ભક્ત હતાં. શ્રી નારણદાસના પિતા નાની ઉંમરે દેવલોક થયા એટલે પુત્રને ઉછેરીને મોટો કરવાની અને વિદ્યાભ્યાસ કરાવવાની ફરજ વિધવા માતા ઉપર આવી પડી. પોતાની ટૂંક પૂંજીમાં ધીરધારનો વેપાર કરી પુત્રને ભણાવ્યો અને માતાના ધાર્મિક સંસ્કારોનું પણ સિંચન કર્યું. ગલસાણામાં નિશાળ હતી નહિ એટલે એક માઇલ દૂર વાગડ ગામની નિશાળે ભણ્યા. દીકરો શિક્ષક બને તો સારૂં એ હોંશ માતાની હતી એટલે માતાએ સાત ગુજરાતી પુરી કરાવી, અમદાવાદ થર્ડગ્રેડની પરીક્ષા અપાવી. તે અરસામાં શિક્ષકોના પગાર ટૂંકા હતા.

શ્રી. નારણદાસ શિક્ષક તો બન્યા પરંતુ તેમનું દિલ વેપાર તરફ ઢળતું હતું. તેથી તેઓ વેપાર કરવા મુંબઈ આવ્યા. શરૂઆતમાં શ્રી. વૈષ્ણવ મંદિરમાં મહેતાજી તરીકે નીમાયા.

વ્યાપારી માનસના અને વ્યાપારી બુદ્ધિના આ ભાઇ નોકરીમાં જ પોતાનું જીવન પસાર કરે તેવા ન હતા. ધંધામાં જીવ પરોવવા એક શરાફી પહેડીમાં ફાજલ વખત આપવો શરૂ કર્યો. શ્રી નારણદાસના સાળા શ્રી કુબેરદાસ રાઘવજી મુંબઇમાં જ હતા અને નાળિયેરના વેપારીની પહેડીમાં કામ કરતા હતા. તેમણે ઇચ્છા બતાવી કે કોઇ પચ્ચીસથી ત્રીસ હજાર રૂપિયાની મૂડી રોકી શકે તો નાળિયેરનો ધંધો સારો છે. શ્રી નારાણદાસે મનસુબો કરી ગાંઠવાળી કે નાળિયેરનો વેપાર કરવો. તેઓ પહેડીના માલીકને સમજાવી શકયા અને જોઇતી રકમ લઇ મુંબઇમાં વડગાદી બંદર ઉપર એક વખાર "શેઠ વલ્લભદાસ કાશીદાસ" નામે કરી. ધંધામાં હરિફાઇને સ્થાન હતું. તે સામે ટક્કર ઝીલી. પરંતુ શ્રી કુબેરદાસ સિવાયના બીજા જોડાનાર હરીફની જોહુકમીની બીકે દેશમાં ચાલી ગયા.

આવા મુશ્કેલ સંયોગો વચ્ચે તબિયત લથડી સંગ્રહણી લાગુ પડી, દેશમાં જવા માટે સ્નેહીઓએ ભલામણ કરી, પરંતુ જેની પુંજી લીધી છે તેની પુંજીનું શું થાય? એ ખ્યાલ દિલમાં રાખી આ માંદગીની દરકાર ન કરી. થોડા સમયમાં તમામ પુંજી વ્યાજ, નફા સાથે પરત કરી. અને આગળ વેપાર કરવા માટે એક બીજા શેઠ સાથે પુંજી મેળવવાનું નક્કી કર્યું. આ શેઠ તે શેઠશ્રી ઇચ્છારામ ભૂલાભાઇ. તે સમયમાં જે માલ આવતો તે વહાણોમાં આવતો. ચાલુ જમાના માફક વીમાની ખાસ પદ્ધતિ ન્હોતી.

મુંબઇના બધા ગ્રાહકોએ મળીને એક કંપનિ ઉભી કરી અને સદરહુ પહેડીનો માલ ન લેવા ઠરાવ કર્યો: આ સામે શ્રી નારણદાસે પોતાની બ્રાન્ચો *મુંબઇમાં, નળબજાર, અને બીજા લત્તામાં* ખોલી. આથી આ હરિફ કંપની થયેલી બંધ થઇ. આવા સંયોગોમાંથી તેઓ અણીશુદ્ધ બહાર આવી શકયા અને પોતાની વ્યાપારી બુદ્ધિથી પોતાના વ્યાપારમાં આંટ જમાવી.

ત્યાર બાદ સંવત ૧૯૭૨ માં પોતાના નામે 'મેસર્સ નારણદાસ મથુરાદાસ નાળિયેરવાળા' નામથી ફર્મ સ્થાપી.

સદરહુ ફર્મની બ્રાન્ચો મરચાંગલ્લી, નળબજાર, કડીયા મહોલ્લો, ભીંડીબજાર એમ ચાર સ્થળે ખોલી. આ પેઢીઓમાં ઘણાખરા મોઢ ભાઇઓ હતા.

મુંબઇ આવીને પણ તેઓ પોતાના ગામને ભૂલી ગયા ન હતા. પોતાના ગામમાં સ્કૂલ ન હતી તે થવી જોઇએ અને સ્કૂલનું મકાન પણ થવું જોઇએ તથા તે ઉપરાંત ફ્રી શિક્ષણ અપાય એ માટેની વ્યવસ્થા સરકાર પાસેથી કરાવી, અને ખર્ચાની જવાબદારી પોતાના ઉપર લીધી.

આ અરસામાં પડેલા દુષ્કાળ વખતે ગામમાં 'કેટલ કેમ્પ' સ્થાપી ગાયો બચાવવા હજારો રૂપિયા ખર્ચ્યા, અને તળાવ ખોદાવી ગામના મજૂરોને નિભાવ્યા. ઉપરાંત હનુમાનની દહેરી અને પીરની જગ્યા કોઇપણ કોમી ભેદ ભાવ વગર બનાવી આપી.

વાગડની સ્કૂલની, અમુક વર્ષ સુધી, ફી માફ કરાવી આપી અને કન્યાશાળા સ્થાપવામાં સાથ

[અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૨૭૩]



સ્વ. મોતીલાલ ખુશાલદાસ દોશી : રાણપુર



સ્વ. શેઠ લક્ષ્મીદાસ ભગવાનજી,
સાકરવાળા : મુંબઈ



સ્વ. શેઠ નારણદાસ મથુરાદાસ નારીયેળવાળા : મુંબઈ







શ્રી. મોહનલાલ ભાઉભાઈ મણીયાર, બાર-એટ-લૉ : મુંબઈ





શ્રી. હરીલાલ ગોવિંદજી મહેતા : મુંબઈ



શા. પરભુદાસ જીવણદાસ કોઠારી તથા શા. મૂળચંદ વાસણજી મોઢ વણિક બોર્ડિંગના કાર્યવાહકો

બેઠેલા—(ડાબી બાજુથી) ૧. શેઠ હરકીશનદાસ વસનજી. ૨. શેઠ કાંતિલાલ માધવદાસ કોઠારી. ૩. શેઠ ધરમદાસ શામળદાસ કોઠારી (ઓ. સેક્રેટરી) ૪. શેઠ શામળદાસ પરભુદાસ કોઠારી જે. પી., પ્રમુખ. ૫. શેઠ કરશનદાસ ભગવાનદાસ પટેલ (ઓ. સેક્રેટરી). ૬. શેઠ લીલાધર ઝવેરચંદ શાહ. ૭. શેઠ ખુશાલદાસ ગોરધનદાસ દેસાઈ (ઓ. ઓડીટર).
ઊભેલા—શ્રી. નાનાલાલ ચુનીલાલ રાવળ, ગૃહપતિ.



શા. પરભુદાસ જીવણદાસ કોઠારી તથા શા. મૂળચંદ વાસણજી મોઢ વણિક બોર્ડિંગ સ્કૂલ, દાદર–મુંબઈ

# મોઢ જ્ઞાતિ વિષે
# ગામવાર માહિતિ

[મોઢ જ્ઞાતિ વિષે ગામવાર માહિતિ રૂબરૂ તપાસમાં તેમજ લેખિત પ્રાપ્ત થઇ તે વ્યવસ્થિત સ્વરૂપમાં અત્રે રજુ કરવામાં આવી છે. આ માહિતિમાં તે તે ગામના નામાંકિત પુરૂષોના જીવન ચરિત્રોનો સમાવેશ પણ કેટલાક સ્થળે કરવામાં આવ્યો છે. જેમનો આમાં સમાવેશ નથી થયો તેવા નામાંકિત પુરૂષોની હકીકત 'જીવન પરિચય વિભાગમાં આપવામાં આવી છે. આ 'ગામવાર માહિતિ' અને 'જીવન-પરિચય' એ બંને વિભાગો વાંચી જવાથી જ્ઞાતિ વિષે એકંદર ઉપયોગી માહિતિ મળી જશે. અલબત્ત, ઉપરા ઉપર વિનંતિઓ કરવા છતાં જે ગામોની માહિતિ મોકલવામાં જ નથી આવી તે ગામો વિષે જાણવાનું રહી જાય એ દેખીતું છે. —સંયોજક.]

## મુંબઇ

**શા. પરભુદાસ જીવણદાસ કોઠારી તથા શા. મુળચંદ વાસનજી મોઢ વણિક બોર્ડિંગ-સ્કૂલ. દાદર-મુંબઇ.**

આ સંસ્થા સન ૧૯૦૭ માં (ધન તેરસ, સં. ૧૯૬૩) મથાળે જણાવેલા બે શ્રીમંતોએ સ્થાપી હતી. પ્રથમ તે કોટમાં ભાડાના મકાનમાં ચાલુ હતી, પરંતુ બોર્ડિંગનું સ્વતંત્ર મકાન રૂા. ૮૭૪૩૫ ના ખરચે સન, ૧૯૨૨ માં બાંધવામાં આવ્યું છે. આ મકાન ફંડમાં ગં. સ્વ. બાઇ મોંઘીબાઇ (સ્વ. શેઠ ભગવાનદાસ મુળચંદનાં વિધવાએ રૂા. ૪૧૦૦૦), શેઠ પરભુદાસ જીવણદાસ કોઠારી જે. પી. એ રૂા. ૨૫૫૦૦), શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ જે. પી. એ રૂા. ૧૧૦૦૧), બાઇ હેમકોરબાઇ તે સ્વ શેઠ દેવીદાસ પરભુદાસ કોઠારીની વિધવા તરફથી રૂા. ૬૦૦૦) તથા બીજા આઠ ગૃહસ્થોએ દરેક રૂા. ૩૦૦૦) આપેલા છે. તથા બીજી નાની રકમો મળીને મકાન ફંડમાં તા. ૩૧-૫-૪૧ સુધીમાં રૂા. ૧૩૩૦૪૩-૬-૯ ભરાયા છે. કાયમી ફંડની રકમમાં, રૂા. ૧૦૨૯૫૨-૦-૦ શેઠ પરભુદાસ જીવણદાસ કોઠારી જે. પી. ના, રૂા. ૨૫૨૫૨-૦-૦ શેઠ ભગવાનદાસ મુળચંદ વાસણજી, રૂા. ૧૨૦૦૦-૦-૦ ધી ઓનરેબલ સર પરશોત્તમદાસ ઠાકોરદાસ નાઈટ, સી. આઇ. ઇ. રૂા. ૯૮૫૪-૦-૦ શેઠ સામળદાસ પરભુદાસ કોઠારી જે. પી. રૂા. ૬૦૦૦-૦-૦ શેઠ શામળદાસ પરભુદાસ કોઠારી જે. પી. તથા શેઠ દેવીદાસ પરભુદાસ કોઠારી, રૂા. ૫૯૩૫-૦-૦ શેઠ માધવદાસ લક્ષ્મીદાસ કોઠારી અને રૂા. ૫૮૦-૦-૦ શેઠ લાલદાસ પરભુદાસ કોઠારી તરફથી તથા બીજી નાની મોટી રકમો મળીને તા. ૩૨-૫-૪૦ સુધીમાં રૂા. ૩૨૧૯૨૧-૮-૦ ભરાયા છે.

આ બોર્ડિંગ એક મજલી મકાન છે, આગળનાં ભાગમાં વિદ્યાર્થીઓ, પાછળ રસોડું-સ્ટોર-અને નોકરોને રહેવાનું છે.

ત્રણ મોટા રૂમમાં ૬ થી ૭ વિદ્યાર્થી દરેકમાં રહે છે. બીજા નાના બે રૂમમાં દરેકમાં બે, અને ૨ રૂમમાં ત્રણ ત્રણ વિદ્યાર્થીઓ એમ એકંદર ૩૦ નો સમાસ છે. ૩૦ વિદ્યાર્થી લાભ લે છે. લાયબ્રેરી હોલ મોટો ભોંયતળીએ છે તે પ્રાર્થના તેમજ ભાષણ વિગેરે માટે વપરાય છે. મોખરે બાગ તથા બેડમીંગ્ટન કોર્ટ છે. પાછળ કસરત માટેની જગ્યા છે.

સુપ્રી. પાછળના ભાગમાં ઓરીમ પાસે રહે છે. હાલમાં શ્રી નાનાલાલ ચુનીલાલ રાવળ સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે છે,

મેટ્રીક પછીનાને તેમજ સંસ્કૃત બીજી ભાષા હોય તેવા વિદ્યાર્થીઓને જ આ બોર્ડિંગમાં દાખલ

કરવામાં આવે છે. બોર્ડિંગને વિદ્યાર્થી દીઠ રૂા. ૩૫ થી રૂા. ૪૦ ખર્ચ આવે છે.

કાલેજ ફી, રેલ્વે પાસ, રહેવા ખાવાનું વિગેરે ખર્ચ બોર્ડિંગ આપે છે. વિદ્યાર્થીઓ દાદરમાં રામનારાયણ રૂઇઆ કાલેજ (આર્ટસ અને સાયન્સ માટે) અને કોમર્સ માટે ચિત્તનિરંજન પોદ્દારની કાલેજ ઓફ કોમર્સ દાદરમાં જાય છે. ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ માટુંગામાં, લૉ માટે ગવર્નમેન્ટ લૉ કાલેજ ચર્ચગેટ સ્ટેશન પાસે, મેડીકલ માટે નેશનલ અને K. E. M. કીંગ એડવર્ડ બેમાંથી જ્યાં પ્રવેશ મળે ત્યાં વિદ્યાર્થીઓને મોકલે છે. આ બોર્ડિંગમાંથી આજસુધીમાં ૧૦૦ ગ્રેજ્યુએટ થયા છે.

મે વેકેશનમાં વિદ્યાર્થીઓ ઘરે જાય છે.

દરેક વિદ્યાર્થીને ફ્રી રાખવામાં આવે છે, પરંતુ બ્રીટીશ સબજેક્ટ સિવાયના બહારના વિદ્યાર્થીઓને કાલેજના નિયમ મુજબ જે વધારાની ફી આપવી પડે છે તે વિદ્યાર્થીએ પોતે આપવાની હોય છે.

વિદ્યાર્થીએ માત્ર પોતાના કપડાં તથા ચાદર અને ઓઢવા કરવાનું સાથે રાખવું જોઇએ.

કોઇ વખતે બહાર ટ્રીપ માટે પણ લઇ જાય છે, જેમાં વિદ્યાર્થીઓને બોર્ડિંગ તેમજ ટ્રસ્ટીઓ બનતી સહાય સગવડ આપે છે.

બોર્ડિંગમાંથી પસાર થયેલા વિદ્યાર્થીઓ બોર્ડિંગ ફંડમાં નાણાં આપે છે. આવી રીતે ૨૧ વિદ્યાર્થીઓએ રૂા. ૧૨૦૯૮ આપેલ છે. બીજી બોર્ડિંગમાંથી પસાર થયેલા વિદ્યાર્થીઓએ આ બાબત લક્ષમાં લેવા જેવી છે.

## શ્રી જેઠાર નિવાસ મુંબઇ.

આ જેઠાર નિવાસ નામનું મકાન કોટ મોદીખાનામાં સ્વ. શેઠ લાલદાસ પરશુદાસ કોઠારીએ



શ્રી જેઠાર નિવાસ-મુંબઈ

પોતાના માતુશ્રીના સ્મરણાર્થે રૂા. પોણા બે લાખને ખરચે સંવત્ ૧૯૮૧ માં બંધાવી મોઢ ભાઇઓ માટે ખુલ્લું મુકર્યું છે.

આ મકાનમાં કુલ ૨૨ રૂમ છે. પહેલેથી ત્રીજા

માળ સુધી દરેક રૂમનું માસિક ભાડું રૂા. ૬।। અને ચોથા માળે રૂા. ૭।। છે. એક મોટું દીવાનખાનું અલગ રાખવામાં આવ્યું છે. સૌવતળીએ "જેકાર નિવાસ ફ્રી રીડીંગ રૂમ" છે.

## જુહુ સેનિટેરીયમ—

જુહુ મુંબઈનું માનીતું હવા ખાવાનું સ્થળ છે. ત્યાં દરીઆ કાંઠે ફરવા આવનારાઓનું લક્ષ સ્વાભાવિક રીતેજ દરીઆ કાંઠે આવેલા આલિશાન મકાનોવાળા સેનિટેરીયમ તરફ ખેંચાય છે. મકાનની વંડી ઉપર લખેલા મોટા અક્ષરો વગર પૂછયેજ જણાવી દે છે કે એનું નામ "શેઠ લાલદાસ પરશુદાસ કોઠારી હિંદુ આરોગ્ય ભવન" છે.

બહારથી જોતાં કોઈ ભાગ્યશાળી ધનાઢયનું એ નિવાસસ્થાન હોય એમજ લાગે. આ આરોગ્યભવન સ્વ. શેઠ લાલદાસ પરશુદાસ કોઠારીના સ્મરણમાં તેમના ટ્રસ્ટીઓ શ્રી પ્રભુદાસ કરસનદાસ બજીઆ તથા શ્રી જેસુખલાલ છોટાલાલ પારેખે રૂા. સવા બે લાખના ખર્ચે બંધાવીને સં. ૧૯૯૫ ની રામનવમીના પવિત્ર દિવસે ખુલ્લું મુકયું છે. આરોગ્યભવનમાં કુલ ૧૨ મોટા બ્લોકસ તથા ૧૬ નાના બ્લોકસ છે. મોટા બ્લોકમાં ૧ બેસવાનો રૂમ, ૧ શયનખંડ, ૧ રસોડું, ૧ સ્ટોરરૂમ, ૧ જાજરૂ સ્વતંત્ર અને વાસણ માંજવા માટે નળ સાથેની જુદી ગોઠવણ છે. રસોડામાં જરૂર પુરતા વાસણ કુસણ, નાનો કબાટ તથા પાટલા, ડબા વિગેરે સામગ્રી તથા બેડ રૂમમાં ૧ પલંગ, ૧ ખાટલો અને તે ઉપરાંત ૧ ડ્રેસીંગ ટેબલ ૧ ટીપાઈ, ૪ ખુરસી, ૧ આરામ ખુરસી અને ૧ હીંચકો પણ છે. આવા ૧ મોટા બ્લોકનું ભાડું માસિક રૂા. ૨૫) લેવામાં આવે છે. ડીપોઝીટ તરીકે



શેઠ લાલદાસ પરશુદાસ કોઠારી હિન્દુ આરોગ્ય ભવન, જુહુ. આકૃતિ નંબર—૧



શેઠ લાલદાસ પરભુદાસ કોઠારી હિન્દુ આરોગ્ય ભવન, જુહુ. આકૃતિ નંબર–૨

રૂા. ૨૫) જુદા આપવા પડે છે. ૧૨ મોટા બ્લોક પૈકી ૧૦ લોકોને આપવામાં આવે છે. ૧૬ નાના બ્લોક્સ છે તેમાં દરેક બ્લોકવાળાને સુવા તથા બેસવાનો બંને મળીને એક જ રૂમ તથા એક રસોડું છે. બાથરૂમ, જાજરૂ તથા વાસણ માંજવાની સગવડ બે કુટુંબ માટે એકત્ર છે. વાસણ વિગેરે સાધન સામગ્રી મોટા બ્લોકની માફક જ મળે છે. ફેર એટલો જ કે ખુરશી ૨ તથા ઈઝીચેરને બદલે લો ચેર હોય છે. ટ્રસ્ટીઓ કેટલા બધા કાળજીવાળા છે તેનું પ્રત્યક્ષ પ્રમાણ આપતી હોય તેમ આવા નાના બ્લોકમાં પાન માટે પીત્તળની રકાબી તથા ડબ્બીઓ પણ અમારી નજરે પડી હતી. આ બ્લોક્સ ભોંય તળીયે તેમજ ઉપર પહેલા માળે આવેલા છે, જેના ઉપર વિશાળ ખુલ્લી અગાશી છે, જ્યાંથી એરોડ્રોમ, ઘુઘવતા દરીઆના મોજા તથા ચારે પાસનું સૃષ્ટિસૌંદર્ય નજરે પડે છે.

૧૬ નાના બ્લોક પૈકી ૧ ત્યાંના ડોકટરના ઉપયોગમાં લેવાય છે અને ૧૫ બહારના લોકોને આપે છે. દરેક નાના બ્લોકનું ભાડું માસિક રૂા. ૧૨॥ આપવું પડે છે.

આરોગ્ય ભવનના મોખરે ખુલ્લા કમ્પાઉન્ડમાં બગીચો, બેસવા માટે બાંકડા, બાળકો માટે ૮ હીંચકા ૧ ફ્રજેત ફાળકો, તથા ૧ કસરત કરવાની ગોઠવણનું સાધન વિગેરે છે.

આરોગ્ય ભવનનો લાભ તમામ ઉચ્ચ વર્ણના હિંદુઓને મળે છે. આરોગ્ય ભવનમાં પાણી બધાને મફત આપવામાં આવે છે. ઉપરાંત ઢોરોને પાણીની સગવડ મળે તે માટે આરોગ્ય-ભવનને મોખરે એક પાણીનો અવેડો પણ બંધાવ્યો છે.



સ્વ. શેઠ શ્રી પરશુદાસ જીવણદાસ કોઠારી
જે. પી. : મુંબઈ



શેઠ શ્રી શામળદાસ પરશુદાસ કોઠારી
જે. પી. મુંબઈ





સ્વ. શેઠ શ્રી લક્ષ્મીદાસ નેમીદાસ
જે. પી. : મુંબઈ



સ્વ. શેઠ શ્રી દેવીદાસ પરશુદાસ
મુંબઈ



સ્વ. શેઠ શ્રી ભગવાનદાસ મુળચંદ વાસણજી
મુંબઇ





સ્વ. શેઠ શ્રી વીજભુખણદાસ આત્મારામ
જે. પી. : મુંબઈ



સ્વ. શેઠ શ્રી નાનાલાલ મંછારામ
મુંબઈ





શેઠ શ્રી કરશનદાસ ભગવાનદાસ પટેલ
મુંબઈ

આરોગ્ય ભવનના મહેતાજી શ્રી ગોરધનદાસ જગજીવનદાસ કોઠારી સભ્યતા ભર્યું વર્તન રાખતા હોય અને લોકોની સારી સગવડ જાળવતા હોય એમ જણાય છે.

આ આરોગ્ય ભવનમાં એક મફત દવાખાનું પણ ચલાવવામાં આવે છે. જ્યાં સ્થાનિક તેમજ આજુબાજુના ગામડાના દરદીઓને પણ મફત દવા આપવામાં આવે છે. સરેરાશ ૫૦ દરદીઓ લાભ લે છે. જુહુના દરીઆમાં ડુબી ગયેલા માણસો માટે આ દવાખાનું આશીર્વાદ રૂપ છે. એકાદ ડઝન આવા કેસની સારવાર કરવામાં આવતાં ત્રણ જીવ બચી ગયાનું જણાય છે.

આ આરોગ્ય ભવન એક વ્યક્તિને બે માસ માટે મળી શકે છે. આરોગ્ય ભવનના ઉપયોગ માટેની અરજી શેઠ લાલદાસ પ્રભુદાસ કોઠારી ઘર નં. ૬૩ ચોથે માળે જુના મોદીખાના કોટ, મુંબઇ, એ સરનામે કરવી પડે છે.

આરોગ્ય ભવન આકૃતિ નં. ૧ માં જમણા હાથે જે મકાન છે તે નાનાં બ્લોકસવાળું છે. ડાબા હાથનું મકાન મોટા બ્લોકસવાળું છે. આકૃતિ નં. ૨ માં મોટા બ્લોકસવાળા ત્રણે મકાન એકજ હારમાં દેખાય છે. તેની આગળ મધ્ય ભાગે રસ્તો છે અને જમણા હાથે નાળીએરના ઉંચા ઝાડ દેખાય છે. ત્યાં બગીચો તથા છોકરાંઓ માટેના હીંચકાઓ વિગેરે છે.

આવું સુંદર અને સગવડ ભર્યું આરોગ્ય ભવન બંધાવીને ટ્રસ્ટીઓએ સ્વ. શેઠ લાલદાસના ધનનો સરસ સદુપયોગ કર્યો છે. શ્રીમંતોને નાણાનો સદવ્યય કરવા માટે આ આરોગ્ય ભવન માર્ગદર્શક થઇ પડે એવું છે.

### શ્રી દેવલાલી લીલાવંતી હિંદુ આરોગ્ય ભુવન

આ આરોગ્ય ભવન સ્વ. શેઠ પરભુદાસ જીવણદાસ કોઠારીના બીજા પુત્ર ભાઇ દેવીદાસ પરભુદાસ (જેઓ તા. ૨૧-૫-૨૩ ના રોજ સ્વર્ગવાસી થયા છે.) તરફથી તેમની પુત્રી બાઇ લીલાવંતીની યાદગીરીમાં બંધાવેલું છે.

દેવલાલીની હવા શુદ્ધ અને આરોગ્યવર્ધક ગણાય છે. આ આરોગ્ય ભવન માટે અરજી શેઠ ધરમદાસ શામળદાસ પરભુદાસ કોઠારી ઠે. કોટ, મુંબઇ, એમના તરફ કરવી પડે છે.

### મુંબઇ કોટમાં પાણીનો ફુવારો.

મુંબઇ કોટમાં જનરલ પોસ્ટ ઓફીસ સામે સ્વ. શેઠ દેવીદાસ પરભુદાસ જીવણદાસ કોઠારીએ જાહેર ઉપયોગ માટે એક ફુવારો બંધાવ્યો છે.

### શેઠ પરભુદાસ જીવણદાસ કોઠારીની વાડી.

આ વાડી મુંબઇ, કોટ મિન્ટ રોડ ઉપર આવેલી છે. તેનો ઉપયોગ લગ્ન અને એવા બીજા પ્રસંગોએ મોઢ વણિક ભાઇઓ તેમજ બીજી જ્ઞાતિઓ તરફથી કરવામાં આવે છે.

### શ્રી મોઢ શુભેચ્છક ફંડ મુંબઇ.

કોઇપણ મોઢ વણિક જ્ઞાતિના ભાઇઓ અથવા બ્હેનોને મદદ કરવાનો આ ફંડનો ઉદ્દેશ છે. વિદ્યાર્થીઓને યોગ્ય કેળવણી સારૂ મદદ પણ આ ફંડમાથી અપાય છે. ધંધાર્થે આગળ કેળવણી લેવા ઇચ્છા રાખનાર વિદ્યાર્થીને લોન તરીકે જોઇતી રકમ ટ્રસ્ટીઓને ખાત્રી થયેથી આપવામાં આવે છે. આ ફંડના સેક્રેટરીઓ શેઠ પરશોતમદાસ હરકીશનદાસ અને શેઠ ઇશ્વરલાલ મોતીરામ છે. ફંડના પ્રમુખ સર પરશોતમદાસ ઠાકોરદાસ સી. આઇ. ઇ. એમ. બી. ઇ. છે. ફંડની આવક કરતાં અનેક ગણી વધુ સહાય ઉદારતાથી આપવામાં આવે છે અને ફંડમાં આવતી ખોટ સર પરશોતમદાસ સહન કરી લે છે. ફંડ રૂ. ૧૧૯૧૩૦ નું છે. ફંડનો લાભ લેવા ઇચ્છનારે શ્રી ઇશ્વરલાલ મોતીરામ ઠે. મહેતા બ્લોકસ નં. ૫ દાદી શેઠ ક્રોસ લેન નં. ૨ બાબુલનાથ રોડ, મુંબઇ લખવું પડે છે.

### ભગવાન ભવન—

મુંબઇ, કોટમાં મિન્ટ રોડ ઉપર આવેલું "ભગવાન ભવન" નામનું મકાન બાઇ મોંઘીબાઇ ભગવાનદાસ મુળચંદે બંધાવ્યું છે, જેમાં નીચેના ભાગમાં વાડી છે, તે લગ્ન કે એવા બીજા પ્રસંગે મોઢ

ભાઈઓને સસ્તા ભાડાથી મળી શકે છે. ઉપરના ભાગમાં એક ખંડવાળી ઓરડીઓ છે જે દરેકનું ભાડું સગવડના પ્રમાણમાં રૂ. ૫), ૭) તથા ૯) છે.

ઓરડીના ભાડા ઉપરાંત વિજળીનો ચાર્જ માસિક રૂ. ૧ાા આપવો પડે છે. ભાડુતને દર બે વરસે નવેસર અરજી કરવી પડે છે.

### નાશિક-પંચવટીમાં શેઠ ભગવાનદાસ મુળચંદ વાસનજી હિંદુ આરોગ્યભવન.

આ આરોગ્યભવન નાસિક-પંચવટીમાં આવેલું છે, તેને માટે અરજી ભ. મુ. વા. "હિંદુ આરોગ્ય ભવનના મેનેજીંગ ટ્રસ્ટી શા. લક્ષ્મીદાસ નેમીદાસ ૬૦, બજાર ગેટ સ્ટ્રીટ કોટ, મુંબઈ એમના તરફ કરવાની હોય છે. વાસણનો વપરાશ, ખોળીઆ, ગલેફો વિગેરેની ધોલાઈ અને ઇતર ખર્ચ માટે દર માસે રૂા. ૧૦) ફી લેવાય છે. ઉપરાંત રાચરચીલા વિગેરે માટે રૂા. ૫) મૂકવા પડે છે. ઉચ્ચ વર્ણના અન્નફલાહારી હિંદુઓને જ આ આરોગ્ય ભવનનો લાભ મળે છે.

### શ્રીનાથજીમાં શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ ધર્મશાળા

આ ધર્મશાળા શ્રી નાથજીમાં શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ જે. પી. એ બંધાવી છે. તેનો વહીવટ ટ્રસ્ટી શેઠ વિજભુખણદાસ જમનાદાસ ઠે. ૧૭૨, બજારગેટ કોટ, મુંબઈ. કરે છે.

### પોરબંદરમાં ધર્માદા દવાખાનું

પોરબંદરમાં શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ જે. પીનું ધર્માદા દવાખાનું ચાલે છે.

### બદ્રિનારાયણ તરફ ધર્મશાળા.

બદ્રિનારાયણના રસ્તા ઉપર બાઇ મોંઘીબાઈ તરફથી એક ધર્મશાળા બંધાવવામાં આવી છે.

### આરોગ્ય ભવન-બોરીવલી મુંબઈ.

પોરબંદરવાળા શેઠ કાળીદાસ પ્રાગજીના સ્મરણાર્થે સં. ૧૯૮૦ ના વૈશાખ સુદ છઠના રોજ આ આરોગ્ય ભવન બંધાવવામાં આવ્યું હતું. તેના ટ્રસ્ટી શેઠ મથુરાદાસ જીણાભાઈ છે.

### કાલીદાસ પ્રાગજી પોરેચાનું સેનીટેરીયમ.

તે બોરીવલીમાં છે. શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ, મુળજી પિતાંબર, તથા શેઠ ધરમદાસ પરભુદાસ કોઠારી ટ્રસ્ટી હતા. હાલ નં. ૧ તથા ૨ નિવૃત્ત થયાથી તેને બદલે એન્જીનીયર શ્રી. પી. પી. અડાલજા અને ગોકલદાસભાઈ તથા હરીદાસભાઈ ટ્રસ્ટી તરીકે કામ કરે છે. ત્રણ ચાર કુટુંબ રહી શકે તેવો તેમાં સમાસ છે. નામનું ભાડું લે છે. શ્રી. કાલીદાસના વિધવા હરકોરબાઈ હયાત છે અને ત્યાં જ રહે છે.

### શ્રી ઘોઘારી મોઢ શુભેચ્છક મંડળ-મુંબઈ.

આ મંડળની કલ્પના ભાવનગર બોર્ડિંગ માટે ડેપ્યુટેશન મુંબઈ આવેલું તે વખતે તેઓની હાજરીમાં સં. ૧૯૭૩ ના પોસ વદ ૪ તા. ૧૨-૧-૧૯૧૭ ના રોજ થયેલી અને રૂા. ૧૫૬ નો ફાળો પણ થયેલો. જે ઉપરથી ૧૯૭૩ ના મહા સુદ ૫ શનિ તા. ૨૭-૧-૧૯૧૭ના રોજ મંડળની સ્થાપના થઈ.

પ્રારંભમાં શેઠ નાનાલાલ મોતીચંદ મહેતાએ રૂા. ૧૧૫ આપ્યા હતા અને બીજા લગભગ પંદરેક ગૃહસ્થોએ મુરબ્બી તથા આજીવન સભ્યો થઈને રૂા. બે હજાર આશરે એકત્ર કર્યા હતા. આ મંડળના ઉદ્દેશો 'પરસ્પર એકતા વધારવી, જ્ઞાતિમાં ચાલતા કેટલાક અયોગ્ય રિવાજો નાબુદ કરવા, વિદ્યાર્થીઓને ઉત્તેજન, નિરાશ્રિતોને આશ્રય,સમસ્ત મોઢ જ્ઞાતિની એકતા અને પરસ્પર સહાય' વિગેરે હતા.

શરૂઆતમાં દર પખવાડીએ મંડળની સભાઓ મળતી હતી, અને જ્ઞાતિહિતની ચર્ચાઓ થતી.

સન ૧૯૧૮ માં ઇન્ફ્લુએન્ઝાના ઉપદ્રવ વખતે મુંબઈમાં તેમજ બહારગામ દવાની તેમજ ડાક્ટરની સહાય મંડળ તરફથી જ્ઞાતિબંધુઓને આપવામાં આવી હતી. ઉપરાંત વિદ્યાર્થીઓ મંડળના મકાનમાં રહી શકે તેવી સગવડ તથા પુસ્તકોની મદદ આપવામાં આવી હતી. બહારગામથી કોઈ અજાણ્યું આવે તો મંડળના મકાનમાં ઉતરવાની મદદ ઉપરાંત ભરભલામણ કરીને ધંધે વળગાડવાનો પ્રયાસ પણ કરવામાં આવ્યો હતો. વિધવાઓને પણ મદદ કરવામાં આવતી.

જ્યારે જ્યારે ઉત્સાહ મંદ પડે ત્યારે ત્યારે સારે સભાસદોને પ્રોત્સાહન મળે તેવા મેળાવડા અને અન્ય આકર્ષક પ્રસંગો યોજીને મંડળની પ્રગતિ ચાલુ રાખવામાં આવતી. વચમાં લગભગ ૧૯૨૪ થી ૧૯૨૯ સુધી મંડળના કાર્યમાં શિથિલતા આવી હતી. ૧૯૩૦ થી ફરીથી કામ ઉત્સાહપૂર્વક નવેસર ચાલુ કર્યું હતું. ત્યારબાદ ચારેક વર્ષ પુનઃ મંદતા આવીને ૧૯૩૪માં ફરીથી મંડળે ઘોઘારી મોઢ વસ્તીગણત્રીનું કામ હાથ ધર્યું અને એ દિશામાં પ્રશંસાપાત્ર પ્રયાસો કર્યા હતા. મુંબઈમાં વસતા ઘોઘારી મોઢ ભાઈઓને ઘરે ઘરે જઈને વસ્તી ગણત્રીના છપાવેલા ફોર્મ આપી માહિતિ ભરાવી હતી. તા. ૧૪-૬-૩૬ ના રોજ મુંબઈમાં વસતા ગોળના જ્ઞાતિભાઈઓની સભા આ મંડળના આશ્રય નીચે ધ્રાંગધ્રામાં મળનારી ગોળની પરિષદ બાબત વિચાર કરવા બોલાવી હતી, જેમાં મુખ્યત્વે 'જે બ્હેન પરણ્યા પછી દસ વર્ષની અંદર વિધવા થઈ હોય અને સંતતિ રહિત હોય તે જો સ્વેચ્છાથી સ્વજ્ઞાતિમાં પુનર્લગ્ન કરવા ઈચ્છતી હોય તેને પુનર્લગ્ન કરવા છુટ આપવી.' તેવો, 'રડવાકુટવાના તથા મરણ પાછળના જમણનો રિવાજ કાનુનથી બંધ થાય' તેવો મત દર્શાવતા વિગેરે ઠરાવો થયા હતા, અને તેની નકલો છપાવીને પરિષદના મંત્રી તરફ તથા ચોત્રીસે તાલુકામાં તથા તેના પેટા ગામોમાં પણ તે મોકલવામાં આવી હતી.

૧૯૩૬ માં મંડળે વિદ્યાર્થીઓને પુસ્તકો વિગેરે ઈનામ આપવા પ્રબંધ કર્યો હતો. વસ્તીગણત્રીનું કામ પણ આ સાલમાં પુરૂં થયું. એ જ સાલમાં વિદ્યાર્થીઓનો એક જલસો ગોઠવવામાં આવ્યો હતો; પરંતુ ત્યાર પછી કેટલાક ભિન્નભિન્ન કારણોને લીધે મંડળની પ્રવૃત્તિ ધીરેધીરે બંધ પડતી ગઈ છે.

## મુંબઈમાં વસતા ઘોઘારી મોઢ ભાઈઓ

ઉલ્લાં પચાસ વરસ અગાઉ મુંબઈ આટલું મનોહર ન હતું. મોટરનું તો નામે નહિ. એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું હોય તો શ્રીમંતો માટે પણ ઘોડાગાડીનું જ સાધન હતું. કેટલીક ભવ્ય ઇમારતો ખરી, પણ બધી પત્થરની જ, કોન્ક્રીટ તો ક્યાં યે નહિ. મોટા અને પહોળા રસ્તાઓ પણ બહુ થોડા. કેટલાક ભાગમાં તો નાની નાની ગલીઓ અને નીચા નીચા ઘર. પણ મીલ ઉદ્યોગમાં જેમ જેમ વિકાસ થતો ગયો અને વૈજ્ઞાનિક શોધોએ જીવનના દરેક ક્ષેત્રમાં ધરમૂળથી ફેરફાર કરવા માંડ્યો, તેમ તેમ લોકોએ પોતાના જીવનની જરૂરીઆતો પણ વધારવા માંડી અને તેથી દરેક ક્ષેત્રમાં પરિવર્તન થતું ગયું. ઘોડાગાડીનું સ્થાન મોટરે લીધું. ઘોડાની ટ્રામ ગઈ, પછી વિજળીની ટ્રામ આવી. વિજળીથી ચાલતા અનેક નાના નાના ઉદ્યોગો સ્થપાયા. ચાલુ મીલઉદ્યોગોમાં પણ અનેક સુધારા થવા લાગ્યા. સીમેંટ કોન્ક્રીટનાં મકાનો બંધાવા લાગ્યાં અને અત્યારે તો મરીન ડ્રાઈવ, બેક બે રેકલેમેશન તથા સામાન્ય રીતે સમુદ્રના તટ ઉપર જાણે અનેક કિલ્લાઓ જ રચી દીધા હોય તેમ અનેક આલીશાન મહાલયોથી મુંબઈ વિભૂષિત થઈ ગયું છે.

અર્ધી સદી અગાઉ દેશની સ્થિતિ ઘણી સાધારણ હતી. ગૃહઉદ્યોગો મૃતપાય થઈ ગયા હતા અને જીવનનિર્વાહ બહુ મુશ્કેલ થઈ ગયો હતો. તેથી ગામડાંના લોકો મોટા શહેરો તરફ આકર્ષાવા લાગ્યા. આ વખતે મુંબઈ મીલ ઉદ્યોગ અને અન્ય વ્યાપારધંધાનું મોટું મથક હોઈને દરેક પ્રાંત અને દરેક ગામનું તે આશ્રયસ્થાન થઈ પડ્યું. ઘણાં વરસોથી સુરત-ભરૂચ તરફના મોઢભાઈઓ અહીં વસ્યા હતા. તેમાં હવે કાઠિયાવાડ તરફના મોઢ ભાઈઓએ વધારો કર્યો.

પ્રથમ પોરબંદર તરફના ભાઈઓ આવ્યા. તેમાં મુખ્યત્વે શેઠ પરભુદાસ જીવણદાસ કોઠારી, શેઠ મૂળચંદ વાસણજી, શેઠ દેવકરણ વગેરે હતા. શરૂઆતમાં જ તેઓ સારે ધંધે લાગી જવાથી તેઓ સુખી થયા. તેઓ પોરબંદર તરફથી આવ્યા માટે પોરેચા કહેવાયા. ત્યાર પછી જામનગર તરફના શેઠ જસરાજ મૂળજી વગેરે ભાઈઓ આવ્યા તેઓ નગરીયા કહેવાયા. પછી ભાવનગર તરફના આવ્યા તે ઘોઘારી અને કચ્છ તરફના આવ્યા તે કચ્છી કહેવાયા. બીજા કેટલાક ભાઈઓ દીવ, જાફરાબાદ, રાજુલા આસપાસના

ગામોમાંથી આવ્યા તેઓ માંડલીયા કહેવાતા.

ઘોઘારી ભાઈઓમાં ખાસ કરીને પ્રથમ શિહોરવાળા ભાઈ ગોકળદાસ પરશુદાસ હતા. તેઓની હનુમાન ગલીમાં ઘીની દુકાન હતી. બીજા ભાઈ ભાવનગરવાળા પ્રાણજીવનદાસ નથુભાઈ મણિયાર હતા. તેમની પેઢી ગણેશવાડીમાં હતી. મુંબઈમાં પ્રથમ આવનાર ઘોઘારી ભાઈઓનો ઉતારો આ બે જગાએ રહેતો. તે બન્ને પોતાના જ્ઞાતિ ભાઈઓને રહેવા કરવાની વ્યવસ્થા કરી આપતા, એટલુંજ નહિ પરંતુ પોતાની લાગવગથી સૌને ધંધે ચડાવી દેતા. તેમના પછી મુંબઈ આવનારાઓમાંથી શ્રી. ધનજીભાઈ રતનશી, મોહનલાલ નાનચંદ, નંદલાલ ઠાકરશી, જીવરાજ મકનદાસ, વિઠ્ઠલદાસ પુંજાભાઈ, રણછોડદાસ દેવચંદ, કુબેરદાસ રાઘવજી, નરશુદાસ મથુરાદાસ, મથુરાદાસ ભક્તિદાસ, મોહનલાલ માણેકચંદ વગેરે મુખ્ય હતા. તેઓ જેમ જેમ ધંધે ચડી સ્થિર થતા ગયા, તેમ તેમ તેમનાં સગાંસંબંધીઓને પણ મુંબઈ બોલાવતા ગયા. આ રીતે ઘોઘારી ભાઈઓની વસ્તી મુંબઈમાં વધતી ગઈ. આ સ્થળે એટલું કહેવાની ખાસ આવશ્યકતા છે કે શેઠ રણછોડદાસ હરિભાઈ પોતે પોરેચા હોવા છતાં અને શેઠ નાનાલાલ મંછારામ પોતે સુરતના હોવા છતાં ઘોઘારી ભાઈઓ પ્રત્યે અપાર પ્રેમ રાખતા હતા. અને હરેક પ્રસંગે તેમને મદદ કરવા ખડે પગે તૈયાર રહેતા.

મંડળ—સંવત ૧૯૭૩ માં ભાવનગરમાં મોઢ બોર્ડિંગ કરવા માટે એક ડેપ્યુટેશન મુંબઈ આવ્યું. આ વખતે કેટલાક ઘોઘારી ભાઈઓને જ્ઞાતિસેવા કરવાના ઉદ્દેશથી એક મંડળ સ્થાપવાનો વિચાર સૂઝ્યો, અને તે મુજબ સંવત ૧૯૭૩ ના મહા શુદ ૫ ના રોજ " શ્રી ઘોઘારી મોઢ શુભેચ્છક મંડળ " ની સ્થાપના થઈ. આ મંડળને લીધે જ્ઞાતિભાઈઓ પરસ્પર નિકટ પરિચયમાં આવ્યા અને દરેક પ્રસંગે એકબીજાને ઘણા મદદ રૂપ થયા. શ્રી. નાનાલાલ મંછારામ તથા ધનજીભાઈ રતનશી મંડળના મુરબ્બી હતા. શ્રી. જીવરાજ મકનદાસ, દામોદરદાસ પરમાણંદદાસ દેસાઈ, મુળજી કલ્યાણજી વગેરે આજીવન સભ્યો અને શ્રી બાલુભાઈ કહાનદાસ વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ હતા સંવત ૧૯૭૪ ના વરસમાં જ્યારે આખા મુંબઈ ઇલાકામાં ઈન્ફલ્યુએન્ઝા ફાટી નીકળ્યો ત્યારે અનેક શહેરો અને ગામડાંમાં પણ આ મંડળે દવાની મદદ પહોંચાડી હતી. મંડળ તરફથી અનેક વિદ્યાર્થીઓ અને વિધવાઓને મદદ તથા નિરાશ્રિતોને આશ્રય આપવામાં આવતો. મંડળની આ બધી પ્રવૃત્તિઓનો યશ તેના ઉત્સાહી અને સેવા ભાવી ભાઈઓ શ્રી. વનમાળીદાસ જગજીવનદાસ, નાગરદાસ જગજીવનદાસ, દ્વારકાદાસ વીરચંદ, મગનલાલ કલ્યાણજી, હરખચંદ હરજીવનદાસ, વિઠ્ઠલદાસ પુંજાભાઈ, ડૉ. નંદલાલ ઠાકરશી, મણિલાલ મરઘીદાસ તથા મંત્રીઓ શ્રી. પ્રાણજીવનદાસ કરશનજી તથા રતિલાલ હરજીવનદાસને ફાળે જાય છે. થોડાં વર્ષો પછી કેટલાક ભાઈઓ અન્ય વ્યવસાયમાં પડવાથી મંડળની પ્રવૃત્તિ શિથિલ થઈ ગઈ. પણ શ્રી. મનોરદાસ નારણદાસ, લક્ષ્મીદાસ પરમાણંદદાસ, પ્રાણલાલ પ્રેમચંદ તથા બીજા ભાઈઓના સહકારથી તે પ્રવૃત્તિ ફરીથી શરૂ કરવામાં આવી. આ વખતે વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા તરફ ખાસ લક્ષ આપવામાં આવ્યું. ભાવનગર બોર્ડિંગમાં મંડળ તરફથી અમુક ફાળો આપવામાં આવ્યો અને વિદ્યાર્થીઓનો એક ભવ્ય મેળાવડો કરી તેમને પુસ્તકોનાં ઇનામો આપી તેમનો વિદ્યાપ્રેમ વધાર્યો. સંવત ૧૯૯૨માં ધ્રાંગધ્રામાં મળેલી જ્ઞાતિના ગોળની પરિષદમાં ભાગ લેવા માટે મંડળને ખાસ આમંત્રણ આપવામાં આવ્યું હતું અને મંડળે પોતાના પ્રતિનિધિને પરિષદમાં ભાગ લેવા મોકલ્યા હતા. વળી સં. ૧૯૯૪ માં મુંબઈમાં વસતા ઘોઘારીભાઈઓની વસ્તી ગણત્રી કરવાનું કાર્ય મંડળે હાથ ધર્યું; અને તે માટે ખાસ ફોર્મો છપાવી ઘેરઘેર ફરી વસ્તી ગણત્રી કરી. તેનો ટુંક હેવાલ નીચે પ્રમાણે છે.

**મુંબઈમાં વસતા ઘોઘારી મોઢ ભાઈઓની વિગત**

| ગામ | કુટુંબ | વસ્તી | ગામ | કુટુંબ | વસ્તી |
|---|---|---|---|---|---|
| અમરેલી | ૨૪ | ७६ | કુંડલા | ૨૮ | ૧૩૬ |
| ખસ | ૫ | ૧૨ | ગલસાણા | ૧ | ૬ |
| ચુડા | ૮ | ૩૦ | ચોટીલા | ૪ | ૧૨ |







શ્રી. માણેકચંદ તારાચંદ ચડાલજા
રીટાયર્ડ ચીફ એન્જીનીયર વડોદરા સ્ટેટ
વડોદરા

શ્રી. પોપટલાલ જે. અંબાણી
માજી કેળવણી અધિકારી
ગુજરાતી વિભાગ : ભાવનગર







શેઠ શ્રી લલ્લુભાઇ જમનાદાસ
અમરેલી

સ્વ. મોહનલાલ લક્ષ્મીચંદ મહેતા
રાજકોટ

| ગામ | કુટુંબ | વસ્તી | ગામ | કુટુંબ | વસ્તી |
|---|---|---|---|---|---|
| જસદણ | ૧ | ૩ | ઝીંઝુવાડા | ૧ | ૬ |
| ઢળીઆ | ૧ | ૪ | ધારૂકા | ૧૦ | ૫૦ |
| ધોલેરા | ૩ | ૪ | નાગનેશ | ૬ | ૨૨ |
| બરવાળા | ૨ | ૩ | બોટાદ | ૨૧ | ૯૬ |
| ભાવનગર | ૫૨ | ૧૮૮ | માથંક | ૧ | ૮ |
| રાણપુર | ૩૩ | ૧૧૫ | લખતર | ૩ | ૬ |
| વઢવાણ | ૧૪ | ૩૯ | વાવડી (મોટી) | ૨ | ૫ |
| વીરમગામ | ૫ | ૧૧ | શિહોર | ૨૬ | ૮૭ |
| સાયલા | ૩ | ૧૧ | સીદસર | ૨ | ૭ |
| સે.નગઢ | ૭ | ૧૬ | હળીયાદ | ૨ | ૪ |
| | | | | ૨૬૫ | ૯૧૦ |

હાલ થોડા વખતથી મંડળ લગભગ સુષુપ્ત અવસ્થામાં પડ્યું છે. તેના કેટલાક ભાઈઓને સેવા કરવાનો હજી ઘણો ઉત્સાહ દેખાય છે. પરંતુ મોટેરાઓના યોગ્ય પ્રોત્સાહન અને સહકાર સિવાય તેઓ સક્રિય કંઈ કરી શકતા નથી. આપણે આશા રાખીશું કે મોટેરાઓના સૌના સહકારથી આ મંડળ ફરીથી પોતાનું નિઃસ્વાર્થ સેવાકાર્ય ચાલુ કરે.

ઉજાણીઃ—પોરેચા, નગરીયા, ઘોઘારી, અને કચ્છી—એ ચાર તડના મોઢ ભાઈઓ છેલ્લાં લગભગ પચાસ વરસથી શ્રી રામચંદ્રજીની જન્મજયંતિ નિમિત્તે દર વરસે ચૈત્ર શુદ ૧૦ અને ચૈત્ર શુદ ૧૪ ના રોજ ઉજાણી કરતા આવ્યા છે. સંવત ૧૯૯૪ સુધી આ ઉજાણીઓ ચારે તડ મળીને કરતા હતા અને તેની વ્યવસ્થા દર સાલ વારા ફરતી એક એક ભાઈઓને સોંપવામાં આવતી અને ખર્ચ પણ મુકરર કરેલા ફાળા મુજબ ચારે તડ વહેંચી લેતાં. ત્યાર પછી પોરેચાભાઈઓના તડમાં અંદરોઅંદર પોરબંદર સિવાયના બીજા ગામોના ભાઈઓ સાથે અમુક બાબતમાં વાંધો પડતાં, ચૈત્ર શુદ ૧૦ ની ઉજાણીનો ખર્ચ જે ફંડમાંથી આપતા હતા તે ફંડના ટ્રસ્ટડીડ બાબત કાયદાની કંઈક બારીકી નીકળી અને તેઓએ તે ઉજાણી ચારે તડ સાથે બેસીને જમવાની ના પાડી. બીજા ત્રણ તડોએ આ બાબત ફરીથી વિચાર કરવા તેમને વિનંતિ કરી, પરંતુ તેઓએ કાયદાની બારીકીને લીધે તેમ કરવા પોતાની અશક્તિ દર્શાવી અને ફક્ત ચૈત્ર શુદ ૧૪ ની એક જ ઉજાણી સાથે જમી શકશું એમ કહ્યું. આથી બીજા ત્રણ તડોએ, અનેક વર્ષોથી જે બન્ને ઉજાણીઓ સૌ તડ સાથે જમીને ઉજવતા તે ક્રમ ચાલુ રહે તે ઉદ્દેશથી, પોતાનો વાંધો દર્શાવવા પોતે બન્ને ઉજાણી સંવત ૧૯૯૫માં બંધ રાખી, પરંતુ પોરેચા ભાઈઓએ તો પોતાના જ તડની બન્ને ઉજાણીઓ જુદી કરી. ફરીથી સંવત ૧૯૯૬ માં ત્રણ તડોએ પોરેચાભાઈઓને બન્ને ઉજાણી સાથે જમીને ઉજવવા વિનંતિ કરી, પરંતુ તેનું કંઈ પરિણામ આવ્યું નહિ અને પોરેચા ભાઈઓએ સં. ૧૯૯૫ મુજબ પોતાની જુદી ઉજાણીઓ કરી તેથી બીજા ત્રણ તડોએ ભેગા મળીને પોતાની ઉજાણીઓ કરી. આ રીતે ઘણાં વરસો સુધી બન્ને ઉજાણીઓ ચારે તડ સાથે જમીને ઉજવવાથી સંપ સહકારની જે ભાવના દૃઢ થઈ હતી તેમાં ક્ષતિ આવી, પણ જ્યાં કાયદાની બારીકીનો પ્રશ્ન આવતો હોય ત્યાં પોતાના તડના સૌ ભાઈઓને વિશ્વાસમાં લેવામાં આવે તો અને જરા દીર્ઘદૃષ્ટિ તથા સંપ અને સહકારની ભાવનાથી કામ લેવામાં આવે તો જે ઉજાણીઓ લગભગ પચાસ વરસથી ચારે તડ સાથે જમીને ઉજવતા આવ્યા છે તે ફરીથી તેની જ રીતે ઉજવી શકાય એવી અમારી ખાત્રી છે.

ત્રણ તડોએ ઉજાણી કરવાનું નક્કી થયું ત્યારથી ઘોઘારી ભાઈઓ તેમાં પોતાની સેવા તથા પૈસાનો સારો ફાળો આપતા રહ્યા છે. કચ્છી તથા નગરીયા ભાઈઓ ચાર તડોની ઉજાણી વખતે જે ફાળો આપતા હતા તે જ ફાળો આપે છે અને બાકીનો બધો ખર્ચ ઘોઘારી ભાઈઓ ઉપાડે છે.

ગોળનું સંગઠન અને વસ્તી ગણત્રી—લગભગ ચાલીસ વરસથી કાઠીયાવાડમાં ચોત્રીસ તાલુકાના મોઢ ભાઈઓનો ગોળ બંધાયો છે. તે ગોળના ધારા મુજબ કન્યા ગોળ બહાર આપી શકાય નહિ. આથી જ્ઞાતિના ઘણા ગરીબ ભાઈઓનાં ઘર બંધાયા છે, આ ગોળમાં હાલ કેટલા કુટુંબો છે અને તેની એકંદર વસ્તી કેટલી છે તથા તેમની આર્થિક તથા સામાન્ય સ્થિતિ કેવી છે તે જાણવાના ઉદ્દેશથી ગોળના સર્વ તાલુકાની વસ્તી ગણત્રી કરવાનો એક પ્રયાસ

સં. ૧૯૯૫માં કરવામાં આવ્યો હતો. અગાઉ "શ્રી ઘોઘારી મોઢ શુભેચ્છક મંડળે" મુંબઇના ઘોઘારી ભાઇઓની વસ્તી ગણત્રી કરી હતી તે વખતે મળેલા અનુભવ મુજબ સર્વ પ્રકારની માહિતિવાળાં ફોર્મો "ચોત્રીસ તાલુકા ગોળ મોઢ વણિક જ્ઞાતિ" ના નામથી છપાવવામાં આવ્યાં અને તે દરેક તાલુકામાં અને પેટા ગામોમાં મોકલવામાં આવ્યાં. ઘણા ઉત્સાહી ભાઈઓએ પોતાના ગામની બધી વિગત ભરીને ફોર્મો પાછાં મોકલ્યાં, પણ ઘણાં ગામોની વિગતો આવવી બાકી રહી ગઇ છે. તે માટે ત્યાંની નાતના મુખ્ય મુખ્ય ભાઇઓ ઉપર બબ્બે ત્રણ ત્રણવાર વિનંતિપત્રો મોકલવામાં આવ્યા, પરંતુ કાં તો જ્ઞાતિભાઇઓમાં સંપના અભાવે અથવા જ્ઞાતિકાર્ય પ્રત્યેના દુર્લક્ષને લીધે અથવા કેવળ પ્રમાદને લીધે પણ કોઇના જવાબ આવ્યા નહિ. આમ થવાથી વસ્તી ગણત્રીનું કાર્ય અધુરૂં રહી ગયું છે. જેટલી માહિતિ મળી શકી છે તેનો સારભાગ કક્કાવાર ગોઠવીને નીચે આપ્યો છે.

### શ્રી ચોત્રીશ તાલુકા ગોળ મોઢવણિક જ્ઞાતિની વસ્તી

| ગામ | કુટુંબ | વસ્તી | ગામ | કુટુંબ | વસ્તી |
|---|---|---|---|---|---|
| અમરેલી | ૬૯ | ૩૮૦ | ગાવડકા | ૪ | ૨૬ |
| કુંડલા | ૫૭ | ૩૮૫ | ઢળીયા | ૨ | ૨૨ |
| ખસ | ૨૧ | ૧૧૦ | ધોલેરા | ૧૭ | ૭૪ |
| નાંગનેરા | ૫ | ૩૩ | પોલારપુર | ૧૫ | ૮૯ |
| બરવાળા | ૨૪ | ૧૧૦ | ભાડલા | ૨૧ | ૧૬૦ |
| બોધાવદર | ૪ | ૨૨ | *ભાવનગર | ૩૬૫ | ૧૭૬૮ |
| માયક | ૨૪ | ૧૩ | દહીસરા આજીકાંઠે | ૧ | ૯ |
| રાણપુર | ૧૩૧ | ૫૮૧ | રાજસીતાપુર | ૧૪ | ૫૭ |
| ઉપલેટા | ૧૧ | ૫૫ | લખતર | ૪૧ | ૨૨૩ |
| લીંમડી | ૨૪ | ૧૫૫ | મોજીદડ | ૯ | ૩૩ |
| વઢવાણકેંપ | ૨૧ | ૯૬ | જોરાવરનગર | ૧૪ | ૪૩ |
| બોટુ | ૨ | ૨૬ | ચામરાદ | ૧ | ૮ |
| વસતડી | ૧૦ | ૪૬ | વાગડ | ૬ | ૩૯ |
| ગલસાણા | ૧૪ | ૭૭ | સાલાસર | ૬ | ૩૩ |
| વીકડા | ૧૦ | ૫૩ | પાલીતાણા | ૪ | ૨૯ |
| સોનગઢ | ૩૧ | ૧૩૭ | ધારૂકા | ૨૫ | ૯૦ |
| વાવડી | ૨ | ૧૪ | હળીયાદ | ૫ | ૩૫ |

*ભાવનગરની માહિતીમાંથી આ આંકડા લીધા છે.

| ગામ | કુટુંબ | વસ્તી | ગામ | કુટુંબ | વસ્તી |
|---|---|---|---|---|---|
| લોલીયાણા (નવું ગામ) | ૧ | ૯ | સાપર | ૪ | ૩૨ |
| રતનપર | ૧ | ૪ | કાળીતળાવ | ૨ | ૧૧ |
| લાખણકું | ૨ | ૯ | રામણકું | ૨ | ૧૩ |
| આંબલા | ૪ | ૧૨ | રોહીશાળા | ૫ | ૩૩ |
| ઉબવદ | ૧૦૨ | ૪૮૦ | ચોંબલ | ૧ | ૧૦ |
| માલણીયાદ | ૬ | ૩૫ | કીડી | ૧ | ૨ |
| ઈસનપર | ૧ | ૬ | સાપડકા | ૧ | ૧૪ |
| ઘનશ્યામપુર (ગોળી) | ૭ | ૪૩ | ઢવાણા | ૧ | ૧ |
| કોઈબા | ૪ | ૧૪ | વીરમગામ | ૧૩૮ | ૪૪૬ |
| જસદણ | ૨ | ૧૨ | | | |
| | | | | ૧૨૮૬ | ૬૩૪૪ |

આ ઉપરથી જોઇ શકાશે કે જેટલાં ગામનાં ફોર્મો અમોને મળ્યાં તેટલાં ગામમાં સં. ૧૯૯૮ માં આપણી જ્ઞાતિના ૧૨૮૬ ઘર અને કુલ ૬૩૪૪ વસ્તી છે. આ ગણત્રીમાં વીરમગામ અને જસદણનો સમાવેશ થઇ ગયો છે.

આ ઉપરાંત મુંબઇ, કરાંચી વગેરે શહેરોમાં ઘણાખરા તાલુકાના ભાઇઓ વ્યાપાર ધંધા અર્થે રહે છે તેમની વસ્તી નીચે પ્રમાણે છે.

| ગામ | ઘર | વસ્તી | ગામ | ઘર | વસ્તી |
|---|---|---|---|---|---|
| કરાંચી | ૧૨૧ | ૪૫૨ | દિલ્હી | ૩ | ૧૩ |
| કલકત્તા | ૧૦ | ૩૫ | નાગપુર | ૫ | ૨૮ |
| કાનપુર | ૨ | ૫ | પુના | ૪ | ૨૪ |
| જયપુર | ૪ | ૨૫ | મુંબઇ | ૩૮૧ | ૧૩૦૦ |

ઉપર જણાવ્યા મુજબ મુંબઇમાં ગોળનાં ૩૮૫ ઘર છે. અને વસ્તી ૧૩૦૦ની છે. તેમાં ઘોઘારીનાં ૨૬૫ ઘર અને વસ્તી ૯૫૦ તથા ગોળમાં ગણાતાં નગરીયાનાં ૧૨૦ ઘર અને વસ્તી ૩૫૦ની છે. આ ઉપરાંત બીજા નગરીયાનાં ૬૦ ઘર અને વસ્તી ૧૫૦, કચ્છીનાં ૩૦ ઘર અને વસ્તી ૧૦૦ અને પોરેચાના ૧૫૦ અને વસ્તી ૪૨૫ની છે. આ સિવાય મુંબઇમાં માંડળીઆ, સુરતી, ભરૂચી વગેરે મોઢ ભાઇઓ પણ ઘણા રહે છે. પરંતુ તેમની વસ્તીનો ચોક્કસ અંદાજ અમને મળી શક્યો નથી.

આશા રાખવામાં આવે છે કે જે જે ગામનાં

માંથી વસ્તી ગણત્રીના ફોર્મ અમોને પાછાં મળ્યાં નથી, ત્યાંના ઉત્સાહી અને સેવાભાવી ભાઈઓ તે ફોર્મ જેમ બને તેમ જલદી ભરીને અમને મોકલી આપે, જેથી આપણા બધા ભાઈઓની વસ્તીનો ચોક્કસ અંદાજ આવી શકે. આ વસ્તી ગણત્રી કરવાના કાર્યમાં જે જે ભાઈઓએ પ્રત્યક્ષ અગર પરોક્ષ રીતે સાથ આપ્યો છે તેઓનો હૃદયપૂર્વક આભાર માનીએ છીએ.

એકંદર રીતે જોતાં મુંબઈમાં ઘોઘારી ભાઈઓની વસ્તી બીજા તડોની વસ્તી કરતાં વધારે છે. તેમની આર્થિક સ્થિતિ પ્રમાણમાં સાધારણ ગણાય. તેઓમાં સ્વતંત્ર ધંધો કરનારા થોડા છે, જ્યારે ઘણાખરા ભાઈઓ નોકરીયાત છે. ઊંચી કેળવણી તેમજ સંસ્કારો ગ્રહણ કરવામાં તેઓ બીજા ભાઈઓને મુકાબલે પાછળ ગણાય. તેમનું કૌટુંબિક જીવન સરલ અને સંતોષી છે.

કપોળ, લાડ, જૈન વગેરે જ્ઞાતિઓમાં પોતાના જ્ઞાતિભાઈઓ માટે સસ્તા ભાડાનાં મકાનોની જોગવાઈ છે, જ્યારે મોઢભાઈઓ માટે એવી કાંઈ સગવડ નથી; સાધારણ સ્થિતિના ભાઈઓ માટે આવી સગવડની ખાસ જરૂર છે અને એ આનંદની વાત છે કે કેટલાક ઉદાર જ્ઞાતિભાઈઓ આવી એક યોજના વિચારી રહ્યા છે. પ્રભુ તેમના પ્રયત્નને સફળ કરે એવી આશા છે.

કેળવણી પ્રચાર તેમજ બીજી સર્વ રીતે જ્ઞાતિના ઉત્કર્ષ માટે તો ઉત્સાહી અને સેવાભાવી ભાઈઓ તો પંદર પંદર દિવસે કે મહિને મહિને પણ એક વાર મળતા હોય તો પરસ્પર પ્રેમભાવ વધે. એકબીજાની જરૂરીયાતથી પરિચિત રહી યથાશક્તિ સહાય કરી શકાય. જ્ઞાતિ કે સમાજને લગતા વિકટ પ્રશ્નો નો સાથે બેસીને ઉકેલ કરી શકાય અને દરેક બાળક અને બાળાને યોગ્ય કેળવણી આપી આખા સમાજનું નવું ઘડતર કરી શકાય. આમ થાય તો આપણી જ્ઞાતિ બીજી આગળ વધેલી જ્ઞાતિઓની હરોળમાં રહે અને સમય આવ્યે દેશહિતનાં કાર્યો કરવામાં પણ મોખરે રહી પોતાનો યથાશક્તિ ફાળો આપે. પ્રભુ અમારી આ આશાઓ સફળ કરો એ જ પ્રાર્થના.

[ લેખક : શ્રી લક્ષ્મીદાસ પરમાણંદદાસ મહેતા ]

## મુંબઈની મોઢ પોરેચા જ્ઞાતિ.

મુંબઈમાં પોરેચા મોઢ ભાઈઓના ૩૫૦ જેટલાં માણસો હાલ છે. તેઓમાં 'ગોળ' જેવું કંઇ નથી. કન્યા ગમે ત્યાંથી લેવા દેવાની છુટ છે. આ જ્ઞાતિના સ્વર્ગસ્થ નામાંકિત પુરૂષો–પરભુદાસ જીવણદાસ, લક્ષ્મીદાસ રણછોડદાસ હરિભાઈ આગા, દેવકરણ નાનજી, જીવણદાસ પિતાંબરદાસ લાલજી, લક્ષ્મીદાસ નેમીદાસ, વીરજી તાલજી ઠાર, ઝવેરચંદ વાલજી ઠાર, ભગવાનદાસ મુળચંદ વાસણજી વિગેરે વિખ્યાત હતા.

અગાઉ પોરેચા ભાઈઓ તથા બીજા મોઢભાઈઓના–ચારે તડની ઉજાણી થતી ત્યારે હજાર જેટલાં માણસો જમવામાં ભેગા મળતા અને એક બીજાનાં પરિચયનો લાભ પામતા.

હાલ પોરેચા ભાઈઓની રામજન્મના ઉત્સવની અંગે બે ઉજાણી થાય છે. એક ચૈત્ર સુદ ૧૦ ની મુળચંદ વાસણજી તરફથી અને બીજી ચૈત્ર સુદ ૧૪ ની લક્ષ્મીદાસ નેમીદાસ તરફથી મળેલી રકમના વ્યાજમાંથી.

આ પોરેચા ભાઈઓને 'ગોળ'નું બંધન નથી. ગમે ત્યાં કન્યા આપી શકે છે. રિવાજમાં સગપણ વખતે પરેલીવાર હોય તો ૧૭૦૧ રૂ. નો દાગીનો બીજવર હોય તો ૨૭૦૧ રૂ. નો દાગીનો તથા રૂ. ૩૦૦ ના કપડાં આપવા પડે છે.

## મુંબઈની મોઢ સુરતી જ્ઞાતિ

મુંબઈમાં સુરતી મોઢભાઈઓમાં સ્વર્ગસ્થ નામાંકિત પુરૂષો-હાથીદાસ આત્મારામ, ત્રિભુખનદાસ આત્મારામ, દામોદરદાસ તાપીદાસ, ડાહ્યાભાઈ તાપીદાસ નાનાભાઈ મંછારામ વિગેરે વિખ્યાત હતા.

હાલ જેઓ હયાત છે અને જેમણે ખૂબ નામના મેળવી છે એઓમાં સર પુરૂષોતમદાસ ઠાકોરદાસ, સર ચુનીલાલ વિજભુખનદાસ આત્મારામ, સર મંગળદાસ ત્રિભુખનદાસ આત્મારામ, મગનલાલ શ્રી

ધીયા, કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, જસ્ટીસ હીરાલાલ જે. કણીઆ, ડૉ. ચીમનલાલ (જે મેટરનીટી હોસ્પીટલ ચલાવે છે) વિગેરે ભાઈઓ છે જેમનો જીવનપરિચય જુદો આપવામાં આવ્યો છે.

### શ્રી દશા મોઢ માંડલીયા મિત્ર મંડળ-મુંબઈ

સ્થાપના તા. ૨૬-૩-૪૦ ના રોજ થઈ છે. પ્રસંગાનુસાર મેળાવડા, સ્નેહસંમેલનો, ભાષણો અને વાદવિવાદની સભાઓ યોજવામાં આવે છે. વિદ્યાર્થીઓને આર્થિક સહાય આપવામાં આવે છે. જ્ઞાતિના અનિષ્ઠ રિવાજો અને કુરૂઢી દૂર કરવા શક્ય ઇલાજો લેવામાં આવે છે. દશા મોઢ માંડલીયા જ્ઞાતિનો કોઇ પણ ભાઇ વગર લવાજમે સભાસદ બની શકે છે. બાર વર્ષના ગાળામાં અનેક પ્રહારો અને પ્રત્યાઘાતો થવા છતાં મંડળ પોતાના પગ ઉપર ઉભું રહી શક્યું છે અને તેને અત્યારે સારી મદદ અને પ્રોત્સાહન મળી રહ્યાં છે.

હાલમાં મુંબઇમાં લડાઇના સંજોગોને લીધે બૈરાંછોકરાં દેશમાં જવાથી જ્ઞાતિભાઇઓ માટે ભોજનાલય ખોલવામાં આવ્યું છે. ઓન. સેક્રેટરી-ભગવાનદાસ રણછોડદાસ મહેતા ઠે. એમ. કે. એન. ભાટીઆ હાઇસ્કુલ-મુંબઇ.

માટુંગા (મુંબઇ) માં ૫૫ થી ૭૫ જેટલા કાઠિયાવાડથી ત્યાં જઇ વસેલાં મોઢકુટુંબો છે, જેઓ વિશેષ ભાગે નોકરી કરે છે. કેટલાક રૂના દલાલ, કમીશન એજન્ટ, લોખંડના વેપારી, એન્જીનીયર, કાપડ તથા કરિયાણાના વેપારી વગેરે છે.

### મુંબઇની કચ્છી મોઢ જ્ઞાતિ.

આ જ્ઞાતિના શેઠ વાઘજીભાઇ લક્ષ્મીદાસ છે. કન્યા કચ્છી સિવાય બીજાઓને આપી શકાય છે. લગ્ન વખતે પલ્લાના રૂા. ૨૦૦૦ નો રિવાજ છે. મુંબઇ કચ્છી મોઢ ભાઇઓના ૨૦ ઘર છે. માણસો ૬૫ થી ૭૦ જેટલા છે. કચ્છી મોઢ ભાઇઓ ૭૫ વર્ષ પહેલાં મુંબઇ આવ્યા છે. તેઓ મોટે ભાગે કરીયાણું, સાકર, ભીલસ્ટોર વિગેરેના વેપારી છે. મુખ્ય પુરૂષોમાં શ્રી વાઘજી લક્ષ્મીદાસ, શ્રી માવજી સુંદરજી તથા તેમની પેઢીના ભાગીદારો, શ્રી મોતીલાલ પ્રાગજી તથા શ્રી ચંદુલાલ દામજી શ્રી રણછોડદાસ હીરજી આટાવાળા, શ્રી. જદુરામ મેઘજી મહેતા.

શ્રી માવજી સુંદરજી—કરીયાણાના જબરા વેપારી છે.

શ્રી જદુરામ મેઘજી મહેતા—શેઠ વાઘજી લક્ષ્મીદાસના સગા તેમજ તેમની પેઢીના ભાગીદાર છે. પેઢીનું કામકાજ બધું તેઓજ સંભાળે છે. તેઓ જાતે ગોળની વિરૂદ્ધ છે.

કચ્છી, નગરીયા અને ઘોઘારી ઉજાણીમાં સાથે મળી જમે છે. બધા મળી લગભગ ૧૨૦૦ માણસો થાય. ખર્ચ રૂા. ૧૨૦૦ થી ૧૩૦૦ આવે.

કચ્છી ભાઈઓએ રાજકોટ બોર્ડિંગમાં આ પ્રમાણે નાણાંની મદદ આપી છે. શેઠ વાઘજી લક્ષ્મીદાસ રૂા. ૨૫૦૦૦, શેઠ માવજી સુંદરજી ૬૫૦, એમ. સી. એન્ડ કું. રૂ. ૫૦૦, શ્રી. આટાવાળા રૂ. ૫૦૦.

× ×

મુંબઇની નગરીયા મોઢ જ્ઞાતિના શેઠ માણેકલાલ પરશોતમ જસરાજ છે, અને ઘોઘારી મોઢ જ્ઞાતિના શેઠ જીવરાજ મકનજી છે.

●

## ઉમરગામ

મોઢના ૧૩ ઘર, દશા ગોલવા મોઢ.

કન્યા વ્યવહાર ભરૂચ, અંકલેશ્વર, ચીખલી, નવસારી, સુરત, રાંદેર, મુંબઈ સાથે.

પલ્લું-૫૨૫ રૂપીયા. ઉપરાંત સોનાની ૪ બંગડીઓ. દાપું-૫૧ રૂા. વરવાળા પાસેથી ઉપરના ગામેથી. બીજા ગામોના મોઢ સાથે હોય તો રૂા. ૭૫ દાપું લેવાય છે.

આ સિવાયના વણીકો સાથે વહેવાર કરે તો રૂા. ૧૦૧ લે છે.

પ્રથમ નવસારી સાથે જ્ઞાતિચોરો હતો, હવે એક વર્ષથી અહીં નવો જ ચોરો સ્થાપ્યો છે.

શ્રી કાળીદાસ જગજીવનદાસ—મૂળ ચીખલીના. ઘણા વર્ષો અગાઉ અત્રે આવેલા. બાર વરસથી ચીખલીના ચોરામાંથી રાજીનામું આપી છુટા થયા.

કો. ક. સોસાયટીમાં પ્રમુખ તરીકે ઘણાં વર્ષો કામ કર્યું. ગ્રામપંચાયતમાં સરપંચ હતા. ગામમાં મફત લવાદ તરીકે કામ કરે છે.

પ્રેમાભાઇ માણેકલાલ સંજાણવાળા—કો. ક. સો. ના પ્રમુખ છે. થાણા ડીસ્ટ્રીક્ટ બોર્ડના મેમ્બર છે.

રણછોડદાસ હરકીશનદાસ ધીયા—મૂળ સુરતના. એસી. ડાયરે. ઓફ પબ્લીક હેલ્થ અમદાવાદના હેડ કલાર્ક હતા. હાલ ત્રણ વર્ષ થયાં અહીં છે.

ઇશ્વરલાલ કાળીદાસ ગાંધી, મુળચંદદાસ ચુનીલાલ મોદી, રંગીલદાસ ચુનીલાલ મોદી રંગુનની ગીત એન્ડ ટેક કું. માં નોકરી તથા દેસાઇ વિઠ્ઠલદાસ જમનાદાસ તથા દેસાઇ ગોકળદાસ જમનાદાસ લાકડાના કંટ્રાકટર.

બીજા ભાઈઓ ખેતી, જમીન, તથા દલાલી કરે છે.

ભુખણદાસ ભાણાભાઇ દેસાઇ—મુંબઈમાં એકા. જનરલની ઓફીસમાં હતા ત્યાંથી રીટાયર્ડ થયા બાદ–મ્યુનીસીપાલીટીમાં સારા હોદ્દા ઉપર હતા. ઉમરગામમાં મકાન તથા જમીન છે. દેસાઇ કુટુંબના છે.

હરિભાઇ પરમાનંદની નામાંકિત પેઢી-હરિભાઇ પરમાનંદનો જન્મ સંવત ૧૯૦૯ ના ચૈત્ર સુદ ૧૦ રોજ. તેઓ સં. ૧૯૮૭ માં ૭૮ વર્ષની વયે સ્વર્ગસ્થ થયા. તેમની પેઢીનો ઇતિહાસ જાણવા જેવો છે.

સ્વ. શ્રી. હરિભાઇના પિતામહ મથુરાદાસ ખુશાલદાસ મુળ નવસારીના, તેમના પુત્ર પરમાનંદદાસ સં. ૧૮૮૮ માં સંજાણ આવ્યા.

પરમાનંદદાસના પુત્રો હરગોવનદાસ, જમનાદાસ, કાશીદાસ અને હરિભાઈ.

હરિભાઇને ત્રીભોવનદાસ, મગનલાલ તથા ગોકળદાસ નામના પુત્રો. ત્રીભોવનદાસને ૭ પુત્રો-નટવરલાલ, બીજભુખણદાસ, ધનુભાઇ, નાનુભાઇ, છબીલદાસ અને ગોરધનદાસ; મગનલાલને ચાર પુત્રો–ચત્રભુજ, તુલસીદાસ, વસંતલાલ અને કૃષ્ણદાસ. ગોકળદાસને પુત્ર નથી.

પરમાનંદદાસ પગ રસ્તે દેવાદાર સ્થિતિમાં ચારે છોકરાઓને લઇને સંજાણ આવ્યા. શરૂઆતમાં વીકાજી મેઘજી તારાપોરવાળાની ધર્મશાળામાં રહી એમના આશરા નીચે અને એમની મહેરબાનીથી પરચુરણ કરીયાણાનો ધંધો શરૂ કર્યો. પછી સરકારી સડકોના કોન્ટ્રેકટના કામો રાખ્યા. પૈસા ભેગા થતા શરાફી ધંધો તથા લાકડાનો ધંધો શરૂ કર્યો. ૧૯૨૪–૨૫ માં ઉમરગામ આવી વસ્યા. ૧૯૩૨–૩૩ મહા સુદ ૫ માં જાત્રાએ ગયા. શ્રી નાથદ્વારાથી ઠાકોર ગોપાળજી લાલજીને પધરાવીને સેવા શરૂ કરી. કામવનના શ્રી ગોકુળચંદ્રમાજીની રીત પ્રમાણે તેમની ગાદીના સેવક થઇ સેવાનો પ્રબંધ ચાલુ રાખ્યો છે. નવું મંદિર ૧૯૭૩ માં બંધાવી પ્રતિષ્ઠા કરી. કામવનવાળાં મહારાજની પધરામણી કરી. હરિભાઇ ધાર્મિક વૃત્તિવાળા બહુ હતા અને તે માટે પંકાયલા હતા.

સંજાણમાં પેઢી ચાલુ હતી ત્યારે ઉમરગામમાં ઘાસ, લાકડા, કોલસાનો ધંધો ચાલુ રાખ્યો. જમીન મીલકત પણ જમનાદાસના વખતથી વસાવવા માંડી પછી હરિભાઇએ ખૂબ વિકાસ કર્યો.

મૂળ શરૂઆતથી પરમાણંદ મથુરદાસ એ નામથી લકડાના વેપારની પેઢી સંજાણમાં ચાલુ છે–એ એક જ દલાલ હતા અને એ એક જ પેઢી ધંધો કરતી.

સં. ૧૯૯૨ ના આસો સુદ ૧૦ ના દિને ઉમરગામમાં લાકડાના વેપાર માટે નવું બંદર ઉઘાડ્યું, અને સંજાણથી પેઢી ખસેડીને એ જ પેઢી ચાલુ કરી, અને હાલ પણ પરમાણંદ મથુરાદાસના નામથી ધંધો થાય છે અને બધું લાકડું આ પેઢી મારફત જ વેચાય છે. ભાવનગર, પોરબંદર, સુરત, મુંબઇ વગેરે સ્થળે મોકલાય છે.

એજ પેઢીના કુટુંબીઓએ મગનલાલ હરિભાઇ નામથી સ્વતંત્ર જુદો વેપાર–કાપડ કરીયાણું તથા જનરલ સ્ટોર સં. ૧૯૯૩ થી ચાલુ કરેલ છે.

અંધેરીમાં નટવરલાલ ત્રીભોવનદાસ સંજાણવાળાના નામથી ઘાસ તથા કોલસાનો વેપાર ૧૯૮૯ થી ચાલુ કરેલ છે.

અંધેરીમાં પ્રેમાનંદ માણેકલાલના નામથી ઇમારતી લાકડું, બાંબુ, નળીયા વિગેરેની દુકાન ચાલુ કરેલ છે.

કુલ ૭૫ માણસો કુટુંબના છે–ધંધો એકત્ર ભાગીદારીમાં કરે છે.

ડૉ. રતીલાલ સંજાણવાળા M. B. B. S:– આંખના સ્પેશીયાલીસ્ટ વલસાડમાં દવાખાનું ચૌદ વરસથી છે. રમણલાલ એચ. સંજાણવાળા B. A: L L. B. થાણામાં પ્રેક્ટીસ કરે છે. મનુભાઇ વી. સંજાણવાળા B. A. G. સુરતમાં ડેરી કાઢી છે. ઠાકોરદાસ વી. સંજાણવાળા B.A. મુંબઇમાં મોટર પાર્ટસનો વેપાર. છબીલદાસ વી. સંજાણવાળા M. B. B. S. આંખના સ્પેશીયાલીસ્ટ, ફણસા (તા. ઉમરગામ)માં. ધનુભાઇ ટી. સંજાણવાળા એગ્રીકલ્ચરર કોલેજનો ડીપ્લોમા ન્યુ ઇંડીયા વીમા કંપનીના ઓર્ગેનાઇઝર ઓફ એજન્ટસ, થાણા ડીસ્ટ્રીક્ટ તથા મુંબઇ.

(અગાઉ રાજકોટમાં પ્રાંચના વડા તરીકે તથા રંગુનમાં ઓફીસર તરીકે હતા.)

●

## ચીખલી

જ્ઞાતિમાં સંપ સારો છે, અહીંની હાઇસ્કુલમાં ૪ શિક્ષકો છે, ૨૦ વર્ષ પહેલાં ૭ ગામમાં કન્યા આપવાની છુટ હતી. પછી ૨૦ વર્ષ સુધી માત્ર ચીખલીમાંજ કન્યા અપાતી. બે મહિના પહેલાં ઠરાવ કરીને દશા મોઢ ગોભવામાં ગમે ત્યાં આપવાની છુટ કરી છે. જો દશા ગોભવા મોઢ સિવાયના બીજા વાણીયામાં આપે તો કન્યાવાળાએ રૂા. ૪૦૦૦ દંડ આપવો પડે. પંચનું દાપું છોકરાવાળાએ ૨૧ા રૂા. તથા કન્યાવાળાએ ૬ા રૂા આપવા પડે છે. ચીખલી બહારના આવે તે માટે તેઓનો જે રિવાજ હોય તે આપવો પડે.

પરદેશ ગયેલાઃ–૧ જેકીસનદાસ ગોરધનદાસ શેઠ (ધંધા માટે) હાલ બાટલી બોઇ કં. માં છે. તેઓ પ્રથમ પરદેશ ગયા ત્યારે તેમના માનમાં મેળાવડો કર્યો, તે વખતે ફંડ કરીને લાયબ્રેરી કરવામાં આવી હતી.

૨ બી. વી. મોદી.

૩ ઉત્તમલાલ બ્રીજભુખણદાસ મપારા (ધંધા માટે).

જ્ઞાતિબંધુઓ વેપાર તથા ખેતીનો ધંધો કરે છે. લગભગ બધાને જમીન સારાં પ્રમાણમાં હોય છે.

વેણીલાલ તથા મમનલાલ દામોદરદાસ તરફથી તેમના પિતાશ્રીના સ્મરણાર્થે પાકું પરબ સીમમાં ચાર રસ્તા ભેગા થાય છે ત્યાં બંધાવવામાં આવેલ છે.

ઘર ૧૦૦. ચાલુ ઘર ૬૫ ટકા તે પૈકી ૩૫ ટકા બહારગામ. નાતના માણસો ૪૦૦ થી ૫૦૦.

મોઢ વણિક લાઇબ્રેરી. ગામના મેટ્રીક સુધીના વિદ્યાર્થીઓ તમામને પુસ્તકો આપે છે. આ માટે લાઇબ્રેરી ફંડ છે. લગ્ન પ્રસંગે દાપું લગ્ન દીઠ રૂ. ૧૦ (જે જમણવાર ન કરે તે) આપે છે. પલ્લું રૂ.૫૦૦ રોકડાં અગર સોનું આ ઉપરાંત છોકરાવાળાને રૂ. ૭૦૦ જેટલો અને કન્યાવાળાને ૪૦૦ થી ૫૦૦ નો ખર્ચ લગ્નમાં થાય છે (તેમાં ૧૦૧ રૂ. ની વરને પહેરામણી જતાં રૂા. ૪૦૦ રોકડા આપવા પડે છે.)

નવનિતપ્રિયાજીનું પુષ્ટિમાર્ગનું મંદિર જ્ઞાતિને ખર્ચે ચાલે છે–કામવનવાળા શ્રીગોકુળચંદ્ર મહારાજની સૃષ્ટિનું. બધાય જ્ઞાતિજનો એજ વૈષ્ણવ ધર્મના છે.

મોઢ નાતની ધર્મશાળા છે. ખાસ વાડી નથી. નગરશેઠ શા. ઘેલાભાઈ પ્રેમાનંદદાસ શેઠ છે. હાઇસ્કુલની કમિટીમાં ૫ મોઢ મેમ્બર છે. ૧ ઘેલાભાઇ પ્રેમાનંદદાસ નગરશેઠ ૨ ભગવાનદાસ હરગોવનદાસ ૩ બ્રીજભુખણદાસ વીઠલદાસ મોદી, ૪ પોપટલાલ ઠાકોરદાસ પરીખ ૫ ગમનલાલ દામોદરદાસ મહેતા.

કન્યાશાળા તથા હાઈ સ્કુલ હોવાથી બાળાઓ મેટ્રીક સુધી ભણી શકે છે, હાલ ૩ બાળા ઇન્ટરમાં છે, ૧ મેટ્રીક પાસ છે, ૧ મેટ્રીક ફેલ છે.

છોકરાઓઃ—૧ એમ. એ. અને ૪૦ જેટલા ગ્રેજ્યુએટસ થયેલા છે. ૭૦ મેટ્રીક છે.

ડૉકટર—૪, L. L. B. ૪, એડવોકેટ જનરલ ૧, છે. રમણલાલ ઘેલાભાઇ શાહ L. C. P. S. L. T. M. બહુજ ઉત્સાહી અને ચાલાક છે. ડૉ. ચંપકલાલ ટી. મહેતા એલ. સી. પી. એસ. બીમડીમાં સરકારી ડૉકટર છે. વેણીલાલ દામોદરદાસ મહેતા B. A. L. L. B. મોહનપુર સ્ટેટમાં કારભારી છે. એચ. એમ. દેશાઇ B. Com. મેનેજર, બોમ્બે સ્ટીમ

નેવીગેશન કું. સીંધીયા હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, કોટ, મુંબઇ. બી. વી. મોદી, B. A. એસી. સેક્રેટરી, બોમ્બે કોરપોરેશન, મુંબઇ. એચ એમ. શાહ મેટ્રીક એસી. એકઝામીનર ટુ ધી લોકલ ફંડસ એકાઉન્ટ મુંબઇ.

ડૉ પોપટલાલ ઠાકોરદાસ પરીખ B. Com. જનરલ મેનેજર, સુરત ડીસ્ટ્રીકટ કો ઓ બેંક સુરત.

ડૉ. ઉત્તમલાલ ડી. મહેતા L. C. P. S. વાપી મુકામે રહે છે. કોંગ્રેસમેન, ગુજરાત પ્રાંતિક સમિતિના સભ્ય છે. બે ત્રણવાર જેલ ગયા છે.

રીલાયન્સ ઇલે. એન્ડ હાર્ડવેર સ્ટોર્સ (લુહાર ચાલ, મુંબઇ) ના ભાગીદાર. બાબુલાલ પી. શેઠ ફર્સ્ટ-કલાસ ઇલેકટ્રીકલ અને સેકન્ડ કલાસ મીકેનીકલ એન્જીનીયર છે

જયંતિલાલ જે. ગાંધી પેપર મર્ચંટ-બોમ્બે.

છોટાલાલ ડી. પરીખ. પરીખ બ્રધર્સ એન્ડ કું. એન્ડ ગ્લાસવેર, ૪૫૭ ડલહાઉસી સ્ટ્રીટ, રંગુન.

મુળજીભાઇ છોટાલાલ & Co. ગોલ્ડન સ્ટોર્સ નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ.

એન. પી. પારેખ એન્ડ કું. એન્ડ ગ્લાસવેર. ફ્રેઝર સ્ટ્રીટ, રંગુન.

ઉતમલાલ બી. મપારા, પર્લ મરચન્ટ, જામનગર.

એકંદર રીતે ચીખલીના મોઢ ભાઇઓ ખૂબ કેળવાયલા છે.

## વિરલા

અહો! આપી આપી પળવિપળ આપી અવનવું,
વિના માગ્યું હોંશે દઇ જગતને રિક્ત બનવું;
સુકર્મો સંભારી પછી હૃદયમાં રંજિત થવું,
નહીં નિર્ભાગીની નિયતિ મહીં એવું નિરખવું.

વસી ખૂણે ખાતા મનુજ નજરે પુષ્કળ પડે,
અને ઠ્ઠેંચી ખાતા પણ બહુ વિવેકી જન જડે;
પરંતુ કૈં રાખ્યા વગર નિજ સંચ્યું જગતને,
સમર્પી સંતોષે વસવું વિરલાથી પ્રિય! બને.

o——— સ્વ. કવિ બોટાદકર ———o



## નવસારી

નવસારીમાં ૯૦ લાણા છે. હાલ અહીં સાઠ ઘર ચાલુ છે. બીજા મુંબઈ, રંગુન, ઉમરગામ વિગેરે સ્થળે વસે છે. હાલ નવસારીમાં કુલ ૨૫૦થી ૩૦૦ માણસો હશે. અહિંની મોઢ જ્ઞાતિ કન્યા ગમે ત્યાં આપે છે, અને તે પણ મોઢ સિવાય નાગર વાણીઆ, લાડ, વિગેરેમાં પણ કન્યા આપે છે. મોઢ જ્ઞાતિ બહાર બીજી જ્ઞાતિમાં કન્યા આપે તો વરવાળા પાસેથી તેઓ રૂ. ૪૦૦) દાપું લે છે. મોઢ જ્ઞાતિમાંજ લગ્ન થાય ત્યારે પલ્લું રૂ. ૫૨૫) અને દાગીના કપડાં વીગેરેમાં રૂ. ૨૫૦) ખર્ચ થાય છે.

નવસારીમાં આપણા જ્ઞાતિ ભાઈઓ ચોકસી, તથા કાપડનો ધંધો કરે છે. શ્રી નાનાલાલ નરોતમદાસ ચોકસી, શ્રી હિંમતલાલ દ્વારકાદાસ કાપડીઆ, ડો. હિરાલાલ અમથાભાઈ પારેખ, M. B. B. S. (જેઓ પોતાનું દવાખાનું ચલાવે છે.) વગેરે બીજી ઘણી જાણીતી વ્યક્તિઓ છે.

રંગુનવાળા ગાંધી બ્રધર્સને નવસારી–દંગવાડમાં સાર્વજનિક દવાખાનું છે તેમજ તેઓએ વૈષ્ણવમંદિર પણ નવેસર બંધાવ્યું છે. જ્ઞાતિની વાડી વીસા લાડ વણિકો સાથે ભાગમાં છે. જ્ઞાતિનું એક વિદ્યોતેજક મંડળ પણ છે જે ફી તથા ચોપડીની મદદ આપે છે. આમાં પણ ગાંધી બ્રધર્સની મદદ છે.

●

## સુરત

વિઠ્ઠલવાડી:—શેઠ તાપીદાસ અને વૃજદાસ તુલસીદાસ વૃજદાસે આ વાડી બંધાવી છે. તેમાં સં. ૧૯૩૦ ના માગસર સુદ ૧૨ ના રોજ શ્રી વિઠ્ઠલનાથજીની સ્થાપના કરવામાં આવી હતી. કથાવાંચન કે વ્યાખ્યાન માટે જાહેર પ્રજાના ઉપયોગ સારૂ મોટો હોલ તથા પ્રસંગોપાત જ્ઞાતિ જમણ કરી શકાય તેની સગવડ ઉપરાંત ઉપર રહેવા માટેની પણ અનુકુળતા છે. ફ્રી રીડીંગરૂમ પણ છે.

આ મંદિર વિગેરેના નીભાવને માટે શેઠે ટ્રસ્ટ કર્યું છે. છતાં પોતાના પદરનો ખર્ચ કરીને તેમણે ટ્રસ્ટની રકમ વધવા દીધી અને એ ટ્રસ્ટ ફંડમાંથી રૂ. સવા બે લાખ સુરત સાર્વજનિક સોસાયટીને આપ્યા છે. ફંડમાંથી કેળવણીને અંગે વિદ્યાર્થીઓને ચોપડીઓ, ફી, વિગેરેની મદદ પણ આપવામાં આવે છે, તથા બીજા કેળવણી મંડળોને તેમજ લોકલ બોર્ડ મારફત તાલુકામાં સ્કુલો બાંધવામાં મદદ આપવામાં આવે છે. શેઠ ચીમનલાલ દામોદરદાસ, નાથાભાઈ વિઠ્ઠલદાસ ચોકસી, ડાહ્યાભાઈ છોટાલાલ ચોકસી, લાલભાઈ ત્રીભોવનદાસ, ભગુભાઈ દ્વારકાદાસ ટ્રસ્ટીઓ છે.

સાર્વજનિક ઈંગલીશ સ્કુલ:—આ સ્કુલ નાનપરામાં આવી છે. તેમાં શેઠ તાપીદાસ અને શેઠ તુલસીદાસ વૃજદાસ તરફથી અમુક રકમ અપાઈ હોવાથી આપણી જ્ઞાતિના વિદ્યાર્થીને ફી વગેરેમાં રાહત મળે છે. અને હાઈસ્કુલ તથા મીડલ સ્કુલ સાથે એ શેઠિયાઓનું નામ જોડવામાં આવ્યું છે.

લખપતિ પ્રસુતિગૃહ:—ભરતિયા શેઠની નાતવાળા કાલિદાસ દ્વારકાદાસે આ પ્રસુતિગૃહ માટે જમીન મફત આપી છે. પ્રસુતિગૃહના મકાન બાંધવામાં રૂ. ૨૨૦૦૦) અને અંદરના સાધનો માટેનો રૂ. ૩૦૦૦) ખર્ચ થયો છે અને તે શ્રી શેઠ ગુલાબદાસ રંગીલદાસે આપેલો હોવાથી આ સંસ્થા 'ગુલાબદાસ રંગીલદાસ પ્રસુતિગૃહ' તરીકે ઓળખાય છે. પ્રસુતિગૃહ ૧૯૩૮ માં ખુલ્લું મૂકવામાં આવેલું છે.

સેનીટેરીઅમ:—ભરતિયા શેઠે બંધાવેલું આ સેનીટેરીઅમ અડવા લાઈન્સમાં આવેલું છે.

બૈજનાથ ભરતિયા ભુવન:—આ પણ સેનીટેરીઅમ છે અને ભરતિયા શેઠે કતારગામમાં બંધાવેલું છે. બન્ને સેનીટેરીઅમમાં મફત રહેવા દે છે.

હાઈસ્કુલમાં બ્લોક:—તાપીદાસ વૃજદાસ સાર્વજનિક હાઈસ્કુલમાં પોતાના તડના વિદ્યાર્થીઓની ફી ન લેવાય એ શરતે શેઠ ભરતિયાએ રૂ. ૨૫૦૦૦)ના ખર્ચે એક બ્લોક બંધાવી આપેલો છે.

[ અનુસંધાન પૃષ્ઠ ૨૮૯ ]



શ્રી. મુળજી નારણજી ગાંધી
'મોઢ બોર્ડિંગ' તથા 'મોઢ મહોદય'ના એડીટર
ભાવનગર





શ્રી. લલ્લુભાઈ કેશુરદાસ મણિયાર
મંત્રી, સ્વાગત સમિતિ : ભાવનગર

# જીવન મુક્ત



શ્રી. કહાન ચકુ ગાંધી

નામ રૂપ મારાં નહિ, નહિ તન મન ધન પ્રાણ;
મારૂં મારૂં રજ નહિ, સહુમાં બ્રહ્મ પ્રમાણ.

વૃક્ષ બીજમાં ભેદ ના, વૃક્ષ બીજ સહુ એક;
બ્રહ્મ જગત આ તેમ છે, દેખો કરી વિવેક.

જલ તરંગમાં ભેદ ના, બંને એક સમાન;
પરમ પુરુષ ને પ્રકૃતિ, એમ જ એક જ માન.

ચંદ્રતેજ ને ચંદ્રમા, બંને એક સમાન
જગત બ્રહ્મ એ સમ ગણે, જીવન મુક્ત તે જાણ.

સ્વયં રચી જગ જાળ આ, સ્વયં ફસ્યો તે માંય.
જાળે જેમ કરોળીઓ, તેમ જીવ જગમાંય.

રચના આ રચતાં રચી, પછી થયો હેરાન;
તત્ત્વદૃષ્ટિથી દેખતા, જીવન મુક્ત તે જાણ.

તાર વસ્ત્રમાં છે ઘણા, તાણે વાણે એક;
તેમ વિવિધ નામે રચ્યું, અખિલ જગત આ એક.

કાપડ અને કપાસમાં, મિથ્યા ભેદ જણાય;
કાર્ય કારણની સાંકળે, સત્ય અભેદ સુહાય.

જ્ઞાની જનને શોચ શો, વસ્તી વા વેરાન?
આત્મરૂપ સહુમાં જુએ, જીવન મુક્ત તે જાણ.

ભૂષણ વિવિધ ભલે બન્યાં, સહુમાં સોનું એક;
તેમ એક બ્રહ્મે બન્યાં, જગમાં રૂપ અનેક.

શેરડીમાં જેમ રસ રહ્યો, તલમાં વસીયું તેલ;
તેમ અણુ અણુએ ભર્યો, સભર બ્રહ્મરસ એલ.

જ્ઞાને જોઈ કર્મ ને, કર્મે જોઈ જ્ઞાન;
નિરાસક્ત થઈ જીવતા, જીવન મુક્ત તે જાણ.

સમતા સેવી સર્વદા, મનથી તજી ગુમાન;
બ્રહ્મજ્ઞાન રસલીન છે, જીવન મુક્ત તે જાણ.

સમતા વિણ ના સ્થિરમતિ, સ્થિરમતિ વિણ નવ ભાવ
ભાવ વિના ભક્તિ નહિ, નહિ ભવ તરવા નાવ.

ત્યાગી ભય સહુ યોગથી, સંચી જે સદ્જ્ઞાન;
દૂર ધરે અભિમાનને, જીવન મુક્ત તે જાણ.

વૃત્તિવાળી બહારથી, અંતર ધરતાં ધ્યાન;
હર્ષ શોકમાં જે સદા, રહેતા એક સમાન.

ત્રણે કાળમાં જે રહે, સાગર સમ ગંભીર;
તેનું સાચું જાણીએ, જીવન મુક્ત શરીર.

સ્વભાવે સંતુષ્ટ ને, દ્વેષ રહિત નિર્દ્વંદ્વ;
સમચિત્ત સિદ્ધિ અસિદ્ધિમાં, જીવન મુક્ત ફુલચંદ.

બ્રહ્મ પ્રાપ્તિની પ્યાસમાં, લક્ષ્મી એક જ તાન;
બ્રહ્મ તત્ત્વમાં રત રહે જીવન મુક્ત તે જાણ.

એ ગોપ એ ગોપિકા, એ હલધર એ કહાન;
બ્રહ્મ સ્વરૂપે ભાળતા, જીવન મુક્ત વિદ્વાન.

મનની ચંચળતા તજી, કરતાં સાચો જાપ;
મન મંદિરના દેવતા, દોડ્યા આવે આપ.

મનની ચંચળતા તજી, એક રહી સુયુક્ત;
આહાર વિહારે નિયત તે, સાચો જીવન મુક્ત

સંકલ્પ વિકલ્પ ત્યાગીને, બની આત્મ બળવાન;
ધ્યાન ધરે પરમેશનું, જીવન મુક્ત તે જાણ.

લોહ ચમક લોઢા મહીં, રહ્યું મીલનનું તાણ;
તેવે તાણે છે રહ્યા, ભક્ત અને ભગવાન.

અંદર બહારે શુદ્ધ થઇ, ધરે પ્રભુનું ધ્યાન;
બ્રહ્મ તત્ત્વ રસલીન છે,' જીવન મુક્ત તે જાણ.
જ્ઞાનિ નિજના જ્ઞાનનું, નિશદિન કરતા દાન;
એક જ્ઞાનિ પર વારિયે, કોટિ કોટિ ધનવાન.
કર્મ ફળેચ્છા ત્યાગી જે, કરતા કાર્ય સમાપ્ત;
જીવન મુક્ત એ થઇ કરે, અંતે સદ્‌ગતિ પ્રાપ્ત.
મહા કૃપાળુ દેવનું, દીધેલું સહુ દાન;
એ નિમિત્ત અર્પણ કરે, જીવન મુક્ત તે જાણ.
કેવળ વિષ્ણુના શ્રીચરણોમાં, મન અને બુદ્ધિ લગાવે છે,
જન્મ મરણના ભયને તજતાં, જીવન મુક્ત તે કહાવે છે.
સુખમાં જેને હર્ષ નહિ ને, દુઃખમાં મુખ ન કરતાં મ્લાન;
નિજ બુદ્ધિને સ્થિર કરી રાખે, એજ જીવન મુક્ત સુજાણ
સાંસારિક વિષયોને જે નર, સુખદુઃખોનું જાણે મૂળ;
પાલન કરીને યમ નિયમોનું, વિચરે સદા આત્મ અનુકૂળ.
આત્મજ્ઞાન વિષે જ જેને, સુખ વિશ્રામ દેખાયે છે;
યોગી પરમ બ્રહ્મદર્શી તે, જીવન મુક્ત કહાવે છે.
આ અસાર સંસાર સિંધુમાં, જેઓ રહેછે કમળ સમાન,
કર્મ કરતા પણ નહિ કરતા, અહંભાવ કે કંઇ અભિમાન;
લક્ષ્ય કર્યું જેણે જીવનમાં, કર્મયોગનું જીવન મુક્ત;
ક્રિયાવાન ધૃતિમાન પુરુષ એ, સાચો જાણો જીવન મુક્ત.
પર ઉપકારો કરતાં કરતાં, જેનાં પાપ થયાં સહુ ક્ષીણ;
ભેદભાવ જેના મનમાં ના, સદાચરણમાં નિત્ય અધીન;
કામક્રોધ તજી મન વશ કરીને,પ્રભુ ચરણમાં ધરતા ધ્યાન;
એવા બ્રહ્મજ્ઞાન અભિલાષી, સાચા જીવન મુક્ત મહાન.
વિષયોની ઇચ્છાથી મનમાં, ઉપજે કામ ક્રોધનો સંગ;
ક્રોધ કરે ત્યાં મોહ વધે ને, મોહે થાય ભજનમાં ભંગ;
સર્વ ઇંદ્રિયો વશ છે જેને, વિષયોથી મન ખેંચી લીધ;
ખરે પ્રતિષ્ઠિત બુદ્ધિ એની, સુખી રહે એ જગમાં સિદ્ધ.
જેમ અગ્નિને ધૂમે ઢાંકયો, જેમ દર્પણકો મળથી મ્લાન,
જેમ ગર્ભ ત્વચાથી ઢાંકયો, તેમ ઢંકાયે કામથી જ્ઞાન;
વિષયાસક્ત નરને મન એથી, શીલ ગુણ સહુ થએ દૂર;
અજ્ઞ મંદમતિ દુર્ભગ એ, તેથી પામે જગમાં શૂલ.

વિષયાસક્ત જનોની પેઠે, સેવાસક્ત રસીલે તાન;
લોકહિત છતા હૃદયેથી, સજ્જન કર્મ જ કરતાં મહાન;
પોતાનું સુખ દૂર તજીને, પર સુખ માટે આપે પ્રાણ;
બ્રહ્મીભૂત તે થાતા અંતે, જીવન મુક્ત પદ પામે મહાન.
વિણ સત્સંગ મતિ નવ નિર્મળ,વિણ વિવેક ન પ્રભુનું ધ્યાન;
વિના ધ્યાન શાંતિ નવ મળતી,વિના શાંતિ ના સુખ સદ્‌જ્ઞાન;
આત્મ નિમજ્જન કરીને જે નિત, આત્મતૃપ્તિથી રાચે જે;
તે વીરલ સંતુષ્ટ સુભગ નર, જીવન મુક્ત પદ પામે છે.
વિષયોમાં જે રક્ત નથી ને, યમ નિયમોથી જે છે મુક્ત
સદા તૃપ્ત છે જે પોતાથી, તેજ પ્રાજ્ઞ છે જીવન મુક્ત.
સુખદુઃખમાં શરદી ગરમીમાં જે રહે છે એક સમાન
કદી હૃદયમાં ક્ષોભ ન લાવે, શત્રુ મિત્રને ગણે સમાન;
વાસનાઓથી રહિત સદા ને નિજાનંદમાં છે અનુરક્ત.
તેમ અસંગ રહી કર્મજ કરતો તેજ પ્રાજ્ઞ છે જીવન મુક્ત
કંચન ને કામની દેખીને, મનમાં જેને ક્ષોભ ન થાય.
શિરપર આવ્યા મૃત્યુથી પણ, મનમાં જે ન જરી ગભરાય.
સમ આત્મા જે સહુમાં જાણે, સમ દૃષ્ટિથી છે જે મુક્ત;
યોગી જ્ઞાની પારપર્શી તે, તેજ પ્રાજ્ઞ છે જીવન મુક્ત.
જે સાગર સમ નિશ્ચલ રહેતાં, મનમાં ક્ષોભ કદી ના લેય;
કરતાં છતાં પણ કશું નહિ કરતો, તે નર જીવન મુક્ત કહેય.
અવિશ્રાંત બહુ કર્મ પરાયણ, તો પણ રહે એથી નિર્લેપ
ત્યાગ કરી અહંતા મમતાનો, જે છે નિશ્ચિંત આત્મારામ;
નિરપેક્ષ નિર્દ્વંદ્વ રહી કરતાં, કાર્ય સકળ સફળ નિષ્કામ;
સુખ દુઃખમાંહી સમતા સાધે, સોનું માટી સહુ લહે સમાન;
મહાપ્રાજ્ઞ સ્વચ્છન્દ પુરૂષ તે, સાચો જીવન મુક્તજ જાણ.
પુત્રાદિમાં મોહ નવ કાંઇ, નવ ધન દોલતનું અભિમાન;
સહુ બ્રહ્મ છે નહિ અન્ય કંઇ, એવું જેનું છે દૃઢ જ્ઞાન.
મનમાં જેને નહિ વાસના, બ્રહ્માનંદથી છે ભરપુર;
નિંદા સ્તુતિ રહિત સદા જે, ત્રણે એષણાથી છે દૂર.
લોક વ્યવહારે રહે ઉદ્યોગી, પણ તેમાં ના કદી આસક્ત;
એવા જીવન મુક્ત પુરૂષ છે, સાચે પ્રભુના પ્યારા ભક્ત.

(હિંદી ગ્રંથને આધારે)

'મોઢ મહોદય નો

# રજત મહોત્સવ

શ્રી કહાન ચક્ક ગાંધી



એક વખત એવું વાંચેલ કે એકલા મુંબઈ પ્રાન્તમાં જ લગભગ ૧૨૫ જેટલાં જ્ઞાતિ માસિકો નીકળે છે. સંભવ છે. હાલમાં લગભગ દરેક જ્ઞાતિ પોતાના અભ્યુદય અર્થે સંમેલન પ્રવૃત્તિ અને તેના પ્રચાર પ્રયત્ન તરીકે જ્ઞાતિ માસિકની પ્રવૃત્તિ હાથ ધરી રહી છે. આમાં આપણો પણ સમાસ છે. આપણી જ્ઞાતિમાં આ કાર્ય લગભગ ૪૫ વર્ષથી આરંભાયું છે. પ્રથમ પાટણવાળા પરિખ નથુભાઈ ગિરધરલાલે મોઢ શુભેચ્છક નામથી આ પ્રવૃત્તિ શરૂ કરેલ. તેમાં સ્વ. બાબુભાઈ કહાનદાસ આદિ લેખકો તરીકે જોડાયા હતા. તે માસિક ત્રણેક વર્ષ ચાલી બંધ થયેલ; પછી કેટલોક વખત વિત્યા બાદ તેનું પુનર્દર્શન જામનગરવાળા પોપટલાલ હંસરાજ શેઠે કરાવેલ. તેમના હાથમાં પણ તે પ્રવૃત્તિ પાંચ વર્ષ પુરાં ન ટકી લુપ્ત થઈ. જ્ઞાતિને અંગેની આ અંધકારમય સ્થિતિ મહોદયના પ્રમુખ સંચાલક પૂજ્ય ભીખાભાઈ ગોપાળજી પારેખથી સહી ન ગઈ. તેમણે પોતાના હાથમાંહેની જ્ઞાતિ સેવાની અનેક પ્રવૃત્તિ સાથે આ પ્રવૃત્તિ પણ ઉપાડી. પ્રથમ બે વર્ષ મોઢ માર્તંડ અને પછી મોઢ મહોદય નામથી તેમની આ પ્રવૃત્તિ ચિરંજીવી થઈ. આજ પચીસ વર્ષ થયાં અખંડ વહી અને તેનો આ રજત મહોત્સવ ઉજવવાનો સુપ્રસંગ પ્રાપ્ત થયો.

આ પચીસ વર્ષમાં મહોદયે પોતાનું મહોદય નામ સાર્થક કર્યું. આપણા અનેક ધર્મવીરો, દાનવીરો અને કર્મવીરો જાગતા હતા અને જાગ્યા તેમને દેખાડ્યા ઓળખાવ્યા. આપણી અનેક જ્ઞાતિ વિભૂતિઓનો આપણને પરિચય આપ્યો. ભાવનગર અને રાજકોટ બોર્ડીંગ જેવી સંસ્થાઓ હયાતીમાં આવવામાં પોતે ખડે પગે સહાયક રહ્યું અને તે સંસ્થાઓ વ્યવસ્થા પૂર્વક ચાલે છે તેના ખબર આપણને તેના દ્વારા મળતા રહ્યા. અખિલ હિંદ મોઢ વણિક સંમેલનની બે બેઠકો ભરાઈ, ખૂણે પડેલા આપણા માળવી બંધુઓનો સંપર્ક સધાયો. બોટાદ મોઢ યુવક પરિષદ સ્વર્ગસ્થ રાજરત્ન હરિલાલભાઈના પ્રમુખપદે ભરાઈ, કાઠિયાવાડના ૩૪ તાલુકાઓની મોઢ ગોળ પરિષદ જે સંવત ૧૯૫૪ થી અવ્યવસ્થિત રીતે ભરાતી તેને વ્યવસ્થિત થવું પડ્યું. આ બધું મહોદયને આભારી છે.

આ યુવાન (!) સેવકે (આ લેખના લેખક) છેલ્લાં

વનમાં પહોંચતાં પહોંચતાં યુવાવસ્થાના જોમે મોઢ તેજોનિધિની ભાવના સેવી. એને માટે મદ્રાસ, દખન હૈદરાબાદ, સુરત, પુના, મુંબઈ, ભાવનગર, રાજકોટ, જામનગર, દેવાસ, ઈંદોર, ઉજ્જૈન, ભોપાલ, સાજાપુર, ઓંકર, આદિ અનેક જગોએ ગયો આવ્યો. તેટલામાં દુકાળ પડ્યો, મહાયુદ્ધનાં મંડાણ થયાં, જેમને છાપેલ પત્રો પ્રમાણે હકીકત ભરી મોકલવા રૂબરૂમાં અને પોષ્ટ દ્વારા પત્રો મોકલાવેલ તેમણે હકીકત મોકલી નહિ, અને પેન્શન બંધ થયું એટલે 'ભજ મન રામ ચરણ સુખદાઈ' કરી બેસી ગયો. પણ એ બધા પ્રવૃત્તિકારોની પ્રવૃત્તિનો યશ મહોદયને છે. મહોદયનાં જીવન વારિથી તેમની ભાવનાઓ એક અથવા બીજે રૂપે જાગી હતી.

પરંતુ મહોદયે મોટામાં મોટું કાર્ય તો એ કર્યું કે દશા, વીશા અને અડાલજા, ગોભવા, માંડલીઆનો ભેદ હતો ન હતો કર્યો. મહોદયને આંગણે સહુ સરખા ગણાય અને સર્વેએ તેને પોતાનું માન્યું. મહોદય સહાયક ફંડની વ્યક્તિઓનાં નામો વાંચતાં કે ગ્રાહકોનાં નામો જોતાં તે વાત પ્રત્યક્ષ થાય તેમ છે. સર્વને પોતાનું સુખદુઃખ કહેવાનું, સમગ્ર જ્ઞાતિને સંભળાવવાનું, બ્રોડકાસ્ટ કરવાનું 'મહોદય' એ મુખ્ય રેડીયો સ્ટેશન બન્યું. પતિ ત્યક્તાઓના પુકાર, મહાજનોની નબળાઈ, એક સ્ત્રી હયાત છતાં બીજી કરવાની ગુહસ્થાઈ, સાસુએ મોતના મુખમાં મુકેલ વહુ જેવા બનાવ, જામનગરની યુવક પ્રવૃત્તિ, કચ્છની યુવક જાગૃતિ, સુરતીઓની જનસેવા ભાવના, વીરમગામ અને મુંબઈ આદિમાં ઉગતાં મંડળો—તેના હેતુઓ આદિ વાંચતાં વિચારતાં જ્ઞાતિ સમગ્રના મન પર એક તરેહનો સુવાચ્ય સુસંસ્કાર જન્મ્યો, જાગ્યો, પોષાયો અને પોષાય છે. તેનું સઘળું માન મહોદયને ઘટે છે, અને તે માન તેને મળવાનું કારણ તેની નીતિ-કાર્યપદ્ધતિ છે.

જ્ઞાતિમાસિકો માટે મહોદયની પદ્ધતિ અનુકરણીય છે, સ્તુતિપાત્ર છે. મહોદયના તંત્રી સ્થાનેથી કદી વિવાદાસ્પદ લેખ લખાતા નથી. છતાં કોઈ ટીકા કરે તો તેના સામે વિવાદમાં ઉતરવામાં આવતું નથી. કોઈ લેખકોના લેખો ચર્ચાસ્પદ થઈ પડે અને તે વિવાદ વધે અથવા વધવા સંભવ જણાય તો તે તરત બંધ કરવા તે પુરતી કાળજી રાખે છે. એ પ્રસંગમાં તે શત્રુમિત્ર જેવો ભેદ કે પક્ષ રાખતું નથી. રીસાય તેને રીસાવા પણ દે છે. આ સંબંધમાં હું મારો પોતાનો અનુભવ કહું. ઘણું કરીને ૧૯૨૦ માં મેં રાણપુરની પ્રતિષ્ઠા, ભાવનગરની ભૂલ, અને શું ધ્રાંગધ્રા અને અમરેલી નિદ્રાવશ છે? એવા ત્રણ લેખ લખ્યા તેમાંનો પહેલો લેખ છપાતાં રાણપુર અને તેના જેવી માન્યતા ધરાવનાર વર્ગ ભડકી ઊઠ્યો. અને તે પક્ષ તરફથી શ્રીમાન પ્રાણજીવન કરસનજીએ સખત શબ્દોમાં ઝાટકણી કાઢી. હું તેનો ઉત્તર પણ તેવા જ કડક શબ્દોથી આપત પણ સંચાલકે મને લખી મોકલ્યું કે તમારો કોઈ પણ તરેહનો ઉત્તર અમે છાપીશું નહિ. તમારો બચાવ કોઈ તટસ્થ વ્યક્તિ પાસે લખાવી છાપીશું. ૨. ત્રણેક વર્ષ પહેલાં મારે અને જાગૃતિવાળા રા. મોહનલાલ પારેખને વિવાદ થયો. તે વધ્યો. તંત્રી સ્થાનેથી મને જણાવાયું કે તમારો લેખ અમને મળ્યો છે પણ અમે છાપીશું નહિ. ૩. ડૉ. મદનજીભાઈ, રા. કનૈયાલાલ કોઠારી અને હું રાજકોટમાં હતા. વિધવા વિવાહ પક્ષમાં હું રા. કોઠારીનો અનુમોદક બન્યો હતો અને અમારા બન્નેથી ડૉ. સાહેબનો મત જુદો હતો. તેમણે અમારા બંનેની વિરૂદ્ધ એક લેખ મહોદયમાં મોકલ્યો. લખવાના ઓછા પરિચયે ભૂલો સુધારી છાપવા જણાવેલ. તેમાં ભૂલો સુધારનારે કાંઈક ભળતું સુધાર્યું. લેખ છપાયો. અમને મનદુઃખ થયું. ડૉક્ટર સાહેબે પોતાની નિખાલસતા જણાવી. ત્યાર પછી કેટલેક દિવસે હું ભાવનગર ગયો. મારો અને સંચાલકનો આજે ૪૨ વર્ષનો સંબંધ—મારો ઉતારો તેમને ત્યાં જ હોય. રા. ગોરધનદાસ સાથે પણ તેટલો જ પરિચય. મહોદયની ઓફીસમાં જ્ઞાતિસેવાના અનેક વિચાર કરતા હોઈએ. ગોપનાથને દરિયે કે પ્રભાસપાટણને દરિયે જવામાં સાથે જ હોઈએ. આવો ગાઢ પરિચય. મહોદયની ઓફીસમાં હું અને ગોરધનદાસ બેઠા હતા. મેં ડૉક્ટર સાહેબના લેખની વાત કાઢી.

રા. ગોરધનદાસે; તેનો અપૂર્ણાંત ખુલાસો કર્યો. મેં તે મૂળ લેખ જોવા માગ્યો. તેમણે જણાવ્યું કે કોઈ લેખકનો મૂળ લેખ બીજાને બતાવવાની અમારી કાર્ય પદ્ધતિ નથી. માટે જ હું તમને બતાવી શકું નહિ. ન જ બતાવ્યો. આ કાર્યપદ્ધતિ મને ગમી અને અનુકરણીય જણાઈ.

પણ હવે મહોદયે મારી એથીયે વધારે કરુણ સ્થિતિ કરેલ તેનો ખ્યાલ આપું. મહોદયનું તંત્રી મંડળ જ્ઞાતિભાઈ તરીકે મારૂં મિત્ર, પરમમિત્ર, પણ કટ્ટર વિરોધી. એકજ પળમાં ગોળને છુટાડવામાં હું કાઠિયાવાડની ગોળની ભાવના વિરુદ્ધ, ભારતવર્ષના સમગ્ર મોઢનું એકીકરણ ઇચ્છનારમાંનો એક. મોઢનેજોનિધિનું કાર્ય મારી તે ભાવનાના પ્રચાર માટે મેં હાથમાં લીધું હતું. લગભગ વીશ વર્ષ પહેલાં પ્રભાસપાટણમાં દરિયા કિનારે મારી એ ભાવના મેં પૂજ્ય બીખાભાઈને સમજાવી હતી. તે સમયે એ તેમને એટલી બધી ગમી હતી કે દરિયાકાંઠાની મોજ બંધ કરી તરત જ ચોરવાડ, જુનાગઢ, ગોંડલ અને રાજકોટ જઈ, ત્યાંની પ્રમુખ વ્યક્તિઓને મળી, ભાવનાસિદ્ધિ હાથ કરી રાજકોટમાં ભારતવર્ષીય સમગ્ર મોઢ સંમેલનની પહેલી બેઠક ભરવાનો મહા આનંદ ઉજવ્યો. તરત જ જામનગરનું નિમંત્રણ થયું. ત્યાં પણ સારા સંસ્કાર સાથે કાર્ય આરોપાયું. ત્રીજી બેઠક મોઢેરામાં મેળવવા પરિખ નથુભાઈ ગીરધરે નિમંત્રણ કરેલ. પરંતુ તેમના મૃત્યુથી તે વાત આગળ ન આવી. મહોદયે પછી તે વાતને સંભારી જ નહિ. તેના પર વિસ્મૃતિનાં પડો જામવા આપ્યાં. 'જપતી પ્રીતમની જપમાળ જુવતી જે અલબેલી.' એ મીષાલે ગોળની જપમાળ જપ્યા કરી. ભાવનગરને આંગણે ગોળ પરિષદ ભરાવાના સમાચાર જાણતાં 'આગામી પરિષદ...' એ મથાળાથી એક લાંબો પત્ર મેં મહોદય પર મોકલ્યો અને તેમાં ગોળની ભાવના ઇષ્ટ નથી એ વાત પુરા જોર શોરથી જણાવી. તેમાં મુખ્ય દલીલ એ હતી કે-આપણી કન્યાઓના સુખના ભોગે આપણે ગોળને જાળવી શકીએ નહિ. તેમ કરવામાં ધર્મ કે ન્યાય નથી. વિદ્યાર્થીભવનો જેવી સંસ્થાઓ ઉભી કરવા આપણે આપણા ગોળની બહારના ભાઈઓ પાસે સહાય લેવા જઈએ અને કન્યા આપવામાં તેનાથી દૂર રહીએ. વાડો બાંધી તેમને દૂર રાખીએ આમાં ન્યાય કે શાણપણ નથી. મોઢ સમગ્રને ઉપર લાવવાની પદ્ધતિ જ ઇષ્ટ છે. ગોળ તેમાં ભયંકર દીવાલરૂપ છે. તે દીવાલ તૂટવી જોઈએ. આ પત્ર મહોદયે છાપ્યો. પણ મારી ભાવનાની પીઠ થાબડી નહીં. તેના પર વિસ્તારથી પ્રવચન કરી જ્ઞાતિબંધુઓને તે સંબંધમાં જાગ્રત કરવા તસ્દી લીધી નહીં. ઓરમાયા બાળક જેમ મારા પત્રને માત્ર જગા જ આપી. તે પરિષદના વિદ્વાન પ્રમુખ રાજરત્ન હરિલાલભાઈએ પોતાના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં મને ઉત્તર આપવા પ્રયત્ન કર્યો. સુધારકો આમ કહે છે આદિ રૂપે ઉત્તર આપ્યો, અને રડતીના આંસુ લુછવાની રીતે, બ્રીટીશ કારભારની પદ્ધતિએ તપાસ કમીશન નીમવાની વાત વિચારી. ગોળમાં ભળવામાં કયી કયી બાબતો નડતર રૂપ છે તે ગોળની બહારના માણસોથી જાણી ગોળનો વિસ્તાર કરવા શું કરવું યોગ્ય છે તે વિચારવા એક સમિતિ નીમી. લગભગ ૧૫ વર્ષ થઇ ગયાં પણ હજુ સમિતિનો તે માટેનો રિપોર્ટ આકાશમાંથી નીચે ઉતર્યો નથી અને મહોદય તેની વાત શા માટે સંભારે?

પણ મારા જેવો આગ્રહી મનુષ્ય આવા બનાવથી પણ નિરાશ થાય ખરો ? મેં વિચાર્યું કે મહોદય પર જેની ભારેમાં ભારે અસર થાય તેવી વ્યક્તિ દ્વારાં તેના પર એવું દબાણ લાવવું કે જેથી ગોળની સંકુચિત ભાવનાથી તે વિમુખ બની સમગ્ર ભારતવર્ષીય મોઢ પરિષદની સન્મુખ બને. આને માટે મેં સરસાહેબને પસંદ કર્યા. સાતેક વર્ષ પહેલાં તેમને પત્ર લખ્યો. તેમાં આ આશયનું જણાવ્યું કે દુનિયાભરની મનુષ્ય જાતનું વલણ પોતાનું સરકલ વધારવા તરફ છે. એક બીજાના ગાઢા પરિચયમાં આવવા તથા જુદાપણાની દીવાલો દૂર કરવા પ્રયત્નશીલ છે. તેવે સમયે આપશ્રી જેમના પ્રમુખ છો તે મહોદય ગોળ જેવી

સંકુચિત ભાવના સેવે તે ઠીક નથી. તેણે તો સમગ્ર ભારતવર્ષીય મોઢ બધુઓના એકીકરણની વાતો અને પરિષદના વિચાર આપવા જોઇએ. આ સંબંધમાં આપ સાહેબની યોગ્ય ભલામણથી સુધારો થઇ શકયું છે. સર સાહેબે મારો પત્ર મહોદય પર મોકલ્યો. રા. ગોરધનદાસે સર સાહેબને ઉત્તર લખી મોકલ્યો. તેમણે તે મને મોકલાવ્યો. મહોદયની કૂટ નીતિ એ પણ છે કે કાંઇક ઉત્તર રા. ગોરધનદાસ લખે, કાંઇક રા. છબીલદાસ લખે, પૂજ્ય ભીખાભાઈ તો વા ન વા. રા. ગોરધનદાસભાઇના ઉત્તરનો સારભાવ એ હતો કે ' અમે ધીમે ધીમે આગળ વધવામાં માનનારા છીએ. ગોળ વિસ્તાર પામી છેવટ સમગ્ર મોઢમાં એકરૂપતા પામે એ અમારી ઇચ્છા છે. તેમ છતાં કહાનભાઈ તેમની પદ્ધતિએ કામ કરી શકે છે. મોઢેરામાં પરિષદ ભરવા તેઓ ઉદ્યમ કરે. તેઓ નવરા છે.' મહોદયે મોકલેલ એ ગંગાજળથી હું નાહ્યો. ત્યાર પછી મેં મોઢ તેજોનિધિની ભાવના સેવી. છેવટે મેં રાજકોટને આંગણે ગોળ પરિષદ કેવી રીતે ભરાવી જોઇએ એ લેખ મહોદય પર મોકલ્યો. તેમાં એક એવી સૂચના કરેલ કે સ્થાનિક પ્રમુખ, ગોળમાંના કજીયા, ટંટાની બાંધ છોડ કરનાર પ્રમુખ, ગોળની જ વ્યક્તિ ભલે હોય, પણ પરિષદ સમયે આપણા ગોળની બહારની અગ્રગણ્ય વ્યક્તિઓ પૈકી દીવાન બહાદુર ઝવેરી જેવા કોઇને પ્રમુખપદ બોલાવી આપણી જ્ઞાતિ ભાવનામાંની ન્યૂનતાઓ જાણી સુધારી આગળ વધવું જોઇએ. આમાં પણ મેં મારી ખૂબ ચાવી ગોઠવેલી. આને પણ મહોદયે પ્રવચનથી ટકો આપ્યો નહિ. આમ મહોદયે ભગ્ન હૃદય કરેલ હું આજે મારું અંતઃકરણ સશુદ્ધ કરી ઉચ્ચારું છું કે મહોદય ઘણું જીવો. હવે મને મહોદયે જે નીતિ ગ્રહણ કરી છે તે ઠીક જણાય છે. તેજોનિધિના પ્રચાર માટે મેં પ્રયત્ન કર્યો, પર્યટન કર્યું, જ્યાં ગયો ત્યાં ગોળ–ચક્કર–મીંડાં દેખી ચકિત થયો. તો પછી કાઠિયાવાડના ગોળનો શો દોષ? મહોદયના કાર્યકર્તાઓને ગોળમાં રહેવું એટલે તેમણે ગોળ વિરૂદ્ધ સૂર કાઢવો તે ઠીક નહિ. તેમજ તેવો સૂર કદાચ મહોદયના જીવનને આઘાતરૂપ થાય તો હાલ જે સેવા થઇ શકે છે તે પણ અટકી પડે માટે કાળની પ્રતિક્ષા કરી ચાલવું ઇષ્ટ છે એવી મહોદયની માન્યતા અનુમોદન યોગ્ય છે એમ અંતઃકરણથી જણાવી હું તેને પ્રેમપૂર્વક નમન કરું છું.

અને આ બધાથી વાચકોને સ્પષ્ટ જણાશે કે મહોદયે પોતાની કાર્યપદ્ધતિથી પોતાનું ધ્યેય કહી બતાવ્યું છે કે 'હું તો મોઢ સમસ્તનો સેવક છું. આપણી પરિષદો, મંડળો, લેખકો આદિના વિચારો જ્ઞાતિસમાચારો મોઢ સમગ્ર પાસે મૂકવા એ મારો ધર્મ હું બજાવું છું. દોષો ક્ષણજીવી અને ગુણો ચિરંજીવી છે એટલે સમાજ પોતે સ્વાભાવિક રીતે ગુણો તરફ આકર્ષાશે અને દોષો તજી દેશે માટે તે સંબંધમાં મારે આપકાળા થવાની જરૂર મને જણાતી નથી. છતાં તટસ્થપણે ચર્ચાયોગ્ય વિષય પર કોઇનું મન ન દુભાય તેમ ચર્ચા કરાય છે. આથી વિશેષ ધર્મ મારે માટે મેં માન્યો નથી.' વાચક, મહોદયનું આ રહસ્યપૂર્ણ વર્તન, કાર્યપદ્ધતિ, નીતિ સર્વ જ્ઞાતિમાસિકોને અનુકરણીય છે એમ જણાઈ આવે છે અને આપણા આ માસિક માટે આપણે અભિમાન લેવા યોગ્ય છે. અહીં મારે હવે એ વાત સ્પષ્ટ કરવી જોઇએ કે ઉપર જે મેં મારો અને મહોદયનો વિરોધાભાસ દેખાડ્યો છે તે અન્ય લેખકોને બોધ મળવા માટે છે. કોઇપણ પત્રકાર કે માસિકકાર પોતાના પત્ર અથવા માસિકને અંગેના ધર્મ, નીતિ, કાર્યપદ્ધતિને દૂર મૂકી લેખકોને પંપાળી શકે નહિ. તેમણે પોતાના પત્ર કે માસિક અંગેના નિશ્ચિત ધ્યેયને વળગી જ રહેવું જોઇએ. આ બધું જોતાં, વિચારતાં કયો મોઢબંધુ આનંદથી છલતા અંતઃકરણે પ્રેમપૂર્વક 'મહોદય ઘણું જીવો' એમ નહિ ઉચ્ચારે? બધાય ઉચ્ચારશે મહોદય ઘણું જીવો, ઘણું જીવો, ઘણું જીવો.

ઉપર પ્રમાણે મહોદયના લાંબા જીવન સંબંધમાં તેની કાર્યપદ્ધતિ જાણ્યા પછી તે પદ્ધતિના યોજક

અને પોષકને પણ જાણવા જોઈએ. અર્થાત સંચાલક, ઉપસંચાલક અને વ્યવસ્થાપકને ઓળખવા જોઈએ. તંત્રીસ્થાનમાં સમાયેલી તપસ્વી વ્યક્તિઓનો પરિચય થવો જોઈએ. તેમાંની પ્રમુખ વ્યક્તિ પૂજ્ય ભીખાભાઈ ગોપાળજી પારેખના પરિચયમાં આવીએ.

જેમણે પોતાની જીંદગીનો મોટો ભાગ જ્ઞાતિ-સેવામાં ગાળ્યો છે–જ્ઞાતિબંધુઓનાં દુ:ખને પોતાનું દુ:ખ માન્યું હતું–તે જ્ઞાતિસેવક ભીખાભાઈનો જન્મ સંવત ૧૯૨૪ ના અષાડ વદ ૧૦ સને ૧૮૬૮ માં થયેલ. તેમના પિતા ગોપાળજીભાઈ ૧૯૨૫ ના પોષ માસમાં ગુજરી ગયા. એટલે તેઓ પિતાના સુખથી વંચિત રહી કેવળ વિધવા માતાના હાથમાં ઉછરેલા. તેમના પિતાએ બે સ્ત્રી કરેલ, બંનેને પુત્ર પુત્રી, એમ તેમનું કુટુંબ બે ભાગે વહેંચાયલું અને સાધારણ રીતે ગરીબાવસ્થામાં હતું. ગુજરાતી પાંચ ધોરણનો અભ્યાસ કરી સને ૧૮૮૨ માં ભીખાભાઈ શિક્ષકના ધંધામાં માસિક ૫ રૂા. ના પગારથી જોડાયા. તેમાં તેઓ પ્રેમ, દયા, માયાળુપણું અને દરેક વિષય સમજાવવાની સવિશેષ શક્તિથી તરત જ ઝળકી આવ્યા. કાઠિયાવાડમાં પહેલામાં પહેલા સીનીયરટ્રેન્ડ થયા, હેડમાસ્તર તેમના કામની કદર કરી સારા ઉંચા કુળના દાખલ થતા વિદ્યાર્થીને તેમના હાથમાં સોંપવા લાગ્યા. આથી કુમારશ્રી મંગળસિંહજી, કેપ્ટન જોગવરસિંહજી, પટણી અનંતરાય, ઝવેરી જમનાદાસ, કાપડીયા મોતીલાલ ગિરધર આદિ પ્રસિદ્ધ વ્યક્તિઓ તેમના શિષ્ય મંડળમાં હતી. ભાવનગર સ્ટેટના તે સમયના વિદ્યાધિકારી અને શામળદાસ કોલેજના પ્રિન્સીપાલ ઉનવાળા સાહેબ જ્યારે જ્યારે સ્કૂલમાં પધારતા ત્યારે ત્યારે તેમના વર્ગમાં ખાસ કરી જતા અને સંતોષ જણાવતા. તેમના જ આગ્રહથી તેમને છઠ્ઠા ધોરણનો અભ્યાસ કરવો પડ્યો. સીનીયરોને જે પગાર ન મળે તેટલા પગારથી તેમને ખાનગી ટયુશન મળતાં. સને ૧૮૯૭ માં તેઓ હરજીભાઈ જમાલભાઈની ખાનગી સ્કૂલમાં રૂા. ૧૫) ના માસિક પગારથી હેડમાસ્તરની જગા પર આવ્યા અને ત્યાંથી સને ૧૯૦૭ માં સનાતન ધર્મ હાઇસ્કૂલવાળા સજ્જન ગોપાળજી ઓધવજી ઠક્કરે તેમના વિશ્વાસ પર સરસ્વતી છાપખાનું ઊભું કરી તેમને મેનેજર નીમ્યા. તેઓ અત્યાર સુધી તે પદે રહ્યા અને ભાગીદાર થયા. હમણાં બેએક વર્ષ થયાં નિવૃત્ત થયા હતા.

સંવત ૧૯૪૪ માં ૨૦ વર્ષની વયે તેઓ જ્ઞાતિ સેવામાં જોડાયા. પ્રથમ દર અગીયારસે રામજીમંદિરમાં સભા કરી જ્ઞાતિમાં ચાલતા કુરિવાજો પર ચર્ચા કરવાનું રાખ્યું. તેનું કાંઈક ઠીક પરિણામ આવ્યું. જ્ઞાતિ બંધુઓને અસર થઈ. એટલે જ્ઞાતિ સહાયક સભા ઉભી કરી. આના પરિણામે ૧૯૪૮ ના માગશર વદ બીજે મોઢ જ્ઞાતિ રાત્રિ શાળા શરૂ થઈ. પોતે શિક્ષક તરીકે જ્ઞાતિના વિદ્યાર્થીઓને રાત્રિના દશ વાગ્યા સુધી ભણાવવા લાગ્યા. ૧૯૫૦ માં રાત્રિશાળાને અંગે લાઇબ્રેરી શરૂ કરી પોતાની પાસેનાં સર્વ પુસ્તક તેમાં અર્પણ કર્યાં. ત્યાર પછી કન્યાઓ તથા સ્ત્રીઓ માટે સિવણ શિક્ષણનો વર્ગ ઉઘાડ્યો, પણ તે લંબો વખત ચાલ્યો નહિ એટલે શાળામાં ભણતી જ્ઞાતિ કન્યાઓને પ્રસંગે પ્રસંગે મેળાવડા કરી ઇનામ આપવાનું રાખ્યું, આથી જ્ઞાતિમાં કન્યાકેળવણી પર ભાવ વધ્યો. ૧૯૫૧ ના દુષ્કાળમાં જ્ઞાતિમાં ગરીબો માટે ફંડ ઉઘાડી દાણા લુગડાંની મદદ કરી. ૧૯૭૪ ના દુષ્કાળમાં પણ તે કાર્ય કર્યું તે વખતે મહાજનને પણ તેવા કાર્યમાં સહાય આપવાનું કહેલ. આ વખતે વોરા ડાહ્યાલાલ ભાઈચંદ વ્યવસ્થામાં સાથે રહ્યા હતા. પછી જ્ઞાતિને અંગે બોર્ડીંગ ઉભી કરવાની હીલચાલ ઉપાડી, કાઠિયાવાડ મોઢ વિદ્યાર્થી ભવન તેના પ્રત્યક્ષ સ્વરૂપે છે. એજ અરસામાં મોઢ મહોદયને જન્મ આપ્યો. પ્રથમ તંત્રી તરીકે સ્વ. દામોદરદાસ પુરૂષોત્તમદાસ બોટાદકરને રાખેલ. તેમના અવસાન પછી પોતે તંત્રી પદે આવ્યા. જે માસિક અદ્યાપિ પર્યંત ચાલે છે. તેમજ જ્ઞાતિસેવાને અંગે કેળવણી ફંડ, લોન ફંડ, સહાયક ફંડ આદિ ઉત્પન્ન કરેલ છે તે હજી ચાલુ છે. આ ઉપરાંત ભારતવર્ષીય સમગ્ર મોઢ વણિક પરિષદ પ્રથમ રાજકોટમાં મેળવવાનો સફળ અને

સબળો પ્રયત્ન તેમણે કર્યો. તેની બીજી એક નશા-નગરમાં પણ થઇ. તેમ જ ઇન્ફ્લ્યુએન્ઝા જેવા ભયંકર પ્રસંગે પણ તેમણે એક સાર્વજનિક દવાખાનું, એક દેશી વૈદ્ય મારફત તત્કાળ ઊભું કરી જ્ઞાતિના યુવાનોને સ્વયંસેવક તરીકે રાખી જ્ઞાતિ તથા પરજ્ઞાતિને તે સંબંધમાં સહાય કરી. આમ છતાં બહારની જાહેર સેવા પણ ચૂકયા નહોતા. ગૌશાળા તથા હવેલીની લાયબ્રેરીના ઓનરરી સેક્રેટરી, આણંદજી પુરૂષોત્તમ કણબીવાડ કન્યાશાળા તથા ખોજાના મદ્રેસાના તેઓ ઓ. સુપરવાઇઝર તથા પરીક્ષક હતા. તેમજ સ્ટેટ કોર્ટમાં એસેસરનું કામ પણ કરતા. સંસારપક્ષે તેમણે બે વખત લગ્ન કરેલ. તેમાં પહેલાના ફળ સ્વરૂપ ચિ. હરિલાલ. બીજી વખતનો સંસાર ત્રણ વર્ષ રહી વિખાતાં ૨૮ વર્ષની જ ઉંમર છતાં અને અનેક કન્યાઓ મળવા છતાં વિધુર રહ્યા. ચિ. હરિલાલને સંસાર ફળમાં નવનિધિરાય અને ઘનસ્યામ બે પુત્ર તથા મનહર અને મુકના બે પુત્રી. નવનિધિરાયને ચાર પુત્ર. આમ સંસાર પક્ષે તેઓ પ્રપૌત્ર દર્શન જેવો અલભ્ય લાભ મેળવી ચુકયા હતા.

ધર્મ સંબંધમાં તેઓ ગીતાની ઉદાત્ત ભાવનાને જીવનમાં ઉતારનાર હતા. શિવ વિષ્ણુના ઝગડાથી દૂર હતા. થીયોસોફી માન્યતામાં ઉંડા ઉતરેલ હતા. દક્ષિણામૂર્તિનું દર્શન તથા ચિંતન એ તેમનું નિત્ય પ્રાતઃકાર્ય હતું. રાત્રે એક શાસ્ત્રી બોલાવી નિત્ય કથા વાંચન કરાવતા. આ ક્રમ કેટલાંક વર્ષ થયાં ચાલુ હતો. કથામાં એક જ પુરાણ નહિ પણ વિવિધતા ક્રમ પ્રમાણે લેવાતી હતી. ભારતવર્ષનાં પવિત્ર યાત્રા સ્થળોમાં તેઓ યાત્રા કરી આવ્યા છે. તેમના જીવનથી સવિશેષ લાભ તો એ થયો છે કે તેમની જ્ઞાતિ સેવાની ભાવના જોઇને અને સેવીને ભાવનગરમાં સાચા જ્ઞાતિ સેવકો રા. ડાહ્યાલાલ વોરા, રા. શાંતિલાલ પારેખ આદિ અનેક આગળ આવ્યા છે.

મહોદયની બીજી કર્તવ્યપરાયણ મૂર્તિ રા. છબીલદાસ દેસાઇ. તેઓની ઉંમર હાલ લગભગ ૪૫ વર્ષ જેટલી છે. તેઓ બીખાભાઇને માનનાર બધા જ્ઞાતિ સેવકમાંના એક છે. તેઓ સનાતન ધર્મ હાઇસ્કૂલમાં આજે લગભગ ૨૫-૨૭ વર્ષ થયાં જોડાયા છે અને મહોદયની ઉત્પત્તિ સાથે તેઓ તેના ઉપસંચાલક તરીકે અત્યાર સુધી રહ્યા છે. પૂજ્ય બીખાભાઇ જે વિચાર આપે તેને અપનાવી ઠીકઠાક કરી વિસ્તારી તંત્રી સ્થાનેથી આવતા લેખો રૂપે બહાર આવે છે. તે બધી તેમની કૃતિ છે. મહોદયમાં શરૂઆતમાં તેઓ કાંઇક કાવ્ય લેખો પણ આપતા-યુવાન વયે મહોદયની ભક્તિ અને સંયમે તેઓ મહોદયનું કાર્ય દીપાવી શકયા છે. મહોદયને જીવન આપવામાં તેમની એકધારી કર્તવ્ય નિષ્ઠા સારૂં કામ કરી રહી છે. યુવાન છતાં ધીમે પગલે ચાલવું-દોડવું નહિ એ નીતિના તેઓ હીમાયતી છે એ તેમના લેખોથી જણાઇ આવે છે. જ્ઞાતિ માસિકોના લાંબા જીવન માટે ભારી કર્તવ્યનિષ્ઠ વ્યક્તિઓની જરૂર છે. પ્રભુ તેમને લાંબુ આયુષ આપો.

મહોદયના ત્રીજા કાર્યકર્તા રા. ગોરધનદાસ મણીયાર છે. તેમનો જન્મ સંવત ૧૯૫૨ ના ફાગણ શુદ ૧૦ તા. ૨૪-૨-૯૬ના રોજ છે. મેટ્રિક પાસ થઇ તેઓ ૧૯૧૪માં સનાતન ધર્મ હાઇસ્કૂલમાં શિક્ષકના ધંધામાં જોડાયા. અત્યાર સુધી તે જ સ્કૂલમાં છે. તેઓ મેટ્રિક ૭નાં કાર્ય અને શીક્ષ્યના કલાસ લે છે. શિક્ષક તરીકેની તેમની કીર્તિ ઉજ્જવળ છે એમણે બે વ્યાકરણ વિષયક પુસ્તક પણ લખ્યાં છે. મહોદયમાં તેઓ વ્યવસ્થાપક તરીકે જોડાયા છે. પૂજ્ય બીખાભાઇ અને રા. છબીલદાસ દેસાઇ કરતાં પણ મહોદયને હાલની સ્થિતિમાં લાવવામાં તેમનો ફાળો વધારે છે. જેમ ગૃહિણી વિના ઘર નહિ તેમ વ્યવસ્થાપક વિના માસિકનું જીવન નહિ. મહોદય ઓફીસમાં પૂજ્ય બીખાભાઇ વરસમાં એકાદ બે દિવસ કદી ભૂલથી આવી જાય કે રા. છબીલદાસ મહિનામાં બે એક દિવસ આવી જાય તો ભલા, સિવાય ગ્રાહકો અને લેખકો તરફની સઘળી ચિંતા અને વિશ્રામનું સ્થાન રા. ગોરધનદાસ જ. તેમણે રાજકોટ, ભોપાલ અને ઈડર જ્ઞાતિ સંમેલનમાં તેમ રાણપુર, અમરેલી, ભાવનગર અને ધ્રાંગધ્રા ગોળપરિષદમાં હાજરી આપી હતી. ભાવનગર જ્ઞાતિ કોંગ્રેસ સમયે







શ્રી. હીરાલાલ ગોકળદાસ દોશી
પોર્ટ ટ્રસ્ટ લેન્ડ મેનેજર : મુંબઈ

રાજરત્ન મોહનલાલ ઓધવજી પરીખ
બી. એ. એલ.એલ. બી. : અમરેલી







શ્રી. પ્રાણજીવનદાસ અંબારામ પરીખ
કોન્ટ્રેક્ટર : સીકંદ્રાબાદ

સ્વ. નવનીતલાલ હરકીસનદાસ શેઠ
મુંબઈ

વોલંટીયર કોરના કેપ્ટન હતા. ૧૯૭૬ના ઈન્ફલ્યુ-એન્ઝામાં જ્ઞાતિમાં ઘેરઘેર ફરી સ્વયંસેવક તરીકે દવા આપવાનું કામ કર્યું હતું. મહોદયની આર્થિક સ્થિતિ સબળ કરવા તેમણે કાઠિયાવાડ, ગુજરાત, માળવા, મદ્રાસ, મુંબઈ, કલકત્તા વગેરે સ્થાને મુસાફરી કરી છે. ભાવનગર મોઢ જ્ઞાતિના નાના તડની કાર્યવાહક સમિતિના તેમ રાત્રિશાળાના મંત્રી, કાઠિયાવાડ વિદ્યાર્થી ભવન કાર્યવાહક સમિતિના સભ્ય, મહોદયના વ્યવસ્થાપક, કોર્ટમાં એસેસર અને કપોળ બોર્ડીંગમાં ગૃહપતિ તરીકે હાલ તેઓ કાર્ય કરે છે. કપોળ બોર્ડીંગની કાર્યવાહક સમિતિએ તેમના ગૃહપતિપણા માટે સુંદર શબ્દોમાં અભિનંદન આપેલ છે. ગૃહમાં સંતતિ પ્રત્યે તેઓ માતૃભાવની મીઠાશથી રહે છે તેમ બોર્ડીંગના ગૃહપતિમાં પણ તેઓ માતૃભાવે કાર્ય કરે છે. પિતૃ-ભાવમાં કોઈક કઠોરતા હોય છે તેવી તેમના ભાવમાં નથી. તેમનો ક્રોધ તે પ્રેમાળ માતાના પ્રેમમાં આવતા ઉફાળા જેટલો. આથી જ તેઓ સર્વને પ્રિય થઈ શક્યા છે. તેઓ આ દેવ અને તે દેવ એવા ધાર્મિક વાડામાં પુરાયા નથી. સદાચરણ અને ઉદ્યોગ એ તેમના દેવ છે. તેમનું તેં અહોનિશ પૂજન વંદન કર્યા કરે છે. દર્શનોને નામે મંદિરોમાં દોડી જનારાના તેઓ કટ્ટર વિરોધી છે-પ્રભુ તેમને લાંબુ આયુષ્ય આપો અને સમષ્ટિ સેવા કરાવો.

આમ મહોદયની તપસ્વી વંદનિય ત્રિપુટીનો પરિચય પૂરો થાય છે. આમાંના કોઈએ માનપત્ર આદિ માટે ક્યાંય ક્યારે કશા પ્રયત્ન કર્યા નથી. મૂકપણે શાંત ચિત્તે સેવા કરવી એ તેમનું ધ્યેય છે. જીવન-મંત્ર છે. જે ધંધો હાથ લીધો તેમાં સંપૂર્ણપણે એક ચિત્ત થઈ તેને દીપાવવો એ જે જાણે છે, કર્તવ્યમાં મૂકે છે તે છેવટ સુખ, શાંતિ અને કીર્તિના વારસ બની શકે છે એ આ પરિચયથી જણાય છે. જેઓ અસ્થિર ચિત્તના છે, ઘડીઘડીમાં ધંધા બદલાવનારા છે તેઓ ઘરના કે ઘાટના રહેતા નથી. તેમનો અ-સંતોષ કદીકદી તેમને દુર્ગુણના ઉંડા ખાડામાં ધકેલી દે છે. આટલું જાણ્યા પછી હવે કહેવાની જરૂર રહેતી નથી કે આવી કર્તવ્ય પરાયણ વ્યક્તિઓને લઈને જ આપણે આજે મહોદયનો રજત મહોત્સવ જોવા અને ઉજવવા ભાગ્યશાળી થયા છીએ. ૐ શાંતિ.

---

## કામનાના નાશમાં જ મુક્તિ છે

આ જગતમાં એક જ બંધન છે-અને એ છે કામના! એનાથી વધારે ભારી બીજું કોઈ બંધન નથી. જે પુરૂષ કામનાના બંધનથી મુક્ત થઈ જાય છે તે બ્રહ્મરૂપ બની જાય છે. જેમ વાદળામાંથી ચન્દ્રમા પ્રકાશી ઉઠે છે તેમ તે પોતાના બધા પાપમાંથી મુક્ત થઈ પ્રકાશિત બને છે. એ પુરૂષ ધૈર્યપુર્વક જીવન વ્યતીત કરે છે. એને પછી નથી રહેતી મરણની ચિંતા કે નથી થતી આયુષ્ય લંબાય એવી ઇચ્છા. કુંભારના ચાકડા ઉપરથી વાસણ ઉતારી લીધા પછી પણ ગતિમાન બનેલો ચાકડો જેમ કંઈસી અવધિ સુધી ફર્યા કરે છે તેમ કર્મોનો નાશ થતાં સુધી જીવનમુક્ત પુરૂષ નિષ્કર્મી રહીને જગતમાં વિચર્યા કરે છે. સમુદ્રમાં ચારે તરફથી જળ આવીને ભરાયા કરે છે તો પણ સમુદ્ર ઉભરાતો નથી તેવી જ રીતે જે પુરૂષમાં બધી કામનાઓ પ્રવેશ કરીને સમાઈ જાય છે તે જ પુરૂષ શાંતિ મેળવે છે. ભોગોની ઈચ્છા રાખવાવાળાને શાંતિ મળતી નથી. એ તો અહોનિશ વાસનાની અગ્નિમાં બળ્યા કરે છે. કામનાના નાશમાં જ સાચી મુક્તિ છે.

મહાભારત, શાંતિ પર્વ-કલ્યાણમાંથી

અ.

# આપણો ગોળ : એક જરૂરિયાત

લેખક

શ્રી. રતિલાલ હરજીવનદાસ મણિયાર બી. એ., બી. ટી. વઢવાણ કેમ્પ.

[ આ લેખના લેખકશ્રી જેમ ગોળની જરૂરિયાત વિષે ચર્ચા કરે છે, તેમ ગોળની અનાવશ્યકતા તેમ જ ગોળના વિસ્તાર વિષે પણ બીજા લેખકોએ લખેલા લેખો આ અંકમાં અનાપવામાં આવ્યા છે તે પણ સાથે સાથે વાંચવા-વિચારવામાં લેવાની જરૂર છે. —સંયોજક ]



## ગોળની સ્થાપનાનો હેતુ

આજથી લગભગ ૪૫ વર્ષ અગાઉ આપણી કાઠિયાવાડની મોઢજ્ઞાતિમાં ગોળ જેવું કશું બંધારણ ન હતું. જ્ઞાતિની અંદર કન્યાઓની લેવડ દેવડનું કશુંયે નક્કી કરાયેલ ધોરણ ન હતું. કેટલાક કુટુંબો પૂરતે કન્યાઓ આપવાવાળા હતા અને તેઓ મુખ્યત્વે કરીને વીરમગામ, સુરત તથા ગુજરાતના અન્ય મોટા શહેરોમાં પોતાની કન્યાઓને આપવામાં જ પોતાની પ્રતિષ્ઠા અને ખાનદાની લેખતા હતા. આપણા તાલુકાઓમાંની કન્યા બહારગામ દેવામાં આવતી; પણ બહારગામવાળાઓ પોતાની માની લીધેલી ઉચ્ચતાને કારણે આ બાજુ પોતાની કન્યાઓ આપતા નહિ. બીજી બાજુ કન્યાવિક્રયનો રિવાજ સારા પ્રમાણમાં અસ્તિત્વમાં હતો. જેઓને રથળ, શારીરિક સ્થિતિ અગર સગપણમાં આડે આવતા વ્યાવહારિક સંજોગોને લીધે કન્યાઓની પ્રાપ્તિ ન થતી, તેઓ જો સંજોગવશાત્ શ્રીમંત હોય તો ગમે તેટલા પૈસાને ભોગે પણ જ્યાં ત્યાંથી કન્યાઓ ઉપાડી લાવતા. વીરમગામ,

સુરત અને ગુજરાતના અન્ય મોટાં શહેરોમાં પોતાની કન્યાઓ પૂરતે આપવાવાળાઓને જ્યારે તે તરફથી જોઈતા પ્રમાણમાં કન્યાઓ મળવા ન માંડી ત્યારે તેઓને કન્યાઓ મેળવવાની મુશ્કેલીઓનો ખ્યાલ આવવા મંડયો અને પોતાની એ સ્થિતિએ તેમને સાધારણ વર્ગની કેવી સ્થિતિ થતી હશે તેનો સારો ખ્યાલ કરાવ્યો. એકંદરે તે વખતે આપણી જ્ઞાતિમાં વેવિશાળ અને લગ્નના રીતરિવાજો અતિશય અવ્યવસ્થિત હતા, તેમજ ગામે ગામના રિવાજો એક બીજાથી ભિન્ન ભિન્ન હતા. સાધારણ તથા ગરીબ કુટુંબોના પુત્રો માટે કન્યાઓની સારા પ્રમાણમાં અછત જણાવા લાગી.

પરિણામ એ આવ્યું કે સંવત ૧૯૫૩ના આસો સુદ ૨ ના રોજ રાણપુર મુકામે રાણપુર મોઢ મહાજનના શુભ પ્રયાસથી ગોહિલવાડ, ઝાલાવાડ અને કાઠિયાવાડના કેટલાક ગામોના અગ્રેસરોએ ભેગા થઈ પરસ્પરની વાટાઘાટ અને ચર્ચાને પરિણામે કોઈ જાતનું વ્યવસ્થિત બંધારણ નક્કી કરવાનો મક્કમ નિર્ધાર કર્યો અને એ રીતે આપણા ચોત્રીસ તાલુકાનો ગોળ સ્થપાયો. આપણા ઘણાખરા રિવાજોને અંકુશમાં લાવવા માટે કેટલાક કાયદાઓ ઘડવામાં આવ્યા અને તેના ચુસ્ત પાલન માટે સૌએ એકમતથી ઠરાવો કર્યા. સાધારણ અને ગરીબ વર્ગના મુરતીઆઓને કન્યાઓની પ્રાપ્તિ થઈ શકે અને વ્યવસ્થિત બંધારણ બને એવા શુભ હેતુથી જ આપણો ગોળ અસ્તિત્વમાં આવ્યો.

## ત્યાર પછીના ગોળનાં અધિવેશનો:—

સંવત ૧૯૫૮ ના માર્ગશીર્ષ શુદ ૮ ના રોજ રાણપુર મુકામે આપણા ગોળનું બીજું અધિવેશન ભરવામાં આવ્યું, અને જમાના પ્રમાણે ગોળના કેટલાક ધારાઓમાં સુધારાવધારા કરવામાં આવ્યા. સંવત ૧૯૬૫ માં ત્રીજું અને સંવત ૧૯૭૬ માં ચોથું ગોળનું અધિવેશન રાણપુર મુકામે જ ભરવામાં આવ્યું. ધારાઓના ચુસ્ત પાલન માટે આગ્રહ કરવામાં આવ્યો. હવે પછીના ગોળના અધિવેશનો જુદા જુદા તાલુકામાં ભરવામાં આવે એ જરૂરનું છે, એ મતલબનો એ વખતે ઠરાવ કરવામાં આવ્યો. ખૂબ ખૂબ ઉહાપોહ અને ચર્ચાને પરિણામે ગોળનું પાંચમું અધિવેશન સંવત ૧૯૮૨ ના આસો શુદ ત્રીજના રોજ ભાવનગર મુકામે ભરવામાં આવ્યું. ગોળનું જાણે અસ્તિત્વ ન જ હોય એમ સમજી અમુક વ્યક્તિઓએ અને અમુક મહાજનોએ પણ સ્વચ્છંદી વર્તન દાખવવા પાછી પાની ન કરી અને એ રીતે ભાવનગરમાં ગોળ પરિષદ ભરવામાં ધાર્યા કરતાં વધારે વિલંબ થયો. ભાવનગરનું ગોળનું અધિવેશન ફતેહમંદીથી પાર પડયું અને ગોળને મજબૂત કરવા જ્ઞાતિ અગ્રેસરોએ મક્કમ નિર્ધાર કર્યો. કોઈપણ હિસાબે ગોળને ટકાવી રાખવો હિતાવહ છે એમ સૌ કોઈને તે વખતે જણાયું. ગોળનું છઠ્ઠું અધિવેશન ધ્રાંગધ્રા મુકામે બોલાવવાનું નક્કી કરવામાં આવ્યું. પરંતુ કેટલાક અણધાર્યા સંજોગોને અંગે લાંબા વખત સુધી એ અધિવેશન મળી શકયું નહિ. સંવત ૧૯૯૨ના પ્રથમ ભાદરવા શુદ ૧૦ના રોજ છેવટે એ અધિવેશન ખૂબખૂબ ઉહાપોહ અને ચર્ચાને પરિણામે ભરવામાં આવ્યું. સાતમું અધિવેશન રાજકોટ મુકામે ભરવાનું નક્કી કરવામાં આવ્યું છે. એ અધિવેશન ટૂંક વખતમાં ભરાશે, એમ આશા રાખવામાં આવે છે. **ગોળના અધિવેશનો નિયમિત રીતે નિર્ણિત સ્થળે અવશ્ય ભરાવા જોઇએ, એવો પ્રબંધ કરવાની અનિવાર્ય જરૂરિયાત છે.**

## ગોળના લાભ:—

ગોળની સ્થાપનાથી સાધારણ તેમજ ગરીબ વર્ગ તથા ગામડાવાળાઓને કન્યાઓ મળવા લાગી અને એ રીતે તે વર્ગોને ગોળ આશીર્વાદ રૂપ નીવડ્યો. જો **ગોળ તોડવામાં આવે તો ગરીબ વર્ગનો તો** જરૂર મરો જ છે. એમ કહીએ તો ચાલે. ગોળની સ્થાપનાથી સંપબળ રચવામાં આવ્યું. ગોળની સ્થાપનાના સમયે ગોળની પરવા ન કરનારાઓ પાછળથી ખૂબ જ પસ્તાયા. ગોળની અવગણના કરનારા કેટલાયે જણા ગોળના અગ્રેસરો કહે તે પ્રમાણે વર્તવાનું કબુલ કરી પાછળથી તેઓ ગોળમાં દાખલ થયા. ગોળની મશ્કરી કરનારાઓ ઉવરે ઠેકાણે આવ્યા અને કોઈપણ રીતે ગોળમાં દાખલ થવાની પોતાની ઇન્તે-

જારી દર્શાવી. આ રીતે શરૂઆતમાં આપણો ગોળ દિન પ્રતિદિન મજબૂત બનતો ગયો. નક્કી કરાયેલ ગોળની સરહદની અંદર જ કન્યાઓની લેવડદેવડ ચાલી. ગોળના સંધબળનો પ્રવાહ વૃદ્ધિ પામ્યો.

## ગોળની અવનતિના કારણોઃ—

જ્યાં લગી જ્ઞાતિના આગેવાનો ન્યાય આપવામાં નિષ્પક્ષપાત રહ્યા ત્યાં લગી ગોળની કીર્તિને ઝાંખ ન લાગી. સમયના વહેન સાથે તેઓ પોતાની ફરજ ભૂલ્યા અને અંગત હેતુ સાધવા અથવા બીજા કોઈ તેવા કારણે તેઓ સ્વાર્થી બન્યા અને ન્યાય ચૂકવવામાં નિષ્પક્ષપાત ન રહી શક્યા. પરિણામ એ આવ્યું કે આગેવાનો નામના જ રહ્યા. ધરાર પરેલો જ્યાં ત્યાં બહાર આવ્યા અને આગેવાનો જ ગુન્હાઓ કરવામાં આડકતરી રીતે સંડોવાયા. પરેલોની આપખુદી વધતી ચાલી. ગોળની સ્થિતિ ડામાડોળ બની રહી અને જાણે ગોળની હયાતી નથી જ એવી જાતનું વલણ જ્યાં ત્યાં જોવામાં આવ્યું. ગુન્હા કરનારાઓ તરફ દુર્લક્ષ અપાવા લાગ્યું, ગોળના મજબૂત ખંટના ચારે બાજુ ભણકારા લાગવા માંડ્યા. ભાવનગર અને ધ્રાંગધ્રા ગોળ પરિષદોએ ગોળને ટકાવી રાખવા ભારે પ્રયાસ કર્યો. રાજકોટ પરિષદ ગોળની સંસ્થાને મજબૂત બનાવવા પૂરતો પ્રયાસ કરશે એવી આશા છે.

## ગોળની જરૂરિયાતઃ—

ગોળ એટલે અંદરોઅંદર નક્કી કરેલા કાયદા કાનુનોને માન આપવાને તૈયાર એવો એકત્રિત થયેલ અમુક જ્ઞાતિજનોનો સમૂહ છે. આ સમૂહ એક પ્રકારનું સંધબળ છે. આવા પ્રકારનું સંધબળ હરહમેશ ઇચ્છનીય છે સમયાનુસાર એ સંધબળમાં આવશ્યક ફેરફારો કરવાની જરૂરિયાત ઉભી થાય એ માટે ખાસ તકેદારી રાખવાની જરૂર છે. ગોળની જરૂરિયાત નથી એમ કહેવા કરતાં ગોળની સરહદ વધારવાની જરૂરિયાત છે એ કહેવું વધારે વ્યાજબી છે. ગોળની પાળ ખોદાય એ જોવાની કોઈની ઇન્તેજારી નથી; બલ્કે ગોળની સંસ્થા મજબૂત બને તેમાં જમાના પ્રમાણે અમુક સુધારાવધારા થાય એ જોવાને સૌ કોઈ ખાસ ઇચ્છે છે. ગોળને સુદૃઢ બનાવવો હોય તો તેના ધારાધોરણનો અમલ કરવા અને કરાવવા જ્ઞાતિ અગ્રેસરોએ કટિબદ્ધ થવું પડશે. નહિ તો શિથિલતા વધી જતાં ગોળનું ભાવિ જોખમાઇ જશે. ગોળની જરૂરિયાત છે અને રહેવાની. રાણપુર મોઢ મહાજને અથાગ પ્રયાસ કરી ગોળની સ્થાપના કરી છે, તો તે ગોળને મિટાવી દેવા કરતાં પુનરુદ્ધાર કરવાની જરૂર છે.

## સરહદ વિસ્તારનો પ્રશ્નઃ—

સમયને ઓળખી, ચોતરફનો વિચાર કરી ગોળના સંકુચિત ક્ષેત્રનો વિસ્તાર કરવાની સુજ્ઞ બંધુઓની માગણી છે. બહુમતિના ધોરણે જ આ પ્રશ્નનો આખરી નિર્ણય લાવવાની ખાસ જરૂર છે. ગોળને યોગ્ય પ્રમાણમાં વિસ્તૃત કરવો એ આ સમયનો પરમ ધર્મ છે. આપણો ગોળ સ્થપાયાને લગભગ ૪૫ વર્ષ થવા આવ્યાં છે. આટલા વર્ષોના લાંબા ગાળામાં પરસ્પર કન્યાઓની આપલે કરવાને લીધે એકબીજાના સગપણનો સંબંધ દિનપ્રતિદિન નિકટ અને નિકટ બનતો જાય અને પરિણામે કન્યાઓની લેવડદેવડનું ક્ષેત્ર સંકુચિત જણાય એ સ્વાભાવિક છે, તેથી ગોળના વિસ્તાર માટેની યોગ્ય યોજના વિષે વાટાઘાટ કરવા જેવી પરિસ્થિતિ ઉભી છે, એમ ઘણાખરાને અત્યારે લાગે છે. સરહદ વિસ્તારની દલીલ સાથે એ યાદ રાખવું ઘટે કે અરસપરસ કન્યાઓની લેવડદેવડ થવી જોઇએ, સ્વાર્થી મનોદશાનો જ્હેલી તકે અંત લાવવો જોઇએ.

## પ્રાર્થનાઃ—

મોઢ જ્ઞાતિની અગ્રગણ્ય વ્યક્તિઓ અને જ્ઞાતિ હિતચિંતક સજ્જનો જમાનાને જરૂર ઓળખે અને સમયોચિત ગોળનું યોગ્ય બંધારણ રચવા પ્રબંધ કરે અને ગોળના સંકુચિત ક્ષેત્રનો યોગ્ય પ્રમાણમાં જ્ઞાતિહિતની દૃષ્ટિએ વિસ્તાર કરવા વિચારણા કરે એ અત્યંત આવશ્યક છે. જ્ઞાતિસંગઠ્ઠનની દૃષ્ટિએ ગોળને મજબૂત બનાવી ટકાવી રાખવાની ખાસ જરૂર છે. અસ્તુ।

# જ્ઞાતિ ઉત્કર્ષ કેમ સધાય?

## ગોળ વિસ્તારની આવશ્યકતા

લેખક : શ્રીયુત ગોવર્ધનદાસ ગોવિંદજી રાઠોડ—મીરતસીટી

લેખક મહાશયના ગોળવિસ્તાર વિષેના વિચારો મનનીય છે. જ્ઞાતિબંધુઓ એ લક્ષપૂર્વક વાંચે; વિચારે અને અમલમાં મૂકે—સંયોજક.

આધુનિક જમાનામાં મનુષ્યઉન્નતિ માટે જોસભેર પ્રવૃત્તિ ચોતરફ ચાલી રહેલ છે. પરંતુ પરિણામ જોઇએ તેવું આવતું નથી અને સાચા શાંતિ-સુખને બદલે અશાંતિ અને ક્લેશ જ જોવામાં આવે છે. જેનું કારણ તપાસતાં આધ્યાત્મિકતાનો અભાવ છે. ભ્રાતૃભાવની કેળવણી જરૂરી છે. આ ભ્રાતૃભાવનાના તત્ત્વ ઉપર વિશ્વશાંતિનો પાયો છે તો પછી વ્યક્તિ, સમાજ કે જ્ઞાતિઉન્નતિ સાધવામાં આ તત્ત્વ કેમ કામ ન લાગે? જ્ઞાતિ-ઉન્નતિ માટેના થોડાંક સૂત્રો ટૂંકમાં આપવા માગું છું.

(૧) વ્યક્તિગત ચારિત્ર્યની ખીલવણી. જાહેરમાં આબરૂદાર બનવા કરતાં ય ખાનગી જીવન અને રહેણીકરણી ઇશ્વર સાક્ષીએ ઉચ્ચ બનવી જોઇએ. પોતાનું જીવન અને રીતભાત અંગત કરતાં ય બીજાના ઉપયોગ અને ભલા માટે છે તે ખ્યાલ હરવખત રાખી વર્તન કરવાનો દઢ પ્રયત્ન કરવો જોઇએ.

(૨) કુટુંબ અને જ્ઞાતિમાં પૂર્ણ ભ્રાતૃભાવ કેળવી એ ભાવનાનો પ્રચાર થવો જોઇએ. જ્ઞાતિનો અર્થ પેટાજ્ઞાતિમાં જ ન આવી જતાં આખી મોઢ જનતામાં આવી જવો જોઇએ અને એ દૃષ્ટિએ જ્ઞાતિની દરેક વ્યક્તિની ઉન્નતિ-અવનતિ અને સુખદુઃખ સાથે પોતે નિસ્બત ધરાવે છે એવું ધ્યાન રાખી તેની વિપરિત પરિસ્થિતિ કે સંકટમાં પોતાથી બનતી સહાય આપવા ચૂકવું ન જોઇએ. કોઈ વ્યક્તિનું અયોગ્ય પગલું આખી જ્ઞાતિ કે સમાજને કલંકરૂપ છે તેમ સમજી તેને વગોવવા કરતાં સહાનુભૂતિ રાખી ચૂપકીથી તેનું નિવારણ કરવા પ્રયાસ કરવો જોઇએ. આ રીતે જ્ઞાતિજનોને સ્વજનના રૂપમાં ગણનાર આપોઆપ જીવનમાં મોટી સેવા બજાવી શકે છે.



(૩) ઉપરની ભાવના દઢ કરનાર વ્યક્તિ, જ્ઞાતિ-ઉન્નતિ માટેના જે જે પ્રયાસો અને ઠરાવો થશે તેને ચુસ્તપણે વળગી રહી પાલન કરશે.

(૪) કન્યાવિક્રય, જ્ઞાતિ તડો, લગ્ન મરણ સમયે થતા અયોગ્ય ખરચાઓ, જાહેરમાં રડવા કુટવાના રિવાજો વિ. કુપ્રથાઓના ખંડનમાં પોતાનો પૂરો હિસ્સો આપશે.

(૫) જ્ઞાતિના જુદા જુદા પેટા વિભાગ કે વાડાઓને એકત્ર કરી લગ્ન-વ્યવસ્થા એક

સરખી બનવી જોઇએ, અને તેમ કરવામાં દરેકે પોતાનો પૂરો હિસ્સો અને સંમતિ આપવાં જોઈએ. આમ બને તો જ પૂરી એકતા સાધી શકાય. આવા પેટા વિભાગોમાં લગ્ન વહેવાર ન કરતાં બાંધેલ ગોળમાં જ કરવામાં હીત સમાએલું છે એવી જે પૂરાણી ભાવના હજુ સુધી ચાલી આવે છે તે અત્યારના સંજોગમાં અસ્થાને છે. કારણુ ટૂંકા સમૂહમાં યોગ્ય મુરતીયાના અભાવે કજોડાં થાય છે. અને યોગ્ય સંબંધ કરવા માટે માબાપો હેરાન થાય છે. આ ગોળ કે વાડાઓ ટકી રહે તે માટે કેટલાક ભાઇ એવો બચાવ કરે છે કે 'જો ગોળનું બંધારણુ કાઢી નાખવામાં આવશે તો ગરીબના છોકરાઓ કુંવારા રહી જશે.' આ દલીલ ઉપર વિચાર કરવામાં આવે તો તે નબળાઈ ભરેલી અને ખાસ વજુદ વગરની છે. જો વાડાઓનો ભેદ કાઢી નાખી સરહદ-વિસ્તાર વધારવામાં આવે તો સંબંધ બાંધનાર કુટુંબો પોતાના વિચારના અને મેળના સંબંધો બાંધી શકે છે. ગોળ કે ટૂંકા સમૂહમાં લગ્ન વહેવારના કારણે સંસ્કાર વિહીન પણુ પૈસાદાર હોય તો કન્યા તરત મેળવી શકે છે એ વસ્તુ ત્યારે જતી રહે છે. ગામડામાં રહેનાર પણુ પોતાના સંતાનોને કેળવણી આપવા અત્યારે બેદરકાર રહે છે (કારણુ ગોળના કારણે કન્યા તો મળી રહેવાની છે). તે બધી મુશ્કલી વેઠીને શિક્ષણુ આપી સંસ્કારી બનાવવાને ધ્યાન આપતા થશે. કારણુ તેમ થતાં મોટા વિસ્તારમાં પણુ પસંદગી મળતાં વાર નહીં લાગે. અને કેળવણીનું પ્રમાણુ વધતું જશે.

કન્યાવિક્રય પણુ અમુક ક્ષેત્રમાંથી જ કન્યા લેવાની પ્રથાના કારણે હજી નાશ નથી પામ્યો તે પછી જોવામાં નહીં આવે. મોટી ઉમ્મરના લગ્ન-કજોડાં અત્યારે જોવામાં આવે છે તે પણુ ઘણે અંશે કમ થઈ જશે. અત્યારે કેળવણીના જમાનામાં છોકરો કે છોકરી કેળવાએલ સંસ્કારી હશે તો તે ભલે ગામડાના રહેવાસી કે ગરીબ હોય તો પણુ તેનો સંબંધ બંધાતા વાર નહીં લાગે. પૈસા કરતાં લાયકાત અને સંસ્કારીતવવાળી ખાનદાનીને પ્રથમ સ્થાન અપાય છે તે દરેકે ભૂલી ન જવું જોઈએ. અને અત્યારે સ્થળે સ્થળે સ્ત્રી પુરૂષના વય-વિચારના કજોડાં જોવામાં આવે છે તેમાં ખૂબ ઘટાડો થશે.

દરેક વ્યક્તિ સંકુચિત ભાવના છોડી દઇ સમસ્ત મોઢ વણિક કોમ એક કુટુંબ છે એ ભાવનાએ જીવવાનું કરશે. એ રીતે ગોળ કે વાડા વિસ્તાર એ જરૂરી વસ્તુ છે એમાં જરાએ શંકા નથી.

ચાલુ સ્થિતિમાં જ્ઞાતિ-ઉન્નતિ માટે ઉપરના મૂળ તત્વો જરૂરના છે. તે ઉપર ધ્યાન આપી દરેક ભાઇ પોતાનો યત્કિંચિત ફાળો આપવા ફરજ સમજે અને કર્ત્તવ્ય બજાવે એમ ઇચ્છી સફળતા માટે પ્રભુ પ્રાર્થના કરૂં છું.



## પ્રભુનામ સ્મરણનો મહિમા

જે ભવસાગરમા ડુબેલા છે, મહાન પાપની ગર્તામાં પડી ચૂકયા છે તે મનુષ્યો માટે શ્રી કૃષ્ણના સ્મરણ સિવાય બીજો કોઈ આશરો નથી. મૃત્યુથી ગભરાતા પાપી મનુષ્યો માટે પરલોકની યાત્રા સમયે શ્રી કૃષ્ણુ સ્મરણુ જેવું ઉત્તમ બીજું એકે ભાથું નથી. જેના ઘરમાં દરરોજ 'કૃષ્ણુ કૃષ્ણુ' એ પ્રકારે કીર્તન થાય છે તેના ઘરમાં-ત્યાં જ ગયા, કાશી, પુષ્કરરાજ અને કુરૂક્ષેત્ર આદિ તીર્થ નિવાસ કરે છે. જેની જીભ સદાય 'કૃષ્ણુ કૃષ્ણુ' રટયા કરે છે તેનું જીવન ધન્ય છે, એનો જન્મારો સફળ છે, એને સાચું સુખ પ્રાપ્ત થાય છે.

સ્કંદપુરાણુ—કલ્યાણુમાંથી

જ.

# સવેળા સમજો અને સત્વર અમલ કરો

લેખક:

શ્રીયુત જીવરાજ દે. પારેખ. ભાવનગરવાળા—હાલ સીકંદ્રાબાદ.

[ લેખક શ્રી મોઢની તમામ પેટાજ્ઞાતિઓ, તડો, પેટા વિભાગોને એકત્ર કરી 'સમસ્ત મોઢ જ્ઞાતિ'ની હિમાયત કરે છે. એમના એ બાબતના વિચારો મનનીય છે. —સંયોજક ]

ભાઈઓ! આપણી મોઢ જ્ઞાતિમાં કેટલાં વર્ષો થયાં દશામોઢ અને વિશામોઢ અને તેના પેટા વિભાગ અડાલજા, ગોભવા, માંડલીઆ... વગેરેના વાડાઓ પડી ગયા છે. હવે તેમાં દેશકાળને લઈને તે બધાને એકત્ર કરવાનો યોગ્ય સુધારો થવો જોઈએ, એ આવશ્યક લાગે છે. હાલમાં કેટલાક સમય થયાં વર્ણાંતર લગ્ન થવાં લાગ્યાં છે, જેમાં મુખ્યત્વે કરીને સ્થૂળ દેહના હાવભાવ અને રંગઢંગથી લલચાઈ સ્નેહલગ્ન કરી સંસાર ભોગવે છે. ઓતપ્રોત સાચા દિલના અને હૃદયભાવનાવાળા તો જવલ્લેજ તરી આવે છે. જેના પરિણામે લાભ કરતાં હાનિ વિશેષ સંભળાય છે. આ હિસાબે આપણી મોઢ જ્ઞાતિનું એકજ ક્ષેત્ર કરી અરસપરસ રોટી તથા બેટી લેવા દેવાનો વહેવાર કોઈપણ જાતનો ભેદ રાખ્યા સિવાય એકમેક કરી નાખવો એ જરૂરતું લાગે છે. હવે તો કન્યાવાળા પણ મુરતિયાની નિર્વાહ કરી લેવાની શક્તિ ઉપર આધાર રાખી સંબંધ જોડે છે. ઊંચું કુળ ને જુની ખાનદાનીને પસંદગી આપતાં મોટે ભાગે એ દંપતિ દુઃખદ અવસ્થા ભોગવે છે. આપણી જ્ઞાતિના સંસ્કારી સજ્જનો તો કેટલાક સમય થયાં એ ભેદભાવને તિલાંજલી આપી, જુના રિવાજની ગણત્રી રાખ્યા સિવાય કેળવાયલા પાત્રને પોતાની બ્હેન, દીકરીઓ આપતા થયા છે જેને પરિણામે સુખી જોડું નિવડે છે. વળી વિશાળ ક્ષેત્ર થવાથી યોગ્ય પાત્ર રહેજે મળી આવે છે. વળી જે કોઈ વર્ણાંતર લગ્ન કરે છે તેને પોતાની જ્ઞાતિ સંસ્થા છંછેડતી નથી. આવું આવું થતું આવે છે તેના કરતાં આપણે મોઢ ભાઈઓ બધા એક જ માબાપના સંતાન છીએ તો ભેદબુદ્ધિ રાખી જુની પ્રણાલિકાને વળગી રહેવું એ ઊચિત નથી. વળી આપણે એક થવાથી ખોટા સડાને નાબુદ કરવાપણું નીવડશે. જ્યારે કોઈપણ જાતના વર્ણભેદ રાખ્યા સિવાય ભેળસેળ થવા બેઠું છે ત્યારે આપણે આપણું વિચારવું એમાં ડહાપણ સમાયેલું છે અને ધડો લેવા જેવું થશે; તો આને ખાતર આ સુધારાનો ઢંઢેરો આપણી મોઢ પત્રિકા જ બહાર પાડે અને દરવખત ( એ વિચારોને ) સિંચન આપતા રહે તો એક ઉત્તમ સેવા સમજું છું. બીજું સુરત, ભરૂચ આસપાસ આપણા ભાઈઓ પેટાભેદને નાબુદ કરતા આવ્યા છે એ ખુશી થવા જેવું છે. જે ચાલુ જમાનાને ઓળખતાં નથી તેને આકરૂં લાગશે. આપણે તો આપણી સમાજનું હિત સચવાય એજ નિશાન છે. આને અંગે ઘરેણાં લુગડાંનો આકરો બોજો હળવો કરવાની જરૂર રહે છે. જેથી દેશ પરદેશવાળા ગમે ત્યાં વસતા હોય તેને ભારે નહિ થઈ પડે. સામાન્ય

ખરચ સૌને સુતરો થઇ પડશે,

૨. વિશેષમાં તો ગુજરાત અને કાઠિયાવાડમાં અમુક અમુક મોટા શહેરના જાતિ અનુભવથી હું જોઇ શકયો છું કે આપણી જ્ઞાતિમાં લગ્ન કરવાને કન્યાની યોગ્ય ઉમ્મર વરસ-૧૫ કે ૧૭-થઇ ગઇ હોય છતાં કાંતો કન્યાની પોતાની પસંદગીનો પતિ મેળવવાની અભિલાષાથી, તેનું મન સાચવવા, અથવા કન્યાના વડીલો પોતે આવા ખાનદાન છે તેથી સંસ્કારી પાત્ર મળે તોજ આપવી, એવા મગરૂરી ભરેલા આશયથી પોતાની કન્યા ઉપર જણાવેલી ઉમ્મર કરતાં પણ મોટી થવા દે છે. તેઓ પોતાની કન્યાની સ્થિતિનો વિચાર કરતાં નથી, અથવા તેનાં શરીરનો ઢંગધડો કેવો છે તેનું લક્ષ આપતા નથી; જેથી કન્યાની દુર્દશા થાય છે, હડધૂત થાય છે, અને કન્યા કાંઇ થોડી કુંવારી રહી શકે ? તેથી ખાટી છાશને ભીકરડો સંઘરે છે. તો આવી દુર્દશામાંથી અથવા આપણી જ્ઞાતિએ યોગ્ય સુધારો જાહેરમાં મૂકવો જોઇએ અને શહેરના અગ્રગણ્ય પુરૂષોએ આ સુધારો દાખલ કરી અમલ કરવો જોઇએ. દિવસે દિવસે સ્થિતિ કફોડી થતી જાય છે. માબાપોને પણ વિપત્તિના વાદળ પડે છે. આ દુઃખદ પરિણામને અટકાવવું એ આશીર્વાદ સમાન નીવડશે તો જ્ઞાતિબંધુઓને વિનંતિ છે કે વેળાસર એ સંબંધી લક્ષ આપે !

૩. આપણામાં રડવા કુટવાનો રિવાજ જાહેર રસ્તા ઉપર થાય છે એ ઘણું અણુઘટતું લાગે છે. સ્વભાવિક એવા મરણથી હૃદય દ્રવે છે. લાગણી ખાળી રહેતી નથી. પણ એ બધું પોતાના આંગણા કે હદમાં થાય તો જ યોગ્ય ગણાય. કેટલાક સંસ્કારી પ્રદેશમાં ઓછું થતું આવે છે. તો આવી પ્રથા નાબુદ થવાને ઘટતો પ્રયાસ કરવાની જરૂર જણાય છે.



## આપણું સ્થાન કયાં છે ?

તમારી બહારની સ્થિતિ ભલે અત્યંત સામાન્ય હોય પણ જો તમારૂં અંતઃકરણ અસામાન્ય હશે તો તમે તમારી આખી બાહ્ય પરિસ્થિતિને અસામાન્ય બનાવી શકશો.

તમારૂં જગતમાં આજે ભલે કંઇ પણ સ્થાન ન હોય, તો પણ જો તમે અંદરથી કોઇ પણ નિશ્ચિત સ્થાન માટે શ્રમ ઉઠાવી રહ્યા હશો તો જગતને તમને સ્થાન આપ્યા વગર છૂટકો જ નથી.

આપણું સ્થાન આપણામાં છે. સ્થાન ઉપર બેસાડ્યા છતાં સ્થાન ભ્રષ્ટ થનાર આપણને એ બોધપાઠ આપે છે કે વાસ્તવિક રીતે તેને સ્થાન નહોતું.



# આપણા સળગતા પ્રશ્નો

લખનારઃ
શ્રીયુત વરજીવન ગોપાળજી પારેખ-પ્રભાકુંજ, માટુંગા.

[ લેખકશ્રી ગોળની અનાવશ્યકતા અને બીજી કેટલીક દીવા જેવી સ્પષ્ટ વાતો તીખી તમતમતી વાણીમાં આપણી સમક્ષ રજુ કરે છે. એમના વિચારો સાથે ભલેને કોઈને મતફેર હોય તો પણ દરેક વાંચક બંધુ તે જરૂર વાંચે અને વિચારે. —સંયોજક. ]

'મોઢ મહોદય'ના રૌપ્ય મહોત્સવને અંગે ખાસ અંક કાઢવાનું તેના સંચાલકોએ નક્કી કર્યું એ અલબત્ત આનંદનો વિષય છે. જ્ઞાતિપત્ર તરિકે 'મોઢ મહોદય' પચીસ જેટલાં વર્ષો સુધી જીવી શક્યું છે એ હકિકતનો-એની અમૂક નીતિ સ્હામે ગમે તેટલો વિરોધ હોય તે છતાં-ઈન્કાર થઈ શકે તેમ નથી.

—પચીસ વર્ષો જેટલો કાળપ્રવાહ વીતી ગયો છે. પચીસ વર્ષો દરમ્યાન જગતમાં અનેક ફેરફારો થયા છે. વિજળીની ઝડપે વિકાસ સાધતું વિજ્ઞાન, દુનિયામાં અજબ શોધો રજુ કરે છે. ડગલે અને પગલે દુનિયા આગળ અને આગળ વધી રહી છે. અજ્ઞાન લોકોમાં જ્ઞાનપ્રચારનો વિકાસ થતો જાય છે. જાગૃતિનાં જુવાળ ચોમેર નજરે પડે છે.

—લગભગ નિરક્ષર ગણાતી આપણી બહેનોમાં શિક્ષણ તરફનો પ્રેમ અને મમતા વધ્યાં છે. બહેનોમાં પણ પુષ્કળ જાગૃતિ આવી છે, અને તેઓ એકમેકનું હિત-અહિત વિચારતી થઈ છે. રાષ્ટ્રની આઝાદી માટે પણ આજનું ભારત એટલું જ જાગૃત છે. ગ્રામ ઉદ્યોગોનો-ગામડાઓનો વિકાસ-ખાદી પ્રચાર, સ્વદેશી વસ્તુઓની વપરાશનો વધતો જતો આગ્રહ-સ્વાવલંબી જીવન જીવવાના ઘડાતા આદર્શો; આ બધાં-આજે પૂ. મહાત્માજીએ દેશ સમક્ષે રજુ કરેલ વિવિધ કાર્યોના અંગો છે.

—આજે ભારતવર્ષના એ તારણહારની-રાષ્ટ્ર આઝાદી અને આમ વર્ગની ઉન્નતિ માટેની જે યોજનાઓ તરફ આપણે માનપૂર્વક જોઈએ છીએ એજ તારણહારની જ્ઞાતિ આજે જે અવસ્થામાં જીવી રહી છે એ નિહાળતાં પહેલી નજરે ખેદ ઉપજે છે.

મહાત્માજીની દૃષ્ટિ વિશાળ છે. જ્ઞાતિના ટૂંકા ક્ષેત્રમાં તેઓ રસ નથી લેતા. બલ્કે એવા ટૂંકા ક્ષેત્રો રાષ્ટ્ર પ્રગતિની કુચ કદમમાં અંતરાય રૂપ છે એમ તેઓ માને છે. વણિક જેવી જ્ઞાતિમાં નાની મોટી અનેક જ્ઞાતિઓ છે. એ જ્ઞાતિઓમાં ન કલ્પી શકાય એટલી પેટા જ્ઞાતિઓ છે. આટલાં ટૂંકા જ્ઞાતિ ક્ષેત્રોની મર્યાદા આંકીને આપણે શું કરવા માગીએ છીએ? મોઢ વણિક જ્ઞાતિ ચોવિશ તાલુકાના કે ગુજરાતી, કાઠિયાવાડી, માંડલીઆ, ગોભવા કે પોરેચા, અડાલજા એવા ટૂંકા ભેદો ભાંગીને એક ક્ષેત્ર રૂપ ન બની રહે? આવું વિશાળ ક્ષેત્ર આજે અનીવાર્ય બન્યું છે, કારણ ટૂંકા મર્યાદિત ક્ષેત્રની જે હાલાકી આજે આપણે ભોગવી રહ્યા છીએ એ કેટલી અસહ્ય છે?

ટૂંકા મર્યાદિત ક્ષેત્રના પરિણામે આજે દીકરીઓ 'બાપના ભારા' સમી બની છે. જ્ઞાતિમાં યોગ્ય અવિવાહિત યુવાનો સાંપડતા નથી; અને એવા યોગ્ય યુવાનોના અભાવે કન્યાઓ પિતાઓની મુંઝવણનું એક સાધન બની રહી છે.

આપણા પ્રાચીન શાસ્ત્રો પણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર, એવા ચાર વર્ણો આપણી સ્હામે મૂકે છે. સમસ્ત વૈશ્ય જ્ઞાતિનું સંગઠ્ઠન તો આ પળે કદાચ શક્ય નહિ ભાસે, પણ એ ધ્યેયને પહોંચવાના પ્રથમ પગલાં તરીકે સમસ્ત મોઢ વણિક જ્ઞાતિનું સંગઠ્ઠન ન થઇ શકે?

જ્ઞાતિના ક્ષેત્રને વિસ્તૃત કરવાના પ્રશ્ન પછી આપણી સ્હામે બીજો પ્રશ્ન આવી ઉભો રહે છે વિધવા બહેનોનો! આપણો સમાજ વિધવાઓ માટે ગૌરવ લેતો અને વિધવા બહેનો પવિત્ર, પૂજનીય, અને ત્યાગી બહેનો ગણાતી એ યુગ આજે આથમી ગયો છે. આજે તો ફરજીયાત વૈધવ્ય એ આપણા સમાજની એક શરમકથા છે. કોઇ પણ સ્ત્રીને એના પતિના અવસાન બાદ ફરજીયાત વૈધવ્ય ભોગવવા સૂચવવું એ ન્યાય છે? ૪૫ કે ૫૦ વર્ષો જેટલી વૃદ્ધ વયે જો એક પુરૂષને એની બે બે પત્નીઓના અવસાન પછી ત્રીજી પત્નીને લઇ આવવાની મંજૂરી મળી શકતી હોય તો ૧૬-૨૦ કે ૨૫ વર્ષની વિધવા બહેનોને પુનર્લગ્નની છૂટ આપવી એમાં શું અજુગતું છે?

આપણા સમાજની રચના એવી છે કે જેમાં સ્ત્રીઓને બહુધા સહન કરવાનું હોય છે. સ્ત્રીઓની કિમ્મત આપણે મન કંઇજ હોતી નથી. સ્ત્રી એ ખરીદી શકાય એવી વસ્તુ છે એમ આપણામાંનો મોટો ભાગ માનતો હોય છે. કોઇએ કહ્યું છે કેઃ—

"નરાધમ સુખી હશે કદાપિ,
અહીં મદારુની સ્વચ્છંદથી;
પણ નારીને રોયા વિના,
ના કર્મમાં બીજું કંઇ."

આપણા સમાજમાં સ્ત્રીઓનું સ્થાન એ રીતે ઉતરતું નીચું છે. એક વર્ગ એવો છે જે સ્ત્રીઓની 'પગના ખાસડાં' કરતાં વિશેષ કિમ્મત નથી આંકતો. બીજો સુધરેલો વર્ગ સ્ત્રીઓને રમકડું (Toy) માને છે.

વિધવા તરીકે આપણા સામાન્ય કુટુમ્બોમાં સ્ત્રીનું સ્થાન કેટલું નીચું છે-તેની અવસ્થા કેટલી કરૂણ હોય છે—એ ખ્યાલ તો એ અવસ્થા જે ભોગવે છે એને જ હોય છે. ઘરના એક ખૂણામાં એને બેસી રહેવાનું હોય છે. આખો દિવસ ઘરનો ઢસરડો કરવાનો રહે છે. કોઇ પણ સારા કાર્યમાં એની સલાહ સમ્મતિ માન્ય ગણાતાં નથી. એવા કાર્યોમાં ભાગ લેવાનું એને માટે નિષેધ ગણાય છે.

—એટલે પતિના અવસાન પછી વિધવા સ્ત્રી લગભગ અસ્પૃશ્ય બની રહે છે. વિધવા એ રીતે એના શેષ જીવનના દુઃખદ દિવસો—આપણા સમાજ ઉપર અનેક શાપો વર્ષાવતી—વ્યતીત કરે છે.

હિન્દુસમાજમાં સ્ત્રી ઉપર પતિનું સ્વામિત્વ હોય છે. સ્ત્રી વિવાહ પછી એના પતિને આજીવન બંધાયેલી બની રહે છે. પછી ભલેને પતિનું વર્તન ગમે એટલું દુરાચારી હોય. પતિ શરાબી હોય, જુગારી હોય, કે કુટુમ્બનિર્વાહ ચલાવી શકે એવી શક્તિ ન ધરાવતો હોય તો પણ અમારે ત્યાંનું 'લગ્નબંધન' અતૂટ હોય છે. ખૂદ આજની 'સુધરેલી સરકાર પણ એ લગ્નો સહામે આંગળી નથી ચીંધી શકતી.

આવાં 'લગ્નો' જ્યારે નિષ્ફળ નિવડે છે— 'બાળલગ્ન' અને 'વૃદ્ધલગ્ન' ની પ્રથાઓને અંગે એવી નિષ્ફળતાને બહુ અવકાશ છે—ત્યારે એની કરૂણતાના પ્રસંગો આપણને જોવા સાંપડે છે. એક પતિ કોઇ પણ કારણે એની પ્રથમ પરિણીતા સ્ત્રીને અવગણીને જ્યારે બીજું 'લગ્ન' કરે છે ત્યારે પ્રથમ પત્નીનું અંતર તપાસી જુઓ! એ માટે એ એના પતિનેજ શાપો નથી વર્ષાવતી હોતી!—સમાજને પણ એની દુઃખી આંતરડી શાપો દેતી હોય છે!

પતિ પોતાની એવી પ્રથમ પરણેતર માટે

આજીવિકાની વ્યવસ્થા કરે છે એજ પ્રથમ પત્નીનું સર્વસ્વ નથી હોતું, ન હોઇ શકે. પત્ની તરીકેના એના હક્કમાંથી એને વંચિત કરવામાં આવે છે એનું શું ? પણ આ બધું વિચારવાની કોઈને ફુરસદ નથી ! કારણ સમાજના બંધનોનું ઘડતર પુરુષોએ કરેલું હોય છે જે એમને સો એ સો ટકા લાભ કર્તા હોય છે, અને સ્ત્રીઓ ઉપર સ્વામિત્વ ધરાવવાનો પુરુષોનો હક્ક એ ઇશ્વરદત્ત હક્ક હોય છે એમ પુરુષો માને છે. .

એક સમય એવો હતો કે આપણા આજના રાજાઓ-પ્રજાપતિઓ ઇશ્વરના અંશરૂપ મનાતા. પ્રજા એને દેવ ગણી પૂજતી અને એમનું પ્રભુત્વ સ્વીકારતી એ દિવસોમાં અજ્ઞાન અને મૂઢ પ્રજા ઉપર કહેવાતા ઇશ્વરના અંશ સમા સ્વામિઓના જૂલ્મનો કોરડો ફરતો.

આજે પ્રજામાં જાગૃતિ આવી છે. પ્રજાને એ સમજાયું છે કે રાજા એ ઇશ્વરી અંશ નથી. રાજાઓ પણ સામાન્ય માણસો હોય છે. રાજા તરીકે એમનામાં વિશેષ તત્ત્વ નથી હોતું એટલે આજે રાજા પાસે પ્રજા પ્રજાકિય રાજ્ય માગે છે. રાજાના એક હથ્થુ અમલ સ્હામે વિરોધના બળો એકત્ર કરે છે. કંઇક આવુંજ પુરુષોના સ્વામિત્વ નીચે કચડાતી સ્ત્રીઓએ આજે કરવાની અગત્ય છે.

ત્યક્તાઓ અને નિષ્ફળ લગ્નોના પ્રશ્ન પછી આપણે કન્યાવિક્રયનો પ્રશ્ન તપાસીએ સ્ત્રીઓની-અનેકવિધ દુર્દશાનું આ પણ એક ચિન્હ છે. માબાપો એમની દીકરીઓને ઓછા-વત્તા પૈસાથી વેચે છે એટલે સ્ત્રીઓ ખરીદી શકાય છે એમ મેં જે ઉપર કહ્યું છે તે વાતને અહીં પૂર્તિ મળે છે. આવી દિકરીઓ, મૂંગી ગાયની પેઠે-પિતા જ્યાં તેને દોરી જાય છે ત્યાં જાય છે. સ્ત્રી ઉપર સ્વામિત્વ ભોગવતા પુરુષની નજરમાં સ્ત્રી જાનવર કરતાં જરાયે વિશેષ નથી !

ખરું પૂછીએ તો માબાપને-પોતાની દીકરી ગમે ત્યાં વેચી નાખી 'લાકડે માકડું' વળગાડવાનો કશો હક્ક નથી. બલ્કે એ ગેરકાયદેસરનું કૃત્ય છે. અને કાયદાની રૂએ બ્હેનો એવાં કૃત્ય સ્હામે-એમના માબાપો સ્હામે પોકાર પાડી શકે છે. પણ બહેનોમાં આજે એટલી કેળવણી નથી. કેળવણીના અભાવે જાગૃતિ નથી. એટલે મૂંગા ઢોરની માફક સ્ત્રીઓ આ સિતમો સહે જાય છે.

આની સ્હામે વરવિક્રયની પ્રથા લઇએ. એ પણ એટલી જ વિનાશપ્રદ અને અનિચ્છનિય છે. 'જમાઇ'ને પૂરતું નજરાણું ધરવાની શક્તિના અભાવે અનેક પિતાઓ એમની પુત્રીઓને 'દૂધપીતી' કરે છે એ દાખલાઓ આપણે વખતો વખત સાંભળીએ છીએ. અલબત આ આપણી જ્ઞાતિને લાગુ નથી પડતું.*

હવે આપણે પ્રેતભોજન (મરણ પાછળના જમણ)ની પ્રથાને સ્પર્શીએ. આ પ્રથા પણ એટલી જ જંગલી છે. એક કુટુમ્બમાંથી એક સ્વજનના અવસાન પાછળ-આત્માની શાંતિને નામે પ્રેતભોજનની જે પ્રથા આજે હસ્તિમાં છે એ ખરેખર આપણા સમાજ ઉપર એક શાપ સમાન છે. આવાં પ્રેતભોજનો જમીને આપણે શું કહેવા માગીએ છીએ ? મરનારના આત્માને તો જ શાંતિ મળે છે જો આવા શાંતિભોજનો અપાય ? એક કુટુમ્બમાંથી એક માણસનું અવસાન એ ખેદનો પ્રસંગ છે. ત્યાં મિષ્ટ ભોજનના સમારંભો એ ન સમજી શકાય એવું મિશ્રણ છે !

પણ આજે તો આવાં ભોજનની પ્રથા હવે લગભગ અદૃશ્ય થવા આવી છે. જ્ઞાતિનો યુવાન સમૂહ વખતો વખત આની સ્હામે પોકાર પાડે છે. એવા ઘણાં યે યુવાનો છે જે આવાં ભોજનો જમતાં નથી. સાચું પૂછીએ તો પ્રેતભોજનનું અનિષ્ટ તત્ત્વ વહેલી તકે વિદાય માગે છે !

---

* લેખકશ્રી કહે છે તેમ 'આ આપણી જ્ઞાતિને લાગુ નથી પડતું'-અત્યારે; પરંતુ હાલની પરિસ્થિતિ જોતાં જો તેમાં કાંઈ પરિવર્તન ન થાય તો નજીકના ભવિષ્યમાં વરવિક્રયની બદી આપણી જ્ઞાતિમાં પણ પગપેસારો કરે એવો સંભવ ખરો. સં૦ પં૦-૮

આપણે ત્યાંનું લગ્નજીવન બહુધા નિષ્ફળ નિવડે છે એના અનેક કારણો પૈકીનું એક કારણ બાળલગ્ન હોય છે. આપણે ત્યાં દીકરાને પરણેલો જોવાની હોંશમાં વડીલો ન્હાની વયે લગ્નો કરી નાંખે છે. મનમેળ વગરના આવા બાળવયના લગ્નો બહુધા નિષ્ફળ નિવડે છે. આવી નિષ્ફળતાના પ્રગટ પ્રસંગો ભલે આંગળીને વેઢે ગણી શકાય એટલા ઓછા હોય, તો પણ આજના સંસારના અસંતોષનો અપ્રગટ અગ્નિ જે ભભૂકતો હોય છે એ જોઈએ તો એ નિષ્ફળતાનું સાચું પ્રમાણ સમજી શકાશે.

આ બધા ઉપરાંત લગ્ન અંગેના અમર્યાદિત ખર્ચાઓ અને એવી જ બીજી અનેક ન્હાની મોટી રૂઢિઓ સબંધે લખી શકાય, પણ અહીં તો થોડીએક outlines રજુ કરેલી છે. આ બધી રૂઢિઓના ફાયદા ગેરફાયદા પરત્વે દલિલપૂર્વક વિસ્તૃત ચર્ચા કરી શકાય, પરન્તુ એ બધાને માટે અહીં એટલી મોટી જગ્યા પણ ન હોય એટલે outlines મૂકીને સંતોષ માન્યો છે.

કોઈ પણ સમાજ કે જ્ઞાતિ યુગબળને ન ઓળખે, અને જૂનાજ સંસ્કારો, રૂઢિઓ, વહેમો અને ધર્મબંધનોને પકડી રહે તો એ સમાજ કે જ્ઞાતિ ઉન્નતિને શિખરે નથી પહોંચવાની. યુગ અનુરૂપ સુધારાઓ રજૂ કરી જ્ઞાતિને ઉન્નતિને રાગે લઈ જવી એ પ્રત્યેક જ્ઞાતિબન્ધુની એકમાત્ર અનિવાર્ય ફરજ લેખાવી જોઈએ.

અમારા જ્ઞાતિબન્ધુઓ એ કરશે !

---

# ગોળ વિષે

લેખક;

શ્રી. હરિલાલ ગોવિંદજી મહેતા—મુંબઇ

ઘણી જગ્યાએ આપણી જ્ઞાતિના ગોળ બાબતમાં મતફેર છે એમ ઘણાઓની સુચના છે. તેમ જ કેટલાક ગોળમાં રહેનારા ગોળમાં જ સારૂં છે (એમ માને છે), અને ઘણાઓના મત વિરૂદ્ધ પણ છે, છતાં આખરે ગોળ તો છોડવા માંગતા નથી; અને આમ મતફેર તો હોય જ. બીજું ગોળનું બંધારણ ન્યાય સહ હોવું જોઇએ અને વરસમાં એક વખત તો કમીટી મળે તેમ થવું જોઈએ, અને તે કમીટીએ કોઇને ન્યાય કે અન્યાય થયો હોય તેનો નીકાલ કરવો જોઇએ, અને આપણા મોઢ મહોદયમાં જાહેરાતથી ખબર આપવી જોઇએ કે જેથી દરેક લોકો ગોળમાં ગુનેહગાર હોય તે બાબત પોતાનો મત મોકલે કે જેથી ગુનેહગારને ન્યાય મળે તેમ કરવું જોઇએ. સરળતા માટે પત્ર વહેવારથી કે રૂબરૂમાં આવી જવાશે. અમુક માણસોની કમીટી નીમાય તેના ખબર મોઢ મહોદયમાં અને દરેક કમીટીના મેમ્બરને પણ આપે અને નીકાલ સરળ થઇ શકે તેમ થવું જોઇએ.

ગોળનું વધારે સારૂં બંધારણ છે એમ લોકોને લાગે તેવું થાય તો સારૂં.

જો કે મુંબઇમાં ઘણી જ્ઞાતિઓ હવે તો ગોળ શું પણ જ્ઞાતિબંધનમાંથી પણ ખસી જવાના વિચારવાળા પણ છે, પણ આ કાર્ય કોઇના બાપો થતા નથી, વખત વખતનું કામ કર્યે જાય છે.

---

# લગ્ન

લેખક
શ્રી. ગોપાળજી ઓધવજી—ભાવનગર

કોઈ પણ જ્ઞાતિમાં અત્યારે લગ્નનો પ્રશ્ન બહુજ મહત્ત્વનો થઈ પડ્યો છે. લગ્ન એટલે બે જીવાત્માઓનું જોડાણ; ગૃહસ્થાશ્રમનું મંડાણ; બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્તાશ્રમ, એ ત્રણે આશ્રમોનો આધાર ગૃહસ્થાશ્રમ ઉપર જ છે; એટલે ખરી રીતે ગૃહસ્થાશ્રમ, એ ચારે આશ્રમોમાં ઉત્તમ ગણાય છે. ઇમારત સુંદર, મજબૂત અને ઊંચી ચણવી હોય તો તેનો પાયો બહુ જ સારો હોવો જોઈએ; તેમ આ ચારે આશ્રમમાં, ગૃહસ્થાશ્રમનો પાયો જો મજબૂત હશે તો બીજા ત્રણે આશ્રમો વધારે ટકી રહેશે. આપણામાં એક જુની કહેવત છે કે, 'ખાટલે મોટી ખોટ કે પ્રથમ પાયોજ નહિ.' ખુરશીના કે ટેબલના કે પાટલાના ચાર પાયામાંથી એક પાયો ન હોય તો તે ચીજ નકામી થઈ પડે છે; તેમ ગૃહસ્થાશ્રમ જ જેનો ઢીલો હોય, લૂલો પાંગળો હોય, તેનો બધો વ્યવહાર જ નકામો થઈ પડે છે, માટે ગૃહસ્થાશ્રમને સુધારવા આપણે પ્રથમ પ્રયાસ કરવાની ખાસ જરૂર છે. સ્ત્રી અને પુરૂષ, આ બન્ને મળીને જેવો વ્યવહાર ચલાવે તેવો ગૃહસ્થાશ્રમ થવાનો. વાહનમાં, ગાડામાં કે ગાડીમાં, જો એક બળદ ઉંચો અને બીજો નીચો હોય, એક ઉતાવળીઓ અને બીજો ટાઢો કે ધીમો હોય તો ગાડું બરાબર ચાલે નહિ. ઘોડાગાડીની જોડીનો, એક ઘોડો તેજી અને બીજો આળસુ હોય, એક બહુ જ કદાવર અને બીજો સાવ મઢીયો હોય તો ગાડી શોભે નહિ અને બરાબર ચાલે નહિ; તેમ ગૃહસ્થાશ્રમનો બોજો ઉપાડવામાં સ્ત્રી અને પુરૂષના સ્વભાવમાં, ગુણમાં, જ્ઞાનમાં જો મેળ ન મળતો હોય તો પછી તે ગૃહસ્થાશ્રમ સુખરૂપ કેમ નીવડી શકે? અત્યારે ઘણી ખરી જ્ઞાતિમાં જુવાન અને વૃદ્ધો વચ્ચે આ બાબતમાં મોટો મતભેદ છે. એક આસમાનની વાતો કરે છે, ત્યારે બીજા હજુ જમીન ઉપરથી એક ઈંચ પણ ઉંચે ચડવા માગતા નથી. ખરી રીતે તો બન્ને બાજુવાળાઓએ વચલો માર્ગ ખાસ કાઢવાની જરૂર છે; જમાનાને અનુસરીને વચલો તોડ ઉતારવો જોઈએ. નહિ બહુ ઉતાવળીયું પગલું ભરવું, કે નહિ જેમ રગસીઆ ગાડું ચાલે છે તેમ ચાલવા દેવું. આપણે આપણાં સંતાનોનો વિચાર કરવાનો છે, આપણે આપણી જ્ઞાતિનો વિચાર કરવાનો છે, આપણે આપણી ભવિષ્યની પ્રજાનો પણ વિચાર કરવાનો છે, અને આપણે જે જગતમાં રહીએ છીએ, તે જગતમા જે ફેરફારો થતા જાય છે અને થતા રહેશે તે તરફ પણ દૃષ્ટિ રાખવાની જરૂર છે. પહેલાં તો આપણે એક વિચાર એ કરવાનો છે કે અસલના વખતમાં જેમ આપણા બાપદાદા ગોરોના ઉપર ભરોસો રાખીને લાકડે માકડું વળગાડતા તેમ જ હાંકે રાખવું છે કે એમાં કાંઈ સુધારાની જરૂર લાગે છે? વર અને કન્યાને જન્મભર સાથે રહેવું છે. જીંદગીના વર્ષો એમને સાથે કાઢવાના છે. છતાં સગપણ કર્યા પહેલાં તેઓ એક બીજાને જોઈ પણ ન શકે? કે ન અમસ્થી વાતચીત પણ કરી શકે? અલબત્ત અરસપરસના સગાઓ



જોવાનું કામ, કે વર કન્યાના બાપદાદાઓ કેવા ખાનદાન છે તે તપાસવાનું કામ વડીલોનું છે; બધી વિગતો મેળવી, તે સંબંધી વરને અને કન્યાને માહિતિ આપવાનું કામ ભલે તેમનું રહે, પણ જેમને આખી જીંદગી સાથે ગુજારવી છે તે એક બીજાને જોયા વિના જ લગ્નની ગાંઠથી જોડાય એ તો આ જમાનામાં કેમ ચાલી શકશે ? આ વેવિશાળની બાબતમાં તો વડીલો અને જેમનું વેવિશાળ થવાનું છે તે બન્ને પક્ષના સહકારથી કામ લેવાવું જોઇએ, નહિ તો લગ્ન પછી તરત જ ઘરમાં કલેશ અને કજીયા ઉભા જ થવાના; માટે જમાના પ્રમાણે વર અને કન્યાના ભણતરનો કાંઇપણ મેળ બાઝે, ગુણમાં કોઇ અંશે મળતા આવે, સ્વભાવ પણ અમુક અંશે બંધબેસતા આવે, આવો ખ્યાલ રાખીને જો વેવિશાળ થાય તો ગૃહસ્થાશ્રમ જરૂર સુખરૂપ નીવડે, અને કુવામાં પડવાના, ઘાસતેલ છાંટી બળી મુવાના, દાઝી ગયાના જે કિસ્સાઓ બને છે, તે ન બને અને ગૃહસ્થાશ્રમ કંટાળારૂપ ન નીવડે. આવો મેળ વરકન્યા વચ્ચે થાય, એને માટે જ્ઞાતિમાં જેમ બને તેમ છોકરા અને છોકરીઓને કેળવણી આપવા પ્રયત્ન આદરવા જોઇએ.

યોગ્ય વરને યોગ્ય કન્યા મળે તે માટે આપણે જે નાના વાડાઓ અને ગોળો બાંધીએ છીએ તે બહુ જ વિઘ્ન કર્તા છે. આ જમાનો વિશાળતાનો છે. જે જમાનામાં રેડીઓ, ટેલીફોન, દોરડાં વિનાના તારો, એરોપ્લેનો, મોટરો, સીનેમા, વિગેરે સાધનો છે, જે જમાનામાં દૂરના દેશો બહુજ નજીક નજીક આવતા જાય છે, તે જમાનામાં નાના નાના વાડા અને ગોળોથી તો આપણું સત્યાનાશજ નીકળી જવાનું. જેમ ગોળ નાનો તેમ વરને લાયક કન્યા ન મળે, કે કન્યાને લાયક વર ન મળે, એટલે પછી પરાણે પરાણે મડાને મીંઢોળ બાંધવા જેવી દશા થઇ જાય છે. આપણે આપણા પોતાના સ્વાર્થને ખાતર આપણી જુની ઘરડી ખખ પ્રણાલીકા સાચવવા ખાતર, આપણા દૂરાગ્રહ કે હઠાગ્રહની ખાતર આપણે આપણી ભવિષ્યની પ્રજાનું પણ હિત જોતા નથી, કે આપણે આપણી જ્ઞાતિની ઉન્નતિનો પણ વિચાર કરતાં નથી.

આપણે આ જમાનામાં કુવાના દેડકાં જેવું રહેવું નહિ પાલવે, આપણે વિવેકથી, પુખ્ત વિચાર કરીને વચલો માર્ગ કાઢવો જોઇએ, જેથી આપણી જ્ઞાતિનું અને આપણા સંતાનોનું આપણે શુભ કરી શકીએ. વૃદ્ધોએ દૂરાગ્રહ કે હઠાગ્રહ ન કરવો જોઇએ; તેમજ યુવાનોએ પણ સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતામાં મહાલવાનું છોડી દેવું જોઇએ. આપણી જ્ઞાતિની અત્યાર સુધીની ઉન્નતિ કરવામાં વડીલો અને વૃદ્ધોએ જે હિસ્સો આપ્યો છે, જે ભોગો તેઓએ આપ્યા છે, તે ભુલવા ન જોઇએ; અને વડીલોની રાહબરી નીચે રહીને ધીમે પણ મક્કમપણે આગળ વધવું જોઇએ. વડીલોએ પણ જમાનાને ઓળખવો જોઇએ અને ધીમે ધીમે યુવાનોને પણ હુંફ આપી યોગ્ય માર્ગે દોરવણી આપવી જોઇએ; અને તેમની યોગ્ય, વાજબી અને વિવેકભરી માગણીઓ પર લક્ષ આપી ધીમે ધીમે તેમને આગળ ધપવા દેવા જોઇએ. એક આંધળો હોય અને એક પાંગળો હોય, પણ જો તે બન્ને એકેક જુદા રહેશે, એક બીજાની આંખો લડયાજ કરશે અને એક બીજાની સામુંજ નહિ જુવે તો કાંઇ કામ નહિ જ થાય, પણ આંધળા ઉપર પાંગળો બેસશે અને આંધળાને દોરવશે–અને આંધળો તે પ્રમાણે ચાલશે તો બન્નેનું કામ સરશે. આવી રીતે જ્ઞાતિના વૃદ્ધો, યુવાનો, સ્ત્રીઓ અને પુરૂષો, એક બીજાના સહકારથી કામ કરશે તો જરૂર જ્ઞાતિની ઉન્નતિ થયા વિના રહેશે જ નહિ. માટે યુવાનો અને વૃદ્ધો હાથમાં હાથ મીલાવીને, જરૂર પડે સ્ત્રીઓની પણ યોગ્ય સલાહ અને સૂચનાઓ ધ્યાનમાં રાખીને, ધીમે ધીમે ગોળનો વિસ્તાર વધતો જાય, અને જ્યાં રોટી વ્યવહાર ત્યાં જરૂર બેટી વ્યવહાર થાય એવી જાતના આંદોલનો મક્કમપણે વધારીને, વર અને કન્યાનો સુયોગ થાય એવાં પગલાં ભરીને, જ્ઞાતની ઉન્નતિ થાય અને કેળવણીનો બહોળો પ્રચાર થાય એવી દરખાસ્તો લાવીને, જ્ઞાતનાં સંમેલનો ભરીને, પ્રદર્શનો કરીને, જ્ઞાતિનું કોઇ પણ રીતે શ્રેય થાય એવાં પગલાં ભરવા જોઇએ. પ્રભુ સૌને સન્મતિ આપો એજ અંતીમ પ્રાર્થના.

# પટેલાઇને સમર્પણ



લેખક
શ્રી. એમ. ઓ. મહેતા—વીરમગામ

કેટલીક જરૂરીયાતો આપણી નજરને રોકીને કાંઇક પણ સાફસુફીનો- ઉકેલ કરવા પોકાર કરે છે અને તે લગભગ ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓનો મુખ્ય સવાલ થઇ પડ્યો છે. ભૂતકાળમાં જ્ઞાતિસંસ્થા અને તેનું સંગઠ્ઠન ઉચ્ચ આદર્શોથી સર્જાયેલું હશે. પરંતુ આજે તો તે ઘણાં રૂઢી વીગેરે બંધન—શસ્ત્રોથી વેરણ છેરણ બની ગયું છે. તે ઉપરાંત તેમાં ઘણાંજ અનિષ્ટ તત્વોએ ઓછેવત્તે પોતાનો ભાગ ભજવ્યો છે. જેના માટે અંતરની પ્રેરણા મુજબ લખવાનો જે કાંઇ નમ્ર ઉદ્દેશ થયો હોય તે ફક્ત બળના હદયનો અંગારજ હશે—છતાં ઉશ્કેરાટ તો નહીં જ હોય તેવી શુભ મુરાદ ગણી નીભાવી લેવા વાંચકોની કૃપા યાચું છું. મુખ્ય અનિષ્ટ તત્ત્વ તે પટેલાઇ! અને તે સત્તાએ તો મનુષ્યના વ્યક્તિગત વિકાસને રૂંધી ગુલામીની જંજીરો આરોપી છે. પટેલાઇ એટલે નમ્રભાવથી જ્ઞાતિસેવા એજ ધ્યેય હોવુ જોઇએ. પરંતુ તે જ્યારે અધમતામાં સરવા માંડે છે ત્યારે તે કોઇ શ્રીમંત કે સાધનસંપન્ન માણસના હાથમાં સરમુખત્યારીનું સ્વરૂપ ધારણ કરે છે; એટલે જ્ઞાતિના અધઃપતનના શ્રી ગણેશ પટેલાઇની પૃથાથીજ મંડાય છે. ઉપરાંત આ મહોર છાપ કોઇ સુજ્ઞ વિદ્વાન જ્ઞાતિભાઇઓની લાયકાત હોવા છતાં તાલેવરોના કપાળેજ ચોંટે છે, એટલે તેમાંથી સત્તાના લોભનાં બી વવાય છે, અને તે લોભને ખુશામત-ખોરી, ઇર્ષા, દંભ વિગેરેનાં પાણી સીંચાય એટલે પટેલાઇનું મુળ પાકું બને છે. તેની આસપાસ નિંદા, ચુગલી, ભંભેરણીની વાડ્યોનાં ઝાંખરાં ખોડાય છે તેથી પટેલાઇ મજબુત બને છે, અને તેનાં અધિકારનો ખોટો લાભ લેવા અંતરમાં પ્રેરણાઓનાં મોજાં અથડાવા લાગે છે. તેને લઇને અસમાનતા અને એકપક્ષી ધોકાનો ન્યાય મુંડવા લાગે છે, જેને લઇને સત્તા, શ્રીમંતાઇ અને આડંબર આગળ નિર્બળ ગણાતા તેમજ ઓછા વત્તા ગુન્હેગારો થરથરવા લાગે છે. તેમાં કોઇ ગુન્હેગારને દંડવા માટે કાયદાનું હથીયાર તેની ઉગ્રતા સાથે નિર્દોષોને પણ સંહારવા તેના સામું ધરાવાય છે. ઉપરાંત જો કોઇ ઇર્ષાખોરે જઇ પટેલોના કાન ભંભેર્યા કે તરતજ કોઇ ગરીબ જ્ઞાતિજનનો ઘડો લાડવો થયો સમજવો! એટલે પટેલાઇની પ્રથાએ જ્ઞાતિની સમાનતાના ધોરણનું નખ્ખોદ વાળ્યું છે. અને તેમાંજ ન્યાય અને ધર્મનાં ઓઠાંનો દંભ કરી ક્રૂરતા, પાપાચાર, દુરાચરણ, સ્વછંદીપણું અને વૈરભાવ જેવાં—માણસાઇથી પર એવાં ઉગ્ર તત્વો ઉમેર્યાં; જેથી પતનના, શ્રી ગણેશ આ પટેલાઇના પાટલા ઉપર બિરાજમાન થાય છે. ઉપરાંત આવી વંશપરંપરા પટેલાઇ નિભાવવા સત્તાનો લોભ પ્રબળ બનાવી એક હથ્થુ પોતાની સત્તા જમાવવા માટે સગવડ પ્રમાણે રૂઢીમાં ફેરફાર કરી જડ ઠોકી બેસાડી, તે જડને કાયદાના રૂપમાં લાવી, અભેદ કિલ્લાના બંધનોની કાળી લીલા આદરે છે; જેનાથી પોતાની જમાતના થોડાને સાથમાં રાખી, કાયદાની તલ્વાર સામે મુકી, સંગઠ્ઠનથી પર એવાં તોછડાં વાક્યોના પ્રહારો કરી પોતાનાજ જાત ભાઇઓને સમાનતાનું ધોરણ નેવે મુકીને હલકા સમજી, કુહાડાના હાથાઓ બની કાપવા, દંડવા, સજાઓ કરવા લાગે છે; જેથી જ્ઞાતિકુટુમ્બો વેરણ છેરણ થઇ ઘણા કાળે તે જ્ઞાતિનો વિનાશ થાય છે, પરધર્મી બને છે. અને નાશને નોતરે છે. અરે હાયરે પટેલાઇની સત્તા! દંભ! ઇર્ષા! તમોયે તો આ પવિત્ર ભારત વર્ષમાં ઉચ્ચ સંસ્કૃતિ પામેલી કહેવરાવતી જ્ઞાતિઓનું નખ્ખોદ વાળવા સર્પના ભરડાઓ જેવી ક્રૂરતાથી નિકંદન કાઢવા માંડ્યું છે. પ્રભુ! તેવાઓ તરફ સદ્બુદ્ધિનો સુગંધી વાયુ ફેલાવી તેઓને સુમાર્ગની સુઝ પાડો એવી નમ્ર પ્રાર્થના સાથે વીરમતો આપનો રૂણી.





# જ્ઞાતિની સખાવતી સંસ્થાઓ

લેખક :

આપણી કેટલીક સખાવતી સંસ્થાઓ, ફંડો, બોર્ડિંગો, વિગેરેની વ્યવસ્થાએ ઘણીકવાર ઘણાકના—દાનવીરોનાં, દાન લેનારાઓનાં અને તટસ્થોનાં દિલમાં કચવાટ ઊભો કર્યો છે; અનેકને માટે સંશયનું, અવિશ્વાસનું અથવા અસંતોષનું કારણ ઉભું કર્યું છે. કુશળ, પ્રમાણિક અને નિઃસ્વાર્થ વહિવટ કરનારા ફરજનું બરાબર પાલન કરી શકે એમ કહી શકાય, તદ્દન નિઃસ્વાર્થ ભાવે બજાવાતી ફરજ દાનરૂપ બનાવી દેવાય, અને સંસ્થામાં કુટુંબભાવના ફેલાય એ ધ્યેય ધ્યાનમાં લેવાવું જોઈએ.

વહીવટદારોના હાથમાં બે જાતના વિશ્વાસ મૂકવામાં આવે છે. એક તો ફંડ સંબંધી અને બીજો ફંડનો લાભ લેનારાઓના શ્રેય સંબંધી. આ બંને વિશ્વાસને તેમણે સાર્થક કરવા જોઇએ. જવાબદારી બજાવવાને અશક્તિ દેખાતી હોય તો યોગ્ય બંદોબસ્ત કરી છૂટા થવું એ દરેક રીતે લાભકારી છે. પરંતુ સંસ્થામાં સડો પેસી જાય, સંસ્થા છિન્નભિન્ન થઇ જાય, વેરઝેરને અવકાશ મળે, ધ્યેય માર્યું જાય (દરેકનું), કે કોઈનાં દિલ કચવાય એવું બનવું જોઇએ નહિ; એવું થવા દેવું જોઇએ નહિ. સંસ્થાની અને સંસ્થાનો લાભ લેનારાઓની પ્રગતિ સધાય એ જ આદર્શ નજર સમક્ષ રહેવો જોઈએ.

સંજોગવશાત્ સખાવતી સંસ્થાઓનો લાભ લેવાની ફરજ પડે તેવાઓને જરાપણ હીણપત નથી, હીણપત આપવી પણ નહિ જોઇએ. એમને માટે સ્વચ્છ, અનુકૂળ વાતાવરણ ઉભું કરવું એ વહીવટદારોની ફરજ છે. દાન લેનારાઓએ સાર્વજનિક મિલકત છે એમ સમજી એમનો અમે તેવો ઉપયોગ કરવો નહિ જોઇએ. એવી રીતે જાહેર મિલકત ગણી લેવાય તો એ મરામત માંગ્યા જ કરે.

પ્રગતિનો પ્રવાહ બંધ ન થાય, ઉન્નતિ ચાલુ રહે એ ધ્યેય વહિવટદારોએ ખ્યાલમાં રાખવું જોઈએ. ખાસ કરીને બોર્ડિંગના વિદ્યાર્થીઓ સંબંધમાં આ ઘણું અગત્યનું છે. અભ્યાસની સાથે મેળાવડાઓ યોજાય અને એની પાછળ વિદ્યાર્થીઓની શક્તિ વેડફી નાંખવામાં આવે એના કરતાં ફાજલ સમયમાં ભવિષ્યની દ્રવ્યોપાર્જનની પ્રવૃત્તિ તરફ એમને દોરવામાં આવે એ વધુ અગત્યનું છે. આપબળે આગળ વધેલા અને સંસ્થાઓને દાન આપનારા શ્રીમંતો આ સંબંધમાં સુંદર દાખલા પૂરા પાડે છે.

જ્ઞાતિની બોર્ડિંગ એ જ્ઞાતિના પોતાનાંજ બાળકોની ઉન્નતિ માટેની સંસ્થા છે. એમાં નિયમન (ડીસીપ્લીન)ની અગત્ય વધુ રહે છે. એમાં વહિવટદારોનું કુશળ અને ન્યાયી સંચાલન અગત્યનો ભાગ ભજવે છે. પોતાના હોદ્દાને શોભે એવી રીતે સંચાલન થવું જોઇએ. યોગ્ય નિયમન પળાવવું; અને અયોગ્ય નિયમન લાદવું નહિ; અને બહારના અયોગ્ય નિયમન પ્રત્યે તકેદારી રાખવી એ વહીવટદારોએ ધ્યાનમાં રાખવું જોઇએ. આ વાતો પરસ્પર સંકળાયેલી જ રહી છે. કોઈપણ અયોગ્ય પ્રવૃત્તિ માટે, પોતાના સ્વાર્થ ખાતર વિદ્યાર્થીઓનો લાભ લેવો, અને તેને વિદ્યાર્થીની સેવા તરીકે ગણાવવાનો પ્રયત્ન કરવો એ વહીવટદારોને માટે શરમ ભર્યું ગણાવું જોઇએ. એથી વિદ્યાર્થીનો ઉદ્ધાર થાય નહિ. ઉન્નતિ એને સાંપડે નહિ.

દાતાઓએ ધ્યેયપૂર્વક કરેલું દાન દાતાના ધ્યેયથી વિરૂદ્ધ નહિ જવું જોઇએ એ વહીવટદારોએ સમજવું જોઇએ. બોર્ડિંગની સાથે સંબંધ નહિ હોય એવા કોઇપણ કામની ફરજ વિદ્યાર્થીઓ પર લાદી શકાય નહિ. વિદ્યાર્થીઓ વહીવટદારોના કે બીજા કોઇના નોકરો નથી. સંજોગોના શિકાર થયેલા તેઓ બોર્ડિ-

# તેનો વહીવટ કેવો રહેવો જોઈએ ?



શ્રી. વિલોચન

ગને આશ્રય મેળવે છે. અભ્યાસ અને ભવિષ્યની ઉન્નતિ માટે કુટુંબભાવનાથી ભરેલી છત્રછાયા તેમને જોઈએ છે. દાતાઓએ આ ધ્યેય ધ્યાનમાં રાખ્યું હોય છે. સંસ્થાના સંચાલકો દાતાના ધ્યેય અનુસાર વર્તવા બંધાયેલા છે, એટલે જ્ઞાતિનાં બાળકો એ પોતાનાં જ બાળકો છે એ વહીવટદારોએ ખાસ લક્ષમાં રાખવું જોઈએ. બોર્ડિંગના ઘણા ખરા ઝઘડાઓ, આવી ભાવનાઓને અભાવે જ ઉપસ્થિત થાય છે. આ વહેલી તકે દૂર થવું જોઈએ. **સંસ્થા ભૂષણરૂપ નહિ બને તે ચાલે; પરંતુ દુષણરૂપ તો નહિ જ બનવી જોઈએ.**

બોર્ડિંગ વિગેરે સંસ્થાઓ આદર્શ સંસ્થાઓ હોવી જોઈએ. આવી સંસ્થાના આદર્શો તે ભવિષ્યના નાગરિકોના આદર્શો છે. વહીવટદારો અને વિદ્યાર્થીઓએ એક જ વર્ગના બનવું જોઈએ. એ બંને જુદા જુદા પક્ષો છે એવો ખ્યાલ દૂર કરી દેવો ઘટે. ઉદ્યોગ, ધીરજ, ખંત, પ્રમાણિકતા, શારીરિક ખીલવણી, કુટુંબભાવના અને નિયમન આ સપ્તક એ બોર્ડિંગના આદર્શોનું જૂથ છે. એ સપ્તક સાથે જ રહેવું જોઈએ. વહીવટદારોએ ફરજો પળાવવી અને વિદ્યાર્થીઓએ પાળવી-અને આદર્શોની સિદ્ધિ કાજે એકરાગતા આણવી એ અગત્યનું છે. આદર્શ વહીવટ ઘણાં નવાં સર્જન માટે પ્રેરણારૂપ બને છે. અધાધૂંધીમાં તો સર્વનાશ જ છે માટે એ કદી નભાવી લેવી નહિ. -વિદ્યાર્થીઓએ પણ નિયમનની અગત્ય સમજી લેવી જરૂરની છે. તેઓ ભવિષ્યના મહાન નાગરિકો છે, આજે જેઓ નિયમન પાળી શકે છે તેઓ આવતી કાલે નિયમન પળાવી શકશે. કોઈકે તેમને મિત્ર બનાવ્યા છે, કોઈકને તેમણે મિત્ર બનાવવાના છે, અને એ રીતે દાતાઓની ઇચ્છા મુજબ માનવકૃપાની જ્યોત, વિશ્વબંધુત્વની ભાવના જલતી રાખવાની છે. એમણે પોતાના પગ ઉપર ઉભા રહેવાની વૃત્તિ અભ્યાસ દરમ્યાન જ કેળવવા માંડવાની છે; જે લીધું છે તે એક અથવા બીજી રીતે, એકને અથવા બીજાને, એક કે બીજા રૂપે આપવાનું છે; ઉન્નતિ, ઉજ્જવળતાની સાંકળ ચાલુ રાખવાની છે.

બોર્ડિંગના સંચાલકોએ (પોતાની જવાબદારી સમજીને) સ્થાનિક વહીવટ કુશળતાપૂર્વક કરવો જોઈએ. બોર્ડિંગના વિદ્યાર્થીઓને ઉન્નતિને શિખરે દોરવા એ તેમનું કર્તવ્ય રહેવું ઘટે. પોતાની આસપાસના પાડોશીઓ કંગાળ હોય, દરિદ્ર હોય તે વસ્તુસ્થિતિ કોઈપણ ઇચ્છે નહિ અને નિભાવે નહિ; અથવા ઇચ્છવું, નિભાવવું નહિ જ જોઈએ. કંગાળો, દરિદ્રોની વચ્ચે વસવાટ કરવો એ ગૌરવની વાત નથી જ, શોભાસ્પદ સ્થિતિ પણ નથી જ. એટલે બોર્ડિંગના સ્થાનિક વહીવટદારોએ આ દૃષ્ટિબિંદુથી જ કામ કરવું જોઈએ. સંસ્થાના વિદ્યાર્થીઓ કંગાળ, દરિદ્રી રહે એ સંચાલકોને માટે જ હીણપત ભર્યું, શરમાવનારું કહેવાય. જ્ઞાતિની ભાવિ પ્રજાના વિકાસ માટેના સોદાગરોના નિર્માતા થવાની જવાબદારી એમણે ઉપાડી છે અને એ એમણે બજાવવી જ રહી, આ તો સાવ સાદી સમજની વાત છે, આટલું પણ નહિ બને તો રાષ્ટ્રની, રાષ્ટ્રના ઉદ્યોગોની, સંસ્કૃતિની વાત ક્યાંથી થાય ? ક્યાં રહી ?

દાતાઓ તેમના ઉન્નત ઉદ્દેશો પાર પડે એ હિસાબે દ્રવ્ય સોંપે છે. પ્રગતિના આધાર માટે દાનનો પ્રવાહ ચાલુ રહેવો જોઈએ. દાનની વ્યવસ્થા ઉદ્દેશ અને આદર્શને વળગી રહીને ચાલે છે, ચાલી શકે છે, એ હંમેશા દાનવીરોને બતાવી તેમનામાં આત્મસંતોષની લાગણી ઉત્પન્ન કરવી એ વહીવટદારોનું

તેમજ તેનો લાભ લેનારાઓનું મુખ્ય કામ કહેવાય. આવી કાર્યવાહીથી દાતાએ આપેલાં દાનનો પ્રવાહ ચાલુ રહે. જે સંસ્થાની સાથે દાતાઓનું નામ જોડાયેલું છે તે સંસ્થા ફાલે ફૂલે, તેનો લાભ લેનારાઓ સંસ્કૃતિની વાડીમાં વસતા હોય એવી રીતે ત્યાં વહીવટ થતો હોય એ જોઈને કોને આત્મસંતોષ નહિ થાય ? એકલા તેઓ જ નહિ, પરંતુ અન્ય દાતાઓ માટે પણ આ અતિશય પ્રેરણાત્મક થઈ પડે. જે મહા પુરુષોનાં નામ સાથે જોડાયેલી સંસ્થાઓ તે મહાપુરુષોનાં જીવન દૃષ્ટાંત રૂપ ઉદ્દેશમૂળમાં અભિસિંચન પામે ત્યારે તે દરેક રીતે સાર્થક થાય છે, અને અન્ય દાતાઓનો દાનનો પ્રવાહ ચાલુ વહેતો રાખવામાં કારણભૂત બને છે.

વિદ્યાર્થીઓનાં શરીર અને મનને વિકસાવવાની જરૂર છે. આ કામ માટે પુરતી યોગ્યતા હોય એવી જ વ્યક્તિઓની નિમણૂક થવી જોઈએ. જવાબદારીનો મર્મ સમજ્યા પછી અયોગ્ય સંચાલકોએ સંસ્થાના અને તેમના પોતાના હિતમાં સંસ્થા સાથેથી છૂટાછેડા મેળવી લેવા જોઈએ.

ફંડો અને ધાર્મિક સંસ્થાઓએ પણ કેટલીક વસ્તુઓ સમજી લેવાની જરૂર છે. દાનવીરોએ કેવી રીતે અને કઈ સંસ્થાઓને દાન આપવાં જોઈએ એ જાણવું અગત્યનું છે. તહેવારોએ તથા પ્રસંગોએ માત્ર ધાર્મિક હિસાબે જ થતી સખાવતો કેવી હોય છે ? ભીખારીને પૈસો ફેંકી દઈને ફરજ, ધર્મ માની લેવા જેવી એ હોય છે. આથી કયો હેતુ ફલિત થાય છે ? કોઈ નહિ. એ આવું દાન પામનાર દુર્બળ બનતો જાય છે, ભીખને જ એ વ્યવસાય બનાવી દે છે. એની પાસે નથી સંસ્કૃતિ કે નથી ઉચ્ચતાનો ખ્યાલ. દારિદ્રનો વારસો એ થોડીક દુનિયામાં ફેલાવી જાય છે. તમારામાંના કેટલાકના પૈસે પોષાયેલો એ 'કુટુંબ કબીલા અને બાળગોપાળ' વાળો બને છે. એના છોકરાઓને છેક નાનપણથી જ એ ભીખનો વ્યવસાય શીખવી દે છે અને દેશની કંગાલિયત રસ્તા પર રઝળતી નજરે પડે છે.

એટલે સખાવત પુખ્ત વિચાર પછી અપાય એ જ ઈચ્છવા યોગ્ય છે. અપાયેલી સહાયથી લેનારનું જીવન ઉન્નત થાય, અન્યને પ્રેરણારૂપ થઈ પડે, એ સખાવતનો એક હેતુ ગણાય. વિવિધ અંગો સાથે સંકળાયેલી અને વ્યવસ્થિત રીતે ધ્યેય પાર પાડવા ખાતર જ કાર્ય કરી રહેલી સંસ્થાઓ જ ધનની યોગ્ય વહેંચણી કરી શકે છે. આવી સંસ્થાઓ મારફત થયેલી સખાવત જનતાને ઉન્નત બનાવે છે.

આવી આદર્શ સંસ્થાઓ કેવી રીતે કામ કરે ? ભીખારીને ફેંકાયલા પૈસાની માફક સંગ્રહમાંના પૈસા તે ફેંકી નહિ દે. દાન લેવા ઈચ્છનાર મહેનતુ કેમ બને, પોતાના પગ પર કેવી રીતે ઉભો રહે, અને તે ઉદ્યોગી અને સ્વતંત્ર શહેરી જે રીતે બને તે રીતે એ સંસ્થાના વહિવટદારો મહેનત કરે. દાતાના પૈસાની એને કિંમત રહેવી જોઈએ. નિર્બળ માણસને, આળસુ માનવીને એક ટંક, બે ટંક કે વધુ ટંકનું ભોજન આપીને એની ફરીયાદ કાયમ રાખનારી સખાવત આધુનિક જમાનાને ખપતી નથી. નિર્બળને બળવાન અને આળસુને સ્ફૂર્તિવાન બનાવવાની જરૂર છે. ધન ફેંકવાથી શું અર્થ સરે ? જેવું સરળ જીવન દાન આપનાર જીવે છે તેવું જ જીવન જેમને તે દાન લેવાની સંજોગવશાત જરૂર પડે તેવાઓ પણ જીવે, એ વહીવટદારોએ જોવાનું છે. દાનના લેનારને જીવનની સમસ્યાઓ આપી દેવી જોઈએ. અન્યને ખાતર જીવન સમર્પણ થાય ત્યારે એ સાચું દાન બની રહે છે.

દાતાઓએ પોતાને જે રીતે પ્રભુએ સુખી કર્યાં તે રીતે, પ્રભુએ આપેલા એ સુખના ભાગીદાર બીજાને બનાવી શકાય એ જ ઉદ્દેશથી દાન આપવું જોઈએ.



એક હળવો સ્કેચ

# ઉંમર!

લેખકઃ
શ્રી. હરસુખરાય ગોરધનદાસ માંડલીઆ

[ ભાઈ હ. ગો. માંડલીઆ મોટ મહોદયના વાચકોને સુપરિચિત છે. તેમની કલમને હાસ્યરસ કુદરતી રીતે વરેલો છે. આ લેખ પણ એ વાતની સાક્ષી પૂરે છેઃ— સં. ]



ઉપરનું મથાળું જોઈને ભડકી જવાની જરૂર નથી; આ લેખ "ઉમ્મર ખય્યામની રુબાયતો" પર ટીકા કરવા કે કોઈ ઉમર નામના ધોબીની આત્મકથા રજૂ કરવા લખાયેલો નથી. આજના નવીનતાપ્રિય જમાનામાં નવીન લેખ સર્જન પર વાતો કરવાનું છોડી, એ જૂની પુરાણી 'ઉમ્મર ખય્યામની રુબાયતો' ને વધારે રીબાવવાનું ઉચિત ધાર્યું નથી; તેમ કેટલાય 'હુંશેનો' અને 'ઉમરો'ની આત્મકથાઓ વાંચી કોઈનું ય હૈયું પીગળ્યું હોય એવું જાણવામાં નથી, એટલે જીવનની ગંભીર પળોમાં એવી ગંભીર વાતોથી ઉમેરો કરવાનું મને બિલકુલ ગમ્યું નથી, આજ કારણ આ 'ઉંમર'-એ કોઈ મૃત કે જીવંત વ્યક્તિ નહિ, પણ એ 'વય' કે 'ઉંમર' જે આપણા જીવનમાં ખૂબ મહત્ત્વનો ભાગ ભજવે છે, તેના અસ્તિત્ત્વથી થતા ગોટાળા અને ફારસોનું આ લેખમાં બ્યાન કરેલું છે.

જેમ દેવ દેવીઓ સિવાયના બધા જ 'પડછાયા'થી મુક્ત નથી તેમ એ 'નિરંજન, નિરાકારી' કહેવાતા ખૂદ ઈશ્વર સિવાય બધાયને આ 'ઉંમર'ની 'લપ' વળગેલી છે. પ્રત્યેક માણસના જીવનમાં બાળપણથી છેક મરણાંત સુધી–અરે મરી જવા બાદ પણ આ 'ઉંમર' મહત્ત્વનો ભાગ ભજવે છે.

બાળકનો જન્મ થતાં વેંતજ સરકારી ચોપડે એની નોંધ થઈ જાય છે તે પછી વિધાતાના લેખ માટે છઠ્ઠો દિવસ, અને નામ પાડવા માટે બારમો દિવસ દરેક બાળકના વાલીઓએ યાદ રાખવો પડે છે અને પછી તો એ બાળકના 'જન્માક્ષર' આખાય જીવન દરમ્યાન તેની ખરી ઉંમરની સાક્ષી પૂરે છે... જો કે, સૌથી અજાયબી ભરેલી વસ્તુ એ છે, કે આપણે કદિ પણ કોયનીયે સાચી ઉંમર જાણી શકતા નથી! તેમાંય કોણ જાણે કેમ, પણ આપણા ગુજરાતીઓની તો એ જાતની ટેવજ પડી ગઈ હોય છે, કે કદિ સાચી ઉમર કહેજ નહિ—જો કે, એમ સાચી ઉંમર બીજાને ન કહેવાના સબળ કારણો હોય છે ખરાં. દા. ત. બાળક ત્રણેક વરસનું હોય, છતાં એકદમ રૂષ્ટપુષ્ટ હોય, એટલે સ્વભાવિક રીતે બીજાઓ તેની માતાને પ્રશ્ન કરે છે, કે 'આ બબ્બો કેટલા વરસનો થયો?'–પણ એની માતાને એકદમ ધ્રાસ્કો પડે છેઃ તેને લાગે છે કે એ બાળક પર, તેના સુંદર શરીર વિકાસથી બીજાની નજર પડી જશે, માટે ત્રણ વરસનું હોય તો પણ "આ જુઓને, આવતી પાંચમે પાંચ પુરાં થશે!" એમ તે બેધડક કહી નાખે છે! પણ અમુક વખતે આથી ઉલટુંજ બને છે...કોઈ બાળક નાનપણમાં જીભની કે પગની સ્હેજ ખોડવાળું હોય, અને સામાન્ય બાળકની પેઠે અમુક ઉંમરે ચાલતાં કે બોલતાં ન શીખે તો એ 'ખોડ' સંતાડી રાખવા તેની મા સઘળા પ્રયાસો કરી ચૂકે છે. એવા પાંચેક વર્ષના બાળક વિષે પૂછવામાં આવે, તો તેની મા ઝટ લઈને કહી નાખે છેઃ "આ બગુડીને હજી પરમ દિવસે ત્રણ પુરા થયાં;

એટલે બિચારીને હાલતાં ક્યાંથી આવડે ?"—માતાને બ્હીક રહે છે કે જો એવી ખોડ ખાંપણુ વાળી બાળકીના સાચી ઉંમર પોતે કહી દેશે તો નાતજાતમાં અગાઉથીજ એ બાળકીની કિંમત ઘટી જશે, અને એ છોકરીને કદાચ અખંડ કૌમાર્ય પાળવું પડે તો ?!...

સામાન્ય રીતે માબાપો હંમેશાં પોતાના બાળકોની ખરી ઉંમર કરતાં એકાદ–બે વર્ષ ઓછાં કહેવા ટેવાયેલા હોય છે. તેમાંય કુંવારી રહી ગયેલી છોકરીની ઉંમર તો કોઈ સાચી કહેવાતી જ નથી ! આમ છતાં, જે માબાપો એ છોકરીનું સગપણ કરતી વખતે અમુક ઉંમર કહે છે તે સગપણ પછી લગ્નની ઉતાવળ કરવા માંડે છે, અને લખે છે, કે "હવે અમારી છોકરી મોટી થઈ છે; માટે હવે લગ્નની તૈયારી કરો તો સારૂં; છોકરી એ તો સાપના ભારા કહેવાય: માટે ઢીલ સારી નહિ...વિ." આ જોઈ બધાને નવાઈ લાગે છે, કે માત્ર એકાદ વર્ષ પહેલાજ જે છોકરી 'સાવ નાની' હોવાનું જે મા–બાપો કહેતા હતા, તેજ મા–બાપો એજ છોકરીની ઉંમર 'એકદમ મોટી થઈ ગઈ છે' એમ કહેતાં અચકાતાં કેમ નથી!...આ જોતાં, 'ઉમર' તો જાણે તાવની પારાશીશીની માફક સમયાનુસાર, સગવડે વધી ઘટી જાય છે!

વિવાહ માટે તૈયાર થયેલાં છોકરાની ઉંમર પણ હોય તેના કરતાં નાની કહેવાને સો ટેવાયેલાં હોય છે! તેમાય ખાસ કરીને જો ભોગજોગે છોકરા કરતાં છોકરીની ઉમર એકાદ વર્ષ મોટી હોય, તો એ છોકરીના ઉંમરમા સીધો કાપ પડે છે, અને એ કાપ' પરબારો છોકરાના ઉંમરમા ઉમેરી દેવાય છે: દા. ત. છોકરાના ઉમર ૧૫ વર્ષની હોય, અને છોકરીની ઉમર સોળ વર્ષની હોય, તો છોકરાની ઉમરમાથી એક કાપી લઈ તે છોકરાની ઉંમરમાં ઉમેરી દેવાય છે, એટલે આમ, છોકરી પંદર વર્ષની કુમારીકા અને છોકરો સત્તર વર્ષનો યુવક થઈ જાય છે ! ...આપણા બૈરાઓનું ચાલે તો તો ખૂબ વધારે ફેરફાર પણ કરી નાખે, પણ કમનશીબે આપણા સમાજને બહુ મોટી આંખ હોય છે, એટલે કાન પર પડતી ખોટી વસ્તુને નિભાવી લ્યે છે, પણ નજરે ચડતી વસ્તુને એકને બદલે બીજી માનવા તૈયાર નથી!...

આ સિવાય બીજવરની ઉંમરમાં પણ હંમેશાં તેના સગાંવહાલાં ઘટાડો જ કરી નાખે છે; જ્યારે કોઈ વિધવા થતી સ્ત્રીની ઉંમરમાં પણ એ દયાળુ આત્માઓ ઉંમરનો ઘટાડો કરીને જ બોલે છે, કે "બિચારીને હજી તો ગઈ બળેવે બારમું બેઠું ! કેવી બિચારી કબુતર જેવી છે, પણ ઈશ્વરના ઘર આગળ કોઈનું ય નથી હાલતું, મા!"

આમ જોકે ઘણું ખરું ઉંમરમાં એકાદ વર્ષનો ઘટાડો કરીને જ બોલાય છે, છતાં અમુક દાખાલમાં હોય તેના કરતાં વધારે ઉંમર પણ કહેવાય છે: દા. ત. નિશાળમાં ઠોઠ છોકરાની ઉંમરમાં એકાદ–બે વર્ષનો ઉમેરો કરીને ઠપકો આપવાનું શિક્ષકને બહુ ફાવે છે, તેમજ મા–બાપો પણ દશેક વર્ષના બાળકને "બાર વર્ષનો ઢગો થયો તોય કૈં આવડતું નથી!" એમ કહી વધુ અસરકારક રીતે ભાષણ આપી શકે છે.

આ તો બીજા માણસોથી ઉંમરમાં થતા વધારા ઘટાડાની વાત કરી, પણ અમુક માણસો ખુદ પોતે જ ઉંમરમાં ગોટાળો કરે છે: ૪૫ વર્ષના માણસને તમે પૂછશો, તો કહેશે કે, "આ જુઓને, પચાશમાં બે –ત્રણ ઓછા હશે!" ...

ઘણી વાર તો એવું બને છે, કે અમુક વ્યક્તિઓને પોતાની ઉંમરની, કે જન્મતિથિની ખબરજ હોતી નથી, કારણ કે ઘણા નીચલા થરના લોકોમાં જન્મસમય નોંધવાનો રિવાજ પણ હોતો નથી ! એટલે કોઈવાર ન છૂટકે ઉંમર કહેવી પડે, ત્યારે ભારે ગોટાળા થાય છે: બાપ કહે કે, "બાળક બાર વર્ષનું થયું છે," ત્યારે મા કહેશે, કે "નહિ રે ! એને તો હજી અગીયારમું હવે પુરૂં થશે!"

આ તો નીચલા થરના વર્ગની વાત કરી. પણ આજના આપણા સીનેમા–સ્ટારો અને એકટ્રેસોની ઉમર કદિ પણ સાચી મળતી નથી. કેટલાય અઠવાડિકોમાં વાંચકો તરફથી અમુક સિનેમા–એકટ્રેસોની

ઉંમર વિષે પૂછવામાં આવે છે, ત્યારે એક છાપું જે ઉંમર કહે તેના કરતાં બીજા છાપામાં ઘણો તફાવત હોય છે. સીનેમા એકટ્રેસોને 'પોતે નાની વયની છે' એ બતાવવા પોતાની ખરી ઉંમર છૂપાવી રાખવી પડે છે, એટલે એ લોકો છાપાના પ્રતિનિધિઓને બનાવ્યે જાય છે, અને છાપાવાળાઓ વાંચકોને બનાવ્યે જાય છે! દા. ત. કેટલીક એકટ્રેસોની ઉંમર આજ છેલ્લા ત્રણ ચાર વરસથી એકની એક બધા છાપાઓમાં વાંચવા મળે છે!–શું વર્ષોના વીતવા સાથે એકટ્રેસોની ઉંમરમાં વધારો નહિ થતો હોય? અને આમ છતાં હજુ સાચી ઉંમર તો કોણ જાણે કેટલી હશે?!...

સારામાં સારા સદ્‌ગૃહસ્થોને પણ ક્યારેક પોતાની ઉંમરમાં સમયાનુસાર વધારો ઘટાડો કરવો પડે છે. દા. ત. વિમો ઉતરાવતી વખતે પ્રીમીયમ ઓછું ભરવું પડે તે માટે એકાદ બે વર્ષ ઓછી ઉંમર કહેતાં તેઓ ખાસ અચકાતા નથી!

આમ આ 'ઉંમર' ની સત્તા જન્મથી મરણ પર્યંત ચાલુ રહે છે; અરે! મરણ બાદ પણ મૃત દેહને ગામ બહાર લઇ જવા માટે ડાઘુઓએ મરનારની ઉંમર નોંધાવવી પડેજ છેને?!



## પધારો શ્રી કૃષ્ણ!

ભક્તવત્સલ શ્રી કૃષ્ણ! આપ કૃપા કરીને કેવળ એક વાર મારું આમંત્રણ સ્વીકારી લ્યો. પધારો! પધારો! ફક્ત એક વખત મારા અતિથિ બની જાઓ. મારા પ્રેમના આંસુથી આપના પગ ધોઇને આપના ચરણકમળમાં હું મારી પોતાની પુષ્પાંજલી ચડાવી રહ્યો છું. સ્વામી! આવો, બસ એકવાર—ફક્ત એક વાર આવો! મારા અતિથિ બનો! આપનાં ચરણે ફક્ત એટલીજ પ્રાર્થના કરું છું કે હે પ્રાણેશ્વર! હું મારા હૃદયની સુખશય્યા ઉપર આપને સુવરાવું, અને ચીર–અનંત કાળ સુધી આપને મારી આંખોથી દૂર થવા ન દઉં. જગત સર્વસ્વ! મારા જ્યોતિર્મય સ્વામી! આપની ઝાંખી તો બરી મોહક છે! આપ મારી સામે ચમકી જાઓ છો. ફક્ત ક્ષણભાર–પળવાર થોભી જાઓ, જેથી પેટ ભરીને હું આપની સૌંદર્ય—સુધાનું પાન કરી લઉં. પડછાયાની માફક ઝબકીને છૂપાઇ કાં જાઓ? પૂર્ણાનંદ સ્વરૂપ! મારી આંખો ધરાય એટલી વાર નજરે કાં નથી પડતા? મારો મનોરથ પુરો કરો. આંખમીંચામણીની રમત ન રમો. મેં તો મને પોતાને આપના ચરણમાં અર્પણ કરી દીધો છે. આપ પોતે આપની વસ્તુને સંભાળી લ્યો. પ્રભુ! ખરી રીતે તો મારું પોતાનું કંઇ છેજ નહિ. પછી આપના ચરણોમાં હું શું સોંપું? આપ મારા હૃદયના સિંહાસન ઉપર બેસીને મારી પૂજા સ્વીકારો અને પ્રસન્ન થાઓ. મારા માલિક! આપ પ્રસન્ન થશો તો મારો બધો ક્લેશ–શોક સંતાપ ક્ષીણ થઇ જશે. જરૂર પધારો શ્રી કૃષ્ણ!

'કલ્યાણ' માંથી

રૂ૫.



# લગ્નનો લ્હાવો

લેખકઃ
શ્રી. કનુ મહેતા

[ 'મોઢ મહોદય'ના વાચકો શ્રી. કનુભાઈ મહેતાને વર્ષો થયાં પીછાણે છે. વ્યંગભરી વાર્તાઓ અને કટાક્ષભર્યા લેખો દ્વારા સમાજના નિત્ય જીવનના પ્રસંગોને આબેહુબ રજુ કરવામાં તેઓ કુશળ છે. તમાચો મારીને મોઢું લાલ રાખવા જેવી સ્થિતિ ભોગવીને પણ લગ્નના લ્હાવા લેવાનો મોહ લોકો તજી શકતા નથી એ હકીકત અસરકારક રીતે તેમણે અહીં રજુ કરી છે— સં. ]

ઢોલ વાજા વાગતા હતા. મંડપ રોપાઈ ચૂક્યો હતો. મોતીના પરદા, ચીતાઈ કાગળોના ફુલદડા, ને ઝુમરો ને રેશમી કીનખાબના તોરણો વેવાઈનું સ્વાગત કરવાની હોંશમાં આમ તેમ ઝોલા ખાતા હતા. રંગબેરંગી વસ્ત્રોમાં અહીં તહીં આંટા-ફેરા ખાતા સ્ત્રી વર્ગનો ઉત્સાહ માતો ન હતો. પેટી પટારામાં કેદ પૂરાએલ જરીઆની ખૂદ્દેદાર સાડીઓ, મખમલનાં પોલકા, કીનખાબ અતલસના ચણીઆ ને એક નાનકડી અલંકાર પેટીમાં પડેલા સોને મઢ્યા કંકણો, ચંદનહાર ને ચૂડીઓને, આજે જગતની નજરે પોતાની ઉપયોગતા સિદ્ધ કરવાનો અવસર આવ્યો હતો. ચાર છ દિવસના આ મહામૂલા અવસરે, ઉલ્લાસથી થનગનતા રૂપસુંદરીઓના લાલિત્યપૂર્ણ અંગોઉપાંગો સાથે, આલ્હાદક સંસર્ગ અનુભવતા આ કીંમતી વસ્ત્રાભૂષણો, ત્યાગી વૈરાગીઓને પણ ગર્વપૂર્વક પોતાનું સામર્થ્ય સમજાવતા, પોતાના પ્રકાશમાં આજતા, આકર્ષી રહ્યાં હતાં. ને ત્યારે એ ત્યાગી વૈરાગીઓ ને ઘરડા બુઢ્ઢાઓ સુદ્ધા, એ રૂપ ને શૃંગારની જાદુઈ પ્રતિમાઓને, પોતાનો મોભો ન ઘવાય એ રીતે ત્રાસી આંખે જોતા, ને હૈયામાં શાન્ત પડેલો રસોત્સાહ અનુભવી લેતાઃ

એક બાજુ મેસુબ મગજના તાવડાઓ ચાલુ કરતા કંદોઇ બોલાવેલ, 'ઘી લાવો.' 'આ સાકરની ચાસણી પાકી ગઇ છે' 'આ લોટ ઓછો થશે હો પછી કે'શે કીધું નહીં' વિગેરે જાતજાતની સૂચનાઓ આપતા હતા. આ બાજુ ખારેક, પતાસા, શ્રીફળની લેવદેવ થતી હતી.

તરલાનાં લગ્ન ઠાઠમાઠથી કરવાનો વિજયરાયે નિશ્ચય કર્યો હતો, ને જેકોરને પણ પોતાની એકની એક પૂત્રીનાં લગ્નમાં બે પૈસા ઠીકઠીક વાપરીને નાત જાતમાં લ્હાવો લેવો હતો. સંતાનમાં તેમને તરલા ને નચિકેત બે જ હતા. એટલે પછી લોભ પણ કોના સારૂ કરવો ?

ને એમ તો વિજયરાય સાવ ખાલી તો ન હતા જ. બાપદાદાનું બાંધેલું માળવાળું મોટું મકાન પોતાની માલીકીનું હતું. થોડી જમીન પણ ઘેર હતી. તેની આવક તથા કાંક વેપારવણજ કરી તેમણે ગૂજરાન ઉપરાંત થોડી ઘણી રકમ બચાવી હતી. એટલે તરલાના લગ્નમાં તેમને ચિંતાનું કાંઈ કારણ ન હતું.

અને જોતજોતામાં જાન આવી ગઈ. સામૈયા, વરઘોડા ને માયરાની ધમાલમાં આખી રાત વીતી ગઈ, ને તરલા પરણી ગઇ.

બે દિવસ સૌ જમ્યા, વિવાદ માણ્યા, ને લ્હાવો મ્હાલ્યા. વ્હેવાઇઓ મળ્યાં, ભેટ્યાં, હેત વધ્યાં, ને હૈયાં મળ્યાં.

વિવાહ પ્રસંગે કન્યાઓ માટે મુરતીઆ ને મુરતીઆઓ માટે કન્યા જોવાનો ઠીકઠીક મોકો સૌને સાંપડે છે. જગજીવન વેવાઈના પીતરાઈ પ્રીતમરાયની દીકરી દયા પંદર વર્ષની થઈ ગઈ હતી. જગજીવન વેવાઈએ મુરતીઆ માટે વિજયરાય વેવાઈને પૂછ્યું. તેમણે એક યુવક તરફ આંગળી ચીંધી. આસ્તેથી કહ્યું:

'આ મારી સાળીનો શશી છે. તમારા ધ્યાનમાં બેસે તો.'

'પણ તમારા નચિકેતનું શું?' વેવાઈએ સામો પ્રશ્ન કર્યો, 'આપણે તો સગામાં સગું વધે એમાં જ લાભ.'

વેવાઈની નજર નચિકેત ઉપર હતી.

નચિકેતનું નામ સાંભળી વિજયરાયનું મ્હોં મલકાયું. પોતાના પુત્રનું પોતાનો જ વેવાઈ પક્ષ જ્યારે આમ નામ લ્યે ત્યારે કયા પિતાનું મ્હોં ન મલકાય?



'પણ એ તો હજી...?' વિજયરાયને એમ એકદમ હા કહેવી ઠીક ન લાગી.

એ પણ બહુ કંઈ નહીં. તમે 'હા' કહો એટલે હું પ્રિતમરાયને લાવું ને સૌ સગાં ગળ્યા મ્હોં કરી લઈએ.

કેટલીક રકઝક પછી જેકોરને પૂછવા વિજયરાય ઘરમાં ગયા.

'આપણા નચિકેતની વાત વેવાઈ કરે છે. તેના પિતરાઈની કન્યા પંદર વર્ષની છે. ને...'

સંતાનપ્રાપ્તિની તૃષા શાન્ત થયા પછી જીવનમાં બીજો લ્હાવો એ સંતાનોનાં વેવિશાળ ને લગ્નાદિ પ્રસંગોનો આવે છે. ત્યારે પૂત્ર માટે ભાવી વધૂની પસંદગી, ને સાસુ થવાના કોડ સૌ માતાઓને હૈયે જાગે છે; એટલે જેકોર તેમાં અપવાદ કેમ હોઈ શકે!

વિજયરાયની વાત સાંભળી જેકોરની આંખો હર્ષાશ્રુથી નાહી રહી. સાસુ થવાના સુપ્ત પડેલા કોડ હૈયામાં જોર કરવા લાગ્યા. તેણે કહ્યું:

'પણ કન્યા કેવી છે?'

'તે તો આપણે જોયા પછી જ નક્કી કરશું. પણ નચિકેતનું શું...? તેનું મન જરા પૂછી જોને?'

અને કન્યા તો જાનમાં સાથે જ આવી હતી, એવે પ્રસંગે કન્યાને જોવાની ખટપટ પણ સહેજે પતી જાય એવી માન્યતા ડાહ્યા પુરૂષો ધરાવે તો કંઈ ખોટુ તો નથી જ.

બે ચાર બૈરાંની સાથે ચ્હા પીવાને મસે જાનીવાસેથી દયાને લાવવામાં આવી. દયાને જોતાં જ જેકોરનો જીવ ખુશ થઇ ગયો. કાનને આવરીને હોળેલા ને બહુ જ ચોકસાઇથી ગોઠવેલા વાળ, ગોરૂં મ્હોં, ને ગાલો પર તરવરતી, યૌવનને આમંત્રતી આછી આછી લાલાશ: ને પછી દૃષ્ટિ અંગઉપાંગો પર ફરી વળી, દેહનો વળોટ સૌને ગમે તેવોજ હતો, બસ દયા પરીક્ષામાં પસાર થઈ ગઈ.

કન્યાની પરીક્ષામાં રૂપ સિવાય ભાગ્યે કંઈજ વધુ જોવાનું ન હોય એવી માન્યતા મોટે ભાગે આપણામાં ઘર કરી બેઠી છે. જોકે લગ્ન પછી તો એ જ રૂપાળી વહુ પાસે દરેક પ્રકારના કામની આવડતની આશા સૌ કોઈ રાખે છે ને તેમાં નિરાશા મળતાં મેણાં-ટોણાં ને કજીયા કંકાસથી સંસારનું સત્યનાશ વાળવામાં આવે છે.

નચિકેતને પણ દયા ઉપર ટપકે બતાવવામાં આવી. પોતાનું વેવિશાળ અત્યારે થાય એવી નચિકેતની જરાય ઈચ્છા ન હતી. માતાને તો તેણે ચોકખી 'ના' જ કહી દીધી.

'પણ તું જરીક કન્યા તો જોઈ લે! પછી નહીં કરવું હોય તો 'ના' કહીશું.' જેકોરની એ આગ્રહ ભરી દલીલ હતી. તેણે માન્યું કે દયાને જોઈ નચિકેતનો વિરોધ શાન્ત થઈ જશે; પરંતુ જેકોરની માન્યતા ખોટી પડી. નચિકેતને કન્યા વિષે કંઈ કહેવાનું ન હતું, પરંતુ હજી તેને ખૂબ અભ્યાસ કરવાનો હતો. ને લગ્ન થાય તો અભ્યાસમાં અવરોધ ન થાય? તેનાં મિત્રોનાં જીવન તે નજરે જ જોતો હતો.

'પણ લગ્ન તો હજુ બે વરસ પછી કરીશું ને?' વિજયરાયની એ દલીલ હતી. 'એ બે વરસમાં તો તું બી. એ. પાસ થઈ જઈશ ને પછી......'

આ પ્રસંગે નચિકેતનું વેવિશાળ થાય તો સગાં-વ્હાલાં ને નાતજાતમાં વાહ વાહ કહેવાઈ જાય. વડવાઓની આબરૂ વધાર્યાનો ગર્વ વિજયરાય લઈ શકે. જેકોર પણ એકી સાથે બબ્બે ઊરૂ વાવર્યાની મ્હોટાઈ માણી શકે.

'ને...ઇ તો લીધા તે લ્હાવા, કાલ કોણે દીઠી છે!' હિતસીઓ ઉત્તેજન આપતા હતા, 'ઇ તો આ કુળવાન ઘર તે ઘેર બેઠા આવી કન્યાઓ આવે છે. બાકી આજકાલ તો ભાઈ મન જાણે છે કે કન્યાની કેવી અછત છે.'

અને...કહેનારની વાત સાચી પણ હતી જ. ન્યાતમાં સારા ઘરની કન્યાની અછત હતી.

'પણ ઘરેણું ગાંઠું કરવું પડશે એનો કંઈ વિચાર કર્યો?' વિજયરાયની બુદ્ધિએ બળવો કર્યો. જે કંઈ બચત હતી તે તો તરલાનાં લગ્ન ને પહેરામણીમાં પૂરી થઈ જવાની હતી, એમ તેની ગણતરી હતી.

'પણ આ ઘરબાર ને જમીન આ ટાણે ખપ ન લાગે તો ક્યારે લાગે? ને એવી ગણતરી કર્યે કંઈ લાજ, મોભો જળવાય ખરા?' બુદ્ધિને દાબી દેતી હૈયાની હોંશ ભભૂકી ઊઠી.

જેકોરે પણ વિજયરાયને ટેકો આપ્યો.

'ઈ તો બધું થઈ રહેશે. તમે તારે 'હા' કહી દો ને! ને નહીં થાય તો હું મારા ભાઈ કનેથી લાવી આપીશ.'

બસ થઈ ચૂક્યું. નચિકેતનો વિરોધ ઊડી ગયો. ને દયા સાથે તેનું વેવિશાળ ગોળધાણાની સાખે ને માજનોની હાજરીએ જાહેર થઈ ગયું!

(૨)

નચિકેત હજુ તો ઇન્ટર માંડ પાસ થયો હતો. ત્યાં લગ્નની વરધી વેવાઈ તરફથી અપાઈ.

'પણ જો અત્યારે લગ્ન કરશો તો હું ન્હાસી જઈશ. ફરી ઘેર નહીં આવું. મારું જીવન ધૂળ થશે.' વિગેરે ધમકીઓ નચિકેતે કાગળમાં આપી જોઈ. પણ વ્યર્થ. બે વર્ષ પછી લગ્નની વાત કરનાર પિતા તેજ વરસમાં લગ્ન કરવા તૈયાર થઈ ગયા ને માતાએ તેમાં હોંશભેર અનુમતી આપી.

અને વિજયરાય પંડેજ નચિકેતને લેવા ગયા. સાથે તેના મામા હતા. બી. એ. નું પહેલું વર્ષ બહુ ચિન્તાજનક ન ગણાય એમ તેઓ જાણતા હતા.

'પણ મારું જીવન ધૂળધાણી કર્યાથી સૌને શો લાભ થશે?' નચિકેતે અકળાઈને કહ્યું:

'અરે, એમાં ધૂળધાણી શાનું? અમારી નજરે તારા જેવા કેટલાય પરણ્યા ને ભણ્યા. પરણ્યા પછી નજ ભણાય એવું થોડું છે?'

'પણ એ પછી અભ્યાસમાં જોઈએ તેવું મન



२९. શેઠ શ્રી મોતીલાલ નાનાભાઈ : ભાવનગર



શેઠ શ્રી મગનલાલ નાનાભાઈ : ભાવનગર



२९. શેઠ શ્રી ત્રીભોવનદાસ નથુભાઈ મણિયાર
ભાવનગર



શ્રી. કેશવલાલ નરસીદાસ મણિયાર
ભાવનગર



શેઠ શ્રી ડાહ્યાભાઈ ગાંડાભાઈ
સુરત ચોકસી મહાજનના શેઠ : સુરત





શેઠ શ્રી ચંદુભાઈ પરશોતમદાસ
સુરત



સ્વ. શ્રી અમૃતલાલ દાણી : ભાવનગર



શ્રી. જયતિલાલ કેશવલાલ મહેતા : સિહોર

ઓછાપ થતું નથી.' એક મિત્ર વિજયરાય સામે દલીલ કરી.

'અરે ભાઈ જવા દોને એ વાત! આ ઓલ્યા રતનજીનો રમણિક હજીયે ભણે છે, ચાર છોકરાનો બાપ થયો તોય ઓલ્યો આપણાં ગામનો ગિરીશ વિલાયત ગયો. ઘેર બૈરાં છોકરાં મજા કરે છે.'

નચિકેતના મિત્રોએ વડિલોની જળવાય તેટલી આમન્યા જાળવી. ઠીકઠીક દલીલો કરી. પણ તેમણેય સામી સ્નેહલગ્નની નિષ્ફળતા ને એક ઉપર બીજી દર્દના દાખલાઓની, ને એવી ઘણીયે જાતની દલીલો મૂકી. ને એ દલીલોમાં કંઇ ખામીઓ હોય તો પણ અહીં તો વેવિશાળ થઇ ચૂક્યું હતું. સવાલ ફક્ત એક વર્ષ વહેલા મોડાનોજ હતો.

અને વડિલોનો નિશ્ચય અફર હતો. એ નિશ્ચય આગળ નચિકેતને નમવું પડયું.

(૩)

લગ્નની ધમાલ, વરઘોડા ને ન્યાતવરા શરૂ થયા. તરલાનાં જ લગ્નની પુનરાવૃત્તિ થઈ રહી હતી. ખર્ચ માટે જમીન કોઇને ત્યાં ગીરો મૂકી પંદરસો રૂપીઆ લીધા. અને ઘરેણાં માટે નચિકેતના મામા પાસેથી બીજા પંદરસો લેવાયા હતા. ત્રણ હજારનું કર્જ થઇ ગયું.

'પણ એ તો થઇ રહેશે. નચિકેત બી. એ. થયો કે સારી નોકરી મળશે, ને પછી...ધીમે ધીમે કરજ ભરાશે. અને એવો હિસાબ કરવા બેસીએ તો આવા ટાણાં કેમ ઉકેલાય?'

'પણ પિતાજી, અત્યારે ઓછું ખર્ચ કરો તો...?' નચિકેત એક વખત બોલ્યો.

'ભાઇ, તું તારે બેના બે ગણ્યને, હવે ક્યાં કંઇ બીજા ખર્ચ આવનાર છે?

ને માતાએ પણ ચિંતાથી કરમાતા પુત્રને હીંમત આપી, 'ભાઈ, તું તારે જે થાય તે જોયા કરને! આપણે હવે ક્યાં કંઇ બીજા ખર્ચ આવનાર છે? ને ઈ તો ભગવાન સૌનું હેમખેમ ચલાવે છે. બે પૈસા દેવા થશે તો દેવાશે. મારો વાલો સારી કમાણી આપશે. હજી તો તારો બાપ બેઠા તારે શી ઉપાધી?

બસ. નચિકેતના વિવાહ તરસાથી સવાયા ઉજવાયા. એકનો એક પુત્ર પરણતો હોય, ત્યારે કયા માતાપિતા કૃપણતા દાખવે? ને તો તો આગળ કર્યું કારવ્યું ધૂળજ થાય ને? આવા લ્હાવા શું રોજ રોજ થોડા આવે છે?

સગાંવ્હાલાં તો પડીક મ્હોંમાં આંગળાજ ઘાલી ગયા. નાતીલાઓ પણ 'વાહ વાહ, વિજયરાયે બે પૈસા વાવરી જાણ્યા હો!' કહેતા હતા.

ને જોકાર તો જોતજોતામાં જોકારખા કહેવાઇ ગયા.

'બાઇ, ઓલ્યે ભવ પૂરા પૂન્ય કર્યાં હશે તે આ ભવ લ્હાવા જ લે ને!' બૈરાંઓ બોલતાં હતાં.

ઘેર મ્હેમાનોનો મેળો બન્યો હતો. માશીના, ફોઇના ને મોસાળના તો હોયજ ને! વહેવારમાં કંઇ ચાલે! ને સાળા, સાળીઓ, દીકરી, ભાણેજડાંઓ વગર વિવાહ કંઈ શોભે? ને હવે ક્યાં ફરી ફરીને અવસર આવવાના હતા? જે ગણો ઇ આજ હતું ને?

જોકારખાનો સાદ બેસી ગયો હતો. 'આ લાવો ને તે લાવો, આ મૂકો ને આ લીયો. આ આમ કરો ને આ તેમ કરો. આ ચ્યાંથી આવી ગઇ કે? ઓલી રતનની ભાણીને તેડી આવ્યા? ઓલ્યા વનુના ઘરના જમી ગયા કે નહીં?' આ ને આવી જ ધમાચકડીમાં જોકારખાને પાણી પીવાની યે ફુરસદ ન હતી.

ને આ બાજુ પ્રીતમલાલ વેવાઈએ પણ જાનની સરભરા કરવામાં મણા નહોતી રાખી. દયા તેમની એકની એક જ દીકરી હતી. એટલે ખરચમાં હાથ મોકળો મૂકયો હતો. વળી વિજયરાય વેવાઇ વરોઠી કરે ને ગામના નાતીલાને જમાડે ને ખૂમચાના લાણાં કરે ઈ અવસર કાંઇ ફરીફરીને આવવાના હતા? આમ પ્રીતમલાલને પણ વેવાઇની વાંસે તણાવું પડયું હતું. ને વિજયરાયે આ રીતે વેવાઇના ગામે પણ ડંકો વગાડી દીધો હતો.

દેખાદેખી ને લોકલાજને નામે સમાજમાં કેટલી ખુવારી થતી હશે !

ને પછી જાન નિશાનડંકા દેતી ઘેર આવી. વહુએ જોરખાના સાસુ થવાના કોડ પગે પડી પૂરા કર્યા ને વાહવાહ કહેવરાવતા વિવાહ વીતી ગયા.

જ્યારે વિવાહના ખર્ચનો આંકડો મૂકાયો ત્યારે વિજયરાય ઘડીક તો ઠંડાગાર થઇ ગયા. પરંતુ જોરાખાએ હિંમત આપી કંઇક શાંત કર્યા. 'ઈ તો હવે દેવાશે ધીમે ધીમે, ને પછી નચિકેત પણ હવે થોડો જ બેસી રહેવાનો છે !'

## (૪)

બીજે વરસ પરીક્ષામાં નચિકેત નિષ્ફળ ગયો ત્યારે તેને બહુ જ લાગી આવ્યું. પોતાની જ નબળાઇનું આ પરિણામ હતું. પોતે જ જો મક્કમ રહ્યો હોત તો ? પણ પાછળથી પસ્તાવો નકામો હતો.

આ પછી બીજા બે વર્ષ ગયા ને નચિકેત ગ્રેજ્યુએટ થઇ ગયો. વિજયરાયે ત્યારે નિરાંતનો શ્વાસ લીધો. જોરાનો હર્ષ માતો ન હતો. ને નચિકેતની વહુ દયાએ પણ પતિના આ વિજયમાં પોતાનો ઉત્કર્ષ સમાતો હોઇ આનંદ અનુભવ્યો.

પરંતુ માત્ર ગ્રેજ્યુએટ થયેથી જ જીવનની મુશ્કેલીઓનો થોડો જ અંત આવી જતો હતો ? કેટલીક વખત તો ગ્રેજ્યુએટ થયા પછી મુશ્કેલીઓ ઓર વધી પડે છે. પોતાનું પોઝીશન–મોભો જાળવવા તેને કંઈક ખર્ચાળ રહેણીને વળગી રહેવું પડે છે. હલકું કે મહેનત મજુરીનું કામ થઇ શકતું નથી. ઓછા પગારની નોકરી સ્વીકારતા શરમ થાય છે, ને સારા પગારની નોકરી મળી શકતી નથી. મોટા ગ્રેજ્યુએટ થયા પણ કાંઇ હુન્નર ઉદ્યોગ તો આવડ્યો નહીં, ને અત્યારે શીખવાની વૃત્તિ મરી ગઇ હોય છે. વૃત્તિઓ હોય તો પણ ઉત્સાહ હોતો નથી. પરિણામે 'ન ઘરના ન ઘાટના' જેવી સ્થિતિ થાય છે. ગૂજરાતની મુશ્કેલીએ આપઘાતનો માર્ગ લેતા આપણો બેકાર યુવાન આવી તંગ પરિસ્થિતિને આભારી છે એની કોણ ના કહેશે !

નચિકેત પણ આવી જ મુંઝવણ અનુભવી રહ્યો હતો. વિજયરાયે લાગતા વળગતામાં પ્રયાસ આદરી દીધો હતો. નચિકેત 'ટાઇમ્સ'ની જાહેર ખબરોમાં 'જોઇએ છે'ના મથાળા જોઇ જતો, ને કાંઇ આશા જેવું જણાય ત્યાં અરજી ચીતરી મોકલી દેતો. પણ જવાબ ભાગ્યે જ મળતો, અને મળતો તે પણ ઠંડે પાણીએ ન્હાઇ નાખવા જેવો મળતો.

ધીમે ધીમે આ પ્રયાસ બેવડાયો. પણ પરિણામ કંઇ જ ન હતું. થાકીને નચિકેત મુંબઇ ગયો. ખૂબ ખૂબ પ્રયાસોને અંતે એક ઓફીસમાં રૂપીઆ ત્રીસના પગારથી નોકરી મળી શકી. આવી નોકરી કરવાની નચિકેતની જરાય ઈચ્છા ન હતી. પણ ઘેરથી લાવેલ સોએક રૂપીઆ તો તે ખરચી ચૂક્યો હતો. એટલે લોજનું ખર્ચ કાઢવા પૂરતી પણ નોકરી તેને સ્વીકારવી જ પડી. અને એ તો એનાં અહોભાગ્ય કહોને કે એને એવી ત્રીસ રૂપીઆની પણ જગ્યા મળી ગઇ ! નહીં તો આજકાલ તો ગ્રેજ્યુએટો ગલીએ કુંચીએ ભટકતા ફરતા હતા. જાહેર પુસ્તકાલયોમાં બેઠા બેઠા ખુરશી આંકડા ભાંગતા હતા. નોકરી હતી ક્યાં ? ને નોકરી મેળવવાના ફાંફાં પણ મફત નથી મારી શકાતા. ટ્રામભાડા, અરજી લખવાના કાગળો, ટપાલની ટીકીટો ને પછી જ્યાં ત્યાં ધક્કા. ન્હાપાણી પણ જોઇએ જ. આમ એ હાડમારીઓ થોડી ન હતી.

મુંબાઇમાં છએક માસ નોકરી કરી નચિકેત માંદો પડ્યો, ને લથડતે પગલે ઘેર આવ્યો.

ઘેર તે સાજો તો જલદી થઈ ગયો. દેશના હવા પાણી જ કાંક ચમત્કારિક છે એમ મુંબઇથી આવતા માણસો માને છે. અને તે ખરૂં પણ છે.

નચિકેત ફરી મુંબઈ ન ગયો. બીજું એક વર્ષ તે બેસી રહ્યો–તેને બેસી રહેવું પાલવ્યું. આખરે કેળવણી ખાતામાં લાગવગ ને નૈવેદ્ય ધરી–રાજી કરી ચાલીસેક રૂપીઆના પગારથી નોકરી માંડ માંડ મેળવી. મુંબઈના ત્રીસ કરતાં દેશના ચાલીસ તો ક્યાંય

સારા. ને વળી દેશનું દેશ. શરીર તો નિરોગી રહે! આમ મન મનાવી લેવું પડયું.

આ બધી ગરબડ દરમ્યાન ઘર ને જમીન પર લીધેલી રકમનું વ્યાજ, ને વળી નચિકેતના મામાની રકમનો બોજો પણ ધમધોકાર વધતો જતો હતો. ઘરખર્ચની મુશ્કેલી પડતી હોય ત્યાં વ્યાજ કયાંથી અપાય? ને વ્યાજ ન દેવાય તો પછી બીજી વાત તો થાય જ શાની? એટલે દિવસે દિવસે દેવાનો ડુંગર મોટો ને મોટો થતો જતો હતો.

નચિકેત હવે તો દયાને સાથે લઇ ગયો હતો. રસોઈ પાણીની અગવડતા નોકરી કરનારને કેમ પાલવે? અને તેમાંય વળી એકનો એક પૂત્ર ખાધે પીધે દુઃખી થાય એ જેકોરથી કેમ જોવાય? તેણે તરત જ દયાને નચિકેતની સાથે જ મોકલી દીધી. જોકે વિજયરાયનું કહેવું તો એવું હતું કે હમણાં નચિકેત બધું હાથે જ ચલાવી લે ને કંઈક રકમ બચાવી ઘેર મોકલે ને બરાબર કરકસર કરે તો ચાલીસમાંથી વીસ પચીસ જરૂર બચે. પણ આ વાતને જેકોર કે નચિકેતનો ટેકો ન મળ્યો.

અધુરામાં પુરૂં ખબર આવ્યા કે દયાને અધરણી છેઃ સમાચાર તો રૂડા હતા. જેકોરની છાતી હર્ષથી ફુલાતી હતી. પણ વિજયરાયને અત્યારે દાદા થવાની જરા ય ઇચ્છા ન હતી.

પણ એમની ઇચ્છા જોવાની જરૂર કોઇને જણાઈ નહીં.

સીમંતનો પ્રસંગ પણ ઉજવ્યા વિના ચાલે? આટલા આટલા વરા કર્યા ને હવે આવે ટાણે કંઇ લોભ કરાય? ને નાતના બૈરાં તો વાતો કરતા હતા કે જેકોરબાને ત્યાં ટાણું છે તે નાત વિના નહીં જાય.

ઘરમાં આ સંબંધે થોડુંક કજીયાનું છમકલું પણ થઇ ગયુંઃ જેકોરનો આગ્રહ હતો કે ન્યાત કરવી. વિજયરાય આ વખતે બહુ ટૂંકેથી પતાવી દેવાનું ધારતા હતા. અને નચિકેત તો આવવાનો જ ન હતો.

છતાંય ઠીકઠીક ખર્ચ કરીને નાત કરવી પડી. ને આ સારૂ જમીનનો કેટલોક ભાગ વેચી નાખવો પડયો.

(૫)

નચિકેતથી રૂપીઆ ચાલીસમાં માંડ પૂરૂં થતું હતું. ત્યાં વળી બેનાં ત્રણ થયા. દુકાળમાં અધિક ભળ્યોઃ ખર્ચ મુશીબતે ચાલવા લાગ્યુંઃ વિજયરાય કાગળોમાં થોડા રૂપીઆ મોકલવા અવાર નવાર લખતા રહ્યા. પણ નચિકેત શું મોકલે?

આમ ધીમે ધીમે જમીન દેવામાં ડુબી ગઈ. ઘરનું ઘર પણ જેકોરના ભાઈને ન છૂટકે લેણાં પેટે લખી આપવું પડયુંઃ વિજયરાયે ત્યારે સાળા સાથે ઝઘડો તો કર્યો. પણ સાળાએ શરમ કોરેજ મૂકી દીધી હતી!

અને એક દિવસ એવો આવ્યો જ્યારે વિજયરાય ને જેકોરને ઘરનો કબજો આપી દઇ નચિકેત સાથે રહેવા જવું પડયું.

લગનના લ્હાવા લેવામાં વિજયરાયે આમ પાયમાલી વ્હોરી. આપણે ત્યાં આવા જ લ્હાવાઓના મોહમાં કેટલા કુટુંબો પાયમાલ થતાં હશે?

---

'સત્ય વજ્ર જેવું કઠણ છે ને કમળ જેવું કોમળ છે.'

× × ×

'જેને ઈશ્વર ઉગારવા ઈચ્છે તે પડવા ઈચ્છતો છતાં પવિત્ર રહી શકે છે.'

× × ×

'આપઘાતનો વિચાર કરવો સહેલો છે, આપઘાત કરવો સહેલ નથી.'

—ગાંધીજીની આત્મકથામાંથી

# "મોઢ મહોદય" ઘણું જીવો !

લેખક:
શ્રી. રતિલાલ હરજીવનદાસ મણિયાર
બી. એ. બી. ટી. વઢવાણકેમ્પ.

સમસ્ત મોઢવણિક જ્ઞાતિમાં નવજીવન પ્રેરી તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ થતું જ્ઞાતિનું કિંમતી મુખપત્ર "મોઢ મહોદય" ચાલુ વર્ષના કાર્તિક માસથી પચ્ચીસમાં વર્ષમાં પ્રવેશ કરી ચૂક્યું છે, એ સદરહુ જ્ઞાતિ પત્રની જ્વલંત કારકીર્દિ સૂચવે છે. જ્ઞાતિમાસિકની પચ્ચીસ વર્ષની જ્વલંત કારકીર્દિના સ્મારક તરીકે પચ્ચીસમાં વર્ષમાં "મોઢ મહોદય" નો રજત મહોત્સવ અંક બહાર પાડવાનો "મોઢ-મહોદય"ના સંચાલકોનો નિર્ણય પ્રશંસનીય છે, એટલું જ નહિ પણ આવકારદાયક છે. એ નિર્ણયને જ્ઞાતિ-બંધુઓએ વધાવી લીધો છે અને તેથી સદરહુ અંક બહાર પાડવા માટે જોઈતા નાણાંની યથાશક્તિ મદદ આપવામાં જ્ઞાતિબંધુઓએ સારો ફાળો આપ્યો છે. જ્ઞાતિબંધુઓની "મોઢ મહોદય" પ્રત્યે સદ્ભાવનાનું એ પ્રતિક છે.

"વીરની વાતો" અને "વીરાંગનાની વાતો" ના સુપ્રસિદ્ધ લેખક અને આપણા જાણીતા જ્ઞાતિબંધુ રાજરત્ન તારાચંદભાઈ અડાલજાએ "મોઢ મહોદય"ના રજત મહોત્સવ અંકનું સંયોજન કરવાનું કાર્ય સેવાભાવે સ્વીકાર્યું છે એ બદલ હું તેઓશ્રીને મારા અભિનંદન પાઠવું છું અને તેઓશ્રીના કાર્યમાં સંપૂર્ણ ફતેહ ઈચ્છું છું.

"મોઢમહોદય" ની જ્વલંત કારકીર્દિ "મહોદય" ના કાર્યવાહકોની કર્તવ્યપરાયણતા અને સેવાવૃત્તિ તેમજ જ્ઞાતિબંધુઓના સહકારને આભારી છે. આપણી જ્ઞાતિના ધનભાગ્ય છે કે પ્રભુકૃપાએ અને જ્ઞાતિબંધુ-ઓની સદ્ભાવનાએ "મોઢ મહોદય" પચ્ચીસ વર્ષની લાંબી મજલ સહીસલામત કાપવા શક્તિમાન થયેલ છે. "મોઢ મહોદય" ના જન્મદાતા સ્વ. ભીખા-ભાઈ પરીખે "મોઢ મહોદય"ને સારી રીતે વિકસાવવા ભારે જહેમત ઉઠાવી છે. જ્યાં લગી "મોઢ મહોદય" જીવશે ત્યાં લગી સ્વ. ભીખાભાઈ પરીખનું નામ ચિરસ્મરણીય રહેશે. "મોઢ મહોદય"ના સંચાલકોએ દૂરદર્શીપણું વાપરી "મોઢ મહોદય"ને પગભર કરવા તેમ જ તેને દીર્ઘાયુષ્ય આપવા કાયમી ફંડની જે યોજના કરી છે એ જરૂર પ્રશંસાને પાત્ર છે.

જ્ઞાતિના સળગતા પ્રશ્નોની છણાવટ કરવામાં, જ્ઞાતિમાં જડઘાલી બેઠેલા અનેક કુરિવાજોને દફનાવવા, જૂનવાણી પ્રથાઓ નાબૂદ કરવા, યુવકોનો ઉત્સાહ કેળવવા, સ્ત્રીઓની સ્થિતિ સુધારવા, જ્ઞાતિમાં કેળ-વણીનો ફેલાવો કરવા, ગોળ પરિષદની જરુરિયાત સમજાવવા, જ્ઞાતિહિતના સામાજિક કાર્યમાં અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવા તથા જ્ઞાતિનો એકંદર ઉત્કર્ષ સાધવા "મોઢ મહોદય" માસિકે તેની પચ્ચીસ વર્ષની લાંબી કારકીર્દિમાં ભારે ઝુંબેશ ઉઠાવી છે, એ નિર્વિવાદ છે. જ્ઞાતિજીવનને સ્પર્શતા લેખો, વાર્તાઓ, કાવ્યો, ચર્ચાઓ ઈત્યાદિ પ્રસિદ્ધ કરીને "મોઢ મહોદયે" કરેલ આ નાની સૂની સેવા ન ગણાય.

"મોઢ મહોદય" પ્રત્યે જ્ઞાતિબંધુઓની સારી ચાહના છે, સદ્ભાવના છે, અમીદૃષ્ટિ છે અને મમતા છે એ "મોઢ મહોદય" ના મુરબ્બી, આશ્રયદાતા અને લાઈફ મેમ્બરોની સંખ્યા કહી આપે છે. દરવર્ષે એ સંખ્યામાં વધારો થતો રહે છે એ જાણીને દરેક જ્ઞાતિહિતેચ્છુને આનંદ થાય એ સ્વાભાવિક છે. આ બધું "મોઢ મહોદય" ના ઉત્સાહી કાર્યવાહકોની

જહેમત, અને જ્ઞાતિસેવા માટેની ધગશને આભારી છે. "મોઢ મહોદય" ના ગ્રાહકોની સંખ્યા પણ અન્ય જ્ઞાતિ માસિકોને મુકાબલે ઠીક પ્રમાણમાં છે. હજુ એ સંખ્યા વધે એ જરૂરનું છે.

"મોઢ મહોદય" માસિકનો પ્રચાર દિન પ્રતિદિન વધે, વાચકો અને અન્ય જ્ઞાતિબંધુઓ "મોઢ મહોદય" ને સંપૂર્ણ સાથ આપી "મોઢ મહોદય" ના કાર્યવાહકોને તેના શુભ ધ્યેયમાં બનતી રીતે મદદ કરે એમ હું ઇચ્છું છું. "મોઢ મહોદય" ના સંચાલકોને તેઓની અત્યાર સુધીની સારી સફળતા માટે મારા ધન્યવાદ આપું છું અને વિશેષમાં ઇચ્છું છું કે જ્ઞાતિની સેવા કરવાની તેઓની ધગશ સંતોષવામાં સર્વશક્તિમાન પ્રભુ તેઓને હરહંમેશ સહાય કરે.

જગત જ્યારે પ્રગતિ કરી રહ્યું છે, ત્યારે આપણી જ્ઞાતિ સુષુપ્ત અવસ્થામાં નથી એ બતાવવા "મોઢ મહોદય" ની પ્રગતિ સાક્ષી પૂરે છે. હજુ એ દિશામાં "મહોદય" વધારે પ્રયત્ન કરે એ ઇચ્છનીય છે. અજ્ઞાનમાં સડતા અને કુરિવાજોમાં જકડાયેલા જ્ઞાતિના વિશાળ સમુહને મર્યાદા અને વિવેકથી જાગૃત કરી તેમની ઉન્નતિ સાધવા "મોઢ મહોદય" માસિકે લેખકોના સારા સહકારથી ભારે પ્રયત્ન કર્યો છે.

"મોઢ મહોદય" ઘણું જીવો! "મોઢ મહોદય" જ્ઞાતિની વધારે ને વધારે સુંદર સેવા કરે અને તેની ઉત્તરોઉત્તર આબાદી થાય એમ અંતઃકરણ પૂર્વક અમે ઇચ્છીએ છીએ. "મોઢ મહોદય" ને જ્ઞાતિ હિતના કાર્યમાં અને પ્રવૃત્તિમાં સંપૂર્ણ ફત્તેહ અને વેગ મળે એવી પ્રાર્થના છે. "મોઢ મહોદય" ઘણું જીવો અને જ્ઞાતિને ઉન્નતિને પંથે પહોંચાડવામાં સાધનભૂત નિવડો એવી દયાળુ પ્રભુ પ્રત્યે નમ્ર અભ્યર્થના છે!



# ભરજુવાનીમાં આવેલા 'મોઢ મહોદય'નું કર્તવ્ય

**શ્રીમાન 'મો. મ. રજત મહોત્સવ અંક'ના સંયોજક શ્રી,**

'મોઢ મહોદય'ની રજત જયંતિનો ભાર આપે પોતાના શિરે લીધો છે એ જાણી મને હર્ષ થયો હતો. ખરેખર ભીખાભાઇ અને ગોરધનદાસભાઈ વિગેરેની સેવાઓ અમૂલ્ય ગણાય. ભીખાભાઇ મરીને પણ જીવે છે, વૃદ્ધ છતાં યુવાનને શરમાવે એવો એનો જુસ્સો પ્રશસ્ત હતો.

'મહોદય' હવે તો ભરજુવાનીમાં આવ્યું ગણાય. તેના સંચાલનમાં આપનો સૂર હોય તો શ્રી ગોરધનદાસભાઇને કરી હતી તેવી જ સૂચના આપને કરવા પ્રેરાઉં. હવે તેણે જુનો નિષ્ક્રિય સમો ચીલો છાડી **થનગનાટ કરતી અને હિમ્મતભરી ચાલ ચાલવી જોઈએ. સમાજના તમામ સળગતા પ્રશ્નોની નિડર છણાવટ કરી જ્ઞાતિના યુવાનોનાં અને સુધારકોનાં માસિક તરીકે તેણે સ્થાન મેળવવું જોઇએ.** દુનિયા ક્રાંતિમાંથી પસાર થઇ રહી છે ત્યારે 'મહોદયે'-યુવાન 'મહોદયે' હવે સામાજીક ક્રાંતિને માર્ગે હિમ્મત ભરી કૂચ કરવી જોઇએ. તેણે પોતાનું કલેવર સાવ ફેરવી નાખવું જોઇએ. આમ થાય તો બીજું 'માસિક' કાઢવાની જરૂર જ ન રહે અને જ્ઞાતનું જરૂર વધુ ભલું થઇ શકે. આ મારી માન્યતા છે. આપ પણ મારા મત સાથે મળતા થશો એમ માની લઉં. આપનો અવાજ હોય તો જરૂર એ પ્રમાણે દિશાસૂચન કરશો. ×

સોરો (ઓરીસ્સા) કાંતિલાલ તલકશી વોરા

× અમે આ ભાઇના કથનનું સમર્થન કરીએ છીએ. જમાના સાથે આપણે ન ચાલીએ તો પ્રગતિની આશા તો ક્યાંથી રખાય? પરંતુ ઉલટા આપણે પાછળ રહી જઇએ.—સંયોજક.




# પાણી શેરડો

## જુનો અને નવો

લેખક : રા. મોઢ.

[ લેખકશ્રીએ ખુશીપૂર્વક રચેલી જુના અને નવા જમાનાની પનીહારીઓની સરખામણી તેમની પરવાનગીથી અત્રે રજુ કરી છે. બ્લોકસ 'શારદા' ના સૌજન્યથી પ્રાપ્ત થયા છે. તે માટે બંનેનો આભાર—સં. ]

[ રાગ : આઠ કુવાને નવ પાવઠા ]

જુનો— પાણીડાં ભરવાને નીસરે
સરખી સાહેલીનાં જોડલાં ....ટેક.

ચુંદડી ઓઢે રે બાવનબાગની
કિનખાબી કબજા નીચે કાપડું....પાણીડાં.

ચાંદો સૂરજ એને બેડલે,
તારલીયો ચમકે લલાટ રે....પાણીડાં.

કરતું કિલ્લોલ તાળી આપતું
મુખડે વેરતું મીઠાં હાસ્યરે....પાણીડાં.

પગલે પડછંદા એને ઉઠતા
ધબકારે ધરતી ધણેણુતી....પાણીડાં.
રે'તા જીવંત કુવા કાંઠડા
યૌવન ઉભરાતાં નદી તીરરે....પાણીડાં.

નવો— આરો ગયો ને યૌવંન વેડફ્યાં
ચુંદડી ચુંથાણી બાવનબાગની....પાણીડાં.
ચકલીએ × ચાંદો સૂરજ ચોરીયાં
હળવાં કીધાં છે એણે હાસ્યરે....પાણીડાં.
પૃથ્વી પુછીને મુકે પાયને
ધમકાર કયાંથી સુણાય રે....પાણીડાં.
માંદા મોંઢા ને દેહો દુબળી
મોજી મટીને બન્યાં ચીડીયાં....પાણીડાં.

× નળ.





# અપનાવે

લખનાર : શ્રીયુત નરસેરામ જાદવજી અંબાણી : અમદાવાદ

સમાજના પ્રત્યેક પ્રશ્નને બારીકાઇથી છણનાર અને સમાજની ઉન્નતિ માટે સદા ચેતન રાખનાર જો કોઇ સારામાં સારો પ્રચારક હોય તો તે પત્ર અને પત્રકાર છે. પત્રકારનું મુળ ધ્યેય સમાજના જે ક્ષેત્રના અંગે પત્ર પ્રગટ થતું હોય તેને ઊચ્ચ કક્ષાએ લઇ જવાનું હોય છે. પત્રકારીત્વ સમાજની સેવા અર્થે અગર દ્રવ્ય ઉપાર્જન અર્થે હોય, પણ તે લાઇન લોઢાના ચણા ચાવવા બરાબર છે એ અમારો જાતિ અનુભવ છે. સમાજના મોટેરાઓની નિંદા કરી આપસ-આપસમાં વેર વધારવાનો હલકટ પ્રયત્ન કરી પોતાને સુધારક કહેવરાવવાનો મિથ્યા આડંબર કરવો એથી નભી શકાતું નથી. મોઢ મહોદયની ત્રુટીઓ હશે પણ તે ખુબીથી ઢંકાઇ જાય છે અને મોઢ સમાજને જાગૃત રાખવા નિરંતર સચેત રહે છે.

સમાજ એ દેહ છે; જેમ દેહની નાડીઓ અને અવયવોમાં શુદ્ધ અને અશુદ્ધ, કલ્યાણકારક અને નાશકારક માન્યતાઓ અને વિચારોના વહેણ નિરંતર વહ્યાં કરે છે તેવી જ રીતે મોઢ સમાજ અને બીજા સમાજોમાં છેલ્લા વીશ વરસના જીવનના તમામ વ્યવહારોના માન્ય સિદ્ધાંતો અને સ્વીકાર્ય માન્યતાઓની સામે નવા ચશ્મા–ધર્મ અને ઇશ્વર, લગ્ન અને જીવનની માન્ય ભાવનાઓની નિરર્થકતા સિદ્ધ કરનારા થોક બંધ વિચારો નવમતવાદીઓ વચ્ચે ખડકાતા જાય છે, અને સમાજ પર તેની પકડ વધની જાય છે, અને નવમત સંપ્રદાયના જલદ વિચારો સમાજને ઉન્નત માર્ગે લઇ જશે એમ તેઓનું માનવું છે.

બીજો વર્ગ જૂનવાણી નવવિચારણાવાળાને બંડખોર માનીને તેના ઉપાસકો સામે ભય અને ચિંતાની લાગણીથી જુએ છે. જુનવાણી માન્યતાઓ ધર્મ કે ઇશ્વરના નામે પ્રચલિત બનેલી પ્રાચીન સંસ્કૃતિની પ્રથાઓને જોસ પુર્વક વળગી રહેવાવાળો છે, અને નવમતવાદીઓના જલદ વિચારો સ્વીકારવા તૈયાર નથી. આજના સમાજ અને કુટુંબજીવનમાં ઉપરના બે વર્ગનું સંઘર્ષણ દિનપ્રતિદિન જલદ બનતું જાય છે. કયો વર્ગ જીતશે અને કયો વર્ગ સમાજને તારશે એ વિધાન કરવાનું સહેલું નથી. આ ઘર્ષણના જમાનામાં 'મોઢ મહોદય' પચીશ વરસ મોઢ સમાજની સેવા કરી આગે કુચ કરે છે. ભવિષ્યમાં મહોદય હમેશાં જાગૃત રહી સમાજમાં જાગૃતિના આંદોલનો આણવા માટે ભૂતકાલિન સંસ્કૃતિ અને આધુનિક પ્રવાહો અને સામાજિક પ્રવૃત્તિઓ લક્ષમાં રાખી અને આ બંનેની મધ્યમાંથી સમાજની અનુપમ રચના રચે, રજત મહોત્સવ અને તેના અંકની વિશિષ્ટા પુરવાર કરે, મોઢ સમુદાય તેને સનમાની અપનાવે !

## હિંદુ પતિપત્ની

હિંદુસંસારમાં વિવાહ બાળવયે થતા હોવાથી, અને મધ્યમ વર્ગના લોકોમાં મોટે ભાગે પતિ સાક્ષર અને પત્ની નિરક્ષર એવી સ્થિતિ હોય છે. તેથી પતિપત્નીના જીવન વચ્ચે અંતર પડી રહે છે અને પતિએ પત્નીના શિક્ષક બનવું પડે છે.

—ગાંધીજીની આત્મકથામાંથી.

# "હૃદય પલટો"

## એકાંકી નાટિકા

રચનારઃ
શ્રી. પુરૂષોત્તમદાસ રામજી, કચ્છ-માંડવી



[ લેખકશ્રી એટલા બધા નિરાભિમાની છે કે તેઓ પોતે સુંદર લખી શકે છે છતાં લેખક તરીકે પોતાનું નામ લેખ સાથે જાહેર કરવા ઇચ્છતા નહોતા. આ નાટિકામાં સત્તા ભવા ભૂપને પાણી પાનારી અને અનેક શ્રીમંતોને હથેળીમાં નચાવનારી એક રૂપગર્વિતાના હૃદયપટ પર પડેલા અંધકારનો પડદો એકાએક ખસી જઇ તેનો હૃદય પલટો કેવી રીતે થાય છે અને ધનનો વ્યય સેવાના કામમાં તે કેવી સુંદર રીતે કરે છે તેનું શબ્દ ચિત્ર લેખકે અસરકારક શૈલીમાં રજુ કર્યું છે. —સંયોજક.]

### પ્રવેશ પહેલો

સ્થળઃ સોનભદ્રા તટે રાજનર્તકી મદનપ્રભાનો આવાસ.

સમયઃ શ્રાવણની ઉત્તીર્ણ સંધ્યા.

[ મદનપ્રભાના શયનાગારમાં સુગંધિત તેલનો મંદ દીપક બળે છે. સમૃદ્ધિથી વસાવી શકાય તેવી વસ્તુઓનો અભાવ ન હોવા છતાં આજ બધું અવ્યવસ્થિત છે, અલંકારો અને આભુષણોની વિપુલતા છતાં આજ તેણીએ સાદાં વસ્ત્રો ધારણ કર્યાં છે. મનની વ્યાકુળતા ચહેરા ઉપર સ્પષ્ટ દેખાઈ આવે છે. ]

મદનપ્રભા-(સ્વગત) આજે મને થયું છે શું ! મનનો આટલો ઉદ્વેગ, હૃદયની આટલી વ્યથા, અશાંતિનો આવો ઉદ્‌ગમ પચ્ચીસ વર્ષના મારા જીવનમાં કોઈ વખત અનુભવ્યો નથી. કોઈ ચીજમાં આજે ચિત્ત ચોંટતું નથી. દેવાધિદેવ મહાદેવજીના મંદિરમાં ગઈકાલના સોમપ્રદોષના સમારંભમાં મંદિરના પૂજારીને જ્યારથી મેં જોયો છે ત્યારથી હૃદયમાં કોઈ અજબ ભાવ જાગૃત થયો છે. મનુષ્યોમાં જો પુરૂષસિંહ મેં કોઈ જોયો હોય તો ગઈ કાલે જ; વસ્ત્રોની કૃત્રિમ શોભા વગરનું તેનું તામ્ર વરણું શરીર, સુદૃઢ સ્નાયુના સંયોગથી અપૂર્વ ઓજસ દાખવતું હતું. અને તેની આંખનું તેજ ફણીધરની આંખોના તેજને શરમાવે તેવું હતું, મારા હૃદયમાં પ્રણુયની વન્હિજ્વાળા જાગી હોય તો આ પૂજારીને જોયા પછી જ. રાજવૈભવ સમાન સુખ, આવા પુરૂષના સહવાસ વગર અધુરૂં છે એવી મને આજે પ્રતીતિ થાય છે.

[ દાસી વાસંતી આવે છે. ]

વાસંતી—આર્યસાહેબ, મંત્રી વિશ્વશર્મા આપની મુલાકાત ઈચ્છે છે.

મદનપ્રભા—કહે કે આજે હું નહીં મળી શકું.

[ વાસંતી ફરી પાછી આવીને ]

વાસંતી—શ્રીમતિજી, મંત્રીશ્વર કહે છે કે તેમને અગત્યના કામસર આપને મળવું છે.

મદનમંજરી—તેમને કહે કે મારૂં શરીર અસ્વસ્થ છે. હું આજ મુલાકાત આપી શકું તેમ નથી.

[ વાસંતી જાય છે ]

મદનપ્રભા—(સ્વગત) સમારંભ દરમિયાન મારાં નેત્રો દેવદાર પાસે બેઠેલા પૂજારીના વદન તરફ જ મીટ માંડી રહ્યાં હતાં; મહારાજાના આદેશથી નર્તન તો કરવાં જ પડ્યાં પણ તેમાં જમાવટ આવી નહિ; નૃત્ય સમયે પણ પગલામાં તાલબદ્ધતાની ખામી મને પોતાને જણાઈ આવતી હતી, મારો મનોભાવ ..

શબ્દ જાણી શકયા નહિ પરંતુ નૃત્ય ગાનની મારી કળાની ઊણપ તેઓ સમજી શકયા છે એમ તેમના ચહેરા ઉપરથી હું જોઈ શકતી હતી; પુરૂષ તરફનું આવું ઉદ્દમનિય આકર્ષણ મેં કોઇ વખત અનુભવ્યું નથી.

[ દાસી વાસંતી આવે છે ]

વાસંતી—બાઇસાહેબ, શ્રીમાન્ ધનવર્મા શેઠ આપની મુલાકાત ઇચ્છે છે અને કહેવરાવે છે કે જે હીરા અને માણિકય લાવવા માટે આપે આદેશ કરેલ તે આપની પસંદગી માટે લઈ આવેલ છે.

મદનપ્રભા—એમને કહે કે બીજા કોઇ વખતે લાવે. હમણાં હું જોઈ શકું તેમ નથી.

[ વાસંતિ ફરી પાછી આવે છે ]

વાસંતી—શ્રીમતિજી, શેઠજી કહે છે કે રાણીવાસમાંથી પણ આ રત્નો મહારાણીએ જોવા મંગાવેલ છે જેથી આપ પસંદ કરી લ્યો તે પછી તેઓ રાણીવાસમાં લઈ જાય.

મદનપ્રભા—( ક્રોધથી ) ધનવર્માને કહે કે તારા એ પત્થરો સોનભદ્રાના જળમાં ડુબાડી દે! મારે નથી જોઈતાં [ વાસંતી જવા લાગે છે ] અને સાંભળ, હવે કોઈ પણ આવે તેને સીધા પાછા વાળજે, સ્વયં મહારાજા આવે તો પણ, અને જ્યાં સુધી હું તને બોલાવું નહીં ત્યાં સુધી તારે પણ ન આવવું જા!

[ વાસંતી જાય છે ]

મદનપ્રભા—[ સ્વગત ] આ હા! હા! હા! આ કૂતરાઓ વગર બોલાવે મારા ઘરના ઊંબરા તોડી નાખે છે, ઘડીભર સુખે બેસવા દેતા નથી. આ રૂપના ભીખારીઓ મારા પ્રેમનું એક બિંદુ પણ મેળવી શકતા નથી છતાં સ્વમાન તજીને સાપની માફક મારી મુરલી પર નાચ્યા કરે છે. [ ઊઠીને ઝરૂખા પાસે જાય છે ] શ્રાવણના નવ જળથી ઘૂઘવતી સોનનો સંગીત ભર્યો કલકલ નાદ રુપેરી ચાંદનીમાં અહોનિશ મને કેટલો આલ્હાદજનક લાગતો! પરંતુ આજ તેજ અવાજ મને અજબ કર્કશ લાગે છે; ખરેખર ચિત્તની વ્યગ્રતા કુદરતના નિઃસીમ સૌંદર્યની ખુબીઓને અગ્રાહ્ય બનાવી મૂકે છે; મને જણાય છે કે જ્યાં સુધી હું એ પૂજારીનો પ્રેમ સંપાદન કરવાને ભાગ્યશાળી નહિ થાઉં ત્યાં સુધી મારી હમણાની સ્થિતિ મને બહાવરી બનાવી મૂકશે

## પ્રવેશ બીજો

સ્થળ : ત્રીપુરેશ્વરનું મંદિર

સમય : પ્રાતઃ આરતીની સમાપ્તિ પછીનો.

[ પ્રાતઃકાળની આરતી માટે ભેગા થયેલા લોકો આસ્તે આસ્તે મંદિરમાંથી વિખરાય છે. દાસી વાસંતીના હાથમાં પૂજાની સામગ્રીના થાળ સાથે મદનપ્રભા મંદિરના દ્વારમાં પ્રવેશ કરે છે. શંકર ભગવાનને પત્ર પુષ્પ ચઢાવી હાથ જોડે છે. ત્યાર બાદ પૂજારી બ્રહ્મદત્તને નમસ્કાર કરે છે. ]

મદનપ્રભા—પૂજારીજી પ્રણામ!

બ્રહ્મદત્ત—આશિર્વાદ.

મદનપ્રભા—પ્રાતઃ અને સંધ્યાની બન્ને આરતીઓ પ્રતિદિન આપ જ કરો છો?

બ્રહ્મદત્ત—હા, ગુરૂજીનો આદેશ છે.

મદનપ્રભા—હું આપને આ કામમાં કાંઈ ઉપયોગી ન થઈ શકું?

બ્રહ્મદત્ત—ના, સ્ત્રીઓ પાસેથી કાંઈ પણ કામ લેવાનો ગુરૂજીનો નિષેધ છે.

મદનપ્રભા—પૂજાગૃહના બહારના ભાગમાં મને કંઇ પણ સેવાનું કાર્ય ન સોંપી શકો? મંદિરનું આંગણું સાફ કરવાનું પણ?

બ્રહ્મદત્ત—આવા સવાલોના પ્રત્યુત્તર આપવાની મને ફુરસદ નથી. મેં એકવાર કહી આપ્યું કે સ્ત્રી મારા કાર્યમાં ભાગ લઈ શકે નહિ; હું બ્રહ્મચારી છું અને ગુરૂજીએ મને જે કાર્ય સુપ્રત કર્યું છે તેમાં કેવળ પુરૂષો જ ઉપયોગમાં લાગી શકે; તમે દર્શન કરી લીધાં છે તો હવે ચાલ્યા જાઓ.

[ મદનપ્રભા નિરાશ થઈ પાછી જાય છે. ]

મદનપ્રભા—[ સ્વગત ] અજબ છે આ અભંગ વૃત્તવાળો બ્રહ્મચારી! આ દેશ અને આજુબાજુના

પ્રદેશના રસિકો, શ્રીમંતો, રાજકર્મચારીઓ, જાગીરદારો અને રાજાઓ સુદ્ધાં જેની મુખવાણી સાંભળવા માટે તલસે, જેના તરફના સામાન્ય વિવેકથી પોતાને અહોભાગ્ય સમજે, જેની એક મીઠી નજર માટે મરવા પડે તેવી હું. આ પુરૂષને જરા પણ આકર્ષી શકતી નથી! પણ હા, આજે મારામાં જેટલું જોઈએ તેટલું આકર્ષણ હતું જ ક્યાં? માત્ર મારૂં રૂપ જ તેને મારો બનાવવા માટે પુરતું છે એમ સમજીને મેં શણગારની સજાવટ ક્યાં કરી હતી? માત્ર સાદાં વસ્ત્રોથી જ હું મંદિરમાં ગઈ હતી, નહીં તો એનું બ્રહ્મચર્યવ્રત ક્યારનું ભાંગીને ભૂકો થઇ ગયું હોત. હવે સાંજે હું સંપૂર્ણ રતિ-સ્વરૂપ થઈને તેની પાસે જઈશ અને નિમીષ માત્રમાં તેને વશ કરીશ.

## પ્રવેશ ત્રીજો

**સ્થળઃ** મંદિરની પ્રાંતરે મઠના આદ્યગુરૂ જ્ઞાનવિજયજીનો આવાસ.

**સમયઃ** સંધ્યા.

[ કથા પ્રવચન પુરૂં થતાં શ્રોતાજનો ચાલ્યા ગયા છે. એક ખૂણામાં ધર્મ પુસ્તકો સુવ્યવસ્થિત ગોઠવેલા પડ્યાં છે. ધુપપાત્રમાંથી અવશેષ રહેલા ધુપની મંદ સુવાસ આવી રહી છે. ગુરૂજી પદ્માસન વાળી ઈશ્વરનો નામોચ્ચાર કરી રહ્યા છે. ] [ બ્રહ્મદત્તનો પ્રવેશ ]

બ્રહ્મદત્ત—પ્રભો! પ્રણામ.

ગુરૂજી—આશીર્વાદ, બેટા બ્રહ્મદત્ત! મંદિરની કેટલીક સેવાનો ભાર તારા શીરપર મૂકયો છે તેથી તારા અભ્યાસમાં કાંઇ ઉણપ તો નથી આવતીને? ભક્તિ માર્ગમાં પ્રવેશ કર્યે તને દોઢ વર્ષ થયું છે. તારા અભ્યાસને જેમ જેમ આગળ વધારીશ તેમ તેમ ભક્તિરસની મીઠાશ તને સમજાશે. મુક્તિ માર્ગનું પ્રથમ પગથિયું "બ્રહ્મચર્ય" છે. કામ જીત્યો તેણે જગત જીત્યું એ કથન સર્વાંશે સત્ય છે. ષડ્રિપુઓમાં કામ પ્રથમ પંક્તિમાં આવે છે જેથી તેને જીતનાર બાકીના બધાને સ્હેલાઇથી જીતી શકે છે. ધર્મ ગ્રન્થોનું અધ્યયન આત્માને ઊંચે અને ઊંચે લઈ જાય છે. આત્મા કેળવાય એટલે શુદ્ધ ભક્તિનો ઉદ્ભવ થાય અને શુદ્ધ ભક્તિ આત્માને પ્રભુમય બનાવી મુક્તિ અપાવે છે.

બ્રહ્મદત્ત—ગુરૂદેવ, આપની કૃપા અને આશિર્વાદથી હું ધર્મગ્રન્થોના અધ્યયનમાં આગળ વધતો જાઉં છું. બ્રહ્મચર્યનો મહીમા આપે મને સમજાવ્યો તે મેં અંતરમાં અંકીત કરી રાખ્યો છે. મંદીરની યત્કિંચિત્ સેવાની આપે જે આજ્ઞા ફરમાવી છે તે મારા અભ્યાસમાં જરા પણ અંતરાય રૂપ નથી. પરંતુ પ્રભો! હવે મને દીક્ષા મંત્ર ક્યારે આપશો?

ગુરૂદેવ—બેટા, સમય આવે બધું થઈ રહેશે. સંધ્યા આરતીનો સમય થયો છે. માટે આરતીનું આયોજન કરો.

[ બ્રહ્મદત્ત જાય છે. ]

## પ્રવેશ ચોથો

**સ્થળ :** સર્વ શ્રેષ્ઠ શૃંગારમાં સજ્જ થઈ રૂપગર્વિતા મદનપ્રભા ફળ, પત્ર, પુષ્પના થાળ સહિત દાસી સાથે મંદિરમાં પ્રવેશ કરે છે.

**સમય :** સંધ્યાની આરતીનો.

[ આરતીની દીપિકા પ્રગટાવવામાં રોકાયેલ બ્રહ્મદત્તની દૃષ્ટિ મદનપ્રભા તરફ પડતા તે મુખ ફેરવી લે છે. ચહેરા ઊપર વિરક્તિ દેખાડે છે. ભાવિકો મંદિરમાં જમા થતા જાય છે. આરતી શરૂ થાય છે. મદનપ્રભા હાથ જોડી ઊભી છે, પરંતુ એકીટશે બ્રહ્મદત્ત તરફ મીટ માંડી જોઈ રહી છે. આરતી સમાપ્ત થતા ભાવિકો વિખરાય છે. બધાના ચાલ્યા જવા બાદ મદનપ્રભા ફરી મહાદેવજીને નમન કરે છે અને ત્યાર પછી બ્રહ્મદત્તને પ્રણામ કરે છે. ]

મદનપ્રભા—બ્રહ્મચારીજી, પ્રણામ!

બ્રહ્મદત્ત—[ વિરક્તિથી ] આશિર્વાદ!

મદનપ્રભા—મહારાજ, આપ પૂજારી છો, બ્રહ્મચારી છો છતાં મનુષ્ય તો છો જ, અને પુરૂષ હોવા છતાં આપનામાં લાગણીનો આટલો અભાવ શા માટે? શું તમને હૃદય નથી? ઇશ્વરે તમને આંખો આપી છે તે શું કોઇપણ સુંદર ચીજ ન જોવાની શરતે?

બ્રહ્મદત્ત—અરે સ્ત્રી, તું આ શું બકે છે! તું કંઇ ઉન્માદના દર્દથી પીડાય છે કે શું? દેવમંદિરમાં આવી પાગલ સ્ત્રી માટે સ્થાન નથી, દૂર થા અહીંથી!

મદનપ્રભા—મહારાજ, હું પાગલ નથી. કદાચ ઊન્માદિની હોઇશ, પરંતુ તે ઊન્માદનો જન્મ પ્રેમમાંથી થયો છે. હું તમને ચાહું છું, હું તમને મ્હારા કરવા માગું છું.

બ્રહ્મદત્ત—તારો બકવાદ બંધ કર, તું જાણે છે કે હું બ્રહ્મચર્યવ્રત ધારી છું; સ્ત્રી સાથેનું સંભાષણ પણ મારા માટે પાપ રૂપ છે. તું અહીંથી સત્વર ચાલીજા.

મદનપ્રભા—મહારાજ, તમારા સહવાસ વગર મને શન્તિ નથી, હું મારો પ્રેમ તમને અર્પણ કરી ચૂકીછું. જે પ્રેમ મેળવવા હજારો તલસે છે તે પ્રેમની હું તમને ભેટ ધરું છું. પ્રિયતમ, તમે મારા થાઓ.

[ મદનપ્રભા પગે પડે છ ]

બ્રહ્મદત્ત—કુલટા, નીકળ અહીંથી. [ લાત મારે છે ] ફરીથી આ મંદિરમાં પ્રવેશ કરીશ તો તું આ કરતાં પણ વધારે અપમાનીત થઇશ. તારું કાળું મોહું ફરી બતાવીશ નહીં.

[ મદનપ્રભા લત્તાપ્રહારની વેદનાથી ધીરે ધીરે ઊભી થઇ ચાલી જાય છે. ]

## પ્રવેશ પાંચમો

સ્થળ : મદનપ્રભાનો આવાસ—

સમય : રાત્રી—

મદનપ્રભા—[ સ્વગત ] આ રૂપ અને આ ગર્વ! યૌવનનો આ તનમનાટ અને શૃંગારની આ કૃત્રિમ શોભા! તેની કીંમત શું? લત્તા પ્રહાર! ઠીક થયું, એક ટકે મારો ગર્વ ચૂર્ણ થયો, મ્હારાં અંતર ચક્ષુ ખૂલી ગયાં; બ્રહ્મચારી, સંન્યાસી, ગુરૂ, પ્રણામ! આજે તમે મારા હાથમાં દીપક આપ્યો. આજ મારાં હ્રદયનું અંધારૂં દૂર થયું. આજથી મારો જીવન પલટો થયો. અસ્થાયી અને અસાર આ રૂપ અને તેનો ગર્વ! ક્ષણિક અને નાશવંત આ ધન અને યૌવન! મારો મોહ આજથી છૂટયો; અખંડ અને અવિનાશી ઈશ્વર એક સત્ય છે અને એ સત્યની શોધ મને મળી ગઇ. બ્રહ્મચારી, ગુરૂ, પ્રણામ! [ વાસંતીને બોલાવે છે ] વાસંતી અનુચરોને કહે આ પલંગ હમણાંજ અહીંથી દૂર કરે, મારા સુવાનો પ્રબંધ જમીન પર કર. ધ્યાન રાખજે બીછાત તદ્દન સાદી હોવી જોઈએ. આટલા દીપકની પણ શી જરૂર છે? માત્ર એક દીપિકા બસ થશે. બાકીની અહીંથી લઇ લે, અને સવારે શયન ગૃહમાંની આ બધી વસ્તુઓ ખસેડી નાખ. મારો આવાસ તદ્દન આડંબર રહીત અને સાદો રહે તેવી મારી ઇચ્છા છે.

વાસંતી—[ આશ્ચર્ય ચકિત થઇને ] બાઈ સાહેબા

મદનપ્રભા—કેમ નવાઈ લાગે છે?

વાસંતી—બાઈ સાહેબ! [ વધારે બોલી શકતી નથી. ]

મદનપ્રભા—વાસંતી, આમાં આશ્ચર્ય થવા જેવું શું છે? મંદિરમાં તો તું હાજર હતી. ત્યાં જે બન્યું તે જોયા પછી આ બધો ફેરફાર તને વાસ્તવિક નથી લાગતો? વાસંતી, મારો રૂપનો નિશો ઊતરી ગયો છે; મારા જીવનનો પ્રવાહ બદલાયો છે, હું હવે રાજ્યનર્તકી મદનપ્રભા નથી. મારા નામના પહેલા ત્રણ અક્ષરો ઊપર પણ મને ઘૃણા થાય છે. તેનો ઊચ્ચાર અને અર્થ બન્ને ત્રાસદાયક જણાય છે, બદલવા પડશે; બદલવા છે; ગઇ કાલની "મદનપ્રભા" આજે મરી ગઇ છે. જા, મારી આજ્ઞાનુસાર સત્વર પ્રબંધ કર.

[ વાસંતી જાય છે. ]

## પ્રવેશ છઠ્ઠો

સ્થળ : મદન પ્રભાનો આવાસ.

સમય : પ્રાતઃ કાલનો.

મદનપ્રભા—[ સ્વગત ] વૈભવની આ વસ્તુઓ જેટલી આલ્હાદક લાગતી તેટલીજ વિરક્તિ હવે એ વસ્તુઓ ઉપર થાય છે. ધનની વિપુલતા પણ ઓછી નથી, વિલાસી ક્રીડાઓએ સુવર્ણ અને મણિ માણિક્યની

ભેટોથી મારો ખજાનો ભરી દીધો છે. મહારાજાએ પણ મારા ઉપર સુવર્ણ મુદ્રાનો વરસાદ વરસાવ્યો છે એમ કહું તો તેમાં જરાપણ અતિશયોક્તિ નથી. પરંતુ આ બધું હવે મારે શા કામનું? કહે છે કે માયા ઈશ્વર આરાધનામાં અંતરાયરૂપ છે. તો પછી આ માયા મારે શા ઊપયોગની? છતાં અર્થથી સંસારમાં અનેક શુભ કાર્યો થાય છે તો પછી આ સર્વનો ત્યાગ કરવા પહેલાં મારી વિપુલ સંપત્તિનો સદ્વ્યય કરવાની કંઇક વ્યવસ્થા મારા હાથથી જ કરી નાખીશ, અને તેમ કરવામાં હવે વિલંબ ન થવો જોઈએ એમ મારો અંતરાત્મા કહી રહ્યો છે.

[ વાસંતી આવે છે ]

વાસંતી—બાઇ સાહેબ, શ્રીમાન ધનવર્મા શેઠ આપની મુલાકાત ઈચ્છે છે.

મદનપ્રભા—આવવા દે.

[ શેઠ ધનવર્મા આવે છે. જે આવાસમાં સદાય રાજ મહેલ જેવો ઠઠેરો રહેતો ત્યાં તદન સાદાઈ જોઈ વિસ્મય પામે છે. મદનપ્રભા સાદી બીછાત પર જમીન પર બેઠી છે ]

પધારો શેઠજી, આજ વ્હેલી સવારમાં ફુરસદ મળી? આપ બે દિવસ પહેલાં પધાર્યા હતા એમ મને ખબર મળ્યા, પરંતુ મારૂં શરીર અસ્વસ્થ હોવાથી હું આપને મળી શકી નહિ. માફ કરજો શેઠજી.

ધનવર્મા—આ શું બોલો છો, બાઈ સાહેબ, અમે તો આપના સેવક છીએ. તે દિવસે આપની તબિયત બરાબર નહોતી તેથી મને બહુ દુઃખ થયું. હવે તો આપની તંદુરસ્તી સારી છે ને?

મદનપ્રભા—હા શેઠજી, હવે મને સરૂં છે. આપનું પધારવું કેમ થયું?

ધનવર્મા—આપે મને સારા હીરા અને મણિમાણિક્ય આવે ત્યારે લઈ આવવા આજ્ઞા કરી હતી, અને તે તરતમાં જ આવેલ હોવાથી હું આપની પસંદગી માટે લાવેલ, પરંતુ આપની તંદુરસ્તી સારી નહોતી જેથી આપ જોઈ શક્યા નહોતા. રાણીવાસમાંથી પણ આ રત્નો જોવા માંગેલ, પરંતુ આપ પહેલાં પસંદ કરી લ્યો ત્યારબાદ રાણીવાસમાં લઇ જવાનો મારો ઈરાદો હોવાથી હું ત્યાં લઇ ગયો નથી. હું હમણાં મારી સાથે જ તે લાવેલ છું. આપ જોઈ લેશો?

મદનપ્રભા—શેઠજી, મને હવે એ ચીજોની જરૂરીઆત નથી રહી. આપ સુખેથી રાણીવાસમાં લઈ જાઓ.

ધનવર્મા—બાઈ સાહેબ, આપના કથનનો મર્મ હું સમજી શકતો નથી. અલંકાર અને રત્નોનો આપનો શોખ કોનાથી અજાણ્યો છે? આપના પાસે અલંકારનો ખજાનો છે તેવો રાણીવાસમાં હશે કે કેમ તે બાબત સંદેહ છે; જેના ઊપર સ્વયં મહારાજાની અપાર કૃપા છે તેવા આપને અલંકારની આવશ્યકતા નથી તેનો અર્થ હું કાંઇ સમજી શકતો નથી.

મદનપ્રભા—જી નહિ, શેઠજી, ખરેખર મને તેની જરૂર નથી. આપ તે રાણીવાસમાં લઈ જાઓ. મારો સ્નાન કરવાનો સમય થયો છે, અવિવેક માફ કરશો.
[ મદનપ્રભા જાય છે. ]

ધનવર્મા—[ સ્વગત ] આ મદનપ્રભાને થયું છે શું? કાંઇ સમજ પડતી નથી.

[ ગહન વિચારમાં લીન થતો ધીરે ધીરે ચાલ્યો જાય છે. ]

[ મદનપ્રભા સ્નાનાદિકથી પરવારી પાછી આવાસમાં દાખલ થાય છે. દાસી વાસંતી આવે છે અને મહારાજ તથા મંત્રીના આવવાના ખબર આપે છે. મહારાજ વીરભદ્ર તથા મંત્રી વિશ્વશર્મા પ્રવેશ કરે છે. મદનપ્રભા દ્વાર સુધી સ્હામે જાય છે. ]

મદનપ્રભા—પધારો રાજ રાજેશ્વર, હું આપને પ્રણામ કરૂં છું. પધારો મંત્રીશ્વર!

મહારાજ—મદનપ્રભા, આજ આ બધું શું છે! તારા આવાસના વાતાવરણમાં આટલું ગહન પરિવર્તન કેમ જોઉં છું? સ્વર્ગીય સુંદરતા આજ આટલી સાદાઈમાં કેમ ફેરવાઈ ગઈ છે? અને તું પોતે શૃંગાર રસિક રાજનર્તકીને બદલે સંન્યાસિની જેવી કેમ દેખાય છે? આવો ગંભીર ફેરફાર થવાનું કારણ શું મદનપ્રભા?

મદનપ્રભા—મહારાજ, મનની ચંચલવૃત્તિ હવે સ્થીરતા માગે છે; રૂપ અને કળાના સંયોગે મને

વૈભવની વિપુલતા આપી, આપ સરખા રાજાધિરાજની હું કૃપાપાત્ર થઈ, પરંતુ આ બધું ક્ષણિક છે, નાશવંત છે, જુઠું છે, અસાર છે, એવી મને પ્રતીતિ થઈ છે, મારો આત્મા હવે અખંડ અવિનાશી પરમાત્માની ભક્તિ માગી રહ્યો છે, મહારાજ!

મહારાજ—કિંતુ એકાએક આ હૃદયપલટો થવાનું કારણ?

મદનપ્રભા—હૃદયપટ પર પડેલા અંધકારનો પડદો ખસી જવા સિવાય બીજું કાંઈ નહીં, મહારાજ!

મહારાજ—તને નથી લાગતું, મદનપ્રભા, કે આ પંથ વિકટ છે?

મદનપ્રભા—મનોબળ એને સહેલો બનાવી શકશે મહારાજ!

મહારાજ—આ તારો નિશ્ચય અડગ છે?

મદનપ્રભા—જી હા, કૃપાનાથ!

મહારાજ—મદનપ્રભા, તેં જીવનના વહનને પલટી નાખવાનો નિશ્ચય કર્યો છે તે જાણીને હું ઘણો જ ખુશી થયો છું. તારા પાસે અતુલ સંપત્તિ છે એટલે તારા જીવન નિર્વાહ માટે પણ કાંઈ સવાલ નથી રહેતો.

મદનપ્રભા—મહારાજ, એ બધું હું કૃષ્ણાર્પણ કરવા માગું છું; આપ પધાર્યા તે વખતે હું એ જ વિચાર કરી રહી હતી કે મારી સંપત્તિનો સદ્વ્યય કરી શકાય તેવો કોઈ રસ્તો કરવો. મને હવે તેની આવશ્યકતા નથી, કારણ કે માયા ઈશ્વરભક્તિમાં અંતરાય રૂપ છે. કેવી રીતે વ્યય કરવો તેનો હું વિચાર કરી રહી છું, અને નિર્ણય પર આવ્યા બાદ હું આપને જણાવીશ અને આપના હાથથી જ તેના સદ્વ્યયની વ્યવસ્થા કરીશ.

મહારાજ—બહુ સારૂં, તું વિચારીને મને કહેજે એટલે વ્યવસ્થા કરવાનો બંદોબસ્ત કરી લઈશ. તારી મનઃકામના પૂર્ણ થાય તેવો મારો આશિર્વાદ છે. હું હવે જઈશ.

મદનપ્રભા—પધારો કૃપાનાથ. આપના શુભાશિષ માટે દાસી ઉપકૃત થઈ; પરંતુ મહારાજ, મારી એક વિનતિ છે. ભવિષ્યમાં કોઈ પણ રૂપવતિ સ્ત્રી તરફ આપનું આકર્ષણ ન થાય–દેવી સ્વરૂપ મહારાણીશ્રી જ એક માત્ર આપના પ્રેમભાજન હો તેવી મારી નમ્ર અરજ છે. રાજરાજેશ્વર, અઢળક દ્રવ્યની આપે મારા ઉપર નવાજેશ કરી છતાં મારે સાફ દીલથી એકરાર કરવો પડે છે કે હું આપને મારો પ્રેમ આપી શકી નથી. આપના મનોરંજન માટે જોઈતી સગવડો અને સામગ્રીની અલબત્ત મેં ત્રુટી રાખી નથી, પરંતુ પુરૂષ જે ચીજની સ્ત્રી પાસેથી આશા રાખે છે તે ચીજ "પ્રેમ" આપની મારા ઉપર અનહદ કૃપા હોવા છતાં હું આપને આપી શકી નથી. અમારા વ્યવસાયમાં આ શબ્દની હસ્તિ જ નથી. શુદ્ધ પ્રેમ જે મૃત્યુલોકનું સ્વર્ગ મનાય છે તે આપને માત્ર મહારાણીજી સિવાય અન્ય કયાંયથી પણ મળી શકે તેમ નથી. માટે મહારાજ, દેવી સત્યવતી પ્રત્યે જ અનન્ય પ્રેમભાવ રાખવાની આ દાસી આપને પ્રાર્થના કરે છે.

મહારાજ—મદનપ્રભા, આ તારી વિનતિ નથી–અમુલ્ય ઉપદેશ છે, જે મારા હૃદયમાં ચિરંજીવ રહેશે.

[ મહારાજ વીરભદ્ર અને વિશ્વશર્મા જાય છે.]



## પ્રવેશ સાતમો

સ્થળ : મહાદેવજીનું મંદીર.

સમય : સંધ્યા.

[ સંધ્યાની આરતી સમાપ્ત કરી બ્રહ્મદત્ત મંદિરના અંદર ભાગમાં જાય છે. રસ્તામાં પરિચારીકા માલતી મળે છે.]

માલતી—બ્રહ્મચારીજી, પ્રણામ!

બ્રહ્મદત્ત—કોણ માલતી? આશિર્વાદ.

માલતી—બસ એક જ શબ્દ આવડે છે–' આશિર્વાદ!' [ હસે છે ]

બ્રહ્મદત્ત—કેમ માલતી, આજે કાંઈ વિજ્યાનું પ્રમાણ વધુ થયું છે કે શું?

માલતી—બ્રહ્મચારીજી, અમારે સ્ત્રીઓને વિજ્યા પીવાની જરૂર નથી રહેતી, અમે સ્વયમ્ વિજ્યા છીએ. માત્ર આપને જોઈને હસવું આવ્યું.

બ્રહ્મદત્ત—મને જોઈને હસવું આવ્યું! માલતી, હું આનો રદીઓ માગું છું.

માલતી—બ્રહ્મદત્તજી, ગુસ્સે ન થાઓ, હું પુછું છું આપને ગુરૂજી પાસે આવે કેટલો સમય થયો?

બ્રહ્મદત્ત—કેમ! બે વર્ષ.

માલતી—શું શીખ્યા?

બ્રહ્મદત્ત—સાંભળ, બ્રહ્મચર્યનો મહીમા શીખ્યો અને તે આચારમાં ઊતારું છું. ઊપનિષદનો અભ્યાસ કરી લીધો. શિવ પુરાણ તો મુખસ્થ થઈ ગયું અને ગીતાજીનું પ્રવચન હવે રોજ ગુરૂજી સંભળાવી રહ્યા છે.

માલતી—[ હસીને ] અને આરતીની ઘંટડી નિત્ય બે વખત વગાડો છો, કેમ ખરુંને? અને આ બધું કરીને બે વર્ષમાં મેળવ્યું શું તે કદી વિચારો છો ખરા? ચાલો હશે મારે ઊતાવળ છે, બ્રહ્મચારીજી પ્રણામ!

[ માલતી જવા માગે છે. જતાં જતાં પાછી ફરીને ]

અરે હા, આવતી કાલના નૈવેદ્યની સામગ્રી તૈયાર રાખવાનો મને ગુરૂજીએ આદેશ કર્યો છે, જેથી આજ રાત્રે મારે તે તૈયાર કરવાની છે. આપની મદદની જરૂર પડશે, માટે આવી શકો તો ઊપકૃત થઈશ.

[ જાય છે. ]

બ્રહ્મદત્ત—[ માલતીની પાછળ ચકિત ભાવે જોઈ રહે છે ] [ સ્વગત ] આ પરિચારીકાની વાત તો સત્ય જણાય છે, ખરેજ આ બે વર્ષમાં મને મળ્યું શું? બે વર્ષ પહેલાં જ્યાં હતો ત્યાં જ હોઊં એવું મને સ્પષ્ટ જણાય છે. શાસ્ત્રોના અધ્યયનથી જ્ઞાન, જ્ઞાનથી ભક્તિ, ભક્તિથી ચિત્તની એકાગ્રતા, ચિત્તની એકાગ્રતાથી ઈંદ્રિય નિરોધ અને ઈંદ્રિય નિરોધથી ઇશ્વર પ્રાપ્તી–આ બધું ઘણો વખત થયાં સાંભળું છું પરંતુ હું તો એક પગથીયું પણ આગળ ગયો હોઊં તેમ મને જણાતું નથી. ત્યારે આ બધું છે શું? આ માલતી અતિ બુદ્ધિમતિ સ્ત્રી છે. તે મને કંઇક સમજાવશે. આજ રાત્રે નૈવેદ્ય તૈયાર કરવામાં મદદ કરાવવા તેણીએ કહ્યું છે ત્યાં જઈશ અને તેણીની પાસેથી વધારે સમજીશ.

[ સવારમાં મંદીરના માણસોએ જાણ્યું કે બ્રહ્મદત્ત અને માલતી મંદીર છોડી ચાલ્યાં ગયાં છે. ]

## પ્રવેશ આઠમો

### એક અઠવાડિયા પછી

સ્થળ : મદનપ્રભાનો આવાસ.
સમય : પ્રાતઃકાળ.

મદનપ્રભા—વાસંતી, મુનીમજીને કહે કે હીસાબના ચોપડા તૈયાર કરવાનું મેં તેમને કહેલ હતું તે તૈયાર થઇ ગયા હોય તો શાહુકારો પાસે આપણી અનામત પડેલી રકમોનું વિવરણ લઇને અહીં આવે. [ વાસંતી જાય છે મુનીમને લઈ આવે છે. ] મુનીમજી વિવરણ તૈયાર હોય તો મને સંભળાવો.

મુનીમ—બાઈ સાહેબ, શેઠ ધનવર્મા પાસે ચાર લાખ, શેઠ કપીલદત્ત પાસે અઢી લાખ, શેઠ કુમારપાળ પાસે એક લાખ અને સીલીકમાં પચાસ હજાર એમ કુલે આઠ લાખ મુદ્રાનો સરવાળો થાય છે.

મદનપ્રભા—જહુ. સારૂં મુનીમજી. આ શેઠીઆઓને કહેવરાવો કે એકાદ અઠવાડીયાની અંદર આ રકમો આપણને પહોંચતી કરે.

મુનીમ—જેવી આજ્ઞા. [ જાય છે. ]

[ વાસંતી આવે છે ]

વાસંતી—બાઈ સાહેબ, બ્રહ્મચારી બ્રહ્મદત્ત, મંદીરની પરિચારીકા માલતી સાથે આઠ દિવસ ઊપર મંદિરમાંથી ચાલ્યો ગયો હતો તે નીચે ઊભો છે. આપની મુલાકાત ઇચ્છે છે.

મદનપ્રભા—[ તિરસ્કાર યુકત હસીને ] આવવા દે!

[ બ્રહ્મદત આવે છે ]

ગુરૂ પયદષ્ટા, પ્રણામ! [ આસન તરફ નિર્દેશ કરીને ] બીરાજો!

બ્રહ્મદત્ત—મદનપ્રભા, તમારા પ્રેમનો અસ્વીકાર કરવામાં મેં ગંભીર ભૂલ કરી હતી. તમને અપમાન કર્યું તે માટે મને અનહદ પશ્ચાતાપ થાય છે. તમારી દરેક ઇચ્છાને આધિન થવા હું આવેલ છું.

મદનપ્રભા—બ્રહ્મદત્તજી, ભૂલ તમારી નહોતી. ભૂલ

હતી મ્હારી. પ્રેમ માત્ર અવિનાશી ઈશ્વર ઊપરજ કરવો જોઈએ તે સત્ય હવે હું સમજી છું. મારૂં દષ્ટિકોણ બદલી ગયું છે. અને તમે આકાશમાં હતા ત્યાંથી જબ્બર પછાડ ખાઈને પૃથ્વી પર પટકાઈ પડયા છો, કનક તમારા હાથમાં હતું તેને ફેંકી દઇ તમે કથીરના ગ્રાહક થયા છો, બ્રહ્મચર્ય સરખી અમૂલ્ય વસ્તુ તમે ગુમાવી તે હવે આજીવન મળી શકે તેમ નથી. ખરે-ખર મને તમારી દયા આવે છે!

બ્રહ્મદત્ત—પરંતુ મદનપ્રભા, પ્રેમનો આસ્વાદ...

[ બોલતો અટકાવીને ]

મદનપ્રભા—બસ કરો બ્રહ્મદત્તજી, આવા સંભાષણો સાંભળવાની મારી અભિરુચિ નથી. મારો હવે સ્નાન કરવાનો સમય થયો છે. તમને બીજી કોઈ વસ્તુની આવશ્યકતા હોય તો જણાવો.

બ્રહ્મદત્ત—મને પાંચસો મુદ્રા આપવાથી હું ઊપકૃત થઈશ.

મદનપ્રભા—[ વાસંતીને ] વાસંતી, જા મુનીમજીને કહે આને એક હજાર મુદ્રા આપે.

[ બ્રહ્મદત્ત અને વાસંતી જાય છે. ]

મદનપ્રભા—[ પાછળથી સ્વગત ] પતિત!

[ વાસંતી ફરી પાછી આવે છે. ]

વાસંતી—બાઈસાહેબ, આપની આજ્ઞાનુસાર બ્રહ્મદતને એક હજાર મુદ્રા આપવા મુનીમજીને કહેલ છે.

મદનપ્રભા—બહુ સારૂં, દ્વારપાળને સુચના આપ કે હવે પછી તે સાધુને અંદર પ્રવેશ કરવા ન દે અને તું મહારાજને કહી આવજે કે આજ સંધ્યા સમયે દર્શન આપવાની કૃપા કરશો તો ઊપકૃત થઇશ.

[ સંધ્યા થતાં મહારાજ વીરભદ્ર આવે છે. ]

મદનપ્રભા—મારી વિનંતિને માન આપી રાજરાજેશ્વર પધાર્યા તે માટે દાસી આભાર માને છે. કૃપાનાથ મારી સંપત્તિમાં આઠ લાખ મુદ્રા નગદ છે અને મારા અલંકારો, આવાસ, તે ઊપરાંત બગીચો અને રાચરચીલું છે. આઠલાખ મુદ્રામાં સાડાસાત લાખ, શેઠ ધનવર્મા, શેઠ કપીલદત્ત તથા શેઠ કુમારપાળ પાસે અનામત છે. તે રકમો પહોંચતી કરવા મેં આજે તેમને કહેવરાવેલ છે. આ રકમ તથા મારા અલંકારો, આવાસ, બગીચો અને રાચરચીલું હું આપના ચરણે ધરૂં છું. જેનો આપ ગરીબ, દીન, દુઃખી, નિરાધાર, રોગગ્રસ્ત, અસહાય એવા જનસમુદાયના હિતાર્થે અનાથાશ્રમ, વિધવાશ્રમ, પીડીતાશ્રમ, ધર્માલય, ઔષધાલય, વિદ્યાલય વગેરેમાં આપની ઈચ્છાનુસાર, વ્યય થાય તેવો પ્રબંધ કરશો, માત્ર એ રકમમાંથી એક લાખ મુદ્રા જે મંદિરની પવિત્ર ભૂમીમાં પગ મૂકવાથી મ્હારો હૃદય પલટો થયો તેના નિભાવ ફંડમાં ભેટ કરવાની તથા મારી શીલીકમાં નગદ પચાસ હજાર મુદ્રા છે તે મારા અનુચરોમાં તેમના અધિકાર પ્રમાણે વ્હેંચી આપવાની મારી ઇચ્છા છે. તેનો તે પ્રમાણે પ્રબંધ કરશો એવી મારી નમ્ર વિનંતિ છે.

મહારાજ—મદનપ્રભા ધન્ય છે તને, આવા સૌંદર્યમય શરીરમાં તેટલો જ ઊચ્ચ મહાનુભવ આત્મા સંતાયલો પડ્યો હતો તે જોઇને હું આશ્ચર્ય ચકિત થઊં છું, હું રાજા હોવા છતાં તને નમન કરવાની મને ઇચ્છા થાય છે. આવો સાચો હૃદય પલટો, આવો આદર્શ ત્યાગ, આવી ઊચ્ચ ભાવનાની પ્રશંસા કરવાના મને શબ્દો મળતા નથી. તારી સંપત્તિની તેં વ્યક્ત કરેલ ઇચ્છાનુસાર વ્યવસ્થા કરવાનો હું સત્વર પ્રબંધ કરીશ. પરંતુ હું જાણવા માગું છું કે તારા શેષ જીવનના નિભાવ અર્થે મારે શી વ્યવસ્થા કરવી.

મદનપ્રભા—મહારાજ અધગુરૂ જ્ઞાનવિજયજીની અગાધ શક્તિમાં મને અટળ શ્રદ્ધા છે. હું તેમના પાસે રહી, તેમના જ્ઞાનનું અમૃતપાન કરી, ઈશ્વર આરાધનામાં આયુષ્ય વ્યતિત કરીશ, અને ગુરૂજીની આજ્ઞાનુસાર મંદિરની યત્કિંચિત સેવા ત્યાં રહીને જ કરીશ, જેથી મારા ઊદર નિર્વાહ માટે આપે કાંઇપણ ચિંતા કરવાની નથી.

મહારાજ—ઊત્તમ! ઈશ્વર તારી મનઃકામના પુરી કરે!

[ જાય છે ]

## પ્રવેશ નવ

સ્થળ : ગુરૂ જ્ઞાનવિજયજીનું વ્યાખ્યાન ગૃહ.

સમય : પ્રાતઃકાળ.

[ વ્યાખ્યાનની સમાપ્તિ પછી શ્રોતાઓ ચાલ્યા ગયા છે, ગુરૂજી એકાકી બેઠા છે, હાથમાં માળા છે. ઈશ્વરનો નામો-ચ્ચાર કરી રહ્યા છે. ]

[ મદનપ્રભા પ્રવેશ કરે છે ]

મદનપ્રભા—ગુરૂદેવ પ્રણામ!

ગુરુદેવ—કોણ મૈયા પ્રભાવતી! આશિર્વાદ, બેટા! સમય થયો? હું ક્યારનો તારા આવવાની રાહ જોઇ રહ્યો હતો. પરંતુ સમય થાય ત્યારે અવાય. ઉત્તરાધિકારીની મારી ખોટ આજે પુરાઇ ગઇ. હવે હું શાન્તિથી દેહોત્સર્ગ કરી શકીશ. સોમવારે તને દીક્ષા-મંત્ર આપવાનો મહોત્સવ થશે, બેટા કહે જોઇએ,

करचरणकृतं वा कायजं कर्मजं वा
श्रवणमननजं वा मानसं वापराधम् ।
विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व
जय जय करुणाब्धे श्रीमहादेव शंभो॥

शिवोऽहम् । शिवोऽहम् । शिवोऽहम् ।

મદનપ્રભા-હવે પ્રભાવતીનું મસ્તક ગુરૂદેવના ચરણે ઢળે છે.

---

## એ ભાવના!

લેખકઃ—" સૌરભ "

અખંડ રજનિઓના ઉજાગરા પછી એક નાનીશી ભાવના અંતરે જન્મ પામે અને તેઃ—

સહચારિણી!!!

ભવસાગર રૂપી વિષય-સંસાર તરવા કો' જીવનસંગિની! હાથે હાથ મિલાવી ઉર્વિની પ્રદક્ષિણા ફરવા માટે કો' સહસાથિની! દૂર...દૂર...ઉભા પેલા હિમગિરિના શિખરે શિખર ખુંદી વળવા કો' હૃદયગામિની!

હૃદય! ઇચ્છે છે-સહચારિણી! કેવી?

ભક્તિ અને ભાવના! સ્નેહ અને સેવા! શાન્તિ અને સુખ! આશા અને ઓજસ સમ કો દેવાંગના (!)

તારૂણ્યની વિદાય પછી યુવાની વસે દેહમાં. દેહ અને દેહી ઉભયથી અજાણ્યો, યુવાન ઇચ્છે છે સહચારિણી! અને પછીઃ—

સંસારની પગદંડીથી અજાણ્યો યુવાન ગાઢતિમિરના અંધારપટમાં રોશન વિહોણો દોડ્યો જાય છે. મજલ પુરી કરી મંઝિલે પહોંચ્યા પહેલાં જ અથડાતો-કુટાતો થાકે અને પછી તોઃ—

જીવનથી કંટાળે. તારૂણ્યની ભાવના વિલિન થાય. આદર્શ જીવન! આદર્શ સહચારિણીની ભાવનાઓ ઉષા અને સંધ્યાના આછા રંગ જેવી જ બની રહે.

આ છે આજના યુવાનની સહચારિણી અને લગ્નની ભાવના.



# હોલિકા-ઉત્સવ

લેખકઃ
**શ્રી. લક્ષ્મીદાસ પરમાણંદદાસ મહેતા બી. એ.**

[આ લેખ તથા તેના પછી છાપેલી વાર્તા પરિવર્તનને એક-બીજા સાથે સંબંધ હોઈ તે બંને એક સાથે વાંચી લેવાને વાંચક બંધુઓ કૃપા કરે. —સં.]

ઈશ્વરની સર્જેલી આ સૃષ્ટિમાં જીવમાત્ર વાત, પિત્ત અને કફ એ ત્રિગુણને વશ વર્તીને જ જીવન જીવી શકે છે એ ત્રિગુણની સમતા એટલે સ્વાસ્થ્ય અને વિષમતા એટલે રોગ. ઋતુઋતુના ફેરફારો એ સમતા સાચવવા થયા કરે છે. તપતી ગ્રીષ્મ પછી વરસતી વર્ષા, શુષ્ક શિશિર પછી વરણાંગી વસંત...એ સર્વ ઋતુચક્રના નિયમિત પરિવર્તનને આભારી છે. એ પરિવર્તનને અનુરૂપ જીવન પ્રણાલી એટલે ઋતુચર્યા. નિયમિત ઋતુચર્યાથી આરોગ્ય અને આરોગ્યથી સુખની પ્રાપ્તિ થાય છે. શરદપૂર્ણિમા, દીપાવલી, વસંતપંચમી, હોળી...વગેરે સામાજીક ઉત્સવો અને રિવાજોના મૂળમાં આ ઋતુચર્યાનો મર્મ રહેલો હોય છે.

હોલિકા-ઉત્સવ એ વસન્તોત્સવના શિખર સમાન છે. તેમાં શૌર્ય, સૌંદર્ય અને આરોગ્યની દ્રષ્ટિ રહેલી છે. કેવળ સૌંદર્યોપાસના યુવકને છેલછબીલો બનાવે, તેમ કેવળ શૌર્યોપાસના તેને ઉદ્ધત બનાવે. માટે સૌંદર્ય ભર્યું શૌર્ય સાધી સાચું યૌવન સંપાદન કરવું એ હોલિકાપર્વ અને વસંતોત્સવનો મુખ્ય હેતુ છે.

વસંત એ યુવાનનું રસપર્વ છે. તેના જીવનમાં સાચી રસિકતાનું સિંચન કરવાની એ સુંદર સંધિ છે. સાચી રસિકતા હંમેશાં સંયમી જ હોય છે. रसिकाः कामवर्जिताः વિષયના ડંખવાળી રસિકતા કાં તો સૌંદર્યને કાં તો શૌર્યને અથવા તો બન્નેને હણે છે. વિષયડંખ વિનાના સાચા રસિક બનવું એ દરેક યુવાનનો ધર્મ છે. Joy is the Duty and Love is the Law.

હોળીનાં તોફાનો જીવનનાં સલામતી દ્વાર ( Safety valves ) છે. સીધાસાદા અને ડાહ્યાડમરા બની રહેવું એ યુવકો માટે અતિ મુશ્કેલ છે. એવા બને તો નાદાની અને નમાલાપણું ઘુસી જાય, અને સાહસિકતા કે શૌર્યનો ગુણ ખીલે નહિ. યુવાનીમાં અદ્‌ભૂત શક્તિ ભરી પડી છે. તેને યોગ્ય રસ્તે શૌર્ય સૌંદર્યની ઉપાસના કરવા દેવી ઘટે. સહુ કિશોરકિશોરીઓ અને યુવક યુવતીઓ એ અદ્‌ભૂત શક્તિનો આશાવાદી, દ્રઢ અને બલિષ્ટ બનવામાં ઉપયોગ કરી શકે એ હેતુથી તેઓ આવા અનેક વસંતોત્સવો ઉજવે એવી અમારી હાર્દિક ભાવના છે.



# પરિવર્તન

[ આ વાર્તા વાંચવા અગાઉ, આની પહેલાં જ છાપેલો હોલિકા ઉત્સવ નામનો લેખ વાંચવા કૃપા કરવી.-સં.]

૧

હેમગઢમાં અમીધર દેશાઇનું કુટુંબ ખાનદાન અને સંસ્કારી ગણાતું. તેઓ સરળ અને નિરાડંબરી હતા. દેશાઇ કુલસુલભ અભિમાનથી તેઓ અળગા હતા. મોટી જાગીરના માલિક છતાં, ગરીબો પ્રત્યે બહુ દયાળુ હતા. તેમનું શાળા શિક્ષણ ઓછું, પણ અનુભવજ્ઞાન ઘણું વિશાળ હતું. ઘરમાં સરળ અને મધુર કુટુંબ વાત્સલ્ય રમતું.

મોટો પુત્ર શ્રીધર સતત્ દેખરેખ અને વ્યાવહારિક શિક્ષણથી હવે હોશિયાર થઇ ગયો હતો. તેણે જમીનદારી તથા ઘરનો સર્વ કારભાર ઉપાડી લીધો અને દુઃખી તથા ગરીબો પ્રત્યેની તેની સહાનુભૂતિથી સર્વત્ર તે પ્રિય થઇ પડ્યો. દેશાઇ જેવા ખાનદાન કુટુંબમાં શ્રીધરનાં લગ્ન નાની ઉંમરે બાજુના જ ગામ કુંદનપુરમાં થયાં હતાં. સાસુના સહવાસમાં વસંતી સારી રીતે ઘડાઇ અને દરેક કાર્યમાં કુશળ થઇ. પણ કાળપરિબળે સાસુનું સુખ તે ઝાઝું ભોગવી શકી નહિ.

શ્રીધર હવે આખો વખત પોતાનાં જમીનદારીના કાર્યમાં રચ્યો પચ્યો રહેતો અને ઘર તથા કુટુંબ વ્યવહારની સર્વ ફરજો વસંતીને માથે આવી પડી. પણ નાનો ભાઇ જદુરાય તેને દરેક કાર્યમાં મદદ કરતો અને તેને તેની ઉપર વ્હાલસોઇ માતા જેટલો પ્રેમ હતો.

જદુરાય ગાંધી ભક્ત હતો. તેણે સ્વાતંત્ર્યસગ્રામમાં આગેવાની ભર્યો ભાગ લીધો અને તેથી સરકારનો મહેમાન પણ થયો. જેલમુક્તિ પછી પણ તે દેશસેવાનાજ કાર્યમાં ગુંથાઇ ગયો. વસંતીને લાગ્યું કે જદુરાય જેવા ઉછરતા યુવકને માટે દેશસેવાનું આ ક્ષેત્ર હજી બહુ વહેલું હતું, તેથી શ્રીધરને સમજાવી તેનાં લગ્ન કરી નાખ્યાં.

૨

વસન્તના ખીલતાં કમળ જેવું કાન્તાનું યૌવન ખીલતું હતું. એની નિર્દોષ મસ્તી ઘરમાં ઉલ્લાસનાં અજવાળાં રેલવતી. કાન્તા વિશુદ્ધ પ્રેમની મૂર્તિ હતી. સંપૂર્ણ ભક્તિભર્યું પ્રિયતમને એનું સમર્પણ હતું. વસન્તીને તે મોટી બહેનથી પણ વિશેષ ચાહતી. જદુરાય આ સર્વથી અજાણ્યુ ન હતો. પણ દેશસેવા તેને મન કુટુંબસુખ કરતાં વિશેષ મહત્વની હતી.

આજે વસન્તોત્સવનું મહાપર્વ—હોળી છે. જેમ સંક્રાંતિ ઉપર સુરતમાં પતંગનો મહિમા–નાનામોટા સૌ પતંગ ચગાવે, તેમ હેમગઢમાં વસન્તોત્સવમાં હોળીનો મહિમા. આખું ગામ પાદરે આવેલા વડલાના ઝાડ નીચે એકઠું થાય. કિશોરો વિવિધ રંગભરી પીચકારીથી રમે. યુવકો જાતજાતના અંગકસરતના પ્રયોગો કરે. મોટેરાઓ તેમને પ્રોત્સાહન આપે. સન્ધ્યા સમયે હોળી પ્રકટાવવામાં આવે. સ્ત્રીઓ તેનું પૂજન કરે અને આસપાસ રાસ રમે.

પૂર્વમાં ઉષાસુંદરી સૂર્યભગવાનનું આગમન સૂચવતી પ્રકાશ પાથરતી હતી. જદુરાય જાગી ગયો હતો. કાન્તાએ મીઠું હસતાં કહ્યું, ' નાથ, આજે હું તમારી સાથે રંગે રમીશ. આજે તો હું તમને રંગસ્નાન કરાવ્યા વિના નથી રહેવાની.'

સુધારક જદુરાયને આવા વિચિત્ર રિવાજો ગમતા ન હતા. તેને એમાં પરિવર્તન કરવું હતું. બેદરકારીથી એણે જવાબ આપ્યો. ' કાન્તા, તું પણ અજ્ઞાન છો ? મૂર્ખાઓની જેમ રંગ ઉડાડવાની ઘેલછા તને ક્યાંથી લાગી ? મને એ બિલકુલ પસંદ નથી. '

કાન્તા હતાશ થઇ ગઇ. તેનું મુખ નીચે ઢળી પડ્યું. પણ અંતરની બધી શક્તિ એકત્ર કરીને કહ્યું, 'ઘરમાં સૌએ રંગે રમવાની તૈયારી કરી છે. નાનાં લલિતાબહેન તો બે દિવસથી એ જ ધૂનમાં છે. કિશોરભાઇ પણ મજાની પીચકારી લઇ આવ્યા છે. '

' ગમે તેમ હોય. મને એ જરાયે ગમતું નથી.

તારી ઘણી વાતો હું માનું છું. પણ આ ગમાર રિવાજ મને પસંદ નથી.'

કાન્તાની આંખમાંથી અશ્રુબિંદુ સરી પડ્યાં. આ સ્નેહાશ્રુએ ઘડીવાર જદુરાયનું શુષ્ક હૃદય આર્દ્ર બનાવ્યું. પળવાર તે મીઠી મુંઝવણ અનુભવી રહ્યો. તેને સુધારાનો આદર્શ જાણે ઘડીભર સરી પડતો લાગ્યો.

૩

પ્રભાતનાં આછાં કિરણો સુષુપ્ત જગતમાં ચેતન રેડવા લાગ્યાં. કાન્તા ધીમે પગલે બહાર નીકળી. મધુરી વસંતી સૂર્યોદય નિરખી રહી હતી. તેણે કાન્તાને જોઇ અને કહ્યું 'ઓહો, હજી પણ તમારી પ્રણયગોષ્ટિ પૂરી થઈ નહિ?'

મુગ્ધા કાન્તા વસંતીના ગાલ પર આંગળી દાબી બોલી 'બ્હેન, મશ્કરી મૂકો. મારે તમારી એક સલાહ લેવી છે. આજે મારે એમને રંગસ્નાન કરાવવું છે. ક્યારે કરાવું?'

વસન્તી હસી પડી. 'જદુરાયને રંગસ્નાન? વાહ, એમાં શું? એ નાહી ધોઇ તૈયાર થઇ બહાર જવા નીકળે ત્યારે.'

કિશોર પીચકારી લઇ બાળસખાઓ સાથે ખેલી રહ્યો છે. લલિતાબ્હેન તેને કેસુડાંનો રંગ ભરી આપે છે. નાહી ધોઈ જદુરાય નિયમ મુજબ લાઇબ્રેરીમાં જવા તૈયાર થયો. ખાદીનાં સ્વચ્છ કપડાં ને માથે ખાદીની ટોપી. એક હાથમાં તાજુ આવેલું 'હરિજનબંધુ' હતું તૈયારી પ્રમાણે કિશોરના હાથમાંથી પીચકારી લઇ કાન્તાએ દૂર રહીને પાછળથી રંગસેર છોડી. જદુરાય પાછળ જોવા જાય ત્યાં તો સીધી છાતીમાં.

કાન્તા તો નાસી ગઈ. વસંતીએ પાસે આવી કહ્યું, 'નાના ભાઈ, બહુ રઢીયાળા લાગો છો હો. આ બહુરૂપી વેષે હવે ક્યાં પધારશો?'

જદુરાયનો રોષ હવે માતો ન હતો. 'જાઓ, જાઓ, ભાભી, તમને પણ જોઇ લીધાં. મેં ધાર્યું તમે તો સમજુ હશો. પણ તમે યે એવાં!'

'એમાં થઇ શું ગયું? જરા જેટલો રંગ પડ્યો એટલામાં તો લાલપીળા થઇ ગયા. આજે હોળીના શુભ દિવસે રઢીયે નહિ, હો, ભાઇ!' વસન્તીનું હાસ્ય માતું ન હતું.

'જાઓ, જાઓ, ભાભી હવે બહુ થયું. જવા દો મને.' જદુરાય રીસમાં ને રીસમાં ચાલવા મંડ્યો.

વ્હાલસોઇ વસંતી તેનો હાથ પકડી પાછી લાવી અને નહાવાનો સરંજામ તૈયાર કરી આપ્યો. જદુરાય મુંગો મુંગો નહાવા બેઠો.

૪

નાહ્યા પછી જદુરાય બહાર ન ગયો. કાન્તા ઉપર રોષ ભર્યો તે પોતાના ઓરડામાં જ "હરિજનબંધુ" વાંચતો બેઠો હતો. પણ વાંચનમાં તેનું ચિત્ત ચોંટતું ન હતું. રંગ ઉડાડવાના આ જંગલી રિવાજનો તેને વિચાર આવ્યા કરતો હતો. પાછળથી વસંતીએ આવીને છાપું ઝુંટવી લીધું. જદુરાયે પાછળ જોયું 'ભાભી, હજીયે મારો પીછો નથી છોડવો?'

વસન્તીએ બ્હેનના ભાવસહ કહ્યું, 'ભાઇ, જુઓ, તમને ગમે એવી એક વાત કહેવા આવી છું. કાંતા નવાં કપડાં પહેરી વાળ ઓળતી બેઠી છે. ચાલો, હું તમને રંગ આપું. એને હરામખોરને નવરાવી મૂકો. આમ નકામા નિરાશ થઇને આજ હોળીને દિવસે ન બેસાય. હોળી તો કૈંકની કટ્ટર શત્રુતાને મીઠી મિત્રતામાં ફેરવી નાખે છે. સ્નેહના વાતાવરણમાં રંગ છાંટી આનંદભર્યું બનાવી મૂકે છે. ચાલો, મારા સોમન, હું તમને રંગ આપું.'

આ અકથ્ય ભાવે જદુરાયનું અંતર જાણે મહાત થયું. એનો રોષ દબાઈ ગયો. ભાભીના વિશુદ્ધ સ્નેહમાં જદુરાય અનિચ્છાએ તણાયો. છતાંએ એણે બનાવટી સ્વાંગ ધરી કહ્યું, 'ભાભી, જાઓ, તમે મને ઓળખતા જ નહિ. મારે નથી કંઈ કરવું.'

પણ વસંતી તો હાથ પકડી તેને બહાર લાવી. એક સુંદર રંગભરી પીચકારી આપી અને કાન્તાને બતાવી આપી. કાંતા વાળ ઓળવામાં મગ્ન હતી. ત્યાં અચાનક રંગની ધારા આવી. બિચારીનાં નવાં વસ્ત્રો રંગથી

ભીંજાઈ ગયાં. પાછળ જોયું તો જદુરાય હતો. દૃષ્ટિ મળી....વસંતી આ તારામૈત્રક જોઇ રાચી રહી.

૫

મધ્યાન્હ તપી સૂર્યે હવે પોતાનું પશ્ચિમ તરફનું પ્રયાણું શરૂ કર્યું હતું. આખા ઘરમાં રંગની રેલમછેલ મચી રહી હતી. સૌ દેખાતા હતા. પણુ જદુરાય ન હતો. નાના ભાઈ નથી ? એટલું કહીને વસન્તી તેના ઓરડા તરફ દોડી ગઈ. ચાલો અહીં શું સંતાઇ રહ્યા છો ? એમ કહીને હાથ ખેંચતી વસંતી તેને લઈ આવી. જદુરાયને જોતાં આખું સૈન્ય તેના ઉપર તૂટી પડ્યું. સુધારક જદુરાયની બુદ્ધિને ફેર આવતા હતા. એણે પાછા જવાની તૈયારી કરી ત્યાં તો મસ્તીભરી વસંતીએ તેને વચમાં લાવી પાછો રંગમાં રગદોળ્યો. કાન્તાએ પણુ એનું વેર વાળ્યું. જદુરાય ગમે તેવો સુધારક હતો પણુ શુદ્ધ વહાલની સરિતામાં કોઈ કાષ્ઠની જેમ તે તણાતો હતો.

૬

બપોર પછી જદુરાય પોતાના ઓરડામાં આ કોયડો ઉકેલતો બેઠો હતો. ત્યાં તો નાની બ્હેન લલિતાએ આવીને આંખ દાબી અને કાન્તાએ મોઢે અને આખે શરીરે ગુલાલ ભરી દીધો. જદુરાય આ ધૃષ્ટતા જોઇ રહ્યો. ઓહો ! પાછા તમે રહી ગયાં હતાં તે આવી પહોંચ્યાં ? બીજું કોણુ હતું ?'

જવાબ કોણુ આપે ? બન્ને પસાર. માત્ર વસંતીનુ અટ્ટહાસ્ય સંભળાયું. તેણે તેને નહાવા જતાં રોક્યો. ફરી પાછો તેને હેતથી સમજાવીને હાથમાં અબીલ ગુલાલ આપીને કાન્તાને એકલી બતાવી દીધી. તેને જોતાં જ કાન્તા નાની બ્હેનના ઓરડામાં ભરાઇ ગઇ. જદુરાયના પગમાં કયા તત્ત્વે તાકાત ભરી હતી અને કયા અણદીઠ બળે એની શુષ્ક શિષ્ટતા હરી લીધી હતી તે એ પણુ જાણુતો ન હતો. ત્યાં જઈને આખરે કાન્તાને પકડી ગુલાલથી પેટભરીને રગદોળી દીધી. તેના અંતરમાં અત્યારે કાંઈ અવનવા ભાવો ઉભરાતા હતા.

૭

સન્ધ્યા નમતી હતી. શહેરમાં હોળી ચેતવવાનો સમય થયો હતો. સૌ કોઇ પાદરે આવેલા વડના ઝાડ નીચે એકઠું થતું હતું. વિવિધ સૂરો સંભળાતા હતા. સ્ત્રીઓ પૂજન સામગ્રી લઇ આવી રહી હતી. વસંતી, કાન્તા, લલિતા વગેરે પણુ પૂજન માટે તૈયારી કરતાં હતાં.

'મોટી બ્હેન, જુઓને મારી આંખમાં હજી ગુલાલ ખટકે છે,' કાન્તાએ મીઠી વેદના સહન કરતાં કહ્યું.

'ક્યાં છે ? લાવ પાણી છાંટી કાઢી નાખું.' વસંતીએ ઉપાય બતાવ્યો.

કાન્તાએ આંખો ખોલી. ત્યાં તો વસંતીએ માર્મિક સ્મિત કર્યું અને કમરમાં ચુંટી ખણી.

'બ્હેન આવા નિર્દય તો કદી જોયા ન હતા. મારૂં આખું શરીર દુઃખે છે. આજે તો હું એમની સાથે બોલવાની જ નથી.' કાન્તાના હૃદયમાં ઉંડે ઉંડે હર્ષનાં ગલગલીયાં થતાં હતાં.

વસંતીએ પાણી છાંટી કાન્તાની આંખ ધોઈ. બન્ને બ્હેનો સાથે હોળી પૂજવા ચાલી.

૮

રાત્રિનો બીજો પ્રહર શરૂ થયો હતો. પુનમનો ચંદ્ર પૂર્ણ કળાએ ખીલ્યો હતો. શયનગૃહમાં જદુરાય સુતાં સુતાં છાપું વાંચતો હતો એકાએક તેનું મન વિચારવમળે ચડયું. વહેલી સવારમાં કાન્તા સાથે થયેલ વાર્તાલાપ તથા આખા દિવસમાં થયેલ પોતાનું વર્તન તે સરખાવતો હતો. સવારનો સુધારક જદુરાય અત્યારે તેને કેવો રસહીન જણાતો હતો ? રંગરનાનના રિવાજનું પરિવર્તન કરવા ઇચ્છનારના પોતાના જ વિચારોનું પરિવર્તન થઇ ગયું હતું. કઇ જાદુઇ શક્તિએ આ ફેરફાર શક્ય કર્યો હતો ?...

કાન્તા ધીરેથી આવી એક બાજુ બેસી ગઇ હતી. તે તેના મુખ ઉપર થતા ફેરફારો જોયા કરતી હતી.

જદુરાય વિચારતંદ્રામાંથી જાગ્રત થયો. 'ઓહો ક્યારનાં આવી ગયાં છો ? આજનો દિવસ મારે માટે ચિરસ્મરણીય રહેશે. હોળીના પવિત્ર પાવકે શુષ્કતા બાળી નાખી મારાં હૃદયમાં રસસિંચન કર્યું છે, પણુ

તમે ત્યાંજ કેમ બેસી રહ્યાં છો?'

'આજે તો હું તમારી સાથે બોલવાની જ નથી. આવા નિર્દય તે થવાતું હશે? મારૂં આખું શરીર દુઃખે છે, અને લાલીએ આંખ ધોઇ દીધી તોપણ હજી આંખમાં ગુલાલ ખટકે છે.'

'વાહ, બધાં ભેગાં થઇને મને રંગે રગદોળી નાખ્યો. વળી લલિતાબહેન સાથે મળીને તમે તો ફરીવાર મારૂં આખું મોઢું ગુલાલથી ભરી ગયાં. તે કંઇ નિર્દયતા ન કહેવાય?'

'પણ તમને તો રંગ ઉડાડવાની ગેલછા બિલકુલ પસંદ નથી ને! તમારા જેવા સુધારકે આ શું કર્યું!'

'હું એ જ વિચાર કરતો હતો. નથી સમજ પડતી કે એક દિવસમાં આ શું થઇ ગયું! તારા હૃદયરંગે તો મારા જીવનમાં પ્રાણ પૂર્યા અને શુષ્ક હૃદયને રસપૂર્ણ બનાવ્યું. કાન્તા, આવ, આવ. આજના ધન્ય દિવસે તેં સાચા પ્રેમના અને વસંતીએ સાચા વાત્સલ્યના રંગમાં નવરાવી મને પાવન કર્યો છે.'

આટલું કહી તેણે હાથ પકડીને કાન્તાને પાસે ખેંચી. તેની દુખતી આંખ પર મૃદુ હાથ ફેરવ્યો અને એક મીઠું ચુંબન કર્યું.

દિન પ્રતિદિન એ દાંપત્ય જીવન પ્રણયરસથી પોષાતું રહ્યું.



# વિખરેલા મોતી

સાચવનાર
'મોતીવાળો' ધુળીઆ

[ધુળીયા જેવા દૂરના પ્રદેશમાં રહેનાર આ બૌદ્ધ બંધુની ભાષામાં જાણીને જ બહુ ફેરફાર કર્યો નથી. જ્યાં બીજી ભાષા જ બોલાતી હોય ત્યાં વસવાટ કરવાથી લાંબે ગાળે બોલી કેવી બદલાઇ જાય છે તેનો આ નમુનો છે. —સં.]

★

'પુરૂષોના બદફેલી વર્તનથી કેટલાક સંસાર દર્દભર્યા–દુઃખપૂર્ણ નિવડે છે. સ્ત્રીનું પાતિવ્રત્ય મનથી પણ જરાયે કલંકિત થાય તો, તે 'પતિતા' કહેવાય અને પુરૂષોને માત્ર વ્યભિચારની પૂરી સગવડ! સ્ત્રી–પુરૂષો તરફ દેખવાની સમાજની અલગ અલગ દૃષ્ટિ સાફ બદલવી જરૂરની છે.'

× ×

'પત્ની તરફથી શુદ્ધ આચરણની જેમ અપેક્ષા રખાય છે, તેવી જ અપેક્ષા પત્નીએ પતિના શુદ્ધ આચરણ બાબે રાખવી એ ન્યાય નહીં કે?'

× ×

'માણસ થોડો પણ સહનશીલ હોય, તો તેને સંસારમાં વધારે ત્રાસ થતો નથી.'

× ×

'સંસારમાં સુખ અથવા દુઃખ મેળવવું પતિ–પત્નીના સ્વભાવ–પ્રકૃતિ પર છે. પોતાતો અધિકાર સમજી લઈ શુદ્ધ આચરણ પૂર્વક, જો પતિ–પત્ની પરસ્પરનાં સહવાસમાં આનંદ માની રહેશે તો સંસારમાં ખરૂં સુખ કેમ ન મળે?'

× ×

'એકનિષ્ઠા એજ સંસારસુખની ગુરૂ–કીલ્લી (સાચી ચાવી) છે. પત્નીએ પતિ સાથે એકનીષ્ઠ રહેવું જોઇએ, અને પતિએ પણ પત્ની સાથે બેશીકરાઇ ભરેલી વૃત્તિ રાખવી ચાલશે નહીં.'

× ×

'કોઈ સહજ સાધ્ય વસ્તુ પ્રાપ્ત થયા પછી, સહવાસથી તે બાબતની લાલસા કમી થાય છે. પરંતુ તે જ વસ્તુ દૂર થતાં તે પ્રત્યેની આકાંક્ષાઓ વધ્યા કરે છે. એમાં જ સાચું સુખ છે.'

# બ્રહ્મદેશ



લેખકઃ
શ્રી. ધનુભાઈ સંજાણવાળા

[લેખકશ્રી જાતે રંગુનમાં રહ્યા છે એટલે એ પ્રદેશ વિષે ઉપયોગી માહિતી આ લેખદ્વારા રજુ કરીને 'મોઢ મહોદય'ના વાચકોને એ દેશનો ખ્યાલ આપવાનો તેમનો પ્રયાસ આદરણીય છે. સં.]



બ્રહ્મદેશનો ઈતિહાસ ઘણા જુના કાળથી ઉતરી આવે છે, અને બ્રહ્મી ઈતિહાસકારો કહે છે કે માંડલેથી ૧૬૦ માઇલ ઉત્તરે ઈરાવદીના કિનારાપર ટગાઉન્ગમાં(Tagaung) ક્રાઈસ્ટની પૂર્વે અનેક સદીઓ પહેલાં તેમણે રાજ્ય સ્થાપ્યું હતું. એક વાત જાણીતી છે કે બ્રહ્મીઓ ઉત્તરમાંથી આવ્યા હતા, અને ઘણા વખત અગાઉ બ્રહ્મદેશના ઉપરના ભાગમાં તેઓ રહ્યા હતા. આ પ્રજાની કેટલીક ટોળી પશ્ચિમમાં આરાકાન તરફ અને દક્ષિણમાં પ્રોમ તરફ ફેલાઈ હતી.

આ વખતે તૈલંગોએ હાલમાં તેનાસરીમ તરીકે જાણીતા થયેલા પ્રદેશમાં પોતાની જમાવટ કરી હતી અને થેટોન તેમનું પાટનગર હતું. પણ બ્રહ્મીઓએ દક્ષિણ તરફ વધવા માંડયું ત્યારે એ પ્રજા વચ્ચે લડાઈઓ થવા માંડી અને છેવટે તૈલંગોને અલૌન્ગપય (Alaungpaya) રાજાએ અને તેના વારસોએ જેને પેગુઆ નામથી ઓળખ્યા છે તેમને હરાવ્યા.

લાંબા વખત સુધી પ્રોમના રાજ્યને કેન્દ્રિત રાખી ઈતિહાસ ગૂંથવામાં આવ્યો છે. પણ ૭૪૨ તૈલંગોએ શહેરને જીત્યું અને તેનો નાશ કર્યો અને પગનમાં નવો બ્રહ્મીવંશ સ્થાપ્યો, જેણે ૧૩ મા સૈકા સુધી રાજ્ય કર્યું. પગન જેને માટે મશહુર છે એવા પેગોડા આ અરસામાં બાંધવામાં આવ્યા હતા.

પગન વંશને ચીનાઈ-થાન હુમલાથી તોડવામાં આવ્યો અને સોળમા સૈકામાં ફરી પાછી ટાન્ગુવંશના બ્રહ્મીઓએ સત્તા મેળવી. આ વંશના રાજાઓએ તૈલંગોને જીત્યા, આરાકાનનો કબજો મેળવ્યો, 'અવા' કબજે કર્યું અને ૧૬૩૬ માં તેને બ્રહ્મદેશનું રાજધાનીનું શહેર બનાવ્યું. એક સૈકા કરતાં કંઈક વધારે કાળ પછી પેગુઆ ઉર્ફે તૈલંગોએ બળવો કર્યો. 'અવા' આવ્યું અને બ્રહ્મીઓએ ફરી પાછી સત્તા ગુમાવી, અને એ દેશમાં આરાકાનગોમાની એક બાજુએ અરાકનીઓ અને બીજી બાજુએ પેગુઆ સત્તા ભોગવવા લાગ્યા.

૧૭૫૦માં પ્રખ્યાત સેનાપતિ અને રાજા 'અલૌન્ગપે' અગર જેને ઘણીવાર 'અલોમ્પરા' કહેવામાં આવે છે તેણે તૈલંગો સામે બળવો ઉઠાવ્યો અને થોડા વર્ષમાં તૈલંગોને બ્રહ્મદેશ બહાર કાઢ્યા અને તેમના

પોતાના દેશમાં તેમના પર હુમલો કર્યો. તેણે મણિપુર અને સિયામ જીત્યાં અને ઉત્તર તેમજ દક્ષિણ બ્રહ્મી રાજ્ય પુનઃ સ્થાપ્યું.

બ્રહ્મદેશનો પ્રથમ યુરોપીય સંબંધ ટાન્ગુવંશ દરમિયાન જોડાયો. ૧૬૧૯માં ફીરંગીઓએ 'મર્તાબાન' અને સિરિયામમાં કોઠીઓ નાખી. ત્યાર પછી વસઈ નદીના મુળ આગળ આવેલો 'નેગ્રેસનો' ટાપુ વલંદાઓએ લીધો અને ૧૬૮૭ માં ઇસ્ટ ઈંડીઆ કંપનીએ 'સિરિયામ' 'પ્રોમ' અને 'અવા'માં એજન્સીઓ સ્થાપી.

૧૬૫૦ માં યુરોપી પ્રજાને બ્રહ્મદેશમાંથી બહાર કાઢવાનો હુકમ નીકળ્યો હતો, પરંતુ વલંદા અને અંગ્રેજો દેશ છોડી ગયા નહિ. ૧૭૫૭ માં અલૌન્ગપયે નેગ્રેસનો ટાપુ વસઈ તથા રેંગોન (રંગુન) આગળનો પ્રદેશ ઇસ્ટ ઈંડીયા કંપનીને આપ્યા.

અલૌન્ગપયની તૈલંગો સાથેની લડાઈ દરમિયાન વેપારનું મુખ્ય કેન્દ્ર સિરિયામ બન્યું હતું, જ્યાં અંગ્રેજો તથા ફ્રેંચોની એજન્સીઓ હતી. તૈલંગોને જીત્યા પછી અલૌન્ગપયે રંગુનની સ્થાપના કરી. પેગુઆ સાથ આપવા માટે ફ્રેંચ વેપારીઓની તેણે કતલ કરી, પણ લડાઇમાં મદદ કરનાર અંગ્રેજોને વેપાર માટે સારી સગવડો આપી. આમ છતાં ૧૭૫૯ માં નેગ્રેસ આગળના અંગ્રેજી-સંસ્થાનની કતલ કરવામાં આવી અને અલૌન્ગપયના વારસદાર નૌન્દગીના Naungydawgy રાજ્ય દરમીયાન તે સંસ્થાનની પુનઃસ્થાપના કરવામાં આવી.

બીજો પ્રખ્યાત બ્રહ્મી રાજ્યકર્તા 'બોડપ્યુ' હતો. જે અલૌન્ગપયનો પાંચમો પુત્ર હતો અને જે ૧૭૮૧માં ગાદીએ આવ્યો. એના રાજ્ય દરમિયાન બ્રહ્મીઓએ અરાકાનીઓને વશ કર્યા અને નેપુર પાસેથી તેનાસરિમનો મેરગુઇ સુધીનો કિનારો મેળવ્યો.

૧૭૮૩ માં રાજધાનીનું શહેર 'આવા'થી અમરપુર ખસેડવામાં આવ્યું.

આરાકાનની જીતથી અંગ્રેજો અને બ્રહ્મી રાજ્યકર્તાઓ સહવાસમાં આવ્યા અને બે દેશો વચ્ચે અનેક ઝપાઝપીઓ થઇ. ૧૭૯૫ માં કેપ્ટન સાઇમ્સને 'આવા' મીશન પર મોકલવામાં આવ્યો. પરંતુ આ અને એના પછી મોકલવામાં આવેલા મીશનથી આ ઝઘડાનો અંત આણવા ઝાઝી અસર થઇ નહિ.

૧૭૮૯ માં 'બોડપ્ય' મરણ પામ્યો અને તેના પછી તેનો પૌત્ર બગ્યિદો (Bagyidaw) ગાદીએ આવ્યો અને તેણે ત્રણ વર્ષ પછી આસામ પર હલ્લો કરી, તેને બ્રહ્મી પ્રાંત તરીકે જાહેર કર્યું. અંગ્રેજો સામેની આક્રમણ નીતિ ૧૮૨૪ માં બ્રહ્મદેશ સામે લડાઇની જાહેરાતમાં પરિણમી. આસમની સીમાઓ પર પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવી અને રંગુન સામે હલ્લો કરવામાં આવ્યો. રંગુન કબજે કરવામાં આવ્યું અને પેગુ, મર્તાબાન અને મેરગુઇ સુધીના તેનાસરીમના કિનારાનો કબ્જો લેવામાં આવ્યો. આસામના વિજેતા પ્રખ્યાત સેનાપતિ બન્દુલાએ રંગુનના બ્રીટિશ મથકો પર હલ્લો કર્યો. બ્રીટિશરોએ તેના લશ્કરને ભગાડયું.

૧૮૨૫ માં દક્ષિણમાંથી 'અવા' સામે ધસારો કર્યો. ૧૮૨૬ ના પ્રથમ ભાગમાં અવાની દક્ષિણે થોડે દુર આવેલા 'યન્ડાબો' (Uandado) સુધી લશ્કર આગળ વધ્યું. બ્રહ્મીઓએ સંધિ કરી અને અરાકાન, તેનાસરીમ અને આસામના પ્રાંતો આપી દીધા, યન્ડાબોની સંધિથી પહેલા બ્રહ્મી વિગ્રહનો અંત આવ્યો.

૧૮૩૭ થી ૧૮૫૨ સુધીમાં બે બ્રહ્મી રાજાઓએ અંગ્રેજો તરફ શત્રુનું વર્તન ચાલુ રાખ્યું અને એવી સ્થિતિ ઉભી કરી કે ફરી પાછી લડાઇ જાહેર કરવામાં આવી. મર્તાબાન, રંગુન અને વસાઇને ફરી પાછો ઘેરો ઘાલવામાં આવ્યો અને જીતવામાં આવ્યા. બ્રહ્મી લશ્કરો હરાવવામાં આવ્યાં. આ લડાઇના પરિણામે આરાકાન, પેગુ, મર્તાબાન અને તેનાસરીમનો બનેલો આંગ્લ બ્રહ્મદેશનો પ્રદેશ બનાવવામાં આવ્યો. જો કે ૧૮૯૨ સુધી તેનું શાંતિનું કાર્ય પુરૂ થયું હતું નહિ.



શ્રી જીવરાજભાઈ મકનદાસે બંધાવેલ કુંડલામાં રામજી મંદિરમાંના શ્રી રામ, લક્ષ્મણ અને જાનકી



શ્રી જીવરાજભાઈ મકનદાસ મહેતાએ કુંડલામાં બંધાવેલ શ્રી રામેશ્વર શિવાલય



શ્રી કૃષ્ણ બલદેવજી આંગધા



શ્રીયુત તુલસીદાસ રણછોડદાસ : જામનગર



શ્રીયુત નંદલાલ ચીમનલાલ : ભાવનગર



સ્વ. શ્રી નથુભાઇ ગીરધરલાલ : પાટણ



શ્રી પ્રાણલાલ પ્રેમચંદ ગાંધી બી. એ. : કુંડલા .

૧૮૫૭ માં રાજા મીન્ડોનમીને પોતાની રાજધાની અમરપુરથી માંડલે ખસેડી, તેના રાજ્ય દરમિયાન અંગ્રેજો અને બ્રહ્મીઓ વચ્ચે સારા વેપારી સંબંધો સ્થાપવા ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા હતા, પણ બ્રહ્મીઓ વારંવાર પોતાની ફરજો અદા કરતા નહિ અને તેથી એ સંબંધોમાં કડવાશ ઉભી થઈ.

મીન્ડોનમીન ૧૮૫૭ માં મરણ પામ્યો અને તેના પછી થીબો ગાદીએ આવ્યો, જેણે ગાદીએ આવ્યા પછી થોડા જ માસમાં મીન્ડોનમીનના ઘણા વારસોની કત્તલ કરાવી. માંડલેના બ્રીટીશ રેસીડેન્ટ નોંધાવેલો વિરોધ પાછો ફેંકવામાં આવ્યો, અને પરિણામે રાજકીય સંબંધો ફરી તુટ્યા. ત્યારથી ૧૮૮૪ સુધી અનેક કારણોના લીધે સતત ઘર્ષણો થતાં અને ઉપરટ વાંધાનો નિકાલ કરવા અલ્ટીમેટમ આપ્યું. આ અલ્ટીમેટમ પર પણ ધ્યાન આપવામાં આવ્યું નહિ. અને ૧૮૮૫ ની ૧૧ મી નવેમ્બરે દુશ્મનાવટ જાહેર કરવામાં આવી. એક કાફલો નદીમાં આગળ વધ્યો, અને તેનો સામનો કરવામાં આવ્યો નહિ. 'અવા' અને સેગાંગ સામે હુમલાની તૈયારી કરવામાં આવી હતી; પણ બ્રહ્મીઓ શરણે થઇ ગયા. ૧૮૮૫ ની ૨૮ મી તારીખે માંડલે પહોંચ્યા. રાજા થીબો શરણે આવ્યો અને તેને મુંબઇ કિનારે રત્નાગિરી દેશનિકાલ કરવામાં આવ્યો.

દેશને શાંત કરવાનું કામ ઘણું મુશ્કેલ હતું, કારણ જોકે લોકોના મોટા ભાગે નવા વહીવટને કબુલ રાખ્યો હતો, છતાં બળવાખોરની ટોળીઓએ ઉપરના અને નીચેના બ્રહ્મદેશના પ્રદેશમાં ગુરીલા લડાઇઓ શરૂ કરી અને મહામુશીબતે તેમને શાંત કરવામાં આવી. ૧૮૯૧ માં વન્થોના સુબાએ બળવો કર્યો, પણ તેને તુરત જ હરાવવામાં આવ્યો અને તેનો પ્રદેશ કથ જીલ્લા સાથે જોડી દેવામાં આવ્યો.

ધીમે ધીમે બળવાખોરોની ટોળીઓ વિખેરી નાખવામાં આવી અને દેશને સંપૂર્ણ શાંત કરવામાં આવ્યો. બ્રહ્મદેશ સમૃદ્ધ દેશ છે અને ઘણા ટુંક વખતમાં એ વધી ગયો. વેપાર પણ ઘણોજ વધ્યો અને એ પ્રદેશ એવો અગત્યનો બન્યો કે ૧૮૯૭ માં એના અધિષ્ઠાતા તરિકે લેફટેનન્ટ ગવર્નર નિમાયો અને ૧૯૨૩ માં ગવર્નર નિમાયો. બાદ રાજ્યોનો વહીવટ કમીશનની હકુમત નીચે પ્રદેશિક મુખ્ય અમલદારો ચલાવે છે. ૧૯૩૭ ની પેલી એપ્રીલે બ્રહ્મદેશને હિંદુસ્થાનથી જુદો પાડવામાં આવ્યો.

## રંગુન

બ્રહ્મદેશનું રાજ્યધાનીનું શહેર અને સરકારનું મથક રંગુન નદીની બંને બાજુએ આવેલું છે, જ્યાં પેગુ નદી અને દરીઆથી ૨૧ માઇલ દુર પઝનડૌન્ગની ( Pazundaung ) ખાડી લાગેલી છે. પરાની સાથનો શહેરનો મોટો ભાગ ઉત્તર કિનારા પર આવેલો છે અને ડલા (Dalla), કમકસીટ (Kamakasit), કનાન્ગટો ( Kanaungto ) અને સેક્કી (Seikkyi) દક્ષીણ બાજુ પર આવેલા છે. સીરંયમ પેગુ નદીની સામે કીનારે આવેલું છે.

૧૯૩૧ માં વસ્તી ૪૦૦,૪૧૫ હતી.

શહેરના ત્રણ ભાગો છે. બંદર, શહેર અને કેન્ટોન્મેન્ટ. બંદરનો વહિવટ પોર્ટટ્રસ્ટ ચલાવે છે. તે નદીમાં અદકિતરની દેખરેખ રાખે છે અને ગોદીઓ રાખે છે. રંગુન નદીમાં બંદર અને દરિયા વચ્ચે આગબોટો ચલાવતા સુકાનીનો સ્ટાફ તે રોકે છે. નદીનું પુરાણ હમેશાં અડચણો ઉભી કરે છે અને રંગુન અને પેગુના સંગમ સામે આવેલી હેસ્ટીંગ્સ-નડતર કરે છે, જેની સામે મોટી આગબોટો માત્ર મોટી ભરતી વખતે જ પસાર થઈ શકે.

શહેરનો વહિવટ નીમેલા અને ચુંટેલા સભ્યોની કોર્પોરેશન ચલાવે છે. અહિં ત્રણ કોર્પોરેશનના બજારો અને આઠ ખાનગી બજારો છે. પતરાની પટીથી માંડીને હાથી સુધીની બધી જરૂરિયાતની વસ્તુ અહિં ખરીદી શકાય છે.

કેન્ટોનમેન્ટ શહેરની ઉત્તર દિશાએ આવેલું છે અને લશ્કરી સત્તા હેઠળની કેન્ટોનમેન્ટ કમીટી તેનો વહીવટ ચલાવે છે.

ત્યાં ઘણાં વિશ્રાંતિગૃહો અને બોર્ડીંગો છે. રેલ્વેમાં આરામગૃહો છે. ઉતારૂઓ સવડ હોય ત્યારે ઉપયોગ કરી શકે છે. પરાની વિશાળ રેલ્વે સવડો ઉપરાંત વીજળીની ટ્રામો, ટ્રોલીઓ અને મોટરો શહેરને સવડ આપે છે.

રંગુનમાં આરામસ્થાનો ઘણાં છે. મોટાં મેદાનો, પોલો, ફુટબોલ તથા ગોલ્ફ માટે અને કવાયત અને જાહેર કાર્યો માટે ખુલ્લી ઘાસવાળી જગ્યાઓ છે. બ્રહ્મદેશ રમતગમત મંડળની મુખ્ય રેલ્વે સ્ટેશન આગળ મોટી જગ્યા છે, જેમાં ફુટબોલ, ક્રીકેટ, ટેનીસ વગેરે રમતગમતો માટે એવા મોટા સ્ટેન્ડ છે. પૂર્વમાં રમતગમતનાં મેદાનો પૈકી આ એક છે. શહેરના પાદરે કયૈકશન આગળ અનુપમ રેસકોર્સ છે, જ્યાં ઉનાળાનાં થોડા અઠવાડીઆ બાદ આખું વર્ષ રેસો રમાય છે. એગ્રી-હોર્ટીકલચરલ સોસાયટીના બગીચાની મુલાકાત તથા વીક્ટોરીઆ બાગના જનાવરના મેળાની મુલાકાત સફળ થાય એવી છે. સ્વેડગામ પેગોડા આગળ કેન્ટોનમેન્ટમાં એક સુંદર બગીચો છે.

શહેરના એક સુંદર ભાગમાં ડલહૌસી પાર્ક અને રાજ-સાગર આવ્યા છે. અનિયતાકાર સરોવરની આજુબાજુ બાગ આવેલો છે. સરોવરની જગ્યા ૧૬૦ એકર છે, જ્યારે બાગની જમીન ૨૦૦ એકર છે. ત્યાં બોટ કલબ છે અને અઠવાડિઆમાં અમુક દિવસે સાંજે વાજું વાગે છે. સરોવરના અગ્નિ ખુણામાંથી પાણીમાંથી સામે દૂર સ્વેડાગામ પેગોડાનું દૃશ્ય એક સુંદર દૃશ્ય છે.

રંગુનની ઉત્તરે ૬૦૦ એકરના મોટા વીકટોરીઆ સરોવરો છે અને તેમની પેલી બાજુ રંગુનથી ૧૦ માઇલ બહાર, મીંગલાડુન ગોલ્ફકોર્સ છે, જે ઘણો વિખ્યાત છે અને જ્યાં જમીન રસ્તે જઈ શકાય છે. આ રસ્તાપરનું અને વિક્ટોરીઆ સરોવરની આજુબાજુનું દૃશ્ય મનોરંજક છે અને મુસાફરી કરવા જેવી છે.

શહેરની ઉપર સુંદર સ્વેડગામ પેગોડા આવેલો છે. પેગોડા ઉંચી જમીન પર આવેલો હોવાથી અને ૬૭૦ ફુટ ઉંચા હોવાથી શહેરમાંથી અને શહેરની આજુબાજુથી જુદાજુદા અનેક ખુણાઓ પરથી આ પવિત્ર સ્મારકોના મનોહર દૃશ્યો જોઇ શકાય છે. આ પેગોડા એક મોટા ઘંટના આકારના બનાવેલા છે અને ઘુમટો સોનાના પતરાથી સંપૂર્ણ ઢંકાયેલ છે. તેમના ઉપર કિંમતી જવાહીરોની છત્રી છે. પેગોડાનાં પાયાનો ઘેરાવો ૧૩૦૦ ફૂટ ઉપર છે. આની અંદરની પવિત્ર સ્મારક મૂર્તિઓ તથા ભક્તો અને પૂજારીઓનાં પવિત્ર સ્મારકોની આજુબાજુના સ્મારકોનાં સેંકડો ચિત્રકામ અને બુદ્ધની અનેક મૂર્તિઓ છે. આજ કારણથી સ્વેડગામની મુલાકાતને અવિસ્મરણીય અનુભવ બનાવે છે. રંગુન શહેર અસાધારણ રીતે સર્વદેશી છે. ઘણા દેશોની યુરોપી પ્રજા ધંધાર્થે, સરકારી નોકરીમાં અને વેપારમાં રોકાયેલી છે. આર્મેનિયનો, સીલોન અને હિંદના દરેક પ્રાંતના અને દરેક જાતિ તથા વર્ગના હિન્દીઓ, ચીનાઓ, જાપાનવાસીઓ અને પૂર્વની બીજી પ્રજાના પ્રતિનિધિ વગેરેએ આ સુંદર શહેરમાં વસવાટ કર્યો છે. રંગુન મોટું બંદર છે. બ્રહ્મી એક સારો મિત્ર છે અને જેની સાથે તેને પરિચય કરાવવામાં આવે છે તેની સાથે તે સમાગમમાં આવવા તૈયાર હોય છે. અતિથિ સત્કારમાં અને મળતાવડાપણામાં બ્રહ્મીને હરાવનાર બીજી પ્રજા દુનીયામાં નથી. આજે દેશની રાજકીય ચળવળ તરફ એ વધારે કેન્દ્રિત થતો જાય છે અને બ્રહ્મદેશના વેપાર ઉદ્યોગમાં વધારે રસ દાખવે છે.



દીકરો—બા, મારા મામા બી. એ. થઈને બહુ ભૂલકણા થઈ ગયા છે.

મા—શું બોલાય છે.

દીકરો—આજ મામા મને રસ્તામાં મળ્યા હતા. મામાએ મને કહ્યું કે કેમ ભાંકા, મજામાં છોને ? તારી મામીની તબીયત તો સારી છ ને।

# "तत्त्वमासि" અને "अहम्भाव"

લેખક:
શ્રી. નગીનદાસ એસ. પરીખ

ॐ




મનુષ્યમાં કે પશુમાં, સ્થુલમાં કે સુક્ષ્મમાં સર્વમાં પરમાત્મા વ્યાપક હોઈ, 'તે'ની શક્તિ દૈવી અંશ, અને ચૈત્યનના વડે જ આખી સૃષ્ટિ નભે છે-જીવે છે. દરેકમાં "એ" ઓતપ્રોત છે. એ 'અંતરત્વ' અખંડ પૂર્ણ હોઈ તેની "જ્યોતિ" વડે ચાલતા તમામ વ્યવહાર-ઘટમાળ 'એ'નાજ આધાર-પ્રમાણ રૂપ અને પ્રતિનિધિત્વવાળાં જ હોય. "એ"ની કૃતિ વિના કોઈ પણ વસ્તુનું અસ્તિત્વ સંભવતું ના હોઈ, "એ" દરેકમાં અને "દરેક" "એ"નામાં એમાં કાંઈ ફરક હોઈ શકે જ નહિ. તે પ્રમાણે 'એ' તે 'હું' અને 'હું' તે 'એ' એક જ છે; છતાં 'હું'ની અજ્ઞાનતા તથા સંસારમાં ખોવાવાપણાને લઈને એ સ્પષ્ટ સમજી શકાતું નથી. જાગ્રત અવસ્થામાં આવતાં, સ્વભાન થતાં "એ"નું ઐક્ય હૃદયંગમ થઈ શકે. "એ" નાથી જેટલે અંશે દૂર તેટલાં પ્રમાણમાં દુઃખ! "એ" જડે એને સર્વસ્વ જડયું-મળ્યું.

અહમ્ભાવ ષડ્ રિપુઓમાં પ્રધાન રિપુ છે. શાસ્ત્રો-જ્ઞાનિઓ સતત્ કહ્યા કરે છે અને સંસારીઓ સાંભળતા આવે છે કે ષડ્ રિપુઓને મારો-બાળો-કાપો-કાઢો, છતાં અનાયથી તો એ છે કે ન તો એમાંનું કાંઈ બની શકે છે ને ન તો એ કોયડાનો ઉકેલ આવી શકે છે. માત્ર કથન-શ્રવણ એમાં કારગત થઈ શકે નહિ. સંસારના ધક્કાઓ, ભોગના પ્રત્યાઘાતોમાંથી વિચાર અને વિવેક વડે ખરા જીજ્ઞાસુ જીવો જ એનું રહસ્ય પામી શકે. अहम् ब्रह्मास्मि "હું" જ બ્રહ્મા, "હું" જ આત્મા, પરમાત્મા, "હું" જ સૃષ્ટિ, "હું" જ કર્તા-ભોક્તા, "હું" સર્વસ્વ એ ભાવમાં "હું"નું "હું" પણું આવશ્યક હોઈ સદ્ભાવે સેવાતા એ અહમ્ભાવનો ઉપયોગ કલ્યાણકારી છે. અહમ્ ભાવ નો મૂળ આધ્યાત્મ્ય અર્થ તો એજ છે. બાકી પરમાત્મ તત્ત્વને બાજુએ રાખી બિચારૂં માંસ-રૂધિર-હાડકાં-ચર્મનું નશ્વર શરીર "હું"નો દુરૂપયોગ કરી અજ્ઞાનતાથી ભોગમાં તણાઈ એ અમૂલ્ય દ્રવ્યને છૂટા હાથે વ્યવહારમાં વાપરે, ત્યાં તો પરિણામ અધોગતિરૂપ જ આવે.

વાસ્તવમાં સંસાર જ જ્યાં અનિત્ય છે, ત્યાં તેમાં થતી દરેક ક્રિયા મિથ્યાજ નિવડે. "હું" ભાવનો દૈવી વપરાશ પ્રભુત્વને પમાડી શકે, પણ તેનો વ્યવહારૂ ઉપયોગ તો સ્વનાશનું જ કારણ બને. અસ્તુ.



# અમારી ચાર

લેખક : શ્રી. હરિદાસ

[ લેખક સહકુટુંબ યાત્રા કરી આવ્યા તે સાથે, ' મીઠ મહોદય ' ના વાંચકોને ઉપયોગી થઇ પડે તેવી માહિતીનો સંગ્રહ કરતા આવ્યા છે. આ માહિતી યાત્રારસિકોને જરૂર માર્ગદર્શક થઈ પડશે. સં. ]

શ્રી જગદંબાની કૃપાથી અમો શ્રીબદરીકેદારની યાત્રાએ ચાર મુખ્ય ધામનાં દર્શન કરી, જવા ભાગ્યશાળી થયા, અને અમારી યાત્રા સંપૂર્ણ સુખરૂપ તેની કૃપાથી જ પરિપૂર્ણ થઇ. બે મહિના શ્રી ઉત્તરખંડની યાત્રામાં દરેક પવિત્ર સ્થળો ફરતાં શ્રી યમનોત્રી, ગંગોત્રી, શ્રી કેદારનાથ અને શ્રી બદ્રીનારાયણ એમ ચાર મુખ્ય ધામોનાં દર્શન કરી, અમે સુખરૂપ દેવપ્રયાગ પહોંચ્યા અને હરદ્વાર, ઋષિકેશ, લક્ષ્મણ ઝુલા, શ્રી સત્યનારાયણ અને મથુરામાં યમુનાપાન કરી અમે માતાજીની કૃપાથી અમારે વતન પાછા ફર્યા.

અમારી મંડળીમાં શેઠ જેકીશનદાસ મનમોહનદાસ થાણાવાળા, અ. સૌ. વિજ્યાલક્ષ્મી જેકીસનદાસ થાણાવાળા, ભાઇ હરીદાસ લીલાધરદાસ પારેખ, અ. સૌ. કસ્તુરબાઇ હરીદાસ પારેખ, ચી. નવીનચંદ્ર હરીદાસ ઉંમર વરસ ૪, અને તે ઉપરાંત ૧ બાઇ અને ૧ ઘાટી મળી કુલ સાતની મંડળી હતી.

અમે સં. ૧૯૯૪ના ચૈત્ર વદ ૭ ગુરુવાર તા. ૨૧-૪-૩૮ ના રોજ સાંજના જી. આઈ. પી. રેલ્વેના પંજાબ મેલમાં નીકળી, સીધા દિલ્હી આવ્યા. દિલ્હી શુક્રવારે રાતના ૮-૪૫ વાગે ઉતર્યા અમારા સ્નેહીને ત્યાં ઉતારો કર્યો.

શનિવારે સવારે વ્હેલાં સ્નાન પૂજા પાઠ કરી પરવારી, દિલ્હીમાં ફરવા નીકળ્યા. પ્રથમ શ્રી હાઉજીની હવેલીમાં દર્શન કરી અમે ગૌરીશંકર મહાદેવનાં દર્શન કર્યા. ત્યાંથી લાલ કિલ્લો જોવા ગયા. લાલ કિલ્લામાં અસલી જાહોજલાલીનું દિગ્દર્શન થાય છે. પુરાણા કિલ્લાની અંદર સુંદર બગીચો અને આરસ પહાણનો મહેલ જોયો. રસોઇખાનાં, સ્નાનગૃહ, વિલાસગૃહ, જલક્રીડા ગૃહ, શણગાર ગૃહ, બાગ, બગીચા, કચેરી, બેઠક, મયુરાસન, છત ઉપરનું મીનાકામ, તાજનું છત્ર, વિગેરે જુના મોગલ બાદશાહ અને બેગમના વખતના હતાં તે જોયાં. અસલી કારીગરી, મકાન બાંધકામની હિન્દની પ્રથમ પંક્તિની નામના જોઈ. હૃદયને આનંદ થતો. તે જોતાંજ અસલી જમાનો અને કારીગરી યાદ આવ્યાં વગર રહેજ નહિ.

હુમાયુની કબર, કુતુબમિનાર, શાહ આલમનો રોજો, ફીરોજશા ટુંબ, બહાદુરશાહ, છેલ્લો મોગલ શહેનશાહ જેને જે બારીએથી ધક્કો મારી, મારી નાખવામાં આવ્યો હતો તે બારી, જુનું દિલ્હી, વિગેરે ઐતિહાસિક સ્થળો જોયાં. જોઇને જુનાં સ્મરણો તાજાં થયાં.

ઇંદ્રપ્રસ્થ-અસલ દિલ્હી, અશોકના વખતના તામ્રલેખો જે દેવગીરી લીપીમાં છે તે વાંચી શકાતા નથી, પરંતુ અશોકના સમયમાં જે કાયદા અમલમાં હતા તે સઘળા તેના ઉપર લખેલ છે. અશોકનાં વખતનો જુનો કિલ્લો, ઇંદ્રપ્રસ્થમાં કુંતીમાતાનું મંદિર હજી પણ છે, અને તેની પાસે શંકરની પૂજા થાય છે. તેનાં પણ દર્શન થાય છે, ચાંદની ચોક બજાર વગેરે જોયાં.

ન્યુ દિલ્હીમાં પણ ફરીને બધું જોવા લાયક જોયું. સેક્રેટેરીયેટ, પાર્લામેન્ટ બીલ્ડીંગ, વાઇસરોયનો પેલેસ, સ્ટેટ કાઉન્સીલ હોલ, ફેડરેશન ચેમ્બર, લોઅર હાઉસ અને અપ્પર હાઉસ અને ધારાસભાની બેઠક વિગેરે જાહેર બાંધકામના નમુના જોયા. શનિવાર, રવિવાર દિલ્હીમાં ફર્યા.

સોમવારે તા. ૨૫-૪-૩૮ ની સવારમાં સ્પેશીયલ મોટર કરી કુરૂક્ષેત્ર ગયા. ત્યાં સુરજકુંડમાં સ્નાન કર્યું. લક્ષ્મીનારાયણનાં દર્શન કર્યા. ગરૂડેશ્વર, બદ્રીનારાયણ, પાંચ પાંડવ, ભીષ્મપિતામહ, કૃષ્ણ, દુર્ગામાતાનું મંદિર, ગીતાગૃહ, ( રેવાગૃહ ), ગૌરીશંકર મહાદેવ, સ્થાનેશ્વર

# ધામની યાત્રા

લીલાધરદાસ પારેખ

મહાદેવ, મહાકાલી, ભદ્રકાલી વિગેરેનાં દર્શન કરી પાછા દિલ્હી આવી તેજ દિવસે રાતની ગાડીમાં હરદ્વાર ગયા.

મંગળવારે તા. ૨૬–૪–૩૮ ના રોજ સવારે હરદ્વાર ઉતર્યા. હરદ્વારમાં ગોર જ્યોતી પ્રસાદ શીલાજીતવાલા છે. તેની ધર્મશાળા ગંગાને કિનારે છે ત્યાં ઉતર્યા. ગૌરીશંકર મહાદેવ તેમજ ગંગામાતાનાં દર્શન કરી ગંગા કિનારા પર અન્ય દેવમંદિરમાં ફર્યા. લક્ષ્મીનારાયણ, હનુમાન, પંચમુખી શિવલિંગ વિગેરેનાં દર્શન કર્યાં. સાંજના ગંગામૈયાની આરતિના દર્શન કર્યાં. હરદ્વારમાં ભગીરથ રાજાએ તપ કરી ગંગાને પૃથ્વી પર ઉતારી છે તેથી તેનું નામ ગંગાદ્વાર પણ કહેવાય છે અને મહા પુણ્યની ભૂમિ મનાય છે. સાડા ત્રણ કરોડ તીર્થ હરદ્વારમાં નિવાસ કરે છે અને તેથી તે બહુજ પવિત્ર સ્થળ છે.

કુશાવર્ત ઘાટપર પિંડદાન, પિતૃતર્પણ થાય છે અને ત્યાં પિતૃની મુક્તિ થાય છે. બ્રહ્મકુંડમાં સ્નાન કરી કુશાવર્ત ઉપર પિંડદાન આપવુંજ જોઈએ. હરદ્વાર નજીક કનખલ ધામ છે, તેમાં સત્પુરૂષોના આશ્રમો તેમજ અખાડા છે. બીલ્કેશ્વર, ગૌરીકુંડ [ પાર્વતી પ્રાગટ્ય ], માયા દેવી ગુફા પ્રજાપતિ મંદિર, કાલિકામંદિર, નીલ પ્રયાગ, દક્ષ ચંડિકા દેવી પર્વત ઉપર બીરાજે છે તેના છેટેથી દર્શન કર્યા. ગંગાજીનું મંદિર અને ગંગાધાર વગેરે જોયાં.

હરદ્વારમાં મોટી બજાર છે. સ્થળ સુંદર રહેવા લાયક અને ગમે તેવું છે. ચીજવસ્તુ દરેક મળે છે. યાત્રાળુઓ અહિંથી જોઈતી વસ્તુ લે છે, અને ઉત્તરખંડની મુસાફરી શરૂ કરે છે.

તા ૨૭–૪–૩૮ ની સાંજના હરદ્વારથી



મોટરમાં હૃષિકેશ ગયા. ખુરજાવાળાની ધર્મશાળામાં ઉતર્યા. સવારે વ્હેલા ઊઠી ગંગાસ્નાન કરી, ગંગાકિનારે મંદિરોમાં દર્શન કરી, ગામમાં શ્રી ભરતજીનું મંદિર છે ત્યાં ગયાં. દર્શન કર્યા, હરદ્વારથી ઋષિકેશ આવતાં શ્રી સત્યનારાયણનું મંદિર આવે છે ત્યાં પણ દર્શન કર્યા. આ મંદિર અસલ પુરાતની છે. ઋષિકેશ સુન્દર છે. સાધુ સન્યાસીના આશ્રમો ઘણા છે, હવા પાણી સારા તેમ જ દરેક વસ્તુ મળે છે. અહિંથી લક્ષ્મણ ઝુલા ગયા. ત્યાં શ્રી લક્ષ્મણજીનું મંદિર છે, તેના દર્શન કર્યાં. ઝુલતો પુલ જોયો. સ્વર્ગાશ્રમમાં સત્પુરૂષોના આશ્રમો જોયાં અને ગંગામાં હોડીમાં બેસી ફરી એક કિનારેથી બીજે કિનારે આશ્રમમાં આવ્યા અને ત્યાં થોડો આરામ કરી, કુદરતી સૌન્દર્ય અને રચના જોઈ. મનને આનંદ થાય છે. અહિં સીતારામનું મંદિર છે. તેમાં ધૂન લાગે છે. કાલી કામળીવાળાની જગ્યા અહિં છે. તેમાં સદાવ્રત ચાલે છે અને ગરીબોને મફત દવા આપે છે. ઉપર લઇ જવા માટે જોઈતી દવા

અત્રેથી મળે છે તે યાત્રી સાથે લઇ જાય છે. ઉપર જવા માટે ડોળી મજુર વિગેરેની સગવડતા અહિંથી થાય છે. એક ખાતું તે માટે જુદું જ છે. ડોળી રૂા. ૧૬) ની એક મળે છે, અને ચારધામ ગંગોત્રી યમનોત્રી, કેદારનાથ અને બદ્રીનારાયણ જવા આવવા માટે દરેક ડોળી ઉચકવાના રૂા ૨૦૦) પડે છે. ચાર મજુર ડોળી ઉચકે છે. મજુરીનો દર બંગાળી મણના રૂા ૬૦ છે. સામાન પણ અહિંજ તોળાય છે, અને તે પ્રમાણે ઉચકનારા ઉપાડે છે. આ મજુર ડોળી વગેરેની અમોએ સગવડતા કરી લીધી અને દેવપ્રયાગથી અમો ચાલવાના હોવાથી તેઓ સઘળા દેવપ્રયાગ આવ્યા હતા. તા. ૨૯-૪-૩૮ ના સાંજના ઋષિકેશથી નીકળી અમો દેવપ્રયાગ પહોંચ્યા. ત્યાં અલકનંદા અને ગંગાજીનો સંગમ છે. સંગમ સ્નાનનું માહાત્મ્ય બહુ જ છે, તેમજ પિતૃશ્રાદ્ધ વિગેરે ત્યાં કરવું પડે છે. અમોએ પિંડદાન શ્રાદ્ધ કરી, કિનારે સંગમસ્નાન ક્રિયા કરી, ફરી સ્નાન કર્યું હતું. ત્યાં રૂગનાથજીનું મોટું મંદિર છે. તેનાં દર્શન કર્યાં. આદ્ય વિશ્વેશ્વર મહાદેવનાં દર્શન કર્યાં. રસ્તામાં ગરૂડેશ્વર મંદિર આવે છે તેનાં છેટેથી દર્શન કર્યાં હતાં. દેવપ્રયાગથી તા. ૧-૫-૩૮ ના રોજ સવારે નીકળી યમનોત્રી જવાનો રસ્તો લીધો.*

* આ યાત્રાવર્ણનનો બાકીનો રસિક ભાગ આવતા અંકમાં આપવામાં આવશે.

## જીવન જ્યોત

જીવનમાંથી જડેલી
સુજન જુની જ્યોત
દીઠી દિવ્ય-ચક્ષુએ
સુક્ષ્મ-શાશ્વત તેજ અંબાર
આશા-દિવડીએ.

રચેલ અનુપમ અસ્થિ-મંડપ;
ભાવના-શોણિત સીંચીને.
સ્નિગ્ધતા, નિખાલસતા વિમલતા,
મૃદુતા, વાત્સલ્યતા, આદ્રતા
એના કુમકુમ-ભાવના રંગો
પુર્યાં કલાની કલમે
અસ્થિ-મંડપે.

રચ્યા સ્નેહ-સાથિયા
હૃદય-સિંહાસન નજીક
પધરાવ્યો હૃદય-સિંહાસને હોંશે હોંશે
એક વિપુલાત્મ-તેજ તણખો
ઝળહળતો અખંડ તેજ તણખો
એ જ મારી જીવન-જ્યોત.

"સ્નેહશાંતિ" શીહોરકર

## સાંત્વન

શાને પ્રિયે રડે અરે ! નિજ ધૈર્ય મૂકી !
આશા ભર્યા હૃદયનો કયમ માર્ગ મૂકી ?
પુત્રીતણું નિધન એ વિધિની કૃતિ છે,
સૌને યથાસમય, આખર એ ગતિ છે.
આ વેલડી પર લચે, કળીઓ મધુરી,
કૈં જન્મતા ખરી પડી, વળી કૈં અધુરી,
કિન્તુ ન આશ ઉરથી ક્ષણ એ તજે છે,
અંગે કળી નવલ, 'દીનકર' હંમેશા સજે છે.

હરેન્દ્રકુમાર મજમુદાર

# તંદુરસ્તી

શ્રી. મોહનલાલ મગનલાલ પારેખ-ઘાટકોપર



આજે આપણી શારીરિક તંદુરસ્તી એટલી નાજુક, ચિન્તાભરી અને ખરચાળ બની છે કે તેના પાશ્ચાત્ય સંસ્કૃતિના નિવારણમાં આપણે વધારે ને વધારે માંદગીમાં સપડાઇએ છીએ અને શારીરિક તંદુરસ્તીનાં તત્વો ગુમાવીએ છીએ. આપણી શારીરિક તંદુરસ્તીનો પ્રશ્ન આપણે હાથેજ વિકટ બનાવીએ છીએ કે જે દેશમાં તંદુરસ્તી, અનુકૂળ હવા, પહાડો, જંગલો, નદીનાળાં, ઝાડપાનો, ઔષધિના જંગલો લીલાં ખેતરો, રહેવાને ફળીયાવાળા ઘરો, મીઠા પાણીના કૂવાઓ, નાવા ધોવાને પાણીના કુંડો, નદીનાળાઓ વિગેરે હતા. આજે એ બધું સુકાઇ ગયું છે. રસકસ વગરનું બન્યું છે. આપણાં જ મોહે અને આપણાં જ પાપે આમ બન્યું છે.

આપણો મોહ શું? આપણાં પાપ શું?

વિદેશી પાશ્ચાત્ય સંસ્કૃતીનું આંધળું અને અક્કલ વગરનું અનુકરણ (૧) ધર્મને નામે વહેમો અને ધર્મના સ્થાનમાં અનાચારના અખાડા, ધાર્મિક રૂઢીઓને નામે શક્તિ અને પૈસાનો દુર્વ્યય. (૨) સમાજમાં દીકરીઓનાં વેચાણ, કજોડા લગ્નો, અકારી રૂઢીઓના બંધન અને તેના ટકવવાના રૂઢીચુસ્ત આગેવાનોનો મમત.

આપણાં કમનસીબે આપણી આર્યસંસ્કૃતિ ભુંસાઇ ગઇ છે. આપણાં નંદનવન સમા ગામડાંઓ ભાંગીને ભૂકા થયાં છે અને આપણે શહેરોમાં આવી ભરાણાં છીએ. જ્યાં આપણને રહેવાને હવા ઉજાસવાળા ઘરો નથી—ખાવાને તાજો અને સ્વચ્છ ખોરાક નથી—જ્યાં મચ્છરો જનતાની તંદુરસ્તીને ભયરૂપ બન્યાં છે; કારણ કે નાવાધોવાના વપરાયેલા પાણીનો ખુલ્લી જગ્યામાં નિકાસ નથી. શહેરનો કચરો ખસેડવાનું પણ ઘણું ખરચાળ છે અને બધી જગ્યાએ એવો ખરચ કરવો અનુકૂળ હોતું નથી. એ તો મોટા મોટા શહેરોમાં કોઇ ઠેકાણે શોભાના પુતળાના રૂપમાં હોય છે.

પાશ્ચાત્ય સંસ્કૃતિથી આપણે યંત્રો અને



વીજળીના ઝગઝગારામાં અંજાઇ ગયા છીએ. કૃત્રિમ શ્રીમંતાઇ માણવામાં મોહાઇએ છીએ કે જીવનને પતન બનાવનારા મોજશોખો ભોગવી લેવાને અધીરા બનીએ છીએ. પણ તેનું પરિણામ આમ જનતા અને મધ્યમ વર્ગને કેટલું આફતકારક ભોગવવું પડયું છે તે આજે વધતી જતી બેકારી, માંદગી અને ઓશીયાળાપણું આવી મળ્યું છે તેના ઉપરથી દરેકને સમજી શકાશે.

આપણા દેશની આબાદાનીના દિવસો આજે વહી ગયા છે. આપણી કૃત્રિમ શ્રીમંતાઇની પણ આશાઓ નષ્ટ થતા બેઠી છે. પાશ્ચાત્ય સંસ્કૃ-

તેમાં મોઢભાઈને વિદેશી વ્યાપારોના દલાલો બનીને આપણે હાથે જ આપણી ઔદ્યોગિક આબાદીને આપણે નષ્ટ કરી છે તેની સાથે આપણી તંદુરસ્તીનું સત્યાનાશ વળી ગયું છે. પહેલાના જમાનામાં આપણી તંદુરસ્તીના ઉપાયો આપણાં જીવનમાં સાદાઈ અને ઉપવાસાદિ તપશ્ચર્યામાં હતા, આપણા ઘરમાં ડોશીમાની ખલેચીમાં હતા. તંદુરસ્તીની સાચી વ્યાખ્યા સમજાય તો તે કાંઇએ અઘરૂં નથી.

પણ આજે......આપણી તંદુરસ્તી સમજણમાં કેવળ અજ્ઞાનતા અને ભય ભર્યાં છે. રોગો અટકાવવા માટે કે રોગોના નિવારણમાં રાખવી જોઈતી હિંમત કે સહનશકિતઓ આપણામાં નષ્ટ થઇ છે અને વૈદ્ય ડૉક્ટરોની સલાહ ઉપર આપણે નિર્બળ બન્યાં છીએ. વૈદ્યોની (કાષ્ઠાદિક) દવા આપણા રોગોનું ઝડપી નિવારણ નથી એટલે વૈદ્યોએ સર્વત્ર ભસ્મોના ઉપચારો ચલાવવા માંડ્યાં છે. આજે શહેરી જનતાનું માનસ એટલું બધું તીવ્ર અને અજ્ઞાન બની ગયું છે કે તેઓમાં આવી પડતી માંદગી કઇ છે? શેની છે? તે તો કંઇ જાણતાજ હોતા નથી અને આયુર્વેદિક પદ્ધતિનાં ધીમા ઉપચાર ઉપર તેઓને શ્રદ્ધા હોતી નથી. અગર પરેજી પાળવી આકરી લાગે છે. એટલે ડૉક્ટરોના ઉપચારો તરફ કુદરતી આકર્ષાય છે. વળી શહેરી સંસ્કૃતિની કામ ધંધાની ધમાલને અંગે આવેલા રોગ મોઢું કડવું કર્યા વગર ઝટ મટી જાય એવું માનસ થઈ ગયું છે. આવાં માનસે હિન્દી જનતામાં ઈજેકશનોના ઉપાય વધી પડ્યા છે. તંદુરસ્તી સમજનાં અજ્ઞાનીઓ ગણતરી બધ ઇંજકશનો લીધા છે. આટલા! એમ સગર્વ બધાને કહેતા ફરે છે. વૈદ્ય ડાક્ટરો વધ્યા તેમ દવાઓ ઉપચારો શોધાયાં અને એ વધ્યાં છતાં જનતામાં રોગો એટલી ઝડપથી બમણા ત્રણગણાં વધતા ગયાં! આનું કારણ શું? એ વિચાર કરવાની કોઈને ફૂરસદ મળી છે?!!

માંદગીમાં આવતા રોગોના નામો શોધાયા છે. નિરનિરાળી જાતની દવાઓ, યુનાની હકીમી, બાયોકેમીસ્ટ, હોમીયોપેથીક, આયુર્વેદિક અને વિદેશી પેટંટ દવાઓ અને ઇંજકશનો નીકળ્યાં છે અને તેની પછવાડે સમય, શક્તિ અને અસંખ્ય પૈસાનો વ્યય થાય છે.

પણ જીવનમાં માંદગી ન જ આવવી જોઇએ અથવા આવે છે તેનું શું કારણ છે એ જનતાને સમજાવવાનો એવો કોઈ પ્રયત્ન થતો નથી. રોગો દવા મારફત મટાડવાને જે પૈસા વેડફાઇ રહ્યા છે તેમાંનો જો એક ટકો પણ રોગો અટકાવવાની સમજણ મળવા માટે ખરચાતો હોય, અથવા આજના વૈદ્ય ડૉકટરો તેવી સમજણ આપવાની ઇન્સ્ટીટયુટ કાઢતા હોય, પત્રિકા કાઢતા હોય તો તેઓએ જનતાની કેટલી બધી સેવા કરી કહેવાય.

કુદરતને સમજનારા અને માનનારા અનુભવીઓ એમ કહી શકે છે કે આપણાં અસલના વખતમાં રોગો ન હતા. આપણું જીવન જ કુદરતમય હતું. આજે પણ આપણાં જીવનમાં જે (યાંત્રિક) કૃત્રિમતા છે તેને દૂર કરીએ અને આપણી રહેણી કરણી, આપણું ખાણી પીણી અને જીવનનાં આચરણોમાં સાદાઇ, સંયમ અને નિયમિતતામાં ફેરવી નાખીએ તો આપણાં જીવનમાં જે રોગો આવી મળે છે તે તદ્દન ઓછાં બની જાય.

**રોગ આવતો અટકાવવાની બે વિચાર દૃષ્ટિ છે**

(૧) આપણો ખોરાક તાજો અને સત્વ ભરેલો હોવો જોઇએ. ગ્રામ્ય સંસ્કૃતિના નાશથી આપણને જે ખોરાક ખાવા મળે છે તે કેટલોય વાસી, ગોદામમાં ગોંધાયેલો, સડેલો અને વ્યાપારી માનસે ભેળસેળવાળો હોય છે. બીજું તે ખોરાક યંત્રોમાં તૈયાર થયેલો હોય છે એટલે તેનું સત્વ બળી ગયેલું હોય છે. ભલે થોડાક શ્રીમન્તો તાજાં ફળ, તાજાં શાક અને ઘી દૂધની છોળ ઉડાડે, પણ હિંદુસ્તાનની સકળ આમ પ્રજા અને મધ્યમ વર્ગને તો હાથછડ અનાજ અને હાથે બનેલો ખોરાકજ વીટામીન આપનારો બને છે. યંત્રો મારફત તૈયાર થતા ખોરાકથી, આપણા શરીરોને પોષણ મળતું નથી. અને શરીરમાં અનેક



શેઠ ઠાકોરદાસ આત્મારામ વિદ્યાર્થિગૃહ

શ્રી કાઠિયાવાડ મોઢવણિક બોર્ડિંગ—ભાવનગર

બોર્ડિંગની સ્થાપના તા. ૧૨ મે ૧૯૧૭ — મકાન રચના સન ૧૯૨૩



શ્રીયુત ડાહ્યાલાલ ભાઈચંદ વોરા

ઓન. સેક્રેટરી, શ્રી કાઠીયાવાડ મોઢ વણિક બોર્ડિંગ, ભાવનગર.

શ્રીયુત વૃજલાલ ગોકળદાસ વોરા, બી. એ.

ઓન. સેક્રેટરી, શ્રી કાઠીયાવાડ મોઢ વણિક બોર્ડિંગ, ભાવનગર.

પ્રકારના રોગો જન્મ્યાં છે. બીજી તરફ હાથઉદ્યોગના અનાજથી ગામડાની જનતાને ઘર આંગણે પ્રમાણિક રોજી મળે છે. પણ અનાજ વિગેરે સંચામાં તૈયાર થતાં આ રોજી બંધ થઈ ગઈ છે અને હિંદુસ્તાનની વિશાળ જનતાને અનેક જાતના રોગોની ભેટ મલી છે.

આપણી બીજી વિચાર દૃષ્ટિ આપણી ખાણી પીણી છે. પહેલાના જમાનામાં આપણો રોજનો ખોરાક સાદો હતો અને મહેનત મજુરી પછવાડે હતો. પણ અત્યારની શહેરી સંસ્કૃતિમાં એવો કાંઈ અંકુશ રહ્યો નથી. શહેરોની કૃત્રિમ શ્રીમંતાઈમાં મનને ગમે તે ખવાય, પીવાય અને આચરણ કરાય. જરાએ ઓઝપ નહીં, એટલે તેનું પરિણામ પણ રોગોમાંજ ઉગી આવ્યું છે. આપણા રોજના ખીચડી દુધના વાળુ કરનારને રોગો સ્પર્શી શકતા નહીં. પણ અત્યારે તો શરીરને ભાવવાની વસ્તુને બદલે મનને ભાવવાની વસ્તુઓ અને જરૂરીઆત વધી પડી છે એટલે શહેરોમાં વરસ બે વરસના રહેણાંકમાં તો શરીરમાં લોહીનો ક્ષય થઈ જાય છે અને શરીર પીળું પચરક પડી ગયું હોય છે. શહેરના હવાપાણીનો દોષ છે ખરો...પણ લુલીબાઈનો (જીભનો) સ્વાદ પૂરી પકવડી જેવાં અચરો કચરો ખાવાને ઓછી જવાબદાર નથી.

(૩) આપણા શરીર બીગાડને માટે આપણી રહેણીકરણી તંદુરસ્તીને ભય રૂપ છે અને એટલેજ શહેરમાં કામ કરનારાઓને પરાંઓમાં રહેવું પડે છે અને ગામડાંઓમાં હવાફેરને માટે જવું પડે છે.

(૪) દરેક જણનાં શરીરમાં ભૂખની એક ભઠ્ઠી તપે છે. શારીરિક શ્રમથી તે સતેજ થાય છે. જો શારીરિક શ્રમ ન હોય તો અને એ ભઠ્ઠી ઉપર સાત્વિક ખોરાક ગમે તેટલો લાદવામાં આવે તો તે પચે નહીં.—કસરત મારફત પચાવવાની સમજણ પડે તો જુલાબની મારફત તે નહીં પચેલી વસ્તુઓ શરીરમાં કાઢવી રહી. આવી સમજણ ન આવે તો શરીરમાં કચરો જાય તેના થર બાધે અને પરિણામે ભૂખની સગડી બુઝાઈ જાય અને લોહીના તત્વો કમી થતા જાય. શહેરોમાં માણસને શારીરિક શ્રમ ઓછા હોય છતાં ધાંધલીયું જીવન ઘણું હોય છે, એટલે સુધી કે તેમને નિયમિત ખાવાના ઠેકાણાં હોતા નથી અથવા પૈસાની કંઈ દેખાની કૃત્રીમ છોળો ઉપર હોટલનું કે બહારનું ગમે તેવું ખાઈ લેવાની વૃત્તિ રહે છે. અલબત્ત એ વસ્તુઓ પૈસામાં કિંમતી હોય, દેખાવાડી પણ હોય છે! અને મનના કે જીભના સ્વાદમાં ચડીયાતી હોય છે. પણ તે હોજરીમાં પહોંચ્યા પછી એવું બહારનું ખાનારને બેચેની બનાવનારૂં હોય છે. કારણકે તેઓ એમ સમજતા નથી કે હોજરીનો સ્વાદ તો તાજો અને જલદી પચે એવો ચોકખો ચડેલો અને ઘી દૂધના પોષણ વાળો ખોરાક હોય છે આવી સ્થિતિમાં એની ભૂખની ભઠ્ઠી મનના સ્વાદનો ખોરાક ભૂંસી શકતી નથી અને તેને ઝાડા, અતિસાર અને સંઘરણી મારફત તરછોડે છે અને એ ભૂખની ભઠ્ઠી શરીરનાં લોહીના તત્ત્વો અને હોજરીનાં આંતરડાંને ખાય છે. પરિણામે હોજરી ઉપર ચાંદા પડે છે જે મહાન રોગમાં ગણાય છે.

(૫) સાત્વિકતા, નિર્મળતા અને નિર્બળપણું શું છે તે જાણવું પડશે. આપણે આપણી શારીરિક સંપત્તિ ગુમાવી બેઠા છીએ. ક્યાં છે આપણી પ્રચંડ લક્કડ જેવી કાયા, શુદ્ધ લોહી! ગમે તેવું કામ કરતા થાક લાગે નહિ અને ગમે તેવડા સાદા રોટલા ખાવામાં પણ કુદરતી મિઠાશ.

આપણને અત્યારે ખાવા પીવામાં અનેક જાતના રસ સ્વાદ મળે છે. પણ તેમાં કુદરતી મિઠાશ મળતી નથી, ખોરાક પચાવવાની શકિત નથી. દવા ઔષધિના ટેકે ટેકે આપણું જીવન અકારૂં અને વ્યસની બન્યું છે, આપણું તંદુરસ્ત જીવન બેચેની રાખે તેવું બન્યું છે. તે બધું આજના યાંત્રિક જીવનને આભારી છે. નાટક સીનેમા આ બેચેનીના રાહતરૂપ મનાયા છે. પણ તે ખોટું છે. ભલે એ વસ્તુ થોડા શ્રીમંતોને ન સમજાય પણ સાધારણ રીતે મધ્યમ અને આમ જનતાને મોજશોખના ઉંધે રસ્તે ધકેલનારી સંસ્કૃતિ છે.

## તંદુરસ્તી માણવી હોય તો

૧ જે લોકો સદંતર ચા છોડી શકયા હશે તેઓ પાણી એ અમૃત છે અને દૂધ એ આપણા શરીરનું ઉત્તમ પોષણ છે એ સમજી શકશે. ચાથી આપણાં જ્ઞાનતંતુઓ સતેજ બને છે અને મગજ શક્તિ ખીલે છે એ સાવ સાચું નથી પણ ચાના વ્યસનથી આપણાં જ્ઞાનતંતુઓ અને મગજ શકિત ટુંક વખતમાં નબળા પડી જાય છે અને તેને વખતો વખત સતેજ કરવાને માટે ચા એ આ મનાયેલો ટુંકો ઉપાય છે. પણ એ ખોટી વસ્તુ છે. ચા જ્ઞાનતંતુઓને સતેજ કરે છે પણ થોડા કલાકને માટે; અને દૂધ જ્ઞાનતંતુઓને સતેજ કરે છે શુદ્ધ લોહીની ઝણઝણાટી સાથે કાયમને માટે.

૨ જે લોકો બીડી તમાકુ ખાવા પીવાના વ્યસન છોડી શકયા હશે તેઓજ આપણા સાદા રોટલા અને ખીચડીનો સ્વાદ મિઠાશ રીતે સમજી શકયાં હશે. બીડી તમાકુના વ્યસનવાળા શરીરથી ખોરાકનું પ્રમાણ ઘટતું જાય છે. બેચેની વધે છે એથી ફરસાણ તરફ નજર દોડે અથવા આચર કુચર ખવાય છે.

૩ આપણી તંદુરસ્તી બગડવાનું ત્રીજું મહાન કારણ એ છે કે આપણું અનાજ અત્યારે મશીનમાં છડાયેલું, દળાયેલું આવે છે. તે આપણી ખરેખર દુર્ભાગ્યતા છે. કારણ કે તેમાં વીટામીન (સત્ત્વ) નો નાશ થાય છે. આપણને ગાયના દૂધ ઘી ખાવાને મળતા નથી, આપણા દૂધ ઘીમાં અનેક કેમીકલ ભેળસેળ થવા માંડી છે અને ઘીના જેવા કૃત્રિમ તત્ત્વો બનાવી ઘીના બદલામાં વેચાય છે. ખરચાળ જાહેર ખબરોના જોર શોરે આપણાં ભોળા, અભણ અને લોભી ભાઇઓ બહેનો તેવાં હલકા ઘી દૂધ ખરીદવામાં ખેંચાય છે. કારણ કે ઘણા એવાઓ અજ્ઞાન અને પારખ વગરના હોય છે, અથવા ગરીબાઇને અંગે અથવા પૈસાની ખેંચમાં તેમ કરવા લોભાય છે, પણ સરવાળે તેમાં સહન કરવાનું છે.

૪ આપણી તંદુરસ્તી બગડવાનું ચોથું કારણ એ છે કે આપણાં જીવનની જરૂરિઆતો, નાટક સિનેમાઓ, હોટલની ખાણી પીણીના ખોટા આચરણો આપણે એવી ખોટી રીતે વધારી દીધાં છે કે તેના ખરચ માટે જીવનની સાત્ત્વિક વસ્તુઓનો ભોગ આપવો પડે છે. સાત્ત્વિક વસ્તુ ખરીદ કરી શકાતી નથી. સાત્ત્વિક વસ્તુઓમાં શરીરને પોષનારૂં ઉંચા ભાવનું ચોકખું અનાજ, નિર્ભેળ ઘી, દૂધ, રાષ્ટ્રની સકળ જનતાને ઘેર બેઠાં પ્રમાણિક રોજી પુરી પાડનારી શુદ્ધ ખાદી અને ગ્રામ વસ્તુઓ અને તંદુરસ્તીને વધારનારૂં ચોકખું મધ રોજના ખાવાને માટે પુરતું. (આપણાં નસીબે મધ તો આપણે માંદા પડીએ ત્યારેજ ઔષધ સાથે આંગળા ચાટવાનો ક્રમ આપણામાં પડી ગયો છે.) આપણી ખોટી જરૂરિઆતોનાં ખર્ચથી આપણો માનસિક બોજો-ચિંતા ખૂબજ વધી પડે છે જેની શરીરની તંદુરસ્તી ઉપર ખૂબજ માઠી અસર થાય છે.

૫ આપણાં ચા બીડીનાં વ્યસનો છુટી ગયાં હોય, અનાજ ઘરમાં દળાયેલું, ભરડાયેલું મળતું હોય, ઘી દૂધ નિર્ભેળ મળતા હોય અને જીવનમાં સાદાઇ માટે ખોટા અને વધારાના ખરચાઓ બંધ કર્યા હોય તો શારીરિક આરોગ્યતા માટે નીચે પ્રમાણે બહુ જ ઓછું કરવાનું રહે છે.

૧ રાત્રીના ભોજન તરીકે રોજ ફક્ત ખીચડી કે દૂધ ભાત જેવો સાદો ખોરાક જ રાખવો જોઇએ, તેના બદલામાં આપણામાં ઉલટી પ્રથા છે. ફરસાણ રાત્રે જ કરવામાં આવે છે. જાણે કામ-ધંધાથી પરવારી નિરાંતે ખવાય!

૨ સૂર્યાસ્ત પહેલાં બને તો જમી લેવું. એટલે સુવા પહેલા ખોરાક પચવાને ત્રણ ચાર કલાક મળે.

૩ આપણામાં શ્રીમંત વર્ગમાં અગર કૃત્રિમ શ્રીમંતાઇમાં સ્ત્રીઓને ઘરકામ કરવાનું હોતું નથી. ભલે તેમ હોય પણ તો તેવી સ્ત્રીઓએ ફરજીઆત કસરત કરવી જોઇએ. તેમાં શરમાવું કે પ્રમાદ હોવો જોઇએ નહીં.

૪ જેમ શરીરની તંદુરસ્તીની જરૂરને માટે ઉપલી વસ્તુઓની જરૂર છે તેમ રાષ્ટ્રીય ઉદ્યોગોની

તંદુરસ્તીને માટે આપણી ખાદી અને ગ્રામ ઉદ્યોગોનાં માલની એકલીજ વપરાશના આગ્રહની ખૂબ જ અને અનિવાર્ય જરૂર છે. રાષ્ટ્રના હાથઉદ્યોગોની તંદુરસ્તીને આપણી શારીરિક તંદુરસ્તી સાથે ઘણોજ સંબંધ છે.

૫ જેઓ શુદ્ધ ખાદીધારી છે અને દિલપૂર્વક ખાદી આગ્રહનું રહસ્ય સમજે છે અને ખંતપૂર્વક તેને જીવનમાં વણે છે તેઓના લક્ષણ નીચે પ્રમાણે હોય છે. (૧) શુદ્ધ ખાદીધારીઓ ઘણે ભાગે નિર્વ્યસની હોય છે અથવા તેમ કરવા મથે છે. (૨) આન્તરિક તંદુરસ્તી જાળવે છે (૩) સમાન ભાવનાવાળા હોય છે. (૪) શુદ્ધ વિચારો સેવવાવાળા હોય છે. (૫) રાષ્ટ્રના હિત માટે અહર્નિંશ કામ કરનારા બને છે. (૬) સ્વમાન સમજવાળા હોય છે. (૭) સ્વમાન સાચવવા હિંમતવાળા બને છે. (૮) શુદ્ધ ખાદી ધારીઓમાં ત્યાગ જેવી મહાન વસ્તુઓ ઉગે છે. (૯) પહેલા તો તેઓમાં મોજશોખનો ત્યાગ આવે છે. (૧૦) એટલુંજ નહીં પણ રાષ્ટ્રને ઉપયોગી પોતાની અનેક વસ્તુઓ તન, મન, અને ધનનો પ્રેમપૂર્વક ત્યાગ આપે છે. રાષ્ટ્રને ચરણે ધરે છે. (૧૧) શરીર યાતનાઓ સહન કરવાનું બળીદાન પણ. આમાંથી જે આન્તરિક શક્તિ ઉગે છે તેજ આપણા દેશની સાચી સંસ્કૃતિ છે. જેની આપણા પૂજ્ય ગાંધીજીએ આપણી પાસે અપેક્ષા રાખી છે.



# શ્યામ તેરી રાહમેં



(હરિગીત)

મૈં ઘૂમ રહા હું પ્રાણ પ્યારે શ્યામ તેરી રાહમેં;
મેરા હૃદયકા તાર હૈ એક તાર તેરા ચાહમેં;
ઇસ દાસકા કમ નસીબ હો તેરી કૃપાકી નિગાહમેં,
મૈં જલ રહા દિનરાત તેરે વિરહાનલ કે દાહમેં.

ઐસી લગન તેરી લગી હૈ દિલ નહિં જાતે કહીં,
તેરી સ્મૃતિ દુઃખ દે રહી હૈ નિંદ ભી આતી નહિં;
મેરા હૃદય સિતારમેં તેરી હી મસ્તિ હો રહી,
અબ ક્યા કરે, માલિક તૂ જૈસા કરે વૈસા સહી.

તેરે ચરણમેં લોટ કર મૈં નિંદ સુખસે લે રહા,
કભી ખ્વાબ આતે તોભી તેરા સ્મરણ મીઠા ચલ રહા;
તેરા સ્મરણ ભર જાગતે તેરેસે ક્રિયા કર રહા,
તેરે સે મૈં તેરા હુઆ, તેરેમેં જીવન બહ રહા.

દાહિની ઔર બાંહિની આગે પિછાડી તૂ રહા,
નીચે ઉપર ચો તરફ તેરી સુરત નજરે આ રહા;
તેરી સ્મૃતિ ભર ઘૂમતે તેરે મેં હિ વિચરી રહા,
જહાં તૂ રહા વહાં મોક્ષ હૈ આનંદ હૈ તતના કહાં?

શ્રી વલ્લભજી ભાણજી કવિ

# 'જુનું' કે 'નવું'?

પ્રેરક
શ્રીયુત ભાઈલાલ જયચંદ દેસાઇ, દિલ્હી



"જુનું" સડી ગયું, નકામું થઇ ગયું; એને ફેંકી દો. "નવા"માં જીવન છે, શક્તિ છે, ચંચળતા છે; તેને ગ્રહણ કરો.

"'નવું' ત્યાજ્ય છે-ખરાબ છે; 'જુનું' સનાતન છે, સાચું છે, પૂર્વજોના પથ પર કાયમ રહો; વિનાશના માર્ગે ન દોડો."

આવા બન્ને જાતના પોકારો પ્રત્યેક સમય કર્ણગોચર થાય છે.

'જુના' અને 'નવા'નું આ આવાહન વસ્તુતઃ એક જ છે. બન્ને કહે છે કે "આંખો બંધ રાખી ચાલ્યા આવો."

બન્ને આંધળું અનુકરણ કરવાનું કહે છે. જુનું સ્પષ્ટ શબ્દોમાં; અને નવું ક્રાવિડી આશયમથી.

ત્યારે સત્ય તો એ છે કે 'જુનું' બધું યે ખરાબ જ ખરાબ-નકામું જન કામું નથી, તેમ 'નવું' બધું યે સારૂં જ સારૂં નથી.

જેને આપણે 'જુનું' કહીએ છીએ એ જુનું નથી બસો ચારસો વર્ષોનું જ છે.

જે ખરેખર જુનું છે, એ તો છે હજારો વર્ષો પૂર્વેનું. એ તો જેને આપણે જુનું સમજીએ છીએ તેના કરતાં જુદા જ પ્રકારનું છે.

એમાં માનસિક દાસત્વ પણ નથી, અને શારીરિક પતન પણ નથી. એમાં શિક્ષણનો હ્રાસ પણ નથી, અને અવગુંઠનની માયા પણ નથી. એમાં સામાજીક વૈષમ્ય પણ નથી, અને પાખંડનું પ્રાબલ્ય પણ નથી.

એ સમયમાં અંતર બહારમાં પ્રભેદ નહોતો; ધર્મ પાપ ધોવાનું સાધન નહોતું; હતું અંતરના આદેશ મુજબ જગતના વિરોધને ઠોકર મારી ચાલવાનો ઉપદેશ.

ત્યારે શ્રીમંત નિર્ધનમાં દ્વંદ નહોતું; પુરોહિત પુજારીઓનાં પાખંડ નહોતાં-હતું એક-બીજાનું રક્ષણ; અને પવિત્ર આદર્શ જીવન.

ત્યારે સ્ત્રીઓ મૂર્ખ નહોતી; વિલાસની પ્રતિમા નહોતી, હતી વિદુષા, આદરણીય સહચારિણી.

અને ત્યારે એક-બીજાનાં ગળાં કાપતાં નહોતા; એક-બીજાના લાભ હેતુ એક-બીજાથી હળી મળી રહેતા હતા.

આજના પુરાતનવાદી એવા પુરાતનના સમર્થક નથી. એ તો સમર્થક છે એવા પુરાતનના કે જેમાં સ્ત્રીઓ માત્ર પુતળી જેવી છે-પરદાની દાસીઓ, સમાજ ગુલામ છે-કેટલાએક મુડીવાદી અને ધર્મગુરુ-

ઓના વિલાસ જીવનને નિરંકુશ ખેલવા માટે; અને જીવન પ્રવાહ ડગલે પગલે કૃત્રિમ સામાજીક અને ધાર્મિક બંધનોથી અવરૂદ્ધ છે.

આવું 'પુરાતન'–આવું 'જુનું'–વાસ્તવિક સડેલું છે; ખરાબ છે; એને ફેંકવું જ પડશે; જલાવી દેવું જ પડશે.

અને એને બદલે?

નુતન–'નવું'

પણ કેવું?

જે કર્યાંઈનું અજીઠું ન હો! કોઈનું આંધળું અનુકરણ ન હો!

પરંતુ આજે જેને આપણે 'નવું' કહી રહ્યા છીએ એ વસ્તુતઃ નવું નથી. એ તો છે પશ્ચિમની હજારો માઈલ દૂરના નિવાસી સાહેબોની સભ્યતાનો એંઠવાડ! નવું કહેવાનો અર્થ છે પાશ્ચાત્ય વિલાસમય સ્વચ્છંદ જીવન–સાહસહીન જ્ઞાનહીન, ભાવનાહીન, લજ્જાહીન, મર્યાદાહીન, નફટાઈ અને ઉદ્ધતાઈથી ભરપુર, 'નવું' કહેવાનો સંકેત છે પશ્ચિમના ગુણોને ગ્રહણ કર્યા વગર જ દુર્ગુણોનો કંઠહાર કરવાનો.

આવા 'નવા' કરતાં તો 'જુનું'–'પુરાતન' જ સારું છે જે આપણને ભલેને જીવનનો સ્વાદ ન લેવા દે પરંતુ અકર્મણ્ય તો નથી બનાવતું! ભલેને પરિશ્રમનું ફળ મળવા ન દે પરંતુ આળસુ તો નથી બનાવતું! ભલેને ત્યાગની ભાવનાઓ ન ભરે પરંતુ દુઃખમાં કાયર તો નથી બનાવતું!

ઝગડો 'જુના' 'નવા'નો નથી; ખરો ઝગડો છે પરાધીનતા અને સ્વાધીનતાનો.

જુનું હો ચાહે નવું હો, અત્યારે તો આવશ્યકતા છે સ્વયં વિચાર કરવાની, કે કયું ઉપયોગી છે અને કોનું અનુકરણ શ્રેયસ્કર છે? ન તો નવાથી ગભરાવાનું છે, ન તો જુનાથી ઘૃણા કરવાની છે. આપણી આવશ્યકતા તપાસો, અને નક્કી કરો કે શાથી તેની પૂર્તિ થવાની છે? દુર્બળતાઓ જુઓ અને નક્કી કરો કે શાથી તેનું નિવારણ થવાનું છે?

નવાના ઠાઠમાઠમાં ન ફસાઓ; જુનાની માયા મમતામાં ન કાયમ રહો. નવું હો યા જુનું; આંખો ખોલીને જુઓ. દૂરદર્શિતાથી બુદ્ધિનો ઉપયોગ કરી નક્કી કરી જે ઉપયોગી હોય તેને સ્વીકારી લ્યો; નિરુપયોગી હોય તેને ફેંકી દ્યો, ત્યારે જ મુક્તિ છે.×

× સૂચિત

## આપો અને માણો

શ્રી. ગટુભાઈ રાઠોડ

ખરાબમાં ખરાબ તો બીજું કંઈ નથી પણ જ્યાં 'આપી' ને 'પાછું–લેવામાં' આવે છે તે છે.

જેને દુનીઆ બદલો કહે છે એ જ પદ્ધતિ નીંદનીય છે. જેને આપવું છે તે પાછું લેવાની ઈચ્છા જ ન કરે.

લેવા કરતાં આપવામાં જે આનંદ માણી શકે તે દુનીઆમાં મહાન ગણાય છે. એ આનંદ સ્વર્ગીય સુખથી પર છે, દૈવી ચૈતન્ય શો જ્વલંત છે, દુન્યવી–ક્ષણજીવી મોજથી હજાર દરજ્જે ચઢીઆતો છે.

માણવું હોય તો આપો. ભલે થોડું આપો–ને તમારું હૃદય ખુશ થશે–દીલ બહેલાશે–મન પ્રફુલ્લશે.

એ છે શું? એ કુદરતી કાનુન છે. દિવ્ય નુસ્ખો છે, ઈશ્વરી સંકેત છે. 'આપો–ને–માણો.'

એ અજમાવવા જેવો કીમીઓ છે–ને માણવા જેવી મોજ છે.

જ્યાં 'લીધા–દીધા'ના ખેલા થાય છે તે તો વેપાર છે; જુગાર છે;–ને અધમતા છે.

લેવા કરતાં દઈ જોશો તો ખાત્રી થશે. એમાં પસ્તાવો કરવાનું રહેશે જ નહિ.

એમાં કંઈ ગુમાવવાનું નથી જેને સમજાય તેને.

એમાં કંઈ ખાટવાનું નથી એ હું કબુલ કરું છું પણ દિવ્યતાના આરે હૃદયને એકાદ ધન્ય ક્ષણ આપવા એ સોદો કરવા જેવો ખરો. 'આપો ને માણો.'

# 'નકા નગરીઆ' ની થોડીક વાનગી

લેખક: શ્રી. ઓલીયા જોશી

[ શ્રી ઓલીયા જોષી માર્મિક અને કટાક્ષમય લખાણ માટે પ્રખ્યાત છે. જ્ઞાતિનું બંધારણ, રીત રિવાજો, રૂઢિના બંધનો વિગેરે ઉપર વ્યંગ કરતું એક રેખાચિત્ર તેમણે 'નકા નગરીઆ' એ નામના પુસ્તકમાં દોર્યું છે. તેમની ખાસ પરવાનગીથી એની થોડીક વાનગી અત્રે રજુ કરવામાં આવી છે—સંયોજક ]

સમાજનું બંધારણ રોમન પદ્ધતિ પર હતું. નોખ-નોખા કુટુમ્બની એક વ્યક્તિ ગણાતી, એવી અનેક વ્યક્તિઓ મળી 'નાત' કહેવાતી. કુટુમ્બનો મોટેરો ( Pater familias ) તે જ કુટુમ્બનો સર્વ સત્તાધીશ ગણાતો. નાતની પાર્લામેન્ટમાં પણ તે જ બેસતો. એવા દશબાર મોટેરા સભ્યોનું મંડળ તે 'મહાજન' યાને નાતની કાર્યવાહક કેબીનેટ કહેવાતી. એ કુટુમ્બેશની હાજરીમાં કુટુમ્બનો કોઇ પણ સભ્ય પછી તે સાઠ કે પાંસઠ વર્ષની વયનો હોય, તો પણ બાળક સમાન લેખાય; એટલે તેને ઝાઝું બોલવાનો કે ચાલવાનો હક્ક નહિ. સ્ત્રીવર્ગની તો ફક્ત જંગમ મિલ્કત ( Chattel ) માં જ ગણતરી થતી. જંગમ મિલ્કતને જેમ વાચા નહિ, તેમ સ્ત્રીવર્ગ પણ જીવ્હા છતાં વાચા રહીત પ્રાણી હતું. જંગમ મિલ્કત જેમ કિંમતી તેમ તેને ચોર કે લુંટારાના ભયથી દાટી રાખવામાં આવે, તેમ આ વાચા રહિત પ્રાણીને પણ ગુપ્ત રાખવાની ખાસ કાળજી રાખવામાં આવતી.

× ×

સારે કે માઠે પ્રસંગે નાત તો જમવા માટે તૈયાર જ હોય છે.

× ×

'નાતે મરવું, નાતે તરવું' એ સિવાય બીજો છૂટકો ન હતો; નાત ઉપર બીજી કોઇ સત્તા પણ નહોતી.

× ×

"ગગીને ક્યાં વરાવી છે?"

"મલાડના આસિસ્ટંટ સેસન જજ સાથે."

"આપણી અહિંની નાતના છે?"

"એટલે?"

"આપણી નાતના તો ખરા કે નહિ?"

"એ દસા-વિસા કે ત્રીસા-પચાસાના ભેદ હવેના સમયમાં છે જ નહિ."

"હેં-એં-એં!"

"હા. શ્રીમાળી કે સોરઠીઆ, ઓસવાળ કે પોરવાડ ઓળખવાની કાંઇ ખાસ છાપ છે ખરી? વણિકની એક બહોળી વ્યક્તિમાં તમારા વખતના એ નાના નાના તડનો અમે સમાસ ગણીએ છીએ."

"ત્યારે શું અરસપરસ બધા કન્યા-વેવાર પણ કરો છો?"

"પ્રત્યેક પિતાએ પોતાની પુત્રીનું હિત લક્ષમાં રાખી, ક્યાં આપવી તે તેની ઇચ્છાની વાત છે."

"પણ નાતનો કાંઇ પણ બંધ ખરો કે નહિ?"

"હમ્બગ! એમાં નાત શું? નાતનો આગલો ઇતિહાસ અમે વાંચ્યો છે અને સાંભળ્યો છે, તે જોઇને અમને તો કમ્પારી છૂટે છે. ખુદ તમારો પોતાનો જ દાખલો લ્યો; તે જાગતો-જ્યોત છે. કાંઇ પણ તપાસ કર્યા વગર કેવળ સ્વાર્થની ખાતર સમાજના બે ચાર માણસો દોરવાઇ કાંઇ હુકમ કરે તેને માન આપવા શું આપણે બંધાયેલા છીએ? હિંદુસ્થાનની અંદર, નાત કે જે એક 'Watertight-Compartment' જેવી છે, તેનું બંધન જેમ વ્હેલું તૂટે તેમ હિંદુસ્થાનની એક નેશન થવાનો સમય નજીક આવે તેમ છે....."

"ત્યારે શું નાતના બધા બંધન તૂટી ગયા! મા-બાપ! અમારા વખતમાં તો શ્રાવક-વૈષ્ણવના ઝગડા;

શ્રાવકમાં પણ તપા-ઢુંઢિયાના ભેદ હતા, ત્યાં કન્યાની લેવડ દેવડની તો વાત જ ક્યાં રહી?"

× ×

"મોંના કે'તો ખરો આ સારંગધર મેતો કોણ છે?

"વાણિયા છે,"

"હોય નહિ, મને તો ટોપીવાળો લાગે છે."

"એટલે!"

"વાણિયો હોય ઇ તો ચોરણી પછેડી પેરે, માથે પાઘડી બાંધે."

"નકાભાઇ? તમે તો હદ કરી. તમને હજી આગલો જમાનો જ યાદ આવ્યા કરે છે."

"કાં-આં-આં?"

"તો ભલા માણસ લુગડાં ગમે તેવા પહેરે એથી વાણિયો મટી જાય?"

"મોંના! કેમ ભૂલી જા'ચ! આપણે જરા સરાઇ ઘાટનો ચોરણો પેર્યો'તો, તો માજને થપાટ મારીને કાઢી નાખ્યો'તો, અને આ સારંગધર મેતો સરાઈ ઘાટનો ચોરણો પેર તેને કોઇ બોલતું યે નથી."

"એ નકાભાઈ! એ ચોરણો ન કહેવાય; એ તો પાટલૂન છે.

× ×

"નકાભાઇ! નાતનું નામ મૂકોની; અમે તો અત્યાર સુધી જોતા આવ્યા છીએ, અને અમને તો લાગે છે કે નાત હવે જવા બેઠી છે, તેમાં આપણે શું કરશું? ભણેલાઓ કહે છે કે નાતના જમાનાને અનુસરતા ધારા ધોરણો બાંધો અને કૈંક આગળ વધો; પણ કોઇ દાદ દેતું નથી. કોઇને નાત બહાર કરવામાં શુરાપુરા પણ કોમના કંઇ સારા કામો કરવામાં કુંભકર્ણ જેવા થઇ જાય. અમથા અને મફતચંદ જેવા માજનમાં બેસે. ધધો કાંઇ કરે નહિ, નાતના નાણા પચાવવા, ચોરાઉ માલ રાખવા, દીકરીઓના પૈસા ખાવા. આવા અભણ સ્થિતિ વગરના માજનમાં બેસી નાતની ચોવટ ડોળે ત્યાં માજનનો વકર શું પડે! હવે શું! અગાઉની પેઠે નાત પાસે કાંઇ રાજ છે? અત્યારે તો જરા કોઇ ખોટી રીતે ઉચોતીચો થાય તો કોર્ટમાં ઘસડાનું પડે તેમ છે."

× ×

"માજન તેની હદમાં રહી કામ કરે તો માન મળે પણ હવે તેની હદ જ ક્યાં છે?"

× ×

"હં-અ ખડી વાટ! નકા, તુંરો વહેવારમાં ખડું હમજછ; સાડંગધડ રો હજી છોકડું છે પણ આ મોંનાને શું ઠઇ ગયું છે? ઇ કીયે છે, કે નાટનો હિસાબ બહાર પાડો...આપડી નાટના કામ! સો વાટના વિચાડ! કોઇ છાનું રાખવા જેવું હોય, કોઇ છટું ન કડવા જેવું હોય; કેમ ખડું કે નહિ મફટચંડ!"

"હા-જ-રો"

"જો નકા માજનને પજવવામાં માલ નડી. અમને કીયે છે કે ટમે રુપીઆ ઉચાપટ કડી ગયા છો. સાડી કાંઇ વાટ."

"એવું હોય તો ચોખવટ કરી નાખોની!

"માડા! નારે નાટનું વડે ને મુડાભાઇને વાને પાણી એમાં ચોખવટ શું કડવી હોય! જો તું મોનજી ને અને સાડંગધડને હમજાવજે નહિંટર એમાંથી સારું પનીનામ નઇ આવે હો?"

"હાં આ! માબાપ!"

"તાડા જમાઇને ટાં હમનાં જ પીવા આવવાના છે. પાણો નાખશું હમજ્યો?"

× ×

'માંઉ નકાનગરીઆને ખબર દેવામાં આવે છે, કે-માજનની મના છતાં તમે માંઉ સારંગધરને ત્યાં લગ્નમાં હાજરી આપી અને નાસ્તો ખાધો હતો એવું માજનની જાણમાં આવ્યું છે; માટે ચાર કલાકની અંદર એ બાબતનો ખુલાસો કરી જવો, નહિંતર તમારા સંબંધમાં માજનશ્રી વિચાર કરશે.'

"લે ગગી! આ તો માજનશ્રીનો કાગળ લાગે છે. હું તમને બધાને કે'તો તો કે માજનશ્રીથી ઉપરવટ ન થવાય તોપણ તમે કોઇએ મારું કે'વું ન માન્યું. હવે કોણ જાણે શું થાશે. ગગી, હું તો જાઉં છું."

"બાપા! ક્યાં ચાલ્યા?"

"માજનને ખોળે પાઘડી મુકવા."

"હશે બેસો, બેસો! એમ જવાય નહિ; મોનજી કાકાને બોલાવવા દયો."

"લે મોના! તું કે'તો તો કે માજનથી કાંઈ નંઈ કરે, ને લે આ હુકમ આવ્યો."

"નકાભાઇ! માજને તો માથું ખોઇ નાખ્યું છે. પણ તમે તેના જેવા કાં થાઓ? આવા રજીષ્ટર તો ગામમાં ઠેકઠેકાણે આવ્યા છે. મારા ઉપર પણ મોકલ્યું છે. શું આપણે કાંઇ ચોરી કરી છે કે કોઈની બીક હોય?"

"મોના, મોના? તું ભલે ગમે એટલા ગોટા વાળે, પણ મને તો માજનના ઘા યાદ આવે છે, મારી નાંખશે હો?"

"અમને પણ માજનના કામ કેવાં છે તે બરાબર ખ્યાલમાં છે. કોઇ મારતું કે મરતું નથી."

"મોના! પણ નાત પાસે જવામાં વાંધો શો છે? આપણી આવડી મોટી નાતમાં હવે તો ઘણાંય ડાયા માણસો હશે. હાલોની, આપણે અરજ કરશું. નાત તો ગંગાનો પ્રવાહ છે."

"નકાભાઇ! એ ગંગાજીનો પ્રવાહ જોવામાં માલ નથી, તો પણ તેમાં કેટલો મેલ અને કદડો છે, તે તમારે જોવું જ હોય તો ભલે ચાલો."

× ×

"ઈ પડોશવાલા આપણે ટાં દીકડી ડેટા નકી, ટો, આપણે શું કામ આપણી દીકડી ટયાં ડેની જોઇએ?"

"ત્યારે કંઠાડવાળા તમને દીકરી દેતા નથી, છતાં ત્યાં શું કામ સૂરકા મારો છો?"

"ઇ ઘોળા માથા વાળા છાપરીઆ તો રોકડીઆ ઘરાક છે; લેવારમાં બીલકુલ લબાડ નથી. પુરતાં નાણાં ચુકવે તેવાં છે. ખોટું બોલતો હોઉં, તો પૂછો આ અબા તોલીઆને."

"તું શું મોઢું લઇને બોલછ! તાડા ઉપડ ટો નોટીસ કાઢી છે. બોલ! તાડો શું ખુલાસો છે?"

"અમે શું કાંઈ નાતના ચોર છીએ? માળા-ઓને ખાવા ખાખ નથી, કોડીની શાખ નથી, તો પણ જોર સિકંદર બાદશાહ જેટલું! પારકે પૈસે તાગડધિન્ના કરનારા બાદશાહો! નાતના પૈસા ઉચાપત કરી ગયા છો, તે તો પ્રથમ પાછા કાઢોની!"

"જા, જા! તું અમને માજનને કોણ પુછવાવાલો છો?"

"ત્યારે જોયા જોયા તમારા માજનીઆના મોંકલા!!"

"જા, જા! ડાયલા! એસી વડસે સુઢેલા બેડો ભાડયો છો ટી! વડસ બઢા પાણીમાં નાખી ડીઢા!"

× ×

"મુંગો મડ! મુંગો મડ! નાટમાં કેમ બોલવું ઇ શીખતો જા! એવી ખડી વાટ હોય ટે પેટમાં રાખીએ, ને ખોટી વાટનો ગોકીડો કડીએ હમંજ્યો! માડા દીકડા!"

× ×

"નંઇ મુટાય, નંઇ મુટાય! માજનના માણહને નાટ બાડ નંઇ મુટાય."

"ત્યારે તમારી આંખમાં ખૂંચતા હોય તેને જ વીણી વીણીને મારશો? આ તમારો ન્યાય?"

"હા, હા. અમારી સટાની વાટ છે."

"ત્યારે બેલો તમારો સટો."

બાપડા નકા નગરીઆએ જાણ્યું કે હમણાં શેઠીઆ વિચાર કરશે, ને હમણાં ઠરાવ સંભળાવશે, ને હમણાં નાત બહારનું વારંટ નીકળશે—ત્યાં તો બીજુજ વારંટ બજાવવા વંડાની અંદર કોઇ ખાખી વસ્ત્ર સજીત વ્યક્તિઓએ પ્રવેશ કર્યો; અને 'અમથાચંદ હુલ્લાણી ઔર મફતચંદ કુલ્લાણી કૌન હયે?' કહેતા ત્રણ પોલીસ સીપાઇઓએ ટોળામાં ભંગાણ પાડ્યું.

"કોણ? અમારા માજનના શેઠીઆ? આ ઓટા પર બેઠા."

"ચલો દોનું ચુમટી પર."

"પન જમાડાર છાબ! અમે કાંઇ કજીયા-ફટવા કડતા નકી, ને ભાઇ છાબ, અમને શું ટામે પટડો છો?"



શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવિંદજી જેઠાભાઇ વિદ્યાર્થી ભુવન : રાજકોટ

શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવિંદજી જેઠાભાઈ વિદ્યાર્થી ભુવનનું પુસ્તકાલય, વાંચનાલય અને આરોગ્યગૃહ : રાજકોટ



શેઠ શ્રી જીવણલાલ મોતીચંદ : ચોરવાડ



શેઠ શ્રી હરખચંદ મોતીચંદ : ચોરવાડ



શ્રી. શીવલાલ રામજીભાઈ વકીલ : કચ્છ-માંડવી



શ્રી. વ્રજલાલ નારણદાસ : મુંબઈ

"દેખો! હમારી પાસ વોરંટ હય, દોનોકું પકડનેકે લીયે. હમ દુસરી બાત નહિ સમજતે. જો કુછ કહેના હો સો ફોઝદાર સાબ પાસ બોલના. ચલો સીધા."

નકા તથા મોનજી શેઠને નાત બહાર થવાને બદલે ઉલટું માજનના શેઠીઆઓને 'વંડાબહાર' બહેકે 'દરીયાપાર' જવાનો પ્રસંગ આવ્યો.

× ×

"સાબ! અમાડો ડાડો ગુજરી ગીયેલો, ટેના અમારે ઘેડથી ગામ ખડચ થીયા છે. વડશીની નાટો જમાડેલ છે. અમારે ઘડેથી પાંચ ટો નવનાટ અને વીશ વરોંડી થીએલ છે."

"અને એના કાકા નાથા કુવાણીને ત્યાંથી આઠ તો અધરણીની નાતું થીએલ છે, કેમ મફતચંદ, ખરૂં કે નઈ?"...

× ×

"હેં? મારાજ? તયેં—તમે જેલમાં ગીયેલા કે?"

"હરામખોરી કરે નાત પટેલીઆ, અને શાસન થાય સામે થઇ તેમને ખુલ્લા પાડનારને. નાત પ્રપંચનો હું ભોક્તા થયો એજ ગુન્હો."

× ×

"પક્ષ તો નાના મોટા દરેક દેશમાં હોય, અને દેશના હિતાર્થે મતમતાંતર પણ હોય. પરંતુ પાશ્ચાત્ય દેશો સમગ્ર કલ્યાણ કે સમગ્ર આપત્તિના પ્રસંગે પક્ષાપક્ષી ત્યજી ઐક્ય સાધવામાં કુશળ હોય છે, માટે જ તે રાષ્ટ્રો ઉન્નતિ પ્રાપ્ત કરી શક્યા. ત્યારે ભારતના દુર્ભાગ્યે મહાભારતના કાળથી મારા કાળસુધી ધાર્મિક, સામાજીક, સાંસારિક કે રાજકિય વિષયમાં ઘરઘરનાં તડાં ને વાડામાંથી અપણે છુટી શક્યા નહિ એટલે આ પ્રશ્ન છેડવો પડ્યો.

× ×

"...ગૃહિણી અને ગૃહસ્થો! પ્રાચીનકાળમાં આ આર્યાવર્તમાં ફક્ત ચાર જ જાતિઓ હતી—બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શુદ્ર. કેવળ ગુણ કર્મ ઉપરથી એ વર્ણાશ્રમો બંધાયેલા હતા. એ સ્થિતિ ઈસ્વી સનના આરંભ સુધી ચાલી. ત્યારપછી હિંદુસ્થાન ઉપર પરદેશીઓના ઉપરા ઉપરી હુમલા થવા લાગ્યા; અને તેવા સમયમાં પહેલી ત્રણ દ્વિજ જાતિઓમાં ફાટ પડવા માંડી. આપણે વૈશ્યો જેની અંદર વણિક, કૃષિકાર અને કારીગરનો સમાવેશ થાય છે, તે બધાંની ધંધા ઉપરથી નવીન જાતિઓ પડી; અને નવીન નામો એ જાતિઓએ ધારણ કર્યાં—જેમકે કણબી, સોની, સુથાર, હજામ વાણિયા, કુંભાર ઇત્યાદિ. રફતે રફતે તમામ વૈસ્ય જાતિમાં ધર્મના ઝગડા દાખલ થયા; જેના પરિણામે ફક્ત વણિક જેવી એક જાતિમાંથી લગભગ સો સવાસો જેટલી પેટા જ્ઞાતિઓ ફૂટી નીકળી. એ પ્રત્યેક પેટા જ્ઞાતિને તે કાળમાં નાત કહેતા. એ દરેક નાત એક બીજાથી ઉંચી ગણાવાની સ્પર્ધાના પરિણામે લગ્ન-વ્યવહાર તો એક બાજુએ રહ્યો પણ વખતે વખતે અરસ પરસ ભોજન-વ્યવહારનો પણ પ્રતિબંધ રખાતો....

---

# ફરીથી કરો

ફરીથી કરો ફરીથી કરો
ઉદ્દેશ આ ઉરમાં ધરો
નીરાશ થઇ નવ ડરો
નિશ્ચય કરી મનથી ખરો
ફરીથી કરો.

કો કાર્ય નિષ્ફળ નિવડે
બહુ અડચણો આવી નડે
મૂર્ખા ભલે તમને નડે
ફરીથી કરો.

કદી કાર્યમાં જય ના મળે
કરજો ફરી બમણા બળે
છતાંએ યત્ન ઉંધો વળે
ફરીથી કરો.

કનૈયાલાલ મોદી.

# પાંડવ દૂત

લેખકઃ
શ્રી. કપિલ ઠક્કર એમ. એ.

[ આ વિદ્વાન લેખકે પોતે મોઢબંધુ ન હોવા છતાં પોતાની સાહિત્ય સામગ્રી આ ખાસ અંક માટે આપવાની કૃપા દર્શાવી છે; તે માટે તેમનો આભાર—સં. ]

૦૦૦

સ્થળ—વિરાટનો દરબાર

યુધિષ્ઠિરઃ—ત્યારે આપ જરૂર એમ માનો છો કે જે અમારૂં છે, જેના પર અમારો હક્ક છે, તે પુનઃ પ્રાપ્ત કરવામાં યુદ્ધ એ અનિવાર્ય છે? શાન્તિનો રસ્તો અમારી પાસે ખુલ્લો નથી!

કૃષ્ણઃ—ધર્મરાય! તમારી પાસે બે માર્ગો ખુલ્લા છે. જો રાજ્ય પુનઃ પ્રાપ્ત કરવું હોય તો કૌરવો સાથે યુદ્ધ અને જે રીતે આ છેલ્લાં બાર બાર વર્ષોથી જીવન ગાળી રહેલા છો તેમાં જ સંતોષ અને શાન્તિ, એમાં જ જીંદગીનું સાફલ્ય અને આત્મશ્રેય માનતા હો તો જે ગુમાવેલું છે, તેના પર લક્ષ ન દેવું, અને તેને ફરીથી મેળવવાના સઘળા પ્રયત્નોનો વિચાર સુદ્ધાં ત્યજી દેવો.

ભીમઃ—મહારાજ! યુધિષ્ઠિરને આ બન્ને માર્ગો બતાવવા અને પોતાની પસંદગી કરવા છૂટ આપવી તેનું પરિણામ એક જ હોય! યુધિષ્ઠિરને યુદ્ધનો મૂળથી જ કંટાળો—એમાં વળી કુટુંબ વિનાશનું બ્હાનું, એટલે જે કાંઇ તેમને સામાન્ય સંયોગોમાં યુદ્ધ કરવા પ્રેરે તેનો અહીં અભાવ. વળી બાર બાર વરસો સુધી જંગલોમાં રખડીને અમે ગરીબાઈ-ક્ષુધા, શ્રમ એ વસ્તુઓથી એટલા ટેવાઇ ગયા છીએ કે હવે વૈભવો અમે ભોગવી પણ ન શકીએ, અને રાજ્ય ચલાવવાની કળા તો અમને સાંભરતીયે નહોય.

કૃષ્ણઃ—ભાઇ!! ત્હારા વચનનો મર્મ સ્પષ્ટ છે. તું એમ માનતો હોય કે યુધિષ્ઠિર રણભીરૂ છે અને લડવા માટે તેઓને સજ્જ કરવા એ બહુ મુશ્કેલ કાર્ય છે, તો પ્રશ્ન એ નથી. જો ત્હારી પાસે હકીકત સ્પષ્ટ મૂકું છું. યુદ્ધ વગર જો રાજ્ય પાછું મળી શકે તો યુદ્ધનો કશો આશય અમને સમજાતો નથી. અને જો પાંડવ કુમારોએ પોતાના પિતાની ગાદી ફરીથી હાથ કરવા હથીઆર ધારણ કરવાં પડે તો ધર્મરાય ત્યાં પણ પોતાનો વડીલ બંધુ તરીકેનો હક્ક ભોગવશે.

અર્જુનઃ—ભીમસેનને પોતાની ભયંકર પ્રતિજ્ઞાઓનું સ્મરણ થતું જણાય છે, અને યુદ્ધ વગર એ પ્રતિજ્ઞાઓ સંપૂર્ણ ન થાય માટે તેમની નજરે તો રાત્રી દિવસ રણક્ષેત્ર જ પડે છે. દુઃશાસનની છાતી ચીરી, દુર્યોધનની ઝાંઘ ભાંગી—સતી દ્રૌપદીના છૂટા રહેલા કેશમાં એ રક્તનું સિંચન કર્યું એવાં એવાં સ્વપ્નાંઓ એ રાત્રી પડતાં જોયા કરે છે. એને શાન્તિનો માર્ગ કેમ સુઝે?

સહદેવઃ—શ્રી કૃષ્ણ, આપ દ્રષ્ટા છો. ભવિષ્ય આપની નજરથી છૂપાએલું ન હોય. એ કાળના પડદાઓ આપની દૃષ્ટી પાસેથી જે થવાનું છે તે ઢાંકી ન શકે. મ્હને તો યુદ્ધ અનિવાર્ય જણાય છે. છતાં વિના યુદ્ધે જો અમે સંતોષ અને ન્યાય મેળવી શકીએ, એમ આપ માનતા હો તો આપને હાથ અમે અમારી સઘળી બાજી છોડી દઇએ છીએ. આપ જ અમારા માર્ગગામી છો.

સાત્યકીઃ—પ્રભો! આપ શાન્તિ સ્થાપવા અને યુદ્ધ અટકાવવા સુચવો છો, પણ આપણેજ યુદ્ધ માગવું એવો મ્હારો ખાસ અભિપ્રાય છે. આપ યાદ કરો કે કૌરવોએ પાંડવોનાં ભરી સભામાં કેવાં કેવાં અપમાનો કરેલાં છે. નીચ દુઃશાશન સતી દ્રૌપદીને એકજ વસ્ત્ર ભરી ભરસભામાં બળાત્કારે લઇ ગયો અને ત્યાં પણ દુષ્ટ દુર્યોધને અતિ ભયંકર અપમાન કર્યું. હે મધુસુદન, આપે જો એ સમયે અદસ્ય રીતે સહાય ન કરી હોત

તો એ નિરાધાર બિચારીની શી સ્થિતિ થાત ? વનવાસ દરમિયાન પણ દુષ્ટ કૌરવોએ પાંડવોને શું ઓછા સતાવ્યા છે?કૌરવોના દરબારમાં વિરાજતા પૂજ્ય પિતામહ ભીષ્મનાં જ્ઞાન, ન્યાય અને નીતિ એ સમયે ક્યાં છૂપાઇ ગયાં હતાં? ગુરૂ દ્રોણ કેમ મૌન રહ્યા ? સતીએ ન્યાય માગ્યો ત્યારે ધૃતરાષ્ટ્ર કેમ કશું બોલી શકયો નહિ ? શું આ બધી આગ યુદ્ધ વિના શમી શકશે ખરી ? એ અન્યાયો અને અપમાનોનો બદલો આપણે તેઓને વ્યાજ સહિત આપવો જોઇએ. અર્જુનના ગાંડિવમાંથી વિષ જેવાં ઝેરી અને આગ જેવાં તીક્ષ્ણ શરો જ્યાં સુધી છૂટયાં નથી, આ મહાન ગદાધારી ભીમસેન પોતાની પ્રચંડ ગદા લઈ કુરૂક્ષેત્રને ખુંદતો કુદી પડ્યો નથી, બાળ છતાં કાળ જેવો સૌભદ્ર-અર્જુનને પણ વિસ્મય થાય તેવી રીતે રણક્ષેત્રમાં વિફરી પોતાના બાહુ બતાવી શકયો નથી ત્યાં સુધી કૌરવો ભલે જીવે; પરન્તુ રણક્ષેત્રમાં ક્ષત્રિયોને અનુકુળ-મનભાવતી રમતો શરૂ થતાં, કૌરવસેના તારાજ થશે. ભીષ્મ કે દ્રોણ, કૃપાચાર્ય કે કર્ણ, દુર્યોધન કે દુઃશાસન, કોઇપણ ટકી શકશે નહિ. એકે એક યમસદને પહોંચી જશે, અને અંતે પાંડવો વિજયી થશે.

શ્રીકૃષ્ણ—ભારતના કલ્યાણ માટે, ક્ષત્રિય સમુહના રક્ષણને માટે, કુટુંબની શાંતિને માટે યુદ્ધ ન થાય એમ હું ઇચ્છું છું. છતાં કૌરવોનું અભિમાન, દુર્યોધનનો ગર્વ, ધૃતરાષ્ટ્રની નબળાઇ અને હસ્તિનાપુરના સિંહાસનની આસપાસ વીંટળાઇ રહેલાં વાદળાંઓ, એ સઘળું જોતાં મને સમજાય છે કે સંગ્રામ થશે, ભયંકર યુદ્ધ થશે અને એ અટકાવવાનો સઘળો પ્રયત્ન મિથ્યા જશે.

સેવક—(દાખલ થઇને) મહારાજ, હસ્તિનાપુરથી સંજય પધારેલા છે અને આપનાં દર્શન માગે છે.

વિરાટરાજ—એમને યોગ્ય સન્માન સાથે અંદર તેડી લાવો.

યુધિષ્ઠિરઃ—પધારો મહારાજ! જે ગહન પ્રશ્ન અમારી સમક્ષ ખુલ્લો છે તેમાં આપની મદદ બહુ કિંમતી થઇ પડશે.

સંજય—(કૃષ્ણને પ્રણામ કરે છે.) હસ્તિનાપુરથી આપ પાંડવ કુમારોને યોગ્ય સંદેશો લઇને હું કૌરવ કુળના વૃદ્ધ પુરૂષો તરફથી આવું છું.

નકુલ—અમે એ સંદેશાની રાહજ જોતા હતા. કહો કે " દુર્યોધન મહારાજ કહેવરાવે છે કે રાજ્ય જોતું હોય તો યુદ્ધ માટે તૈયાર થાઓ." સંજય મહારાજ, એવા સંદેશાઓ લઇને આપને અહિં સુધી આવવાની જરૂર નહોતી. લડાઇનું કહેણ લઇ આવવા માટે સંજયની પસંદગી ન હોય.

સંજય—તું ખરૂં સમજ્યો ભાઇ. લડાઇનું કહેણ લાવનાર હું ન હોઉં. હું તો શાંતિનો સંદેશો લાવું છું.

યુધિષ્ઠિર—આપનું કલ્યાણ થાઓ. વિના યુધ્ધે અમને અમારૂં છે તે પાછું મળે એવી પ્રાર્થના કરીએ છીએ. કુટુંબનો વિનાશ મને કોઇ પણ કાળે રૂચિકર ન હોય. બોલો આપનો સંદેશો આપો. અમને અમારા પિતાનું રાજ્ય પાછું સોંપવા પધાર્યા છો ?

અર્જુન—બોલો બોલો સંજય, અમારી ન્હાનામાં ન્હાની માગણીનો સ્વીકાર થયો છે એ જાણીને પણ અમે સંતોષ માનશું.

સંજય—યુધિષ્ઠિર, તું જાણે છે કે કૌરવ પક્ષ બહુ સબળ છે અને સબળ છે માટે અભિમાની છે. વિરાટ મહારાજના પુરોહીતનો સંદેશો કૌરવ સભામાં પહોંચ્યો ત્યારે ત્યાં બીરાજેલા વીરનરોના આત્મામાંથી કયા કયા જુદા પ્રકારની લાગણીઓ ઉભરાઇ હશે તેનો તને ખ્યાલ છે ? પિતામહ ભીષ્મ એમ ઇચ્છે છે કે તમને તમારૂં રાજ્ય પાછું મળે. રાજા ધૃતરાષ્ટ્ર એમ માને છે કે તેમાં ન્યાય છે. પણ દુઃશાસન, કર્ણ અને શકુનીથી ઘેરાયલો દુર્યોધન મક્કમપણે કહે છે કે પાંડવોને જમીનનો એક વેંત સરખો ટુકડો પણ નહીં મળે અને એ મેળવવાની ઇચ્છા હોય તો તેમને માટે રણક્ષેત્ર સિવાય બીજું સ્થળ નથી.

નકુળ—ત્યારે આપનો સંદેશો શો છે ?

સંજય—મ્હારો સંદેશો ધર્મરાય પ્રત્યેનો છે. અને તે એટલો જ કે રાજ્યને ખાતર કુટુંબનો

નાશ થતો અટકાવવો. દુર્યોધન જેવા હઠીલા પ્રતિસ્પર્ધીને તેની મગરૂબીમાં રહેવા દેવો. જે સ્થિતિમાં ઇશ્વરે મુકેલા છે તેમાં સંતોષ માનવો. પોતાની જ્ઞાન દૃષ્ટિનો આ પ્રસંગે ઉપયોગ કરવો અને જગતની શાન્તિના વિનાશક બનવાનું ઘોર પાપ માથે ન વહોરી લેવું.

ભીમ—અને બાર બાર વરસોથી જેમ પોતાના ભાઇઓ અને પત્ની સાથ જંગલો અને વેરાનોમાં ભમે છે તેમ જીવન ભર ભમ્યા કરવું. પેટ ભરવા માટે કોઇની સેવા ઉઠાવવા તૈયાર રહેવું. પણ જે જન્મના હક્કથી પોતાનું છે તે મેળવવા ઇચ્છા પણ ન કરવી. કારણ-કારણકે દુર્યોધન હઠીલો છે અને કૌરવો બળવાન છે.

યુધિષ્ઠિર—સંજય! આપની સલાહ કોઇક પ્રસંગોમાં કોઇક વ્યક્તિઓને રૂચિકર થાય. પણ આપ એમ માનતા હો કે બાર બાર વરસના વનવાસ પછી પાંડવો નીર્બળ બની ગયા છે, ગરીબાઇથી ટેવાઇ ગયા છે, લડવાની કળા ભુલી ગયા છે અથવા ક્ષત્રીય મટી બ્રાહ્મણ બની ગયા છે, તો એ આપની ગેરસમજ છે.

સહદેવ—અને એ બાર વરસોમાં અમે અપમાનથી ટેવાઇ ગયા છીએ, દ્રૌપદીનું સભા વચ્ચે થએલું ઘોર અપમાન ભૂલી ગયા છીએ, ભીમની ભીષણ પ્રતિજ્ઞાઓ જુની થઇ ગઇ છે અને ઘેટાઓનાં ટોળામાં રહેલા સિંહના બાળક જેવા બની ગયા છીએ એમ માનવામાં આપનો ભ્રમ છે મહારાજ!

શ્રીકૃષ્ણ—હમેશાં શાંતિને ચાહનારા યુધિષ્ઠિરને શાન્તિ અને સુલેહ જાળવી રાખવાની સલાહ આપવાનો આ સમય હોત તો એ કાર્ય મને અણગમતું નથી. તમે ખરેખર એમ માનો છો-એમ ઇચ્છો છો કે પાંડવો પોતાની ગત સ્થિતિ પુનઃપ્રાપ્ત કરવા માટે પ્રયત્ન સરખો પણ ન કરે?

યુધિષ્ઠિર—મહારાજ સંજય! માનવ ધર્મનું મને ભાન છે, પણ ક્ષત્રીય ધર્મ હું ભૂલી શકતો નથી. મ્હારા ભાઇઓ મને સર્વદા અનુકુળ રહે એનો અર્થ એવો નથી કે મ્હારે તેમના હૃદયની બધી ઇચ્છાઓ દાબી દઇને હમેશાં મ્હારા તાબેદાર બનાવવા. બાકી મ્હારી સ્વેચ્છાથી કૌરવ સભામાં દ્યૂત રમીને મ્હારાં વિલાસ, છેવટે મ્હારા ભાઇઓ, મ્હારી જાત અને મ્હારી પ્રિય પત્નીને હું જુગારમાં મુકી શકું તે વખતે આપની સલાહ કે વૃદ્ધ કુરૂઓની અટકાયત ન હોય અને જ્યારે જુગારમાં હારેલાઓ વનવન ભટકીને તેર તેર વર્ષે પોતાના બાહુબળ પર અને સ્વજનોના પ્રોત્સાહનથી પોતાનું રાજ્ય ફરી મેળવવા ઊભા થાય ત્યારે શાંતિની અને કુટુંબસ્નેહની શી કિંમત છે. મહારાજ?

સંજય—ત્હારા શબ્દો મ્હારા હૈયાને ભેદે છે. ત્હારી વાત હું બરોબર સમજું છું. ભાઇ, કૌરવસભામાં પાંડવો માટે જો કોઇનું હૈયું વધારે ધબકતું હોય તો તે મ્હારૂં હૈયું છે. શા માટે હું આ સલાહ આપવા અહિં સુધી આવ્યો તે તું જાણે છે? કોણ જાણે શા માટે પણ રણક્ષેત્ર ઉપર બનતા બનાવોનું ચિત્રપટ મ્હારી આંખ આગળથી એક પછી એક પસાર થતું હોય તેમ મ્હને ભાસે છે. છતાંએ હું અહિં આવ્યો, તમારા દર્શનને માટે, યદુકુળનંદન શ્રીકૃષ્ણ જેના સલાહકાર હોય તેને મ્હારે શું કહેવાનું હોય? પણ મ્હારી એક પ્રાર્થના તેમના પ્રત્યે પણ છે. હું એમને વિનવું છું કે એક વાર કૌરવોની સભામાં પધારી સંધિ માટે પ્રયત્ન કરી જુવે. તેમનાથી વધારે કુશળ દૂત બીજો કોણ મળશે? અને તેમના પ્રયત્નનો જે જવાબ મળશે તેના ઉપર ભારતનું ભવિષ્ય અવલંબશે.

શ્રીકૃષ્ણ—સંજય, કૌરવોની સભામાં પાંડવો તરફથી વિષ્ટી લઇને હું સત્વર આવનાર છું, અને રમતનો છેલ્લો પાસો અજમાવી જોનાર છું. આપ મ્હારા આગમનના ખબર વૃદ્ધ પિતામહ અને ધૃતરાષ્ટ્રને કહેશો.

સંજય—રજા લઉં છું, મહારાજ. સત્વર પધારશો.

યુધિષ્ઠિર—વડીલોના ચરણમાં અમારા પ્રણામ પહોંચાડશો. [સંજય જાય છે.]

શ્રીકૃષ્ણ—યુધિષ્ઠિર, હું પણ હવે હસ્તિનાપુર તરફ જવા વિદાય થાઉં છું. જે ભાવિ નિર્માયું હશે તેમાં ફેરફાર કરવાનો તો હવે અવકાશ નથી. પણ પ્રતિસ્પર્ધીઓને પરિણામથી સંપૂર્ણ વાકેફ કરવા એ આપણી ફરજ છે.

યુધિષ્ઠિર—ભલે મહારાજ, આપ સિધાવો, અને કહેજો કે પાંચ ગામ ડાંઓથી પણ અમે સંતોષ માનશું. અમને વૈર નથી ગમતું. અમારી થોડામાં થોડી માગણીનો સ્વીકાર કરવામાં આવે ત્યાં સુધી અમને લોહી રેલાવવાની ઇચ્છા નથી. નહિ તો પછી યુદ્ધ માટે અમે તૈયાર છીએ.

ભીમ—મધુસૂદન, કૌરવોની સભામાં તેમને શાંતિ થાય તેવી રીતે આપ ભાષણ કરજો. યુદ્ધના નામથી તેમને એકદમ ભડકાવશો નહિ. તેમને રુચે તેવી રીતે તેમનો ધર્મ કોમળ શબ્દોમાં તેમને સંભળાવશો. હું ભીમ, આપને કહું છું કે સ્નેહ અને શાંતિની ખાતર અમે દુર્યોધનના તાબેદાર તરીકે પણ રહેવા ખુશી છીએ. ભાઈઓનો પ્રેમ કાયમ રહો અને ધૃતરાષ્ટ્ર શાંતિ પામો, એજ મ્હારી ઇચ્છા છે. યુધિષ્ઠિર શાંતિને ચાહે છે અને દયાળુ હૃદયના અર્જુનને સંહાર ગમતો નથી. મ્હારી તરફનો આ સંદેશો છે.

શ્રીકૃષ્ણ—જાણે કોઈ કાળામિંઢમાં જ્વાળામુખીમાંથી શિતલ જળનો પ્રવાહ ચાલતો હોય તેવી ત્હારી આ વાણી છે. ત્હારા મોઢામાં આ શબ્દો અજાયબ જેવા જણાય છે. ભાઈ, હું જાઉં છું. મ્હારાથી બનતું કરીશ.*

* બાકીનો રસિક ભાગ આવતા અંકોમાં પ્રગટ થશે.

## અવસર બીતા જાય



હે મતુવાં! અવસર બીતા જાય—ટેક૦

ગયા કાલ કબહું નહીં આવે,
  કોટિન કિયે ઉપાય;
ફિર ક્યોં બિરથા સમય ગુમાવે,
  સુંદર શ્યામ ભૂલાય—હે૦

જૂઠે જગકી જૂઠી માયા,
  ક્યોં તૂ ઈનમેં લુભાય;
અંતકાલ કોઈ કામ ન આવે,
  ફિર કાહે ભરમાય—હે૦

ભવસાગર જલ તરન કઠીન હૈ,
  પ્રભુ બિન કૌન સહાય;
નૈયા તેરી પાર લગેગી,
  જો હિયમેં હરિરાય—હે૦

રટ લે રસના નામ હરિકા,
  ભક્તિભાવ ઉર લાય;
મુક્તિ મિલેગી જન્મ મરણસે,
  પ્રભુ પદ પંકજ પાય—હે૦

ડૉ. વ્રજલાલ વલ્લભદાસ મેહતા—મોરબી

શિક્ષક—(વિદ્યાર્થીને) Soulનો ઉચ્ચાર શું થાય? ધીરજ.

ધીરજ—સાઉલ.

શિક્ષક—તને સાઉલ ઉચ્ચાર ક્યા મૂર્ખે શિખવ્યો?

ધીરજ—સાહેબ! આપેજ.

# જ્ઞાતિ સુધારણા

આ એક મહાન અને અગત્યનો વિષય છે.

[ લેખકશ્રી ડૉકટર હોવા છતાં જ્ઞાતિના પ્રશ્નોમાં ખૂબ રસ લેતા હોય તેમ લાગે છે. જ્ઞાતિ રૂપી શરીરની નાડી તપાસીને તેનું નિદાન કરતા હોય તેમ હાલની પરિસ્થિતિ તથા તેના ઈલાજો સુચવવાનો તેમણે આ લેખમાં વખાણવા લાયક પ્રયત્ન કર્યો છે.-સં. ]

જ્ઞાતિ સુધારણા કેવી રીતે થઇ શકે, તે ઉપર મારા વિચારો રજુ કરું છું.

સમાજ એટલે વ્યક્તિઓનો બનેલો સમૂહ. દરેક વ્યક્તિના કર્ત્તવ્યની અસર સમાજ ઉપર થાય છે અને સમાજની અસર દરેક વ્યક્તિ ઉપર થાય છે. સમાજની દૃષ્ટિએ આપણે વ્યક્તિને, જ્ઞાતિ-સમાજને અગર સમસ્ત સમાજને, જુદાં પાડી શકતા નથી, છતાં સારી રીતે કામ થઇ શકે તે હેતુથી સમાજના નાના મોટા ભાગો પાડવામાં આવેલ છે. આપણે આ મોટા સમાજના ભાગ રૂપ છીએ. જ્યાં સુધી આપણી આજુબાજુનો સમાજ અજ્ઞાન કર્ત્તવ્યહીન, સંસ્કાર વગરનો તથા સંકુચિત દૃષ્ટિનો હોય, ત્યાં સુધી અમુક વ્યક્તિઓ ઘણું કરે છતાં પ્રમાણમાં જોઇએ તેટલો ફાયદો મેળવી શકતી નથી, પણ તેથી એમ નથી થતું કે દરેક વ્યક્તિએ પોતાની ફરજ ન બજાવવી.

આ સમાજના એક નાના ભાગ એટલે કે જ્ઞાતિ સમાજ ઉપર આપણે વિચાર કરીએ. જ્ઞાતિ એ પરંપરાગત સામાજિક કલબ છે, પણ કલબ કરતાં જુદું જીવન તેમાં છે. કુટુંબ પછી બીજી કોઇ સનાતન સંસ્થા હોય તો તે જ્ઞાતિ જ છે. જ્ઞાતિ મારફતે આપણે સામાજિક ધર્મનું પાલન કરી શકીએ છીએ. તે મારફત આપણાં આખાં જીવનનો સહકાર કેળવી શકીએ છીએ. **જ્ઞાતિમાં રહેલું જબરજસ્તીનું તત્ત્વ કાઢી નાખી ફક્ત સહકારનું તત્ત્વ કેળવીએ તો જ્ઞાતિનો પુનરુદ્ધાર થાય.** જ્ઞાતિની વ્યવસ્થા જ સહકાર ઉપર રચાએલી છે. કોઇ પણ વ્યક્તિ જ્ઞાતિના આશ્રય અને સહકાર સિવાય સ્વતંત્ર પણે રહી ન શકે. પ્રત્યેક ક્ષણે આપણને જીવનમાં બીજાની જરૂર પડે છે. નાની વસ્તુઓનો પણ ખપ પડે છે, તો મનુષ્યનો કોને ન પડે? આ બધી વસ્તુનો ખ્યાલ તદ્દન વ્યાવહારિક બુદ્ધિથી કર્યો. આપણને બીજાનો ખપ પડે છે, આપણે બીજાની સહાય લેવી પડે છે, તેથી આપણે બીજાને સહાય કરવી એ માત્ર વ્યવહારની વાત થઇ, પણ આપણે તો આગળ વધી સ્વાર્પણ કરી સ્વાર્થી લાલસા છોડી જન કલ્યાણ માટે કાર્ય કરતાં શીખવું જોઇએ.

પ્રત્યેક માણસ સેવાની ભાવના સમજે, કેળવે અને આચારમાં ઉતારે તો સંસાર સ્વર્ગસમ સોહાય. બીજાને કનડી, કચરી આપણે પ્રગતિ સાધી ન શકીએ. આજે જ્ઞાતિસંબંધોમાં જે દંભ અને જોહુકમી ચાલે છે તેનો નાશ કરવાના રસ્તા લેવામાં જરાપણ ખોટું નથી. અજ્ઞાનતા, વહેમ, તાંત્રિક, જંત્રિક, ધર્મચુસ્તતા અને હૃદયસંકુચિતતાનું રાજ્ય જો જ્ઞાતિમાં ચાલવાનું હોય તો તેની સામે બળવો કરવો એ જ જ્ઞાતિની ઉત્તમમાં ઉત્તમ સેવા છે, જ્યાંસુધી જ્ઞાતિના દોષોને આપણે ટેકો આપતા રહીશું, ત્યાંસુધી ઘણી જ મુશ્કેલી પડવાની. જ્ઞાતિસેવા દરેક કરી શકે છે. કોઇ મનથી, કોઈ તનથી, કોઇ ધનથી, આપણા અજ્ઞાન ભાઇ બ્હેનોને કેળવણી આપી સુધારીને, તો કોઇ બીજી રીતે. જ્ઞાતિસેવકે ઘણું ધ્યાનમાં રાખવાનું છે. પ્રથમ તો પોતાના વિચાર પ્રમાણે આચાર રાખવો જરૂરી છે. સેવા ધર્મ એ મોટામાં મોટો ધર્મ છે.

## જ્ઞાતિની સુધારણા કેમ થાય તે વિચારીએઃ

૧ કેળવણી-કેળવણી સુધારાનો પાયો છે. ભલે આપણાં બાળકો, બાલિકાઓ હવે કેળવણી લેતા હોય તોપણ જે માતાઓ થઇ ગએલ છે, જે મોટી ઉંમરનાં થએલ છે, તે તો તદ્દન નિરક્ષર અજ્ઞાન રહેલ છે; જેનો મોટો ભાગ આપણે ત્યાં છે. તે સમાજનો

લેખકઃ
ડૉ. લક્ષ્મીદાસ રણછોડદાસ મેતા
એમ. બી. બી. એસ.—જામનગર



ભાગ ન સુધરે ત્યાંસુધી ઘણી જ મુશ્કેલી પડવાની. આ માટે નિરક્ષરતા નિવારણ સમિતિઓ નિમવાની જરૂર છે. જે મોટી ઉમરનાં સ્ત્રીપુરુષો બંનેને અક્ષરજ્ઞાન આપી વાંચતા લખતાં શીખવે; એક વખત દરેક મનુષ્ય વાંચતાં લખતાં શીખી જશે પછી તેને સુધારવાનું સહેલું પડશે. જ્યારે આમ થશે ત્યારે બાળઉછેરનો પ્રશ્ન આપોઆપ ઉકેલાઈ જશે.

જ્ઞાતિ આ બાબત ભણેલ સ્ત્રીઓને સારાં પુસ્તકો ઘેર પહોંચાડવાની તજવીજ કરી શકે છે. તથા બાળ સંમેલન, આરોગ્ય સપ્તાહ વગેરે વાર્ષિક સંમેલનો ભરી કેળવણી આપી શકે છે. બાળમંદિરો માટે તજવીજ કરી શકે છે. પાંચ વર્ષની ઉપરના બાળકોને પ્રાથમિક શિક્ષણ સાથે કેળવણી આપી શકાય. જ્ઞાતિ તરફથી પુસ્તકોની સગવડ થઈ શકે છે. આ બાબતમાં ચોપડીઓ આપવા, તથા નાનીમોટી સ્કોલરશીપો તથા જરૂર પડયે ટયુશન આપવાનો પ્રબંધ કેટલીક જ્ઞાતિઓ કરી રહેલ છે. બને તો ઉચ્ચ કેળવણી માટે સ્કોલરશીપ પણ આપે છે. આ ઉપરાંત બાળકો સમૂહમાં બોલી શકે, તેટલા માટે ડીબેટીંગ સોસાયટી ચાલુ કરી શકે છે અને એમેચ્યોર કલબ પણ સ્થાપી શકે છે. એવી રીતે જુદી જુદી રીતે કેળવણી આપી શકે છે. કેળવણીનું ક્ષેત્ર વિશાળ છે. કેળવણી એવી જોઈએ કે બાળકોને ભારે ન પડે. આ ઉપરાંત ટાઈપ રાઈટીંગ, દેશી તથા અંગ્રેજી નામું તથા તાર ટપાલ લખવાની પ્રાથમિક તાલીમ આપી શકાય છે.

૨ વ્યાયામ-આરોગ્યતા—દરેક જ્ઞાતિ પોતાનાં બાળકોની શારીરિક સ્થિતિ કેમ સુધરે તે બાબત પ્રયાસ કરી શકે છે. વ્યાયામશાળાઓ હમણાં હમણાં સારા પ્રમાણમાં ખોલાય છે, અને જો કોઈ જ્ઞાતિ ન કરી શકે તો તેને માટે ઘણી જાહેર વ્યાયામશાળાઓ પણ હોય છે જેનો ઉપયોગ થઇ શકે છે. બાલિકાઓ માટે કાંઈ વ્યવસ્થા થએલ જોવામાં આવતી નથી. બંને અંગોને સુધારવાની જરૂર છે.

૩ આર્થિક મદદઃ—ગરીબ માણસોને જ્ઞાતિ ફંડ કરી, મદદ આપી શકાય છે. તે ઉપરાંત શ્રીમંતો પણ જુદી મદદ કરી શકે છે. માસિક તથા વાર્ષિક મદદ આપવા પ્રબંધ થઈ શકે છે. ઘરગથ્થુ ઉદ્યોગો શરૂ કરી મદદ અપાય તો આળસને મદદ રૂપ થવા જેવું ન બને.

૪ વ્યાવહારિક ખર્ચો ઉપર કાપઃ—સીમંત વખતે થતા ખર્ચો, લગ્ન વખતે થતા ખર્ચો તથા મરણ બાદ થતાં જ્ઞાતિ ભોજનો ઉપર ધારાથી જ્ઞાતિ અંકુશ મૂકી શકે છે. આ ઉપરાંત આર્થિક સુધારો કરવા વ્યસનો, ફેશનેબલ કપડાં, સીનેમા, નાટકગૃહો, હોટેલો વગેરે તજવાની જરૂર છે. જાણવા ખાતર આનંદ થોડો વખત લેવાય તો ઠીક ગણાય, પણ તેમાં રચ્યાપચ્યા રહેવું સામાન્ય જનતાને પાલવે નહિ. આ જાતનો શોખ દિવસે દિવસે વધતો જતો

માલમ પડે છે, અને દરેક સરકાર એન્ટરટેઇન્મેંટ ટેક્સ, લાઇસન્સ ફીઝ વગેરે વધારી આર્થિક વિટંબણાને ઉત્તેજન આપતી હોય તેમ જણાય છે.

**૫ મરણ પાછળના જમણવારો તથા વ્યવહારિક ઉપાયો**—દરેક કાર્ય કરતી વખતે દેશકાળનો વિચાર કરવાનો છે. આપણા બાપદાદા ઘણાજ ડાહ્યા હતા એટલે દેશકાળને અનુસરી તેઓએ જે કર્યું છે, તેમાં ઘણુંજ વિચારવાનું છે. મારી માન્યતા મુજબ આપણી આર્થિક સ્થિતિ અગાઉ ઘણીજ સંગીન હતી. સંયુક્ત કુટુંબ હોતાં અરસપરસને સહાય મળ્યા જ કરતી. સાધારણ રીતે દરેક ઘેર અનાજના કોઠાર ભર્યા રહેતા. ઘી, ગોળ, દૂધ, દહીં વગેરે દરેકને પુરતાં પ્રમાણમાં મળતાં તથા શાકભાજી, અથાણાં તથા પરચુરણ ચીજોનો વપરાસ બહુજ ઓછો હતો. તે ઉપરાંત જરૂર પડયે ઘરના માણસો સ્વેચ્છાથી કામ કરવા પુરતા પ્રમાણમાં મળી શકતાં એટલે તે વખતે આવા જમણવાર ભારરૂપ નહોતાં થતાં, બલ્કે જેને ત્યાં મરણ થએલ હોય તેને સહાનુભૂતિ તથા મદદ સારાં પ્રમાણમાં મળી શકતાં.

હાલના સંજોગો તદ્દન વિપરીત માલમ પડ્યા છે. હાલના સમયમાં આપણી આર્થિક સ્થિતિ તદ્દન નબળી થઇ ગએલ છે. આપણી આવક આપણા વ્યાવહારિક ખર્ચોને પહોંચવા અશક્ત જણાણી છે.

**નાતવરા બંધ કરાવવાના વ્યવહારૂ ઇલાજોઃ-** પ્રથમ તો આ બાબતમાં મોટાં પ્રમાણમાં વિચાર પલટો કરવો જરૂરી છે. તે માટે પ્રચાર કાર્ય કરવાની જરૂર છે. જેમાં આ ખર્ચોથી થતી આર્થિક હાનિ તથા પછવાડે રહેલ મનુષ્યોને કેટલી આર્થિક વિટંબણા તથા કેવું માનસિક દુઃખ થાય છે તે તથા તેને પરિણામે તેના બાલ બચ્ચાંઓને પણ કેટલું ભોગવવું પડે છે તેનો ચિતાર આપવો જરૂરી છે. વિચાર પ્રદેશમાં પ્રગતિ થયા બાદ તેનો અમલ થઇ શકે. હાલના સંજોગોમાં એક નિયમ કરવો જરૂરી છે. વયોવૃદ્ધો એમ માને છે કે મરણ બાદ વ્યવહારિક રીતે જમણવાર થવુંજ જોઇએ. કોઇને ગરીબ દેખાવું ગમતું નથી, એટલે જ્યાંસુધી મોટાભાગમાં સમજ પેદા ન થાય ત્યાં સુધી જેને આવા જ્ઞાતિભોજન કરવા હોય તેને તેમ કરવા છૂટ આપવી અને જે તેમ કરે તેની પાસેથી જેટલું જ્ઞાતિભોજનમાં ખર્ચ થાય તેટલી અથવા તેથી વધારે રકમ જ્ઞાતિના બીજા ઉપયોગ માટે ફંડમાં લેવી એટલે મોટે ભાગે આવા જ્ઞાતિભોજન આપોઆપ બંધ થઇ જશે. સ્થિતિનો વિચાર કરતાં એમ જણાય છે કે ઓછામાં ઓછા પાંચ વર્ષ માટે આવા જ્ઞાતિભોજનો સદંતર બંધ કરવા જરૂરી છે, છતાં જેને કરવા ઇચ્છા થાય તેઓને ઉપરના નિયમને અનુસરીને બની શકે તો એક વર્ષ બાદ તેમ કરવા રજા આપવી. જ્યારે મોટે ભાગે સગાં વહાલાંઓનું જ્ઞાતિભોજન કરવા માટેનું દબાણ પણ ઓછું થઇ જશે, અને સમય અચોક્કસ હોતાં આવાં જ્ઞાતિ ભોજનો ઘસાઇ જશે. મરણ પાછળ કાંઇ પણ ખર્ચ ન કરવાનો મારો મત થાય છે. આવો ખર્ચ પછવાડે રહેલ મનુષ્યોને હાલના સંજોગોમાં ભારરૂપ છે. ૬૦ વર્ષથી ઓછી ઉંમરના મરણ પાછળ જ્ઞાતિભોજન કરવા છૂટ ન હોવી જોઇએ.

**૬ ગૃહ ઉદ્યોગઃ**—આ એક જરૂરી વસ્તુ છે. ગૃહ ઉદ્યોગનો ઉદ્દેશ મનુષ્યની આવકમાં કેમ વધારો થાય તે છે, પણ તેના મુખ્ય હેતુને બદલે આજકાલ આપણી બ્હેનો ઘરના કામો પૈકી અમુક કામો હાથે કરતાં અચકાય છે અને પૈસા ખર્ચી બીજા પાસે કરાવે છે; જેથી વધારે નવરાસ મળતાં તેનો ઉપયોગ શોખની ચીજો બનાવવામાં ગાળે છે. જ્યાં બચાવ કરવાની જરૂરિયાત છે, તેને બદલે શ્રીમંતોની નકલ કરવાથી ફાયદો નથી. ચાલુ વપરાસમાં આવે એવી ચીજો બનાવી ઉપયોગમાં લેવી એ યોગ્ય છે. સીવવાના સંચાઓ આપણી બધી બ્હેનો રાખી ન શકે, તે માટે જેવા વર્ગ હમણાં ક્યાંક ક્યાંક છે, તેવા વિશેષ શ્રીમંતો તરફથી ખોલાય એ ઇચ્છનીય છે. આ ઉપરાંત સારા સારા ભરત કામો, ગુંથણ કામો, રંગ બેરંગી મોતીના તોરણો, જુદી જુદી જાતની સાડલા ઉપર મૂકવાની કોરો, મોતીથી ભરેલાં જુદી

જુદી જાતનાં રમકડાંઓ તથા બીજી અનેક ચીજો બનાવી શકાય છે, જેથી પોતાને આનંદ આવે છે, અને પારકી કુથલી કરવાનો વખત ઓછો રહે છે. આવી ચીજો શ્રીમંત વર્ગ બનાવે તે ઇચ્છવા જોગ છે, પણ બીજા વર્ગો આવી ચીજો વધારે પ્રમાણમાં બનાવે તે ઇચ્છવા જોગ નથી, કારણકે આ ચીજો ઓછા વધતા પ્રમાણમાં ખર્ચાળ છે. અને તેથી તેનો વિશેષ મોહ હાનિકર્તા છે. જો આવી ચીજો બનાવી વેચી શકાય તો ફાયદો છે. પણ આમ કરવા કોઇ સંસ્થાએ બંદોબસ્ત કરવો જરૂરી છે. આપણી બ્હેનોથી તે બની ન શકે. આવી બાબતમાં શ્રીમંતો ધારે તો મદદ રૂપ થઇ શકે છે.

૭ વ્યાવહારિક રીતરિવાજો—આ વિષય હમણાં બહુ ધ્યાન ખેંચી રહ્યો છે. આપણી સામાજિક સ્થિતિ એવી બગડતી ચાલી છે કે આપણા સમાજનો મોટો ભાગ આર્થિક બોજો ખમી શકે તેમ નથી, છતાં ન છૂટકે દિવસે દિવસે વધારે ને વધારે બોજો તેના ઉપર લદાય છે. આવા વ્યાવહારિક રીતરિવાજોમાં મરણ પાછળના જમણવાર, મરણ પાછળના બાર માસનાં ખર્ચો, સીમંત પ્રસંગે થતાં ખર્ચો, વેશવાળ પ્રસંગે થતાં ખર્ચો તથા લગ્ન પ્રસંગે થતાં ખર્ચોનો સમાવેશ થાય છે. મરણ પાછળના ખર્ચો વિષે જુદું લખવામાં આવેલ છે. સીમંત પ્રસંગે ખરું જોતાં કાંઇ ખર્ચ કરવાની આવશ્યકતા નથી. આ પ્રસંગે મનની શાંતિ, તથા શરીરસ્વસ્થ રહે તેવા ઉપાયો લેવા જરૂરી છે તેને બદલે ચારે બાજુથી ઉપદ્રવોનો ભેટો કરાય છે. આ પ્રસંગે થતી લેતી દેતી પણ વધારે પડતી થાય છે.

વેશવાળ પ્રસંગે પણ ખર્ચોનો વધારો થતો જાય છે. કુટુંબીજનો જાણે હરખઘેલા થઇ ગયા હોય તેવા જણાયા છે. લાંબી કુચ કરવી બાકી છે, એ તેઓ ભૂલી જાય છે. વેશવાળ થતાં બંને પક્ષો ઘણાં ખુશી થતાં જણાયા છે, પણ લાંબી કુચને અંતે મોટે ભાગે એવું થાય છે કે બંને પક્ષોના સ્નેહ બંધન શિથિલ થઇ ગયાં હોય છે. કન્યાપક્ષ લેત્રીમાં પાછું વાળી જોતો નથી, અને વરપક્ષે મહત્ત્વ સાચવી રાખવા ચિર ઝુકાવવું પડે છે, છતાં સ્નેહ તત્વ વધ્યાના દાખલા થોડા મળે છે. લગ્ન પ્રસંગનાં ખર્ચોથી સમાજ ત્રાસી ગએલ જણાય છે. વેશવાળથી માંડી બાર માસના પરબોની લેત્રી તથા લગ્ન પ્રસંગે કપડાં દાગીનાનો વિચાર કરતાં એમ જણાય છે કે આપણે સારા ધનાઢ્ય હોવા જોઈએ. સોનાના ભાવ કુદકે ભૂસકે વધતાં ચાલ્યા છે. ચાંદીની લેત્રી નહિ જેવી થઇ ગઈ છે. બારિક રેણથી ભરપુર શૃંગારોનો ઉપયોગ ઘણો થઇ ગએલ છે. જિંદગીભર પેટીની બહાર ન નીકળે એવાં કપડાંનો સંચય થઇ રહ્યો છે અને લાંબા સમયે તેવાંને તેવાં કપડાં દેખાય એ જાણી આપણી સાચવણ શક્તિ માટે ગર્વનો વિષય થઈ પડે તેમ છે. મારા મત મુજબ આધુનિક સ્થિતિનો વિચાર કરતાં વરપક્ષવાળાને વેશવાળથી માંડી લગ્ન સુધીમાં બધાં ખર્ચોનો સમાવેશ થતાં રૂા. ૧૦૦૦ થી ૧૨૦૦ નો ખર્ચ થાય તથા કન્યા પક્ષને રૂા. ૩૦૦–૪૦૦ થાય તેવી મર્યાદા કરવાની આવશ્યકતા છે. આ ઉપરાંત ગામઝાંપો, ગોરનું દાપું, કેળવણી ફંડ વિગેરેનો ખર્ચ પણ ખર્ચમાં વધારો કરે છે. લગ્ન પ્રસંગે દેવાના વધાવાની રકમ પણ જ્યાં સંબંધ વધારે હોય, તથા એક જ્ઞાતિ મોટી હોય, તથા લગ્નગાળો સામટો હોય ત્યાં સાધારણ આવકવાળાનો એકથી બે પગાર લઇ જાય તેવી સ્થિતિ છે. આ બધાનો વિચાર કરતાં કરતાં સાધારણ માણસને બે છોકરા તથા બે છોકરીઓ પરણાવતાં કેટલી રકમ ખર્ચવાની થાય તે વિચારતાં આવક કરતાં જાવક ઘણી મોટી થાય છે. જ્યાં બચત ન હોય, જ્યાં દબાવાની સ્થિતિ હોય ત્યાં આવા પ્રસંગે નવેસરથી દબાવાથી બોજો અસહ્ય થઇ પડે છે અને છેવટે ચિંતારૂપી દરદ લાગુ પડે છે, જેથી કરી મન તથા શરીર નબળું પડે છે, અને તેમ થતાં મનુષ્યનો શત્રુ દરદ લાગુ પડે છે અને ખરૂં કહીએ તો આ એક જાતનો ક્ષય છે.

૮ ગોળનો વિસ્તાર—ઉંવટમાં આપણે ત્યાં જે નાના તડાઓ છે, તેનો વિસ્તાર કરવાની જરૂર છે. ગોળનો વિસ્તાર ઉદાર દિલથી કરવો જરૂરી છે.

કાઠિયાવાડમાં રહેતા જ્ઞાતિભાઈઓ સંકુચિત મર્યાદા હોતાં બહુ મુંઝાતા દેખાય છે. આપણું માનસ સંકુચિત જણાયું છે. નજીક નજીક રહેતાં છતાં એક બીજા સાથે મળવાના પ્રસંગો થોડા મળે છે. સંગઠ્ઠન જેવી વસ્તુનો અભાવ છે અને જ્યાં સંગઠ્ઠન ઓછું ત્યાં કાર્યસિદ્ધિ પણ ઓછી. અત્યારે જ્યાં વિશ્વબંધુત્વના આંદોલનો ફેલાવા માંડ્યા છે, ત્યાં ટુંક મર્યાદાઓ વિશાળ બનાવવાની આવશ્યકતા નજરે પડે છે.

આ ઉપરાંત બીજા ઘણા સુધારા જ્ઞાતિ કરી શકે છે. પણ હાલના અગ્રેસરોનું માનસ જોતાં તેમ બની શકે તેમ જણાતું નથી. એટલે બીજો રસ્તો જે દંડ, શિક્ષા, કાયદાનો છે તે અજમાવવો જોઇએ. જ્ઞાતિનાં ધારાધોરણ હોય છે, પણ તેનો અમલ મોટે ભાગે ગરીબ ઉપરજ થાય છે. ઈશ્વરની ઇચ્છાજ એવી જણાય છે કે જેને પરમેશ્વરે પ્રારબ્ધવશાત્ ગરીબ બનાવ્યો તેને સમાજે પણ ખુંદવો. આવી જાતનું માનસ આપ મેળે સુધરે તેમ જણાતું નથી. ખાલી સમજાવટ, નૈતિક દબાણ કામ કરી શકે તેમ જણાતું નથી. સમાજની આર્થિક સ્થિતિ એવી થઈ ગઇ છે કે તેના વ્યવહારિક ખર્ચો ઉપર કાપ મૂકવાની જરૂર છે અને તેમ થાય તો જ સુધારો થાય તેમ છે. અત્યારની સ્થિતિમાં જ્ઞાતિ સમાજમાં માનસનો પલટો થાય તેમ જણાતું નથી. તેથી જ કાયદાથી કામ લેવાની જરૂર છે. આવો કાયદો આપણે ત્યાં પ્રથમ જ થવાનો નથી. વડોદરા સરકારે જ્ઞાતિના ધારાધોરણ ઉપર એક યા બીજી રીતે કાપ મૂકેલ છે. સિંધ સરકારે હમણાં જ કોઇપણ લગ્નમાં રૂા ૫૦૦) પાંચસોથી વધારે ખર્ચ ન કરવો એવો ઠરાવ પસાર કર્યો છે. આમાં દરેક ખર્ચનો સમાવેશ થઈ જાય છે.

આવા કાયદા થાય અને જ્ઞાતિ તરફથી તેનું બરાબર પાલન થાય તો જ જ્ઞાતિની સ્થિતિ સુધરે.



# કાંટામાં ગુલાબ



લેખકઃ
'કાન્તિ-મોહન' ધુળીઆ

ગુલાબમાં કાંટા છે એમ હું નથી કહેતો, હું આમ કહું છું કે કાંટા ગુલાબમાં છે? હું કેમ ન માનું કે કાંટાઓમાં જ ગુલાબની સૃષ્ટિ હોય છે?

મને એમ ન કહો કે જીવનભરમાં દુઃખ જ ભરેલું છે. દુઃખ તો સર્વત્ર છેજ, તે કયાં નથી?

મેં તો મહાન દુઃખોમાં ય આદર્શ જીવન મેળવ્યું છે. વિપત્તિઓમાં જ જીવનનો વિકાસ થાય છે, અને કાંટાઓમાં જ ગુલાબ ખીલે છે.

# માળવીય મોઢ પરિસ્થિતિ

શ્રી. કિશોરદાસ ભા. ગુપ્તા વૈદ્ય





[ આ લેખમાં આપેલી હકીકત જો ખરી હોય તો તે જરૂર સુધારણા માગી લે છે. લેખકે જેમ વસ્તુસ્થિતિ જાહેર કરવાની ફરજ અદા કરી છે તેમ માળવાના મોઢ બંધુઓ જ્ઞાતિમાં જરૂરી સુધારા વધારા કરવાનું કર્તવ્ય બજાવે એમ અમે જરૂર ઈચ્છીએ. સં. ]

O

આપણા મોઢ વણિક સમાજમાં જે ઘણા વાડાઓ છે, તેમાંના કેટલાક તો વસવાટને લીધે જુદા જુદા પાડવામાં આવ્યા છે, તે જ પ્રમાણે લગભગ ૮૦૦ વરસ પહેલાં ગુજરાતમાંથી છૂટો પડી માળવામાં જઈ વસેલો માળવીય મોઢ સમાજ છે. એ લોકો મોઢ સમાજના પ્રધાન ૬ થોક (શાખા) માંડલીયા, અડાલજા ને ઘોઘવા (ગોભવા) વીસા ને દસામાંથી માંડલિયા વીસા કહેવાય છે. જૂના જમાનામાં આમ માંડલિયા વીસા મોઢમાંના ૧૪૪૪ કુટુંબો એમના બીજા બંધુઓથી છુટા પડી વેપાર ધંધાને અંગે તે વખતની માળવાની સુબાત (ડિસ્ટ્રીક્ટ) શહારંગપુર (હાલ સારંગપુર–દેવાસ સ્ટેટ) ના મુસલમાન સુબેદારના આશ્રિત જઈ વસેલા. તે લોકોએ એ ગામમાં જે સ્થળે વસવાટ કરેલો તે સ્થળ મોઢવાડાના નામથી કહેવાવા માંડ્યું પણ સમયના પલટાને લીધે ત્યાંની સુબાત બદલાઈ શહાજાપુર (ત્યાંથી લગભગ ૩૦ માઈલ દક્ષિણમાં) માં કાયમ થઈ તેને લીધે મોઢ બંધુઓને તે સ્થળ મૂકી દેવું પડ્યું. ત્યાંથી નીકળ્યા પછી ઘણાખરા કુટુંબો શહાજાપુર* માં જ સર્વ પ્રથમ જઈ વસેલા પણ ધીમે ધીમે મુસલમાન સલ્તનતની જગ્યાએ ઈંદોર, ઉજ્જૈન (ગ્વાલિયર) ભોપાલ, દેવાસ વિગેરે રાજ્યોની સ્થાપના થવાથી જ્યાં ત્યાં વસવાટ કરી રહેવા માંડ્યા. દુર્ભાગ્યે સર્વ પ્રથમ સ્થાન શહારંગપુરમાં આજે કાંઈ પણ વસ્તી નથી અને મોઢવાડાના નામે ઓળખાતું સ્થળ ઉજ્જડ પડ્યું છે. ત્યાં કોઈ કોઈ વખત ખોદકામ થતાં કોઈક સ્થળેથી જૂની મોઢ વસ્તીના અવશેષોમાં સોના રૂપાના કામ, જર જવાહર, સોનામોહોર વિગેરે કીંમતી વસ્તુઓ મળી આવે છે.

આવી રીતે માળવામાંના પ્રધાન શહેરો ઈંદોર ઉજ્જૈન, દેવાસ, શહાજાપુર ને ભોપાલ તેમજ તેમની આજુબાજુના સ્થળોમાં જઈ વસેલા માંડલિયા વીસા મોઢની વસ્તી અસલના જૂના વખતમાં ૧૪૪૪ ઘરની હતી; જેને લઈને તે વખતના ધારાધોરણ કારજ વ્યવહાર વિગેરે ૧૪૪૪ ના નામથી કહેવાવા માંડ્યા, જે હજી સુધી એજ જૂની પ્રણાલિકામાં ચાલ્યા જાય છે. જો કે ૮૦૦ વરસના ગાળા દરમિયાન આજની ચાલુ ઘર ગણત્રી ઘટી લગભગ ૬૦૦ જેટલી રહી છે, ને મનુષ્ય સંખ્યા કુલ્લે માંડ માંડ ૧૪૪૪ જેટલી થશે. આમ વરસદીઠ ૧ કુટુંબની ખોટ પડવાનાં જે કારણો છે તેમનો ખુલાસો નીચે વર્ણવવામાં આવનાર પરિસ્થિતિના વિવેચન ઉપરથી સ્વાભાવિક ધ્યાનમાં આવી જશે.

કેળવણી:—પ્રત્યેક સમાજ કે કોમની પરિસ્થિતિનો આધાર જે તે સમાજમાં અપાતી કેળવણી

* માળવામાં વસતા સંપૂર્ણ મોઢ લોકોના સગોત્રી દેવી દેવતાના સ્થળો અગર તો ભદ્રપુરૂષોને સતિઓના સ્મારકો વિગેરે જૂના ચિન્હો આજે પણ શહાજાપુર ને તેની આજુબાજુના સ્થળોમાં મોજુદ હોવાથી તેમ જ જૂની મોગલ સલ્તનત વખતે મોઢ જ્ઞાતિને મળેલો બાગ (બગીચો) પણ એ જ સ્થળે હોવાથી બધી મોઢ વસ્તી એક વખત ત્યાં જ હોવી જોઈએ એમ સાબિત થાય છે.

ઉપર રહેલો છે. એ સર્વ સામાન્ય નિયમ હોવા છતાં માળવિયોમાં તેનો કેટલો દુર્ભાવ છે, એ વાત અત્રે રજુ થએલ આંકડા ઉપરથી સ્હેજે જ સમજી શકાય એવી છે. માળવિઓના લગભગ ૬૦૦ જેટલા ઘર ને લગભગ ૧૫૦૦ જેટલી મનુષ્ય વસ્તીમાં માંડ માંડ ૧૫ જેટલા યુવકો ( નહિ કે પ્રૌઢ પુરૂષો ) મેટ્રિક સુધીનું શિક્ષણ મેળવેલા હાલના ચાલુ જમાનામાં મળી આવશે અને બીજા બધા કામ ચલાઉ કેળવણીના આધારે પોતાનું ગુજરાન ચલાવતા હોય છે, ત્યાં કન્યા કેળવણી એ સ્વપ્નવત જ હોઇ શકે છે છતાં રાજ્ય તરફથી કેટલાક સ્થળે પ્રાથમિક શિક્ષણ ફરજીયાત હોવાથી તે શિક્ષણ બિચારી કન્યાઓ મેળવી શકે છે. આવા અલ્પ જ્ઞાનવાળી સ્થિતિમાં ભાગ્યવશાત્ કોઇ સારી સરખી નોકરી મળી આવવાથી અગર તો ધંધા ધાપામાં કદાચ કોઇની પાસે ૫-૧૦ હજાર જેટલી મૂડી ભેગી થઇ આવે તો તે ભાઈ અભિમાનમાં ચૂર થઈ પોતાનો મોભો સ્વજ્ઞાતિજનો ઉપર વર્ચસ્વ મેળવવામાં વધુ માનનો હોય છે.

આવી રીતે અભિમાનથી આંધળા બનેલા ને અલ્પ શિક્ષણને લીધે જ્ઞાન શૂન્ય વૃત્તિઓવાળા બિચારી ગરીબ ને અલ્પ જ્ઞાનવાળી જ્ઞાતિના આગેવાન પંચ પટેલિયા બની જ્યાં પોતાનું રાજ્ય ચલાવતા હોય ત્યાં તો પછી અન્યાય અત્યાચાર, દુરાચાર, કુસંપ વિગેરે મંત્રીઓનો સહકાર મળવો એ સ્વાભાવિક જ હોય. આવા અન્યાય યુક્ત પંચશાસનના પરિણામે કેટલાક કુટુંબો નિસ્સંતાનતાને પ્રાપ્ત કરે છે. જ્યારે કેટલાક જ્ઞાતિથી બહાર કાઢી મૂકેલાઓ યવનોના ભોગ બને છે. ખાસ કરીને જુલ્મી ને જોહુકમી ગુજારનાર પંચ પટેલિયાઓ તો પોતાના પાપમય કૃત્યોના પરિણામે ગરીબોને વિનાકારણ સંતાપવાના કારણ સર મળેલા શાપને લીધે નિરસંતાન થઈને મરણ પામે છે. આ વિષયમાં પ્રમાણ પૂરક છેલ્લા ૪-૫ વરસ દરમિયાન બનેલો પંચ પટેલિયાઓના જુલ્મના પ્રત્યક્ષ બનાવનો દાખલો અત્રે રજુ કરીએ છીએ.

ઉજ્જૈનના પંચોએ એક જ્ઞાતિભાઇને કોઇ કારણ સર જ્ઞાતિ બાહર મુકયો હતો. તે ભાઇ પાસેથી દંડની અમુક રકમની વસુલાત કરી એનો વ્યવહાર ચાલુ કર્યો. જ્ઞાતિ વ્યવહારના ચુકાદા પછી એક જ્ઞાતિભાઈએ જ્ઞાતિને જમણ આપ્યું. જ્ઞાતિ જમણની પંગતમાં બેસવા વાડીમાં જઇ તે ભાઇ નાથુરામે પોતાને પંગતમાં સામેલ બેસાડવા રૂબરૂમાં પંચોને અરજ કરી, પણ પંચોએ એને ના પાડી. તે ભાઇ પોતાનો ચુકાદો થઈ જવાથી તેજ જમણમાં સામેલ થવા હઠ પકડી ત્યાં જ બેસી રહ્યો, તેથી તેને અપમાનિત કરી સખત માર મારી વાડીની બહાર કાઢી મુકયો. આવા અપમાનિત જીવનથી કંટાળી તે ભાઇએ ઘેર પહોંચી આપઘાત કરી તાત્કાલિક મરણ નિપજાવ્યું અને વાડીમાંનું જમણ પુરૂં ન થયું તે પહેલાં વાડીની સામેથી જ એનું મડદું સ્મશાને પહોંચ્યું.

**સ્થાવર જંગમ મિલ્કતો:**—ઇંદોરમાં વાડી ને અનંતનારાયણનું મંદિર, હાતોદમાં મંદિર, ઉજ્જૈનમાં વાડી સાથે રામચંદ્રજીનું મંદિર, દેવાસમાં વાડી, શાજાપુરમાં વાડી ને મંદિર, ઓંકરમાં વાડી ને મંદિર, ભોપાલમાં વાડી તેમજ વારસ વગરના મરણ પામેલાઓની સ્થાવર મિલ્કતો જે તે સ્થાનિક પંચોની પાસે છે. ઉજ્જૈનની વાડી ક્ષિપ્રા નદીના કાંઠે આવેલી હોઇ ઘણી વિશાળ છે. એનો ઉપયોગ જ્ઞાતિના જમણ પુરતો જ હોય છે. પણ જો એમાં સુવ્યવસ્થા થાય તો તે જમણ સિવાય બહાર ગામથી તીર્થયાત્રાએ આવનારા જ્ઞાતિના સદ્ ગૃહસ્થોના ઉતારા માટે ઉપયોગી થઇ પડે એવી છે. પરંતુ દુર્વ્યવસ્થાને લીધે એ બાબતમાં કોઇને કાંઇ જ પડી નથી.

જંગમ રકમમાં કોઇ ખાસ મોટી રકમ તો છે જ નહિ, ન કોઇ પણ જાતના ફંડ વિગેરે છે. નાની સુની રકમ સાચવવામાં પણ સુયોગ્ય દ્રષ્ટિઓના અભાવે હંમેશ હિસાબ પતાવતી વખતે ઝગડાઓ ઊભા થાય છે. જેના પરિણામે પક્ષાપક્ષને લીધે જ્ઞાતિમાં ભાગલાઓ પડી જાય છે. આવી રીતે જંગમ અને સ્થાવર મિલ્કતોની કેટલા દરજ્જાની સુવ્યવસ્થા છે તે નીચે નોંધેલ દાખલા પરથી તરત જ દેખાઇ આવશે.

ઈડરમાં લગભગ ૮ વરસ પહેલા 'ધર્મશાળા જીર્ણોધ્ધાર સોસાયટી' નામની સંસ્થા સ્થાપવામાં આવી હતી. તેનો હેતુ ધર્મશાળાની મરામત કરી ત્યાંની ખાલી જમીન ઉપર તબેલાઓ બાંધી ઉપજનો માર્ગ કરી તેનાથી સંસ્થાના ભાગીદારોને લાભ પહોંચાડવાનો હતો, માટે એ સંસ્થાની મિલકત ઉપર જ્ઞાતિ પંચોનો કોઇ પણ હક રાખવામાં આવ્યો ન હતો. આમ પ્રત્યેક ભાગ દીઠ રૂા. ૨૫ પ્રમાણે રૂા. ૧૫૦૦ ભેગા કરવામાં આવ્યા હતા, જેના તબેલાઓ બાંધી ભાડે આપવામાં આવ્યા છે; પરંતુ શેર હોલ્ડરોની રકમનું નહિ વ્યાજ કે નહિ નફો. ન આજ સુધીના હિસાબનો કોઇ રિપોર્ટ બહાર પાડવામાં આવ્યો છે. આટલું જ નહિં, પણ જોહુકમી ગુજારનાર સત્તાધીશોએ ભાગીદારોની કોઇ પણ મિટિંગ બોલાવ્યા વગર કે તેમની રજા મેળવ્યા સિવાય તે શેર હોલ્ડરોની મિલ્કતને ધર્મશાળાની બીજી ઇમારત સાથે ગિરો મુકી દીધી છે. એ માળવાની સહુથી મોટી પંચાયતનો કરૂણાજનક એક જ પ્રશ્ન ત્યાંની પરિસ્થિતિ વિષે વાચક બંધુઓનું ગંભીર ધ્યાન ખેંચી લ્યે છે.

જ્ઞાતિની આર્થિક સ્થિતિઃ—જે સમાજમાં કેળવણીમાં દુર્લક્ષ હોય તે સમાજની આર્થિક સ્થિતિ નબળી જ હોવી જોઇએ એ નિર્વિવાદ પ્રશ્ન છે. છતાં તે બાબતનાં આંકડાઓ પરથી તેની વિશેષ ચોખવટ થવાનો સંભવ છે. જ્ઞાતિના લગભગ ૬૦૦ જેટલા ઘરમાં સેંકડે ૧ ઘર લખપતીનું હશે. તેમાં પણ માત્ર બે જ ઘર ૨-૩ લાખ કે તેથી વધુ રકમના માલેક છે. બાકી તો લાખના આસરાની મુડીવાળા છે. આનાથી લગભગ બમણા એટલે કે ૧૨ ઘર ૨૫ હજાર કે તેની આસપાસની રકમવાળા હશે. બાકીના લગભગ ૨૦૦ જેટલા ઘર ૫ હજાર કે તેના આસરે મુડીપતિઓ છે. બાકી તો બિચારા નોકરી અગર કોઈ નાનાસુના ધંધા ધાપાથી માંડ માંડ ગુજરાન ચલાવે છે. ઊંચી કેળવણી વગર કોઇ કંપની કે ફર્મ અગર તો પેઢીનું તો નામ નિશાન ન જ મળે. આમ સમસ્ત મોઢ સમાજમાં લક્ષ્મી ને સરસ્વતીની અવકૃપાથી માળવીય મોઢ સમાજ સહુથી ઉતરતા નંબરે આવે ખરો !

ધંધોઃ—જ્ઞાતિનો લગભગ ૨૫ ટકા જેટલો વર્ગ વેપાર કરે છે. તેટલો જ વર્ગ ખેતીની સાથે લેવડદેવડનો ધંધો કરે છે. બીજો અડધો અડધ ભાગ નોકરિયાત વર્ગનો છે. તેમાં પણ રાજકીય નોકરીમાં તો ફકત બે ટકા જેટલો વર્ગ કામ કરે છે. બાકી તો મોટા વેપારીઓની કે મિલની વેઠ કરી ગુજરાન કરે છે.

અધિવેશન ને મેળાવડાઓઃ—અત્યાર સુધીમાં પ્રાંતિક બે જ અધિવેશન થયા છે. તેમાં પસાર થએલા કાયદાઓ તો ઘણા છે. પણ ઉન્નતિકારક દેખાવા છતાં માત્ર આડંબર પુરતા જ છે. પહેલા અધિવેશનમાં પસાર થએલ કાયદાનો ભંગ સર્વ પ્રથમ પ્રાંતના જનરલ સેક્રેટરીએ કર્યો તો બીજા અધિવેશનના કાયદાનો ભંગ ઉપપ્રમુખે પોતે કર્યો. આવી રીતે માત્ર દેખાવ પુરતી નાટકશાળાની રચના કરી ભાગ ભજવવાનું પરિણામ તો શૂન્યવત જ હોય ને ? ઉલ્ટું સન ૧૯૩૪નું અધિવેશન કુશળ, કાર્યદક્ષ ને સુદ્દરદર્શી સર પુરૂષોત્તમદાસ મ્હેતા જેવા સુકાનીના હાથે ઉજવાયું તેથી તેમાં પ્રમુખશ્રીના આગ્રહથી કેળવણી ફંડની યોજના ઘડવામાં આવી, પણ સંમેલન વખતે યોજાયેલ ફંડની હજી તો (૮ વરસના ગાળા દરમિયાન) અડધો અડધ રકમ 'મોઢ શુભેચ્છક ફંડમાં' જમે થઇ છે. અને એ પણ સર સાહેબની દુરદર્શિતાના પ્રતાપે; નહિ તો કેટલાક તો હજીએ એ રકમ માળવામાં જ રાખવાના વિચાર સેવે છે. કેળવણી ફંડમાં જુદા જુદા ગમે તેટલા ખાતાઓ રાખવામાં આવ્યા હોય છતાં તેનો હિસાબ ને જમેની રકમ એક જ સ્થળે હોવી જોઇએ. પણ વ્યવહાર કુશળ પંચ પટેલિયાઓએ તે રકમની જમાનો હિસાબ જુદા જુદા સ્થળે રાખ્યો છે. આમાંની કંઇક રકમ દેવાસના પંચ પાસે જમે છે જેનો હિસાબ હજીસુધી જ્ઞાતિના પત્ર 'મહોદય'માં કે બીજી રીતે બહાર પાડવામાં આવ્યો નથી, કે જે બીજાઓને પ્રોત્સાહન

આપનાર હોવાથી બાહર પાડવો તે અગત્યનું કામ છે. આવી આવી દુર્વ્યવસ્થાને લીધે એ યોજાયેલ ફંડની રકમ વરસો વીતયા પછી પણ કેમ પુરી થાય? સિવાયમાં અધિવેશન વખતે યોજાયેલ મરણ પછીના કારજમાં ૨૫ ટકા, લગ્ન વખતે ૧૨ ટકા વિગેરે કેળવણી ફંડની ચાલુ આવકના બારણા તો હજીએ બંધ જ છે.

મેલાવડાઓ તો દરેક ગ્નાતિ જમણ વખતે બિચારા ગરીબ લાડુભક્તોના હોય જ, પણ ત્યાં તો જમણ સિવાય બીજું કશુંએ ન હોય. વરસમાં બે વખત ગ્નાતિની પંચાયત ભેગી થવાનો નિયમ છે. સિવાયમાં વચ્ચે કોઇ ખાસ કારણસર પણ પંચાયત ભેગી થઇ શકે છે. પરંતુ પંચોની જોહુકમીને લીધે ગ્નાતિજનોનો લગભગ ¼ ચોથો ભાગ પણ માંડમાંડ ભેગો થાય છે. તે વખતે પણ કોઇ કારણસર વિખવાદ ઉભો થતાં માત્ર અપશબ્દોની મારામારી જ નહિ, લડાલડીનો પણ પ્રસંગ આવી ઉભો રહે છે.

**રીતરિવાજઃ**—મરણ પરણ વિગેરેના રીતરિવાજ લગભગ ગુજરાતને મળતા આવે છે. છતાં સ્થાન ને સંગત ફેરને લીધે કંઇક વધઘટ સાથે અસલ રિવાજ ચાલુ છે. સિવાયમાં કેળવણીની અછતને લીધે કેટલાક સમયાનુસાર પેસી ગયેલ ખોટા (શાસ્ત્ર આધાર વગરના) રિવાજો પણ રૂઢી ચુસ્તતા ને ગરીબાઇને લીધે પ્રચલિત છે. જેમકે મધ્યરાત્ર પછી ૧-૨ વાગેનાં લગ્ન જે વિધર્મીઓના દુષ્ટ આચરણને લીધે તે વખતે બનતા હોવા જોઇએ; પણ આજે તે પ્રથા બંધ થવી જોઇએ.

**ભાષા ને પહેરવેશઃ**—ઘરગથી ભાષા કંઇક મારવાડીના મિશ્રણ સાથે ઘણા ભાગે અપભ્રંશ જ વપરાય છે. તેમ જ પહેરવેશમાં બૈરાઓનો ઘરમાંનો પહેરવેશ અસલ ગુજરાતણ જેવો જ છે પણ બાહરના પહેરવેશમાં વધુ પડતી લાજવાળો મારવાડી પહેરવેશ પેસી ગયેલો છે. પુરૂષ વર્ગની ભાષા ને પહેરવેશ જે તે સ્થળને અનુસરીને છે. ઇંદોર, ઉજ્જૈન કરતાં ભોપાલના પુરૂષોનો પહેરવેશ ને ભાષા જુદી જ છે. કેમકે ત્યાં મુસલમાન રાજ્યને લીધે ઉર્દુ ભાષાનો રિવાજ છે.

**ધર્મઃ**—માળવામાં ઘણાભાગે તો વૈષ્ણવ ધર્માવલંબી પ્રજા છે; પણ ભોપાલ ને શાહાજાપુરમાં કેટલાક અંશે વૈષ્ણવ ધર્મ પ્રચાર પહેલાના અવશેષ જૈનધર્મના પાળનાર પણ વિદ્યમાન છે. વૈષ્ણવોમાં પણ મર્યાદી જુજજાજ છે. ત્યાંના કેટલાક લોકો તો સનાતન ધર્માનુસાર ઉપવિત ધારણ કરનારા છે. અને ખાસ વિશેષત્વ તો એ છે કે ધુમ્રપાન ગ્નાતિ ધોરણ પ્રમાણે ધર્મ વિરૂદ્ધ મનાય છે. જ્યારે ભાંગ છુટથી પીવાય છે. ખાસ કરીને પંચ પટેલિયાઓનું સામ્રાજ્ય સંચાલન તો 'ભાંગની તરંગમાં જ' થયા કરે છે. ત્યાં ધાર્મિક રૂઢીચુસ્તતાનો વળગાડ આટલો છે કે ટ્રેનમાં પાણી પીવું એ ધર્મભ્રષ્ટતા મનાય છે. કારણ કે એ લોકો માળવામાં ને માળવામાં કુવાના દેડકા જેવા વસી રહ્યા છે.

**બીજા મહાજન સાથેનો વ્યવહારઃ**—બીજા મહાજન સાથેનો ખાનપાનનો વ્યવહાર (રોટી વ્યવહાર) ભોપાળ, શાહજાપુર ને ગોંડવા સિવાય બીજે સ્થળે નથી અને બેટી વ્યવહાર તો છેક જ નહિ.

**વિસ્તારઃ**—માળવાના કેટલાક ઘરો નાગપુર, ઉમરાવતી, હર્દા ને હુશંગાબાદમાં ધંધાર્થે જઇ વસેલા છે. એ બધા મળી ગોંડવા (સી. પી.) વાળા કહેવાય છે. એક ઘરના જ બે કુટુંબો પુનામાં વસી રહ્યા છે. આમાંનું એક કુટુંબ તો પેશવાઓના વખતથી મહાજનમાં ધરમકાંટાના તોલની સનદ ભોગવે છે. એ ત્યાં ટીપવાળા (સોનાની તોલની ચિઠી આપવાવાળા) કહેવાય છે. બીજું કુટુંબ પાછળથી જઇ વસેલું પણ પૈસાદારીમાં સારો મોભો ધરાવતા હોઇ ત્યાંના ઝવેરિઓમાં આગળ પડતો વેપાર ખેડે છે. એક કુટુંબ ૧૨-૧૪ વરસથી અમદાવાદમાં જઇ વસેલું છે જેણે માળવા સાથેનો (કૂપ મંડૂક જેવો) કંટાળા ભરેલો સંબંધ છોડી ગુજરાત સાથે સંબંધ જોડયો છે. એક હર્દાવાળાનું કુટુંબ કેટલાક ગામની માલગુજારીની માલકી ધરાવે છે. એ કુટુંબમાંના

એક ભાઇ ત્યાંની સ્થાનિક મ્યુનિસિપાલિટીના વાઇસ પ્રેસીડેન્ટ છે. અને દેશ સેવામાં આગળ પડતો ભાગ લે છે. છેલ્લા વ્યક્તિગત સત્યાગ્રહમાં ૪ માસનો કારાવાસ પણ ભોગવી આવ્યા છે.

આવી રીતે મોઢ સમાજમાંથી વિખુટું પડેલું આ અંગ કેળવણી વગર માળવાના ખાડામાં સબડી રહ્યું છે. સન ૧૯૩૪ ના અધિવેશન પછીથી સર પુરૂષોત્તમદાસ જેવા વિદ્યાદાન શૂરના હાથમાં આવ્યું છે. માળવિઓમાં આ આઠ આઠ વરસના ગાળા દરમિયાન એમના વિદ્યાદાન માટેના ઉદાર હાથનો ઉપયોગ કરવાની આવડત નથી જ. એ ઉપરોક્ત પરિસ્થિતિ સ્પષ્ટ દેખાડી રહી છે. માટે હવે તો એ વિદ્યાદાન દાતાને જ વિદ્યાદાન માટે તલસતા માળવિઓના હોનહાર નમીરાઓ તરફ એ હાથ લંબાવવાનો રહ્યો અને એ જ એક છેલ્લો ઉપાય આ સમાજને ઉપર લાવવા ઉપયોગી થઇ શકે એમ છે. ઉપરોક્ત પરિસ્થિતિને પહોંચી વળવા—

**સર સાહેબની સેવામાં સાદર સાગ્રહ નમ્ર ભાવથી નીચે પ્રમાણેની સૂચના મુકવામાં આવે છે.**

માળવાના કેંદ્રસ્થાન ઈંદોરની વિશાળ ધર્મશાળામાં ખાવા પીવાના, રહેવા વસવાના, પહેરવાના ને સ્કૂલને લગતા દરેક ખરચના સાધન સાથેની જો એક મફત બોર્ડીંગ સ્થાપવામાં આવે જેથી વિદ્યાર્થીઓના પાલકો ઉપર કોઈ પણ બોઝો નહિ પડે તો સમયાનુસાર વિદ્યાપ્રાપ્તિના મહત્ત્વને સમજનારી ત્યાંની હોનહાર પ્રજા એનો ઉમંગભેર લાભ મેળવી શકશે અને ભવિષ્યમાં પોતાની ઊન્નતિ માટે આશ્રયદાતાને સાચા હૃદયના આશીર્વાદ આપશે. એ બોર્ડીંગનું નિરીક્ષણ પણ ત્યાંના ગુજરાતી સમાજનાં સુયોગ્ય ટ્રસ્ટિઓના હાથમાં સોંપાય તો સોનામાં સુગંધ આવશે.



# ખેડૂતોની સ્થિતિ



લેખકઃ
શ્રી. મનોરદાસ નારણદાસ નારિયેળવાળા

卐 卐

થોડા વખત પહેલા પુનામાં ખેતીવાડી ખાતાની એક પરિષદ એકઠી થઈ. આ પરિષદની યોજના સુંદર છે. અને દેશ માટે આર્થિક અવલોકન જો દર વર્ષે થતું રહેશે તો જ ગામડાં અને ખેતી કે જે દેશની મુખ્ય આધારભૂત વસ્તુ છે તેની આબાદીનો રસ્તો સૂઝશે.

આ પરિષદમાં સર મણિલાલ નાણાવટી હતા, અને તેઓના વિચારો ખૂબ મનનીય છે.

સર વિજયરાઘવાચાર્યે જે ટકા તારવ્યા છે, એ ટકા ખરા આધારભૂત આંકડા નથી.

બને સર મારા કરતાં તો ખૂબ મોટા માણસ છે, અને બુદ્ધિશાળી, દેશ પરદેશો જોઈ, જગતનું અર્થ શાસ્ત્ર રજુ કરે

તેવી વિભૂતિ છે, પણ ગામડાં, ખેતી અને ખેડુતના સંબંધે વશ અને શાહુકારનું વ્યાજ એના ઉપર જ દૃષ્ટિ દોડાવી અટક્યા છે. આ વસ્તુ બહુ જ નાની છે અને દુઃખ ઉપર ડામ દેનારી છે.

ગામડાંના વશ એ ખર્ચો જ નથી. તેમ જીંદગીમાં મોજ કરવાનું સાધન આ એકાદ વખત જ તેઓને મળતું હશે. જીંદગીમાં ભાગ્યે જ આવા પ્રસંગ અને તે પાછળ માત્ર જુજ ખર્ચો કરે તે પણ અરસપરસ વહેંચાઇ ગામડામાં જ રહે છે. તેના ઉપર નજર દોડાવી દોષ દેવા એ દાઝયા ઉપર ડામ છે. ઉજળીયાત વર્ગ જે માણે છે, જે લખલુટ ખર્ચ કરે છે, તે સામે આ મુકાબલો કરો તો તે હાથી સામે કીડી જેવી સ્થિતિ છે.

શાહુકારી વ્યાજ એ તેની નબળી સ્થિતિ અને ધીરનારને લાગતું જોખમ આ ઉપર છે, એટલે મૂળ દરદ વિચારવું જોઇએ.

શેરબજારમાં હાલમાં વ્યાજના ગાળા બહુ મોટા છે. તે બતાવે છે કે આર્થિક તેમ જ રાજદ્વારી મામલો ગંભીર છે અને તે સરકાર દુર ન કરી શકી. તો માત્ર ગામડાંમાં પોતાના નાણા રોકી ખેડુતને સાથ આપનાર ઉપર ખોટી રીતે ટીકા કરી, તેના નાણા ખોટા કરાવવા નીતિ વિરૂદ્ધ કાયદા કરી ખેડુતની મુશ્કેલીમાં વધારો કરે છે અને આમ કરી આ વ્યાજમાં એક યા બીજે રસ્તે વધારે છે, એટલે ખેડુત માલ સંગ્રહ કરી શકતા નથી. તેમ તેને ધીરનાર સંગ્રહ કરી માલનો ભાવ ખરા લઇ શકતા નથી. આવા કાયદાથી, શહેરી અને ગામડીયાના બે જુદા ભાગ કરી નાખ્યા છે.

અને શહેરીઓ, પોતાની પૂંજી બેંક, વીમા કંપની, ગવરમેંટ કાગળો, શેરો અને મકાનો પાછળ રોકે છે, નહિંતર આ પૂંજી ગામડાં તરફ જ રોકાત તો વગર કીધે ખેડુત અને તેનો સહકાર કરવાવાળાને આ ધન ઉપયોગમાં આવત. આટલી હકીકત વ્યાજની ટીકા કરનાર વિચારે તો સમજાશે, કે ખેડુતની આંટ કોણે ઓછી કરી?

હવે, તેના માલની સ્થિતિ. તેના ખર્ચેલા, અને મજુરી કરેલા દામ પૂરાં-છુટતાં નથી. એ વાત લઇએ, એક તો સરકારી હુંડીયામણ જે સેંકડે સાડાબારથી તેર ટકા ખાઇ જાય,

બીજું સરકારી મ્યુનિસિપાલિટિ, લોકલ બોર્ડ-ટેક્ષ ઉપરા ઉપરી ચડે. પછી આવે, ત્રીજું રેલ્વે નૂર કે બીજા દેશના સ્ટીમર વિગેરેના નૂર સરખાવો તો કેટલા ભારે છે.

ચોથું જગાતી દિવાલ કરી એક બીજા માલના ભાવો કેમ ઓછા થાય તે નીતિ. આટલી નીતિ સરકારી ઉપરાંત દેશનો મોટો વર્ગ સટ્ટાખોરીવાળો થયો, એટલે માલ કોઇનો ને વેચે કોક. અને તે આ ખેડુતના પાક કરતાં પણ મોટો પાક પોતાના ગજવામાંથી વેચી મંદી કરે, અને આ રીતે મેળવેલ ધનના જોરે ખેડુતની મજુરી પણ ન છુટે તેટલા નીચા ભાવ બનાવે. આમાં ન ફાવે તો ઓછા ચૂકાવે. પોતાની મોટર-વાડી-બાગ-બગીચા ઝવેરાત તો કાયમ સલામત રાખેજ.

આ નીતિ સુધરે તો ગરીબ ખેડુત ઉપર હાલના વશ વિગેરે કરે છે તે પ્રહાર અને શાહુકાર લુંટે છે તે ઝાટકણી કાઢવા જરૂર નહિ રહે.

ગામડાં કેમ બરબાદ થતાં જાય છે, તેનો થોડો ખ્યાલ કરો કે ગામડા પાછળ સરકારે કેટલું ખર્ચ્યું, અને સામે કેટલું લીધું. આ ખ્યાલ કરશો, તો સેંકડે ટકો પણ ખર્ચ નથી. અને સોગણું દર વર્ષે ઢસડી જાય છે. પછી ગામડાં કઇ રીતે ટકી રહેશે? આમાં દોષ કોનો?

એક જ દાખલો બસ થશે. મુંબઇમાં રોજની રૂની ગાંસડી હજાર પંદરસો કે બેહજાર સુધી હાજર (રેડી) વેચાતી હશે. તેની કીંમત કેટ પ્રેસ થતાં ખર્ચો બાદ કરીએ તો માંડ લાખનો જ સરવાળો આવે. ત્યારે વાયદાની રોજ લાખો ગાંસડી વેચાય. આની પાછળ રોજનો ખર્ચ લગભગ પાંચ છ લાખ ઉપરનો હશે. તો આ માલ કરતાં આ ધડામણુ વધારે નથી ?

અને આ રીતે દેશ કેમ નભી શકશે ?

# • અછૂત •



લેખકઃ
શ્રી. રમણિકલાલ હાકેમચંદ મહેતા
ટંકારા

ઉષાના દ્વાર હજી ઉઘડવાનાં હતાં, ઉચાળા ભરીને નીકળેલું એક અછૂત કુટુંબ મારા ગામનું પાદર વટાવતું હતું. સ્ત્રીને માથે ઘોડીયું હતું, કેડમાં તેડેલું નાનું બાળક ધાવતું હતું, પુરૂષને માથે પોટલું હતું અને બગલમાં ચામડાના ટુકડા ભરેલી કોથળી હતી.

'પાણીની બતક લીધીને તમે ? ભીખલો વાટમાં તરસ્યો થશે,' રૂડકીએ ખીમાને પૂછ્યું.

'ટપુ, તને ય તરસ લાગશે કાં ?' રૂડકી ધાવતાં બાળકને બચીઓ ભરી પૂછતી હતી.

'લાવ લાવ, ટપુને હું ઘોડીક વાર તેડું.' ખીમો ટપુને રમાડવા લાગ્યો, અને ભીખલો આગળ આગળ દોડયે જતો હતો.

'એ ભીખલા ! આઘો રે'જે, જટા મારાજને જવા દેજે.' આગળ ચાલતા ભીખલાને ખીમાએ કહ્યું.

'અસ્પા કેવા છો ?' કળશીએ જઇને આવતા જટા મારાજે સવાલ કર્યો.

'દેદ સંધ બાપા.' ભીખલાએ જવાબ આપ્યો.

'હડ હરામી, વેલું ફાટવું'તુંને,' એમ બોલતાં મારાજ રસ્તામાંથી હઠી ગયા. કપાળમાં ગઇ કાલનું તાજું, પીળું ત્રિપુંડ મરજાદીના ધર્મનો પૂરાવો આપતું હતું.

'મારા હાળાં દેદા તો હવે ઓળખાતા ય નથી.' મારાજ બબડતા ચાલ્યા ગયા.

'ઘર–બહાર નીકળેલા કોઇની સામે મળવું એ ગરીબનો ગુન્હો છે. ગરીબ અપશુકની-આળ છે. ગરીબને મારવો-ધમકાવવો એ તો માનવીનો વારસાં હક્ક છે.''

જગતના ફટકા સહેવાને સરજાએલાં ગરીબ હૈયાંએ એક નિસાસો મૂકયો અને પોતાનો રસ્તો કાપવા માંડ્યો.

વરસો વીત્યાં, જેડા સાંધ્યા તોપણ ખીમાને હવે સતોષ નથી. એ મુંઝવાટથી બચવા ખીમાએ ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો.

તરછોડાએલા આવાં કેટલાંએ કુટુંબ આ પ્રમાણે ઓથ લેતાં હશે, પણ એના દેશ બાંધવોને એની પરવા નથી.

ખીમો ચર્ચમાં નોકર રહ્યો, ભીખલાને એણે અંગ્રેજી ભણાવી એક દવાખાનામાં કંપાઉન્ડર તરીકે રખાવ્યો.

× × ×

'કેમ તમને હવે કેમ છે ?' આ દવાથી ઠીક થઇ જશે, એમ બોલતા ડોક્ટર એક પછી એક કેસ પસાર કરતા હતા.

'જટાશંકર મારાજ તમારું નામ ?' એક આધેડ દર્દીને ડોક્ટરે પૂછ્યું.

'જી હા, સા'બ ! મને પેટમાં દુઃખાવો ઉપડયો છે.' મારાજે પેટ બતાવ્યું.

ડોકટરે સ્ટેથોસ્કોપ નળી મૂકીને શરીર તપાસ્યું અને દવા લખી આપી.

કંપાઉન્ડર એક પછી એક નામ બોલતો હતો અને દવા બનાવતો હતો. "જટાશંકર મારાજ" કંપાઉન્ડરે બૂમ મારી, 'તમારી દવા તૈયાર છે.'

'ગામડેથી આવો છો?' શીશી લેતાં કંપાઉન્ડરે સવાલ કર્યો.

'હા, ગામડેથી આવું છું.' જટા મારાજે જવાબ આપ્યો.

"લ્યો, આ ડોઝ અહીં જ પી જાવ," કંપાઉન્ડરે જટા મારાજને કહ્યું.

જટા મહારાજ દવા પી ગયા.

'મને ઓળખો છો જટા મારાજ?' કંપાઉન્ડરે હસીને પૂછ્યું.

'ના, ના તમારું નામ શું?' જટા મારાજે પૂછ્યું.

'મારું નામ ભીખા ખીમા.' કંપાઉન્ડરે ભાર દઈ જવાબ આપ્યો.

'નાતે કેવા છો?' મારાજના કપાળમાં કરચલી પડી.

'અત્યારે તો કીરસ્તાની.'

'અલ્યા હા, હા. તારો બાપ તો અમારા ગામનો ઢેઢ.'

"હટ, માળા! આમ હતું તો ખસી મરવું'તું ને. દવા પીવરાવીને મને અભડાવી માર્યો. ઘરે જઈને મારે નાવું પડશે."—જટા મારાજ બબડી ઉઠયા.

દવાખાનાની ચારે દિવાલો સાથે અફળાઈને એના કચવાટનો પડઘો પડયો—'મારે નાવું પડશે.'

મને બરાબર યાદ છે કે મારાજે ઘેર જઈને ચાર ઉપવાસ ખેંચી કાઢયા હતા, પણ કારણ ઘરમાં જણાવ્યું ન હતું.



---

# નીતિ એ ધર્મ દુનિયાનો

ગઝલ કવાલિ.

તમે હો સ્માર્ત કે વૈષ્ણવ, ભલે ઇસ્લામી કે ખ્રીસ્તી,
નીતિને માન સૌ આપે, નીતિ એ ધર્મ દુનિયાનો. ૧

ભલે હો બૌધ કે જૈની, ગમે તે ધર્મના હો સૌ,
નીતિને સૌ સ્વીકારે છે, નીતિ એ ધર્મ દુનિયાનો. ૨

જુઠું નવ બોલવું કહીએ, જુઠાને સૌ તિરસ્કારે,
ચહે છે સત્ય સૌ ધર્મો, નીતિ એ ધર્મ દુનિયાનો. ૩

વ્યસનથી વેગળા રહેવા, વ્યસનને સર્વ ધિક્કારે,
ચહે આરોગ્ય એ રીતે, નીતિ એ ધર્મ દુનિયાનો. ૪

દુરાચારો વ્યભિચારો તજાવા શાસ્ત્ર ઉપદેશે,
ચહે ચારિત્રની શુદ્ધિ, નીતિ એ ધર્મ દુનિયાનો. ૫

ચહે છે કોણ નિર્દયતા? વિચારોને હૃદય માંહે,
દયાનો બોધ સૌ આપે; નીતિ એ ધર્મ દુનિયાનો. ૬

નહીં અભિમાનને ચાહે સદા દુઃખદાયી તે માની,
ચહે સૌ નમ્રતા દિલમાં, નીતિ એ ધર્મ દુનિયાનો. ૭

નહીં કુસંપને ઇચ્છે કરાવે કલેશ જે નિત્યે,
ચહે બંધુત્વ સૌ ધર્મો, નીતિ એ ધર્મ દુનિયાનો. ૮

લડાઈ કોઈ નવ માગે, ચહે સૌ જગતની શાંતિ,
મહા સુખ સૌ નીતિ માંહે, નીતિ એ ધર્મ દુનિયાનો. ૯

શેઠ મહાસુખભાઈ ચુનીલાલ કૃત 'નીતિ તરંગિણી' માંથી.

# જીવન સત્ય

લેખક:
શ્રી. બાબુભાઇ જે. મણિયાર, મુંબઇ



યાદ છે? મારા જીવનપંથને માર્ગે—દ્વારે દ્વારે હું અહાલેક પુકારતો ભિક્ષા માગતો હતો. મુંગો મુંગો હું મારો મહાન પણ મૌન પથ પ્રસારવા મારા મનથી મથતો હતો.

અને અચાનક કોણ જાણે શાથી પણ મને મારૂં જીવન એકલવાયું અને અટુલું લાગ્યું. જેના જીવનની જ્યોત જગી ગઇ હતી—તેવા પુણ્યપંથના પથગામીઓને મેં મારા ન માન્યા અને મને કોઇ 'મારૂં' મેળવવાની મહત્વાકાંક્ષા થઇ.

અને મેં તારૂં દ્વાર ઠોક્યું-મેં કદિ તારા કમળવદનના દર્શન ન કર્યાં હોવા છતાં તેં મને ઓળખ્યો અને અપનાવ્યો —અને આપણે નિશ્ચય કર્યો કે આપણે કોઇ એકાદ નાવમાં બેસી દૂર દૂર સફર કરીશું—માત્ર તું અને હું, કોઇને પણ મળવા નહિ-કોઇપણ પ્રદેશ તરફ નહિ-કોઇ કાર્ય માટે નહિ-એવી કોઇ અનન્ત યાત્રા-આપણે કોઇ કિનારા વગરના મહાસાગરમાં કરીશું-માત્ર તું અને હું.

અને...અને યાદ છે? તે દિવસે ઘુઘવતા સાગર સાંમે હું નાવ પાસે તારા અનેરા આગમનનાં સ્વપ્ન જોતો—તારી આકાંક્ષામાં હૃદયને ચકવી નાંખતો ઉભો હતો અને એકાએક કોઈ મહાન સ્વપ્ન સરખો તારો સુવર્ણરથ મેં અંતરિક્ષમાં જોયો. મારી આશાઓ આસમાને અડી-મારા દુઃખી દિવસોનો અંત આવ્યો હોય એમ મને લાગવા માંડ્યું.

મારાથી થોડે દૂર તારો રથ અટક્યો-હું પાગલ બન્યો. તને ભેટવા અધીરો બન્યો. રથમાં પહોંચવા મેં મારો હાથ લંબાવ્યો પણ આ શું! તારો રથ મારાથી વધારે દૂર સરકવા મંડ્યો-તારી ઇચ્છા વિરૂદ્ધ પણ તે તને મારાથી દૂર—ઘણેજ દૂર લઇ જઇ અદૃશ્ય થયો.

હું નિંદ્રામાંથી જાગ્રત થતો હોઉં એમ આંખો ચોળી અફસોસ કરવા લાગ્યો. અને પાછળથી હાસ્ય સંભળાયું, ઓહ કોણ? મેં પાછળ જોયું તો એ તો પુણ્યપંથનો પહેલો પ્રખર અનુગામી-તે બોલ્યો—

"હતાશ ન થતો—તને સર્વેથી નિરાશા મળી છે એટલે તું ઘડાયેલ છો—પ્રેમ એટલે શું?

પ્રેમ બદલો ન ઇચ્છે. પ્રેમ લેતા શીખ્યો જ નથી, એને તો દેતાં જ આવડે. જેને તેં 'તારૂં' બનાવવા ધારેલું તેને હવે સ્મૃતિમાંથી કાઢી નાંખ—અને ઘેલા! તું એકનો મટી અનેકનો થઇશ—અનેકની સેવા સાધીશ—એ માટે તેનો આભાર માન."

અને મારા આત્માના અગાધ ઉંડાણમાંથી—મારા હૃદયના તારેતારને ઝણઝણાવી મુક્તું કોઇ ધીમું—પણ મધુરૂં સંગીત રડી ઉઠ્યું—હવે હું એકનો મટી અનેકનો બન્યો હતો.

અહા! જીવન સત્ય સાંપડવાનો કેવો અગમ્ય અને અણમોલ પ્રસંગ!

# મોઢ જાતિનું

આખી દુનિયાની પુરાતન સંસ્કૃતિઓ પર પોતાની છાપ પાડનાર સિંધુ સંસ્કૃતિનો કોયડો હજી ઉકેલાયો નથી. પણ આપણાં પુરાણો એના પર સુંદર પ્રકાશ પાડી શકે એમ છે, તે વિદ્વાનોએ એ વાત તરફ લક્ષ આપવું ઘટે છે.

બેબીલોનીઆના કાળક્રમ–chronology–ને આધારે મોહનજો ડેરો નગરનું સ્થાપન ઇ. સ. પૂર્વે ૩૩૫૦ માં થયું હતું એમ સર માર્શલ અને ડૉ. મેકેએ પોતાના ગ્રંથોમાં જણાવ્યું છે. પછી ઈ. સ. પૂર્વે ૨૭૫૦ માં એ નગર વેરાન થયું. તેનું કારણ જણાયું નથી. ફરી વખત એ નગર વસ્યું અને ખૌ દકાળ સુધી ત્યાં વસવાટ હોવાનાં પ્રમાણો મળી આવ્યાં છે. એક ટેકરા ઉપર કનિષ્કના સમયની એક ઇમારત મળી હતી. એમાંથી આ રાજાના ઘણા સિક્કાઓ પણ હાથ લાગ્યા હતા.

**સિંધ પ્રદેશની પ્રાચીન ભૂગોળ**

હાલ જ્યાં મોહનજો ડેરો છે તે પ્રદેશ સપાટ રણ છે અને સિંધુ નદી પટ બદલીને ત્યાંથી ૩–૪ માઇલ દૂર જતી રહી છે. પણ પુરાતનકાળમાં એ પ્રદેશ જંગલ હતો. સીલો પર હાથી, વાઘ અને બીજાં જંગલી પ્રાણીઓની આકૃતિઓ મળી છે તે આ વાતને પુષ્ટિ આપે છે. પ્રાચીનકાળમાં મોનસુન હવા આખા સિંધ અને બલુચિસ્તાન પરથી પસાર થતી હતી અને ત્યાંના જંગલોના ભેજથી ત્યાં પુષ્કળ વરસાદ થતો. મોનસુન ધીમે ધીમે પૂર્વ તરફ ખસતી આવે છે અને એથી જ બલુચિસ્તાન, સિંધ અને કચ્છના પ્રદેશો આજે સૂકાં રણોમાં પલટાઈ ગયા છે. એક વેળા કાઠિયાવાડના પશ્ચિમ ભાગમાં પુષ્કળ વરસાદ થતો પણ આજે ઓખામંડળ, હાલાર અને ઝાલાવાડ પણ એ જ દશાને પ્રાપ્ત થયા છે. સિંધુ પ્રદેશ લીલોછમ હતો તેનું બીજું કારણ એ પણ હતું કે તેની પૂર્વે સરસ્વતી નામે સિંધુ કરતાં યે મોટી નદી વહેતી હતી. એ પ્લક્ષપ્રસવણ તીર્થ (શીવાલીક પર્વતમાળા) માંથી નીકળી, દક્ષિણ પંજાબ અને રજપૂતાનામાંથી પસાર થઇ, કચ્છના રણમાં સમુદ્રને મળતી હતી. હાલ પણ હાકડા તથા મીહીરાનની સૂકી નદીઓના રૂપમાં પંજાબ અને સિંધમાં સરસ્વતીની યાદગીરી જળવાઇ રહેલી છે. પ્રાચીનકાળમાં કોઇ મોટા ધરતીકંપને પરિણામે, સરસ્વતી જે પ્રદેશોમાંથી પસાર થતી હતી તેની સપાટીમાં ફેરફાર થવાથી એ નદી સુકાઈ ગઇ. એ જ કારણે સિંધુ પણ પોતાનો પટ પશ્ચિમ તરફ બદલતી જાય છે. એકવેળા તે કચ્છમાં થઇને વહેતી હતી. પણ આજે તે પશ્ચિમમાં ખસી ગઇ છે એટલે કચ્છ સૂકો પ્રદેશ બની ગયો છે. માત્ર તેની એક શાખા કોરી નામે હાલ લખપત પાસે થઇને વહે છે.

**બ્રહ્માવર્ત્ત અને ધર્મારણ્ય**

વૈદિક અને પૌરાણિક સાહિત્યમાં લખ્યું છે કે સિંધ અને સરસ્વતી વચ્ચેનો પ્રદેશ આર્ય ઋષિઓ અને દેવો માટે ઘણો પવિત્ર મનાતો હતો. એને તેઓ 'બ્રહ્માવર્ત્ત' કહેતા હતા કારણ કે બ્રહ્માએ ત્યાં તપ કર્યું હતું.

બ્રહ્માવર્ત્ત સિંધુ નદીની પૂર્વે હતું અને ઉત્તરે પંજાબમાં છેક લાહોર સુધી રાવી નદીના કાંઠાનો પ્રદેશ જંગલવાળો હતો. રાવીને કાંઠે લાહોરથી ૧૧૦ માઇલ દક્ષિણે હરપ્પામાં પણ સિંધુ સંસ્કૃતિનું નગર મળી આવ્યું છે. થોડાક વિદ્વાનોને હરપ્પા એ 'ઋગ્વેદ' માંનું હરિયુપિયા નગર અથવા હર શબ્દ સાથે સંકળાયલ બીજા કોઇ નામવાળા શહેરનો અપભ્રંશ જણાયો છે.

મોહનજો ડેરો નગર અને સિંધુ સંસ્કૃતિની વિગત સાથે બંધબેસતી હકીકત કોઇ પુરાણમાં મળે છે કે કેમ તેની બારીક શોધખોળ કરતાં જણાય છે કે મોઢ–પુરાણમાં આ હકીકત મળી આવે છે. તે સ્કંદ–પુરાણાંતર્ગત એક ઉપપુરાણ છે અને પદ્મ-પુરાણની અમુક અમુક આવૃત્તિઓમાં પણ તે મળી

# મૂળ વતન ૨

[આપણી જ્ઞાતિના આ બ્હેન આવા અભ્યાસપૂર્ણ લેખની ભેટ ધરે એ આપણા માટે અભિમાનનો વિષય છે. તેઓ પોતાની આવી પ્રવૃત્તિ ચાલુ રાખે અને વખતો વખત 'મોઢ મહોદય'ને તેનો લાભ આપે એમ આપણે જરૂર ઇચ્છીએ. સં.]



લેખક:
સૌ. ચન્દ્રકલા માણેકલાલ શેઠ

આવ્યું છે. પુરાણોની સંખ્યા ૧૮ મનાય છે પણ એ માન્યતા ખોટી છે. એ ઉપરાંત બીજાં ઘણાં પુરાણો છે જે હવે પ્રકાશમાં આવતાં જાય છે અને ઘણાં પુરાણો તો વેદોની શાખાઓની પેઠે નષ્ટ પણ થઇ ગયાં છે. આસરે બસો વર્ષ પૂર્વેની અનેક હસ્તલિખિત પ્રતિઓ પરથી મદ્રાસવાળા દિવાન બહાદુર ગોવિંદદાસજીએ આ મોઢ પુરાણને છપાવી બહાર પાડયું હતું.

આપણા ધર્મ પ્રમાણે બે પ્રકારના પ્રલયો છે, પ્રલય અને મહાપ્રલય. પ્રલય એ દરેક ચતુર્યુગીને અંતે આવે છે અને મહાપ્રલય કલ્પની આખરે. મહાપ્રલય આવતાં શ્રી વિષ્ણુ જળમાં પોઢી જાય છે. એ આખ્યાયિકાઓ કયા બનાવ ઉપરથી રચાઇ તે તો ઘણી છણાવટ અને વાદવિવાદ પછી જ કહી શકાશે.

છેલ્લા કલ્પની આખરે આવેલા મહાપ્રલય પછી જ્યારે નવેસરથી સૃષ્ટિ રચવાનો પ્રસંગ આવ્યો ત્યારે બ્રહ્માએ તપ કરવા માંડયું અને જે પ્રદેશમાં તેમણે તપ કર્યું તેનું નામ બ્રહ્માવર્ત્ત પડયું. બ્રહ્માના પુત્ર કશ્યપ થયા, કશ્યપના સૂર્ય અને સૂર્યના વૈવસ્વત મનુ. સૂર્યનું બીજું નામ વિવસ્વાન પણ હતું એટલે જ છેલ્લા મનુ વૈવસ્વત કહેવાયા છે. દરેક મન્વન્તરનો મનુ જુદો જુદો હોય છે. આ પૂર્વેના મન્વન્તરોમાં સ્વયંભૂ, ચાક્ષુષ વગેરે અનેક મનુઓ થઇ ગયા છે.

વૈવસ્વત મનુનું બીજું નામ 'યમ ધર્મ' પણ હતું એમ પુરાણોમાં લખ્યું છે. એણે બ્રહ્માવર્ત્તની બાજુએ આવેલા વન્ય પ્રદેશમાં તપ કરવા માંડયું, એટલે આ ધર્મના નામ પરથી તેનું નામ ધર્મારણ્ય પડયું. તામ્રયુગમાં સિંધુ નદીને કાંઠે લાહોર સુધીનો પ્રદેશ જંગલવાળો હતો. આ ઉપરથી જણાય છે કે આ જંગલનું નામ 'ધર્મારણ્ય' હતું. એમાં વસનારા મંડાયા પછી લોકોએ તેના ઘણાખરા ભાગને સાફ કરી ત્યાં ખેતીવાડી શરૂ કરી દીધી હતી. એથી તેનો દેખાવ બગીચાના જેવો થતાં તેનું એક નામ 'ઉદ્યાન' પણ પડ્યું હતું. ઉદ્યાન ઘણે ભાગે ધર્મારણ્યના સૌથી વધુ વસતીવાળા ભાગનું જ નામ હશે એટલે જ મોહનજો ડેરોના સીલો પર કર્નલ વૉડેલે એ પ્રદેશનું નામ 'અદિન' (ઉદ્યાન શબ્દનો પ્રાકૃત અપભ્રંશ) વાંચ્યું છે. સુમેરીઅન લોકો એને 'સુ-અદિન-દમ' એટલે 'સારો-અદિન-પ્રદેશ' કહેતા હતા. ચીની મુસાફર હુએન્સાંગે સિંધનું નામ 'ઓઇતીઅન' લખ્યું છે જે તેના મૂળ નામ ઉદ્યન અથવા આદિનનો અપભ્રંશ છે. બાઇબલ અને કુરાનમાં લખ્યા પ્રમાણે માનવજાતિની ઉત્પત્તિ 'અદનના બગીચા'માં થઇ હતી. બ્રહ્મા અને મનુએ નૂતન સૃષ્ટિ માટે ધર્મારણ્યાન્તર્ગત 'ઉદ્યાન'માં તપ કર્યું હતું. આમ આ આખ્યાયિકા હિંદુ, યહૂદી, ખ્રિસ્તી તથા ઇસ્લામ ધર્મને પરસ્પર સાંકળે છે.

### મોહનજો ડેરોની ઉત્પત્તિ

વૈવસ્વત મનુના તપથી ઇંદ્રનું આસન ડોલવા લાગ્યું અને તે જતું ન રહે એવા ભયથી તેણે મનુના તપભંગ માટે ઉર્વશી નામે અપ્સરાને મોકલી. તેણીએ

મનુ સામે ગાન અને નૃત્યો કરવા માંડ્યાં; પણ યમ-ધર્મ (મનુ) પર તેની કશી અસર થઈ નહિ, એટલે ઉર્વશી નિરાશ થઈને પાછી વળી. એ સ્થળનું નામ મનુએ અપ્સરા–તીર્થ પાડ્યું અને ત્યાં 'દેવમોહનક' નામે નગર પણ વસાવ્યું. તપથી મનુ પર શિવ પ્રસન્ન થયા અને તેની વિનતિથી શિવે ત્યાં એક શિવલિંગ ઉત્પન્ન કર્યું અને આમ પોતે ત્યાં સ્થાપિત થયા. આ લિંગ ભૂતનાથ અને ધર્મેશ્વર કહેવાયું. પાસે જ એક કૂપ પ્રગટ થયો જે 'શિવકૂપ'ના નામથી પ્રસિદ્ધિ પામ્યો.

ઉર્વશીએ જ્યાં નૃત્ય કર્યું હતું તે 'દેવમોહનક' સ્થળ એ જ મોહનજો ડેરો હતું એવી મારી માન્યતા છે; કારણ કે એ સ્થળના અસલ નામમાં 'મોહન' શબ્દ હતો, અને એની નોંધ લેવાઈ ગઈ છે. મૂળ નામ દેવમોહનક હશે પણ કાળાંતરે અથવા જાહેરમાં તે 'મોહન'ના ટૂંકા નામથી પ્રસિદ્ધ થયું હશે. આ નગર નાશ પામતાં એનાં ખંડિયેરો થયાં અને પછી આ સ્થળ મોહનજો ડેરો કહેવાયું. મોહનજો ડેરોમાં શિવલિંગો મળી આવવાથી સર જોન માર્શલે તેને શૈવધર્મનું સૌથી પ્રાચીન સ્થળ માન્યું છે, અને લિંગ–પૂજાની ઉત્પત્તિ ત્યાંથી જ થઈ હશે એવી માન્યતા પ્રદર્શિત કરી છે. મનુ પર શિવ પ્રસન્ન થઈ ત્યાં ભૂતનાથ લિંગરૂપે સ્થાપિત થયા તેની સત્યતાને એથી પુષ્ટિ મળે છે. વળી કર્નલ વોડેલે પોતાના ગ્રંથ ( Indo Sumerian seals Deciphered ) માં ચોથા સીલનો જે અર્થ આપ્યો છે તેમાં સૂર્યની દેવદાસી 'ઉશીજ' નું નામ લખેલું છે. સુમેરિઅન ભાષામાં 'ઉશ્'નો અર્થ 'પેગામ લાવતી અપ્સરા' થાય છે. વળી ઉશી જ અને ઉર્વશી એ બંને નામો ઘણાં મળતાં છે. માટે કદાચ, એ સીલ, ઉર્વશી સૂર્યપુત્ર મનુ પાસે [illegible] લાવી હતી, તેને લગતું હશે. [illegible], હાલાર અને [illegible] થયા છે. [illegible] આખ્યાયિકાઓના ચિત્રો [illegible] એ [illegible] છે. દેવમોહનકમાં શિવના પ્રાગટ્ય [illegible] એક કૂપ થયો. કદાચ એ કુંડ હશે, મોહનજો ડેરોમાં જે મોટામાં મોટો ઈંટાના ચણતરવાળો કુંડ મળ્યો છે, તે કદાચ આ હોય એ.

ધર્મેશ્વર મહાદેવની પશ્ચિમ બાજુએ સૂર્યની સ્ત્રી સંજ્ઞાએ તપ કર્યું અને ત્યાં સૂર્ય પ્રકટ થયા. વળી 'નાસત્ય અને અશ્વિની' એવા બે અશ્વિનીકુમારો ઉત્પન્ન થયા. એ બધાના ત્યાં કુંડો ઉત્પન્ન થયા જે સૂર્યકુંડો કહેવાયા. આ જાહેર વાત છે કે મોહનજો ડેરોમાં ઘણાં કુંડો મળી આવ્યા છે, ત્યાંના વતનીઓના મુખ્ય દેવ સૂર્ય હતા એમ સીલો પરની આકૃતિઓ પરથી પુરવાર થયું છે. સૂર્યપૂજાને માટે તામ્રયુગના લોકો કુંડો વાપરતા હતા એમ સુમેરિયન આખ્યાનો પરથી જણાય છે.

### મોઢ બ્રાહ્મણો અને વૈશ્યોની ઉત્પત્તિ

બ્રહ્માની સ્તુતિથી ત્યાં વિષ્ણુ પ્રગટ થયા અને શિવસહિત ત્યાં ત્રણેય દેવોથી અઢાર હજાર બ્રાહ્મણો ઉત્પન્ન થયા. વિષ્ણુએ ઉત્પન્ન કરેલા ૭ હજાર સાત્વિક, બ્રહ્માએ કરેલા ૭ હજાર રાજસ અને રૂદ્રના ૭ હજાર તામસ પ્રકૃતિવાળા થયા. એ બ્રાહ્મણો દેવમોહનકમાં વસેલા હોવાથી 'મોહનક' કહેવાયા. દેવમોહનક (મોહનજો ડેરો)ના નાશ પછી એ બ્રાહ્મણો આગળ જણાવેલા કારણસર ઉત્તર ગુજરાતમાં આવીને વસ્યા. એ સમય સુધીમાં તેમની જાતિનું નામ અપભ્રંશ થઈ 'મોહનક' માંથી 'મોઢ' થઈ ગયું અને ગુજરાતમાં તેઓ જ્યાં આવીને વસ્યા તે સ્થળનું નામ મોઢેરા પડ્યું.

મોઢપુરાણમાં આ બ્રાહ્મણોના વસવાટ પછી દેવમોહનકનું બીજું નામ મોહેરકપુર પણ પડ્યું હતું એમ લખ્યું છે. ઘણા વિદ્વાનો એને મોઢેરાનું અસલ નામ માને છે. પણ મારા અભિપ્રાય પ્રમાણે મોહેરકપુર એ દેવમોહનકનું બીજું નામ નહોતું, પણ તેને છોડીને જ્યારે મોઢ બ્રાહ્મણો અને વાણિયાઓ ઉત્તર ગુજરાતમાં આવ્યા ત્યારે મોહેરકપુર (હાલનું મોઢેરા) વસાવીને રહ્યા. આ પ્રમાણે દેવમોહનક અને મોહેરકપુર એ એક ગામનાં બે નામ નહોતાં.

મોહનજો ડેરોની નગરરચના ઉપરથી સિદ્ધ થઈ

ચૂક્યું છે કે એ શહેરને ખાસ ચાહીને વસાવવામાં આવ્યું હતું. કોઇ પ્રાચીન ગામડામાંથી નગરરૂપે તેનો વિકાસ ન્હોતો થયો. ત્રિદેવો (બ્રહ્મા, વિષ્ણુ, અને રુદ્ર)એ અઢાર હજાર બ્રાહ્મણોને ઉત્પન્ન કરી વસાવ્યા તેનો અર્થ એમ સમજવો જોઇએ કે જ્યાં ત્યાં (કોઇ અન્ય જગ્યા) થી એ લોકોને લાવીને વસાવ્યા હતા અને તેમના માટે મોહનજો ડેરોની રચના કરવામાં આવી હતી.

આ લોકોની તેમના ગોત્ર અને પ્રવર પ્રમાણે અનેક દેવીઓ થઇ; જેવી કે શાન્તા, સુખદા, ભટ્ટારિકા, ક્ષત્રજા ઇત્યાદિ. માટીની ન્હાની ન્હાની દેવીઓની ઘણી મૂર્તિઓ મોહનજો ડેરોમાં મળી છે.

ત્રિદેવોએ જોયું કે બ્રાહ્મણો તો પોતાના ધાર્મિક કાર્યમાંથી મુક્ત થયા નથી એટલે તેમણે રુદ્રની માતા અને સૂર્યની બ્હેન કામદુધાને બોલાવી. તેણે પોતાની ખરીના અગ્ર ભાગથી પૃથ્વીને ખોદી અને તેમાથી માતૃયોનિ વિના ૩૬૦૦૦ વાણિયા ઉત્પન્ન થયા. એ જ મોઢ વાણિયા કહેવાયા. તેમને પરણાવવા માટે વિશ્વાવસુ ગાંધર્વે ૩૬૦૦૦ કન્યાઓ ઉત્પન્ન કરી. એ વાણીયાઓને ૧૮૦૦૦ બ્રાહ્મણોની સેવા, ખેતી અને ગાયોનું પાલન કરવાનું સોંપવામાં આવ્યું. આમ દેવમોહનક (મોહનજો ડેરો) સંપૂર્ણ રીતે વસ્યું.

સુમેરિયન અને રાજ્યવંશ પૂર્વેની મીસરની સંસ્કૃતિઓ-Predynastic Egyptian culture-એ બંને સિંધુ સંસ્કૃતિના જેવી છે. સુમેરિયનોનાં પ્રાચીનતમ નગરો કિશ, ઉર અને નિપ્પુર કરતાં મોહનજો ડેરો વધુ પ્રાચીન સિદ્ધ થયું છે. હવે તો એ વાત સ્વીકારાઇ ગઇ છે કે સિંધુ સંસ્કૃતિવાળા લોકો જ મેસોપોટેમિયામાં આવીને વસ્યા અને સુમેરિયન કહેવાયા. વળી ઇજીપ્તમાં પણ તેઓ જઇને વસ્યા. એ લોકો શા માટે ત્યાં ગયા, તે તો કહી શકાય નહિ, પણ પરિણામ એ આવ્યું કે મોહનજો ડેરો વેરાન થયું. તેના ચિહ્નો ખંડિયેરોમાં જણાયાં છે. પુરાતત્ત્વવિદો એમ માને છે કે દુષ્કાળો પડવાથી જ મોહનજો ડેરો વેરાન થયું હશે. આમ એ નગર ત્રણ વખત વેરાન થયાનાં ચિન્હો ત્યાં મળ્યાં છે.

આટલું જણાવી હવે હું પુરાણમાં આવતી તે તે હકીકત બતાવીશ કે જે વાંચવાથી ને તે પછીના મારાં તેની ઉપરનાં વિવરણથી જણાશે કે મોહનજો ડેરો તે જ મોહેરકપુર છે અને મોઢ જ્ઞાતિનું ઉત્પત્તિ સ્થળ છે.

**મોહન-જો ડેરો સંબંધી પુરાણોમાંથી મળતા ખુલાસા**

મોહન-જો-ડેરો ની સંસ્કૃતિ હાલની શોધ પ્રમાણે પાંચ હજાર વર્ષ સુધીની જુની મનાય છે. પણ એ સંસ્કૃતિ તેનાથી પણ ઘણી જુની છે. તેના ખુલાસા હું પુરાણોમાંથી આપી શકું છું.

પાશ્ચિમાત્યો માને છે કે આપણામાં ઇતિહાસની જાળવણી જેવું કાંઇ નથી. પણ આપણામાં કેટલા લાંબા વિચારોથી ને દીર્ઘદૃષ્ટિથી ઇતિહાસો જળવાતા તેનો હજુસુધી કોઇને ખ્યાલ જ નથી. પૂર્વ-એ ઘણો વિશાળ દેશ છે, એટલી બધી મ્હોટી જનસંખ્યા, એક જ મત, એક જ ધર્મ અને એક જ સંસ્કૃતિમાં જોડાઈ રહે, તેમ બનવું મુશ્કેલ છે. જેમ જેમ વિશાળતા વધતી ગઇ, તેમ તેમ જાતિયો ગુણથી કે કર્મથી ભિન્નભિન્ન થતી ગઇ, છતાં એ બધાંના ધર્મનું મૂળ તો એક જ રહ્યું છે, એ વેદધર્મનાં સાચા અભ્યાસીને તો જણાયા વગર નહિ રહે. "શૈવ, શક્તિ, કે વિષ્ણુ"ને માનનાર, એનાં ધર્મનાં સાચા સિદ્ધાંતને સમજનાર તો એમ જ કહેશે કે એ બધાં એક જ છે.

રાજ્યનાં ફેરફાર થતા ગયા, તેમ લખેલું કે મુખપરંપરા જળવાયેલું કેટલુંએ સાહિત્ય નષ્ટ થયું. બાકી જે જળવાઇ રહ્યું તે પણ અધુરું ને ઓછું તો ખરું જ. "જ્ઞાતિની" સંસ્થાઓથી તેની રીતે કેટલોક ઇતિહાસ જળવાઈ રહ્યો છે, તે આપણા ધ્યાનનાં પણ નથી. દરેક જ્ઞાતિનાં કુળ, ગોત્ર, શાખા, પ્રવર વિગેરેથી ઠેઠ એની ઉત્પત્તિ સુધીનો ઇતિહાસ મળી રહે છે. કેટલાંએ ક્યાંએ વિદેશમાં રહેતાં કુટુમ્બો, લગ્ન, કે બાળકનાં વાળ ઉતરાવી પગે લગાડવા તેમનાં કુળ દેવતા કે દેવી પાસે જાય છે અને તે દેવતાઓ તેમની કેટલાંએ વર્ષ પહેલાંની ઉત્પત્તિના સાચા ઇતિહાસની જાળવણી પુરી પાડે છે. મોહન-જો-ડેરોની ઉત્પત્તિ સંબંધમાં પણ તેની જ્ઞાતિની પરંપરાની જાળવ-

ણીએ જ ત્યાં વસતી સાચી શોધને ટેકો આપ્યો છે. હમણાં જ નાન્દિ બ્રાહ્મણોએ બ્હાર પાડેલ નાન્દિપુરાણ–વહ્નિપુરાણ અન્તર્ગત હતું. જોકે વહ્નિપુરાણ હવે કયાંએ મળતું નથી. છતાં નાન્દિ બ્રાહ્મણોની જ્ઞાતિથી તે પુરાણ હતું તેમ ખાત્રી થાય છે. તેવી જ રીતે, સ્કંદપુરાણાન્તર્ગત મોઢ પુરાણ છે. પદ્મપુરાણાન્તર્ગત ક્વચિત જ મળે છે. દિવાન બહાદુર ગોવીંદદાસજીએ મોઢજ્ઞાતિના ઇતિહાસની જાળવણી માટે સંશોધન કરીને બસોએક વર્ષ પહેલાંની હસ્ત લિખીત પ્રતો, જેનાં કેટલાક શ્લોકો તુટીત થઇ ગએલા, તે મેળવીને બહાર પાડ્યું છે: જોવાનું એ છે કે એમણે તો 'મોઢ'ની ઉત્પત્તિ ને તેનો ધર્મ જાણવા માટે આ પુસ્તક બ્હાર પાડેલું અને તેથી તેમાં બીજા કોઇ વિષયની સાંકળ જોડાય છે કે કેમ તેનો ખ્યાલ જ નહોતો, પણ મને તેમાં મોહન–જો–ડેરોની બધી હકીકત મળીછે, તે અનુક્રમે બતાવીશ. 'મોઢ'નું ઉત્પત્તિ સ્થળ જે હાલનું 'મોઢેરા'–ધર્મારણ્ય બતાવે છે તે ન હોઈ, તે આ ગ્રંથમાંથી સ્પષ્ટ જણાય છે. હિંદુઓમાં ઘણુંખરૂં બધે જ એવું માનસ છે કે એ જ્યાંથી આવ્યા હોય તેજ સ્થળનાં સ્મરણ તરીકે જ્યાં વસે ત્યાં તે જ સ્થળનાં નામ આપે છે. તેવી જ રીતે મોહન–જો–ડેરોમાંથી અમુક ભાગ આવ્યો, અને તેણે હાલનું મોઢેરા વસાવ્યું તે હું હવે વીગતવાર આપીશ.* ક્રમશઃ

* આ માહિતિ ભરપુર લેખનો બાકીનો ભાગ આવતા અંકમાં આપવામાં આવશે.

# ભક્ત........
# ...ભગવાન

લેખકઃ
શ્રી. ઠાકોરકુમાર ભગત

ઙ

વિભુ !!!

વિશ્વ વાટિકાના માલી ! તારા બાગમાં ખીલેલ સૌરભી પુષ્પો પ્રત્યે તું આટલો બધો બેદરકાર કાં રહે ? ભક્ત ભજે તને ભવો–ભવના દુઃખો હરવા; ત્યારે તું તો તેના પર દુઃખોના ડુંગરા ખડા કરે. ભક્તની સહિષ્ણુતા અને તારી નિષ્ઠુરતા વચ્ચે વિશ્વ વાટિકાનાં અણખીલ્યા કુસુમો ચુંટાઈ, કચડાઇ અદશ્ય બને છે.

ભક્ત જાણે છે:—(?)

"સુવર્ણ તપે કંચન બને" "ભક્ત તપે ભગવાન બને." તુકારામ, તુલસીદાસ, નરસિંહ મહેતા બધા મારા જેટલા જ પૂજાય છે ને ? "અમૃત મેળવવા ઝેર પચાવવું જોઈએ" "ગુલાબ ચુંટવા કંટક સહેવું જોઈએ" તેમ પ્રભુને મેળવવા દુઃખો પીવા જોઈએ. "આજના દુઃખ આવતી કાલના સુખ માટે છે."

વત્સ !!!

વિભુના વિશ્વાસે ભક્તિની પગદંડીએ ચક્ષુ બંધ કરી દોડ્યો જાજે. માર્ગે આવતા કંટક દુઃખો, સુખો માની પીતો જજે અને પછી જો જે.—

"વિભુ તને ગોતતો આવશે."

# બાળક અને માબાપ

લેખિકા
સૌ. કુમુદ. ડી. સંજાણવાળા : મુંબઇ

[ મોન્ટેસોરી પદ્ધતિના અભ્યાસી આ બ્હેન બાળશિક્ષણમાં ઊંડો રસ લે છે. બાળવિકાસ વિષેના પોતાના વિચારો તેમણે આ લેખમાં રજુ કર્યા છે. સં. ]

બાળક એટલે?

બાળક એ ભાવિ મનુષ્ય છે, સમાજનો એક સભ્ય છે- ત્હેના હાથ પગ નાના છે. ઇન્દ્રિયો અણુવિકસી છે. એની ભાષા ઘડાતી છે. એની બુદ્ધિ ખીલતી છે. પરન્તુ એનો આત્મા મહાન છે. એની વિકાસ શક્તિ અમર્યાદિત છે

બાળક આપણી આશા, આપણું ચિરંજીવપણું, આપણું સર્વસ્વ છે. તે સર્વથા આપણી આગળ અને આપણે તેની પાછળ હોઇયે. તેને સર્વથા ખીલવવાના હક્કો હોય અને મનુષ્યને તેને વિકાસ સાધવા દેવાની પ્રવૃત્તિ હોય.

બાળક એ પુષ્પ છે. ઉઘડતું પુષ્પ છે, એટલે ઉઘડતી કળી. મનુષ્યની બાલ્યાવસ્થા એટલે માનવ-પુષ્પની ઉઘડતી કળી. માણસોએ ઉઘડેલાં પુષ્પોની જ માત્ર કિંમત આંકી છે. તેઓએ ઉઘડેલાં પુષ્પોના ઉપભોગ કરવામાં જ પુષ્પોની કિંમત આંકી છે. તેઓએ ઉઘડતાં કે કરમાતાં પુષ્પોનો વિચાર ભાગ્યે જ કર્યો છે. જેઓ કળીનો વિચાર કરતા નથી, તેઓ પુષ્પની મહત્તા ક્યાં છે તે સમજતા નથી.

આપણામાં કહેવત છે કે કુમળું ઝાડ વાળીએ એમ વળે. આ કહેવત તદ્દન સાચી છે. બાળક એ એક એવું ઉઘડતું માનવ પુષ્પ છે કે જેની તુલના મનુષ્યો ન જ કરી શકે. તેનું હૃદય તદ્દન ચોખ્ખું છે, તેની બુદ્ધિ ચંચળ છે. એની તમામ ઇન્દ્રિયો વિકસવાને તલસી રહી છે.

તેને મહાન બનાવવા માટે માર્ગદર્શક માબાપ છે. માબાપ બાળકને જેવું મહાન બનાવવા ચાહે તેટલું બનાવી શકે છે. પરન્તુ તે ક્યારે કે માબાપ પોતાના બાળકને સંપૂર્ણ ઓળખતા થાય ત્યારે.

પ્રત્યેક માબાપોની પહેલી ફરજ છે કે તેઓ પોતાના બાળકોને મહાન બનાવવા પ્રયત્ન કરે. બાળકને સમજવા માટે માબાપોએ તેમની પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત થવું જોઇએ. બાળક કઇ લાઇન પર આગળ વધશે તેનું શોધન કરી તેને તે માર્ગ ખુલ્લો કરી આપશે તો જરૂર બાળક તેમાં પોતાની તમામ શક્તિ વાપરી તેમાં પ્રવિષ્ઠ થશે જ.

બીજો મુખ્ય ખાસ સિદ્ધાંત ધ્યાનમાં રાખવાનો છે તે એ કે પ્રત્યેક માબાપે પોતાનાં બાળકને સ્વાશ્રયી બનાવવું ઘટે. પરાવલંબિત જીવનથી મનુષ્ય આગળ વધી શકતો નથી. કારણ તે પારકાના આશ્રય ઉપર જ જીવે છે. ઘણાં માબાપોની એવી માન્યતા હોય છે કે અમારી મરજી મુજબનું જ જીવન જીવવું જોઇએ. બાળક પોતાની મરજીથી કંઇ પણ ન કરી શકે, પછી ભલેને તે ભણેલો હોય, મોટો હોય, યા

નાનો હોય, દરવખતે તેને માબાપની રજા યા સલાહ લેવી જ જોઇએ.

પરન્તુ આ માન્યતા તદ્દન ખોટી છે. પ્રત્યેક બાળક સારૂં નરસું સમજી શકે છે. કેટલાક પોતાની બુદ્ધિથી યા કેટલાક અનુભવથી. માબાપોએ તો ફક્ત માર્ગદર્શક થવાની જ જરૂર છે, નહિ કે પોતાનાં વિચારો ઉપર બાળકોને દોરવા માટે.

મનુષ્યે હજી મોટી વયના માણસોનો જ વિચાર કર્યો છે અને તેનો ઉપયોગ કર્યો છે. તેઓએ વ્હેતી નદીના મધ્યમાં જઇ તેનું પાણી વાપર્યું છે, યા ગંદુ કર્યું છે, પણ જેમણે પ્રવાહનાં દર્શન કર્યાં છે. મૂળને જોયું છે, તેઓએ જ કળીમાં પુષ્પ જોયું છે. નાનાં એવા બાળકમાં મહાન વિભૂતિ જોઇ છે.

બાળકની વિકસવાની ખરી ભૂખ ૨॥ વર્ષથી ૫ વર્ષ સુધીની છે. એ ગાળામાં બાળકની પ્રત્યેક ઇન્દ્રિયો આખો દિવસ કામ માગે છે. આ વખતે તેમને શારીરિક, માનસિક, તેમ જ નૈતિક કેળવણી આપવી માબાપોની પ્રથમ ફરજ છે.

ઘરોમાં આ સાધનો ના હોય તો ઉત્તમ બાલમંદિરમાં બાળકને દાખલ કરશો તો જરૂર બાળક ઘણી ઉત્તમ રીતે પોતાને જોઇતી તમામ કેળવણી મેળવી લેશે. સ્વયંશિક્ષણ બાળક માટે ઘણું જ ઉત્તમ છે.

જેમ બાળકને સ્વયંશિક્ષણની જરૂર છે તેમ જ સ્વયંજીવનની પણ જરૂર છે. તેમને તેમનું જીવન સ્વતંત્ર જ જીવવા દેવું જોઇએ. કારણ આપણે તેને નવરાવીયે, માથું ઓળીયે, કપડાં પહેરાવીયે, તેની ચોપડી, તેની વસ્તુઓ ઠેકાણે મૂકીએ; આથી બાળક મોટું થતાં પરાવલંબિત થઇ જાય છે. પરન્તુ જો માબાપ તેમને તેમનું જ્ઞાન આપે તો જરૂર આદર્શ અને સિદ્ધાંતવાળું બાળક થાય.

મનુષ્ય જીવનનું ભવિષ્ય એનાં હાથમાં છે. પ્રગતિ તરફ એનું મુખ છે. એ બીજમાં સંપૂર્ણ મનુષ્ય છે. એ સન્માન અને પૂજાને પાત્ર છે.

બાળકોનો મુખ્ય વિકાસ માબાપોના હાથમાં છે. ઘરોમાં પણ બાલવિકાસ થઇ શકે છે. જેમકે બાળકોની સ્વચ્છતા, બાળકોનો સ્વયંવિકાસ, ક્રીડાંગણ, બાળકોનો ખોરાક, બાળકોનું કૌટુમ્બિક વાતાવરણ, બાળકોની માબાપો પ્રત્યેની ફરજો. આ ઉપરાંત પણ જો માબાપો ધારે તો ઘણું કરી શકે એમ છે.

જેમણે એવું પ્રારંભ–દર્શન કર્યું છે, તેઓ મનુષ્ય જીવનમાં ભૂલાવામાં નથી પડતા. તેઓ તેના જીવનકાર્યોને બરાબર સમજી શકે છે અને તેથી મૂળને શુદ્ધ અને બળવાન બનાવવા પુરા યત્નો કરે છે.

બાલવિકાસ, બાલસેવા, બાલશિક્ષણ વગેરે મનુષ્યનાં મૂળને (બાળકને) સુંદર અને સંપૂર્ણ કરવાની સાધના છે.



દીકરો—બાપા! આજે તો હું માંડ માંડ બચ્યો છું.

બાપ—શું થયું હતું?

દીકરો—હું અને મારા ત્રણ ભાઇબંધો ગાડીએ ફરવા ગયા હતા એટલામાં ટ્રેઇન મારા ઉપર થઇને ચાલી ગઇ.

બાપ—તો પછી તું કેવી રીતે બચ્યો?

દીકરો—પણ હું તો પૂલ નીચે ઉભો હતો.

# રક્ષા બંધન

○

[ શ્રી અને સરસ્વતીનો મેળ મળે એ સદ્‌ભાગ્ય ગણાય. શ્રીમતી જયાવતી બ્હેનને ત્યાં લક્ષ્મીની છોળો ઉછળે છે તે સાથે દેવી શારદાની પણ આવી રીતે ઉપાસના થાય છે એ આનંદની વાત છે. સં. ]



લેખિકાઃ શ્રીમતી જયાવતી પ્રાણલાલ

પદ્મા—આવ રમણ, તને રક્ષા બાંધું.

રમણ—કેમ આજે વળી શું છે?

પદ્મા—ભુલી ગયો બળીરાજાની વાત? આજે બળેવ છે

રમણ—(યાદ કરતો હોય તેમ) કંઇ યાદ નથી આવતું.

પદ્મા—જો મારું ફરમાસુ ભેજું શોધી રહ્યું છે કે; બળીરાજા યજ્ઞમાં જતા હશે ત્યારે તેની બ્હેને તેને કહ્યું હશે કે, આવ વીરા, હું તને રક્ષા બાંધું. બળીરાજા તો દેવતાઓના પણ રાજા; એને હસવું આવ્યું હશે અને કહ્યું હશે કે બ્હેન, એ વ્હેમ છોડી દો. મનુષ્ય પ્રયત્નથી પ્રારબ્ધ મેળવી શકે છે. તમારો સુકો આશિર્વાદ મને શું લાભ કરવાનો છે? ત્યારે તેની બ્હેન નિરાશ થઇ ચાલી ગઇ હશે, અને ત્યારબાદ બટુકજી ભિક્ષા લેવા આવ્યા હશે. ગુરુ શુક્રાચાર્યે વાર્યા છતાં અભિમાનના મદમાં તેણે ગુરૂને પણ ગણકાર્યા નહિ, અને બટુકજીએ ત્રણ ડગલાં પૃથ્વી માગી અને વિરાટ સ્વરૂપ બનાવી આખી પૃથ્વી જીતી લીધી. વધારામાં પગ મુકવા માટે જગ્યા ન રહી ત્યારે બળી રાજાએ પોતાનું શિર ધર્યું, એટલે બટુકજીના ભારથી તે તો પાતાળમાં પહોંચી ગયા, અને આ દુનિયામાં સંદેશો મોકલ્યો કે શ્રાવણ માસની પુનમે બ્હેન ભાઇને આશિર્વાદ આપે અને રક્ષા બાંધે, તો તે દિવસનો આશિર્વાદ સફળ થશે, અને ભાઇઓ જો અભિમાનથી બ્હેનનું અપમાન કરશે તો અભિમાનનું ફળ બુરું આવશે.

રમણ—એમ છે? તો બાંધ બ્હેન. તારો આશિર્વાદ મને આપ કે હું હમેશા વિજય મેળવતો રહું.

પદ્મા (શાર્દુલ)

ભ્રાતા દિપક કુળનો બની રહે, દીર્ઘાયુ ઈચ્છું સદા,
શ્રી ધી વિજયમાળ અર્પું તુજને, ઉદ્યોગી ને વીર થા;
રક્ષાબંધન રૂપમાં હૃદયની, આ વાંચ્છના મોકલું,
સ્વીકારો મમ ભ્રાત પ્રેમ સહ આ, આશીષ છે રાંકડી.
વીરા આ ભગીનીકને નથી બીજું, આશીષવિણ અન્ય કંઇ,
ચિન્તા હૃદયથી રક્ષજો પ્રભુ તને, આશીશ છે બેનની.

રમણ—વાહ, બ્હેન વાહ, તારા જેવી બેનથી આજ હું મારૂં જીવન ધન્ય માનું છું. બોલ તને હું કઇ રીતે રાજી કરૂં ? તને કેમ સંતોષું ?

પદ્મા—વીરા, દ્રૌપદીને જેમ કૃષ્ણ સમયે સમયે સહાય કરતા હતા તેમ તું મારો વીર હંમેશા મારી સહાય કરતો રહે એવી ઇચ્છા છે.

રમણ—બ્હેન, હંમેશા હું તારા સુખદુઃખમાં ભાગીદાર બની રહીશ, અને મારા પણ તને આશિર્વાદ છે કે તું કદી દુઃખી નહિ થા (રમણ પગે લાગે છે) બ્હેન, મને જવાને મોડું થાય છે, હું જાઉં ?

પદ્મા—હા વીરા, સુખે સીધાવ, અને આ દુનિયામાં ચિરંજીવ બની રહે એ આશીષ છે. ભાઇ કહેતાં હૃદયમાં કંઇ અવનવી ઉર્મિ જાગે છે. હૈયું ભાઇને મળવા તલપાપડ થઇ રહે છે. કંઇ અનેરો આનંદ જાગે છે. માતાપિતાની આંખનો એ તારો, પિતાના કુળને ઉજ્જવળ કરનાર, તારનાર, વીર ઉપર કઇ બ્હેનને પ્રેમ ન આવે ? ખમ્મા વીરને. ઘણું જીવો મારા વીર !

# બ્હેન-ભાઈ

બ્હેન :

કુળ શોભાવતા ને આંગણું દીપાવતા,
વ્હાલા વીરા તને ખમા ! ખમા !
માતના ઉમળકા ને તાતના વિસામા,
બ્હેનીના હૈયા હાર રે.........
વીરા ખમા ! ખમા !

ભાઇ :

કુલવાડીની મધુરી એ પંખીણી,
મીઠું ટહુકે બ્હેની પ્રેમઘેલી;
વસંતસમી ખીલતી ને સ્નેહ ઘેલી ઝુલતી,
શીળી લાગે ત્હારી છાંય રે.........
બ્હેની સ્નેહ ઘેલી.

બ્હેન :

કુળ શોભાવતા ને આંગણું દીપાવતા,
વ્હાલા વીરા તને ખમા ! ખમા !
દેવના દીધેલ વીરા નયણે વસેલ મારા,
મધુરાં લાગે ત્હારાં વેણ રે.........
વીરા ખમા ! ખમા !

ભાઈ :

કુલવાડીની મધુરી એ પંખીણી,
મીઠું ટહુકે બ્હેની પ્રેમઘેલી;
વન વિહંગીણી અમૃત ઝરણી,
સીંચે જીવન આનંદ રે.........
બ્હેની સ્નેહ ઘેલી.

સૌ. તારાબ્હેન બાબુભાઇ ઝવેરી



કોઈ બાળાશ્રમમાં એક નાનકડા છોકરાને એના બાપે મૂક્યો. ત્યાંના માસ્તરે તેને કહ્યું, 'છોકરા! આ તો તારું ઘર છે, તારે ખાઈ પીને લહેર કરવી.'

છોકરો—ઠીક, સાહેબ.

એક દિવસ પછી છોકરો સાહેબ પાસે આવ્યો અને બોલ્યોઃ (નિર્ભયતાથી) 'બાપા! પૈસો આપોને.'

માસ્તર—મારી આગળ પૈસો મંગાય?

છોકરો—સાહેબ, તમે કહેતા'તાને કે આ તારું ઘર છે.

# શ્રી મોઢેશ્વરી દેવસ્થાનમાં આવેલ શિવાલયમાં ફરતા ગોખની મૂર્તિઓ



(૨) રામ, લક્ષ્મણ, જાનકી



(૩) ગણપતી



(૪) નાગદેવતા



(૧) ધર્મેશ્વર મહાદેવ



(૫) સૂર્યનારાયણ



(૬) છત્રજી



(૭) ચંદ્રિકા

## દ્વિ. મા. પ્રા. સંમેલન વખતે લેવાયેલ છબી સન ૧૯૩૪, ઈંદોર.

માળવામાં મોઢ વણિક બંધુઓનો નારી સમાજ તેમજ બાળકો કેવો પોશાક પહેરે છે તેનો ખ્યાલ આ છબી આપે છે. ગુજરાતના પોશાકને મળતો જ એ પોશાક માત્ર એ તરફના રિવાજને અનુરૂપ એ વધારે મશાલવાળો છે.



જ્ઞાતિ મંદિરના ઉત્સવ પ્રસંગો પર સેવામાં લેવા શ્રી અનંતનારાયણ અને લક્ષ્મીની સપ્ત ધાતુની ચળ મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા વેળા લેવાયેલ ફોટો. મૂર્તિની જમણી બાજુ તેની પ્રાણપ્રતિષ્ઠા કરાવનાર સદ્ગૃહસ્થ-શ્રીયુત શિવનારાણ ગણપતજી વોચમેકર, ઈંદોર.

# વેરીનાગ

(કાશ્મીરનું એક રમણીય સ્થળ)



[ કુદરતની કરામત સાથોસાથ કારીગરીની કરામતનો પણ ખ્યાલ આપવા કાશ્મીરના એક નામાંકિત સ્થળનું નિરીક્ષણ કરનાર આ બહેને એ સ્થળ વિષે જાણવા જેવી માહિતિ અત્રે રજુ કરી છે. સં. ]



ધુમધમાટી મચાવતી, જોસભેર વહેતાં પાણીથી ખળભળાટ અવાજ ઉપજાવતી અને બે કાંઠે ઉભરાતી જેલમ નદીને જોનાર એમજ માને કે કોઈ ઉંચા ગિરિશૃંગ ઉપરથી નીકળેલાં ઝરણાઓનું જૂથ આ નદીનું મૂળ ગણાવાનું માન ખાટી જતું હશે; અને જમ્મુથી શ્રીનગર જતી વખતે માર્ગમાં આવતા બનીહાલ નામના સ્થળથી જ્યારે આગળ વધ્યાં અને સડકની પડખે પડખે વહેતી જેલમ નદીને જોઈ ત્યારે અમે પણ તેમ જ માની લીધું હતું. પરંતુ જ્યારે મોટર ડ્રાઇવરે જણાવ્યું કે આ જેલમ તો એક મસમોટા કુંડમાંથી નીકળે છે ત્યારે ઉતારૂઓના આશ્ચર્યનો પાર ન રહ્યો!



લેખિકા
કુ. ભાનુમતી તારાચંદ અડાલજા
વડોદરા

'એવો તે એ કુંડ કેવો હશે કે જેમાં પંજાબના ભૂષણરૂપ આ નદીનાં મૂળ સમાયાં છે! એ કુંડ વિષે તપાસ કરવાની તાલાવેલી સૌ કોઈને જાગી, અને મુખપરંપરાને અંગે અમને જાણવા મળ્યું કે એ કુંડ કોઈ મામુલી વસ્તુ નથી, પરન્તુ કલાપ્રિય બાદશાહ જહાંગીરે બંધાવેલો સ્થાપત્યનો સુંદર નમુનો છે. તે સ્થળ વેરીનાગના નામે ઓળખાય છે.

મોટર-ડ્રાઇવરે જોયું કે ઉતારૂઓને આ વાતમાં રસ પડ્યો છે એટલે એણે બરાબર તક સાધી, "દેખો જનાબ, આપ અગર વેરીનાગ દેખના ચાહતે હો તો રાસ્તેમેં હી હૈ. સીર્ફ પાંચ દસ મીલકા એક અલગ રાસ્તા લેના પડેગા."

"ત્યારે તો અમને લઈ જજોને ભાઈ!" ઉતારૂઓએ એને વિનવવા માંડ્યો.

"ઐસા મુફતમેં કુછ હો સકતા હૈ? અગર આપ શ્રીનગરસે ખાસ વેરીનાગ જાયગે તો કમસે કમ દસ પંદરા રૂપૈયેકા ખર્ચ હો જાયગા. મગર આપ સબ મીલકે મુઝે પાંચ રૂપૈયા દે દોગે તો મૈં સીધી સડક છોડકે મોટર વેરીનાગ લે જાઉંગા, ઔર આપકો શ્રીનગરસે વેરીનાગ આનેજાનેકી તકલીફ ભી બચ જાયગી."

ખર્ચનું નામ પડતાં જ ઘણુંખરાનો ઉત્સાહ ઓસરી ગયો. મોટરબસમાં મીશનરી ચાર બાઈઓ હતી. તેમણે 'અમે તો એક પાઈ પણ આપવાના નથી.' એમ સાફ સંભળાવી દીધું, અને એમણે ના પાડી એટલે કેટલાક હઠે ભરાયા કે અમે પણ શા માટે કંઈ આપીએ! પરંતુ બે સહેલાણીઓ એવા નીકળ્યા કે જેઓ હઠે ચડ્યા કે 'બીજા કોઈ ભાગ ન આપે તો બધા પ પૈસા અમે આપીશું, પરન્તુ રસ્તામાં થોડે માર્ગે જઈને વેરીનાગ

જવાનો લાભતો અમે લેવાના જ.' અને 'વહુની રીસ ને સાસુનો સંતોષ' એ ન્યાયે એ બે સહેલાણી-ઓની ટેકને લીધે એ મોટરબસના બધાય ઉતારૂઓને વેરીનાગના દર્શનનો લાભ મળ્યો.

ભલભલા કવિઓની કલ્પનાને પણ થકવી નાખે એવા ભારતના સ્વર્ગસમા કાશ્મીરની રમણીય ભૂમિ ઉપર આવેલા એ સ્થળને જોયે આજે બે ચોમાસા પસાર થયાં છતાં અમે એને ભૂલી શકયા નથી, એવું એ નયનરંજક અને રમણીય ધામ છે!

શ્રીનગર જવાની સીધી સડક ઉપર શ્રીનગરથી ૫૦ માઈલ દૂર જમણા હાથે એક આડો માર્ગ ફંટાતો હતો ત્યાં આવતાં મોટરવાળાએ ફરીથી પોતાના પૈસા બાબત અંકે કરી લીધું, અને મોટર એ રસ્તે વાળી. બન્ને બાજુએ ઉંચા ઉંચા ગિરિશૃંગો, તેમાંથી ઝરતો બરફ, અનેક રંગી પુષ્પોથી શોભતાં લીલાછમ વૃક્ષો અને ઠેકઠેકાણે નીકળતાં નિર્મળ જળનાં ઝરણાં દૃષ્ટિ સમીપથી પસાર થવા લાગ્યાં અને એક નાના સરખાં ગામડા આગળ આવી અમારી મોટર થંભી

"આ વેરીનાગ?" બધાને લાગ્યું કે અહીં આવવાની મહેનત છુટી પડી!

પરન્તુ એટલામા તો પંડાઓ અને ભોમિયાઓએ અમને ઘેરી લીધાં; સૌ કોઈએ વેરીનાગ બતાવવા માટે પોતાની સેવાં અમારે ચરણે ધરવા ઉત્સુકતા બતાવી, અને અમારી મરજી જાણ્યા પહેલાં જ અમારા ભોમિયા તરીકે આગળ ચાલી અમને પણ તેમની સાથે ઘસડવા લાગ્યા.

વેરીનાગનું મૂળ નામ 'વરનાગ'. 'વર' એ ગામનું નામ છે અને નાગ એટલે ચશ્મો અથવા ઝરો. અનંતનાગ નામનું યાત્રાધામ વેરીનાગથી ૧૬ માઈલ દૂર આવેલું છે. કળાના પૂજક બાદશાહ નુરૂદ્દીન જહાંગીરે ઈ. સ. ૧૬૧૯ માં આ વેરીનાગના સ્થળની રચના કરી છે. કાળા આરસપહાણથી બાંધેલો એ અષ્ટકોણ કુંડ ૫૪ ફીટ ઉંડો છે અને તે ત્રણ ટપ્પે એવી રીતે બાંધેલો છે કે ઉપરનો ટપ્પો ૧૦ ફીટ ઉંચો છે અને મધ્યભાગે તેનું ઉંડાણ ૫૪ ફીટ થાય છે. આ હોજની પહોળાઈ ૧૧૧ ફીટ છે. હોજની પાછળ આવેલી ટેકરીના મૂળમાંથી કુંડના તળિયેથી પાણી આવતું હોય તેમ એ કુંડ કાયમ પાણીથી ઉભરાતો જ રહે છે અને ધોધની માફક ઉભરાઈ જઈ આગળ વહે છે. કુંડથી લગભગ એકાદ ફર્લાંગ દૂર અતિ ઉંચા ભાગમાંથી ખૂબ ઉંડાણમાં એ પાણી ધસી પડે છે, અને અતિશય વેગવાન બનીને આગળ જતાં મોટી નદીનું સ્વરૂપ ધારણ કરે છે. આનું કારણ એ છે કે વેરીનાગ સમુદ્રની સપાટીથી ૬૧૦૦ ફીટ ઉંચુ છે.



(વેરીનાગ)

આ કુંડને કાંઠે મહાદેવનું નાનું શું મંદિર છે, અને કુંડની ફરતી દિવાલોમાં આરસપહાણની બે મોટી તક્તિઓ જડેલી છે જેમાં આ સ્થળ જહાંગીરે હીજરી સન ૧૦૨૯માં તૈયાર કરાવ્યું એમ લખેલું છે આ હોજમાંથી દર પળે ૮૫ ઘનફૂટ નીલવર્ણનું પાણી નીકળે છે. આ વિશાળ હોજમાં રંગબેરંગી જાતજાતની અસંખ્ય માછલીઓનો કાયમ વસવાટ રહે છે અને મુસાફર એ માછલીઓની ક્રીડા જોવામાં ઘડીભર લીન બની જાય છે. ખૂબી તો એ છે કે આ માછલીઓ પકડવા માટે ત્યાં કડક પ્રતિબંધ મુકાયેલો છે.

ઝરાને મોખરે મનોહર મોટો બાગ

છે. અમે જોયું કે તેમાં ચીનાર તથા પોપલર અને સફેરજનના ઝાડો તથા પાણીના પ્રવાહની બને બાજુએ રંગબેરંગી ગુલાબોના રોપાઓ ખૂબ ખૂબીપૂર્વક રોપવામાં આવેલા હતા. રંગબેરંગી ફુલોનાળ લીલા કુદરતી ગાલીચા જાણે પાથર્યાં ન હોય તેવી બગીચાની જમીન ઠેકઠેકાણે જણાતી હતી. આ બગીચામાં પાણીના પ્રવાહની બંને બાજુએ જેમ ગુલાબના રોપાઓ ગોઠવ્યા છે તેમ ફુવારાઓની હાર પણ ગોઠવેલી છે. અને જહાંગીરના વખતના ફુવારાઓ બગીચાની સુંદર રચના અને પાણીના પ્રવાહને બાંધી સંગ્રહીને ઉંચાઇથી નીચે ધસી પડતા ધોધદ્વારા નહેર રચને નદીનું સ્વરૂપ આપવાની કળા એ બધી વસ્તુઓ એ વખતના શિલ્પકળાના ઉમદા જ્ઞાનની પ્રતીતિ કરાવે છે.

બગીચાની પાછળ જૂનાં ખંડેરો અત્યારે પણ દેખાય છે, જે જહાંગીરના સમયમાં તેના આરામગૃહો તરીકે વપરાતાં હતાં એમ ભોમિયાઓ જણાવે છે. અને એ વાત સાચી હોય એમાં જરાય શંકા કરવાપણું લાગતું નથી.

વેરીનાગનો કુંડ એ જહાંગીરના નામને અમર બનાવી રહ્યો છે અને જ્યાં સુધી એ કુંડ અસ્તિત્વ ધરાવશે ત્યાં સુધી તેના નામને અમર રાખશે. જહાંગીરને આ સ્થળ માટે એટલી બધી મમતા હતી કે તેણે મરતી વખતે પોતાને વેરીનાગ લઇ જવા ઇચ્છા દર્શાવી હતી અને તેની ઇચ્છા ફળીભૂત કરવા માટે તેને ત્યાં લઇ જવા તજવીજ પણ થઇ હતી, પરન્તુ "ધાર્યું ધરણીધરનું થાય' એ ન્યાયે એની મનની ઇચ્છા મનમાંજ રહી ગઇ, અને એ પીરપંચાલના માર્ગે બહેરામગલ્લા પાસે ગુજરી ગયો.

માત્ર શિલ્પ અને સ્થાપત્યના નમૂના તરીકે પણ વેરીનાગ આંખો અને મગજને ખુશ કરી મૂકે એવું સ્થળ છે. એક વખત નજરે નિહાળ્યા પછી એની યાદ જીવનભર સ્મરણમાં જકડાઇ રહે એવાં અનેરાં આકર્ષણો એ સ્થળનાં છે. પ્રવાસ ને કુદરતના શોખીનો કોઇ વખત કાશ્મીર જાય ત્યારે આ સ્થળ જરૂર જુએ.

---

## ભારતપુત્ર

શ્રી. કાંતિલાલ ર. મહેતા



ઉત્તમ સ્વાંગ ધરે વીરતા તણો,
ઉત્તમ ભાવ ભરે વિનયે ભર્યો;
પરહિત કર્મ કર્યે જે વિલાસતો,
ભારતમાતનો દિવ્ય સપૂત તે.

કદિ નવ હૃદે દીસે મલિનતા,
કદિ ના હૃદે વસે દીનહીનતા;
ધર્મ-ધ્યાન-મર્યાદા જે નવ ચૂકે,
ભારતમાતનો દિવ્ય સપૂત તે.

જેને અવર સ્ત્રિયા ભગિની સમી,
જેને પરવશતા હ્રદયે નથી;
ધૃતિ વા શાંતિ વિરાજતી જે ઉરે,
ભારતમાતનો દિવ્ય સપૂત તે.

તજી રાગ વિકાર વિલાસિતા,
તજી પ્રપંચ અનેક દુષ્ટો તણા;
ઉત્તમ કર્મ કરે ઉર વિલસે,
ભારતમાતનો દિવ્ય સપૂત તે.

ગ્રહી કવચ સત્ય અહિંસા તણું,
ગ્રહી યુગધર્મ ઉર જે રાચતું;
ભારત ચર્ણ ધરે ઉત્તમાંગ જે,
ભારતમાતનો દિવ્ય સપૂત તે.

# ઉન્માદ



: લેખિકા :
શ્રીમતી કૈલાસ સી. ધીવાળા
સુરત

[ આ બ્હેન બી. એ. કલાસમાં અભ્યાસ કરે છે. યશસ્વી વિદ્યાર્થીજીવન ગાળવા સાથે વર્તમાન પત્રોમાં લેખો પણ લખે છે. આજના યુવકની અસ્થિર મનોવૃત્તિને આ વાર્તામાં તેમણે ગુંથી લીધી છે. —સં ]

## ૧

"આવો બેટા ? બેસ, કેમ તબિયત સારી ચાલે છે ને ? પેપર્સ સારા ગયા ને ?" નીલકંઠરાયે સ્ટેશનેથી સીધા આવેલા પુત્ર દિનેશને ઉમળકાના આવેશમાં પ્રશ્નપરંપરાથી નવાજ્યો. દિનેશે પણ વિનયપૂર્વક સર્વ પ્રશ્નોના ઉત્તર આપી પિતાના ઉરસાગર પર વાત્સલ્યનું એક મોજું ફેરવ્યું.

નીલકંઠરાય મદનપુર ગામના પ્રતિષ્ઠિત રહીશ હતા. જાગીર–જમીનમાંથી સારી પેદાશ મેળવી લક્ષ્મી પણ ઠીક જમાવી હતી અને એક સુશિક્ષિત કુટુમ્બને છાજે તેવા મોભાથી તેઓ ગામમાં રહેતા હતા. ગામ પંચાયતમાં તેમના શબ્દોનું કાંઈક વજન પડતું અને વિનય અને સ્નેહાળપણાને માટે તેમનું કુટુમ્બ ઘણું પ્રખ્યાત બન્યું હતું. તેમના કુટુમ્બમાં તો અત્યારે તેમના પુખ્તવયનાં પત્ની તથા ચાકર જ હતાં. દિનેશને તેમણે ચાર વર્ષથી મુંબઈ ભણવા મોકલ્યો હતો. તેમની એક પુત્રી બે ન્હાના બાળકોને મૂકી સ્વર્ગવાસી થઈ હતી તેથી તેમનું અને વિજયાલક્ષ્મી બ્હેનનું હૃદય ઘણું દ્રવતું. તેમનું પુરુષહૃદય તો બે વર્ષને ગાળે પુત્રી શોકને કંઈક વિસારે પાડી શક્યું હતું, પરંતુ તેમનાં પત્ની તો પુત્રીના મૃત્યુ પછી લગભગ બિમાર જ રહેતાં. ગામડામાં ભટ રાખવો એ બહુ યોગ્ય નહિ લાગતું અને ખાસ કામ પણ નહિ હોવાથી તેમના પત્ની જ રસોઇનું કામકાજ ઉપાડી લેતા. દિનેશમાં જ હવે તો બન્ને રાચતા અને તેની બાવીસેક વર્ષની વય થઇ હોવાથી, ઘરમાં પુત્રવધૂ લાવી ઘર ભર્યું બનાવવા તથા કામનો બોજો ઓછો કરવા હવે તો બન્ને તલસતાં હતાં.

નીલકંઠરાય કંઇક અંશે મુત્સદ્દી પણ હતા. દિનેશ આ રજામાં અહિં આવશે ત્યારે લગ્ન લેવા એમ તેમણે નક્કી જ કર્યું હતું. ગામના મુખી ભીખા પટેલની સાથે તેમને ઠીક સંબંધ હતો અને તેમની પુત્રી રમા ઘણી જ સુશીલ અને સદ્ગુણસંપન્ન હતી. તેમણે તેની ઘણી રીતે પરીક્ષા કરી જોઇ હતી અને પોતાના દિનેશનું ઘર તે ઉજાળશે એવી ખાત્રી કરી હતી. દિનેશ પિતાનો લાડીલો હતો. તે કૉલેજીયન બન્યો હતો, પણ કેટલાક દુર્ગુણોથી તદ્દન અલિપ્ત જ હતો. તે ભણવામાં ઘણોજ કુશળ હતો અને દેખાવડો યુવક હતો. તેનું લલાટ પ્રતિભાશાળી હતું, ત્વચા કંઇક ગૌરવર્ણી હતી, અને નેત્રો તેની કુશળતાના અરીસારૂપ હતા. રમા પણ ગૌરવર્ણી હતી, નમણાં નયન, સુંદર મુખકમળ અને વિશાળ ભાલે ચમકતી કુમકુમ ટીલી તેની સુડોળતામાં વધારો કરતી હતી. દિનેશને તે ખરેખર લાયક હતી અને છે એમ નીલકંઠરાય માનતા પણ હતા. તેમણે લગભગ બધું નક્કી જ કરી રાખ્યું હતું અને દિનેશ રમાને પસંદ કરે તેટલુંજ બાકી રાખ્યું હતું. રમાએ દિનેશને બે વર્ષ પર નિરખ્યો હતો અને તેના શરમાળ–કદિ કોઇ પણ પુરુષ પ્રત્યે દૃષ્ટિ ન કરતાં નેત્રે દિનેશને નિહાળ્યો હતો. નેત્રને તે ગમ્યો હતો અને નેત્રને જે રૂચે છે તે ક્વચિતજ મનને નથી ગમતું. રમા તો દિનેશને પ્રાપ્ત કરવામાં ગૌરવ જ લેતી હતી.

## ૨

દિનેશ મુંબઇથી બે વર્ષ પર આવ્યો હતો તેથી તેના આગમને તેના માતા પિતા તો ઘણાં જ આનંદિત થયાં હતાં. પાંચની ગાડીએ તે આવ્યો, ઘેર સાડા

પાછો પહોંચ્યો, શરીરને થાક તો લાગ્યો જ હતો–મુસાફરીનો અને પરીક્ષાનો. તે આવ્યો. માએ ઓવારણા લીધા. પિતાએ કોટી કરી, અને તેણે માતા-પિતાના સ્નેહસાગરમાં સ્નાન કર્યું. ઘણા દિવસો હોસ્ટેલમાં રસોઈઆની રસોઇ ખાઇ કંટાળેલો દિનેશ આજે માને હાથે પ્રેમે પીરસાયેલું અન્ન પેટ પૂર્ણ ખાઇ તૃપ્ત થયો, અને આરામ લેવા દીવાનખંડમાં જઈ બેઠો. બેઠોબેઠો ટ્રેનમાં લીધેલું પેપર ઉથલાવવા લાગ્યો, એટલામાં નીલકંઠરાય અને તેમનાં પત્ની પણ ભોજનાદિથી નિવૃત્ત થઇ આવ્યાં.

હવે નીલકંઠરાયે ધીમે રહીને વાત ઉપાડી.

“ભાઇ, હવે શું કરવાની ઇચ્છા છે? આગળ અભ્યાસ ચાલુ રાખવો છે કે નોકરી લેવી છે?”

“પિતાજી, જુઓને, મારી ઇચ્છા તો એવી છે કે હમણાં મળે તો એકાદ વીમા કંપનીમાં નોકરી લઉં, અને સાથે સાથે M. com. નો અભ્યાસ પણ ચાલુ રાખું. બે વર્ષમાં M. com. થઇ જઇએ તો ડીગ્રીને લીધે આગળ જતાં સારા પગારની ઘણી આશા રહે. પછી તો જેવી તમારી ઇચ્છા.”

દિનેશ ધાર્યું કરવા ઇચ્છતો ખરો, પણ માતા-પિતાની લાગણી દુભવવા તે કદિ ચાહતો નહિ. પિતાને તેનો વિચાર તો પસંદ પડ્યો અને તેમણે પોતાની સંમતિ પણ આપી અને હવે તેઓ મુદ્દાની વાત પર આવ્યા.

“ભાઇ, ભલે તારી એમ ઇચ્છા હોય તો એમ કરજે. પણ અમને તો અહિં ઘરમાં આમ સૂનકારજ રહેવાનું જરાયે ગમતું નથી. તારી બ્હેનનાં મૃત્યુ પછી તારી બા તો છેક જ નિરાશ રહે છે. તું હવે કંઈ કરે તો ઘર રહેવા લાયક રહે. તારી બાને યે જરા ગમે ને મને યે તેથી સંતોષ રહે.”

- “પિતાજી, હું આ સ્થિતિ માટે દિલગીર તો બહુ છું, પણ તમને લોકોને મારા વડે કોઇ પણ રીતે સુખ થતું હોય તો કહો તેમ કરવા હું તૈયાર છું. મને પણ આ પરિસ્થિતિ મુંઝવે છે અને તમને આમ જોઇ ઘણો દુઃખિત થાઉં છું. તમે કહો તો મુંબઇ જવાનું છોડી દઇ અહિં રહું અને સારી નોકરી જતી કરું!!’

નીલકંઠરાય પુત્રની ભક્તિ જોઇ ઘણા જ રાજી થયા, અને બોલ્યા, “બેટા, હું ક્યાં એમ કહું છું કે તું અહિં રહે. અમે તો આજે છીએ ને કાલે નહિ પણ હોઇએ. પછી તારે તો આખી જીંદગી આ ગામડામાં ગાળવી પડે ને? ના, ના. હું એવું જરાએ નથી ઇચ્છતો. પણ એમ કે હવે તારાં લગ્ન થાય ને ઘેર વહુ આવે તો તારી બાને કેટલી બધી નિરાંત વળે. વળી એક સ્ત્રીની સહાય મળે તો એ તો તારી બ્હેનના બે બાળકોને પણ અહિં જ રાખવાનું કહે છે. બે છોકરાનો કિલકિલાટ ને રમા જેવી સુશીલ છોકરી ઘરમાં હોય તો પછી ઘરનું ઘણુંએ દુઃખ વિસરાઇ જશે. મને તો એમ જ હવે ઇચ્છા છે કે તું આ સાલ લગ્ન કરી લે. મને તો આપણા ભીખા પટેલે તેમની રમાને માટે એટલું કહ્યું છે કે ના યે ન પડાય અને એ રમા પણ ના પાડવાનું મન ન થાય એવી જ છે. એ છોકરીને તો તું જોશે તો તને એ જરૂર ગમશે જ. મેં તો લગભગ બધું નક્કી જ કરી રાખ્યું છે. એક તારી હાની વાર છે. તું સંમતિ આપે એટલે આવતા મહિનામાં જ લગ્ન લઇએ કે પછી તું મુંબઇ જાય તોયે પંચાત નહિ.”

દિનેશ તો આ બધું સાંભળી આશ્ચર્યજ બની ગયો. શું બોલવું તે પણ તે વિચારી શક્યો નહિ. તેણે કદિ એમ નહિ ધારેલું કે લગ્ન માટે તેના પિતા આટલી વ્હેલી વાત કરશે. જો ના કહે તો પિતાજી કદાચ ગુસ્સે થાય, કારણ કે તેમનો સ્વભાવ નામ પ્રમાણે જ બરાબર હતો. હા કહે તો......તો કદાચ મનમાની પત્ની મળે કે નહિ તે સંદેહ હતો. તેણે પિતાને હમણાં લગ્ન ન કરવા માટે વિનવવા વિચાર કર્યો, પણ તરત જ બ્હેનના વિયોગે ઝૂરી રહેલા માતાપિતાનું ચિત્ર તેની દૃષ્ટિ સમક્ષ આવ્યું. છતાં તેણે કહ્યું: “પિતાજી, મને તો ખ્યાલ જ નહિ કે આપ લગ્નની વાત કાઢશો. હજુ હું શિક્ષણ મેળવવાનો બોજો તો તમારે શિર જારી રાખું છું ને વળી તેમાં એ વધારાની જફા ક્યાં વ્હોરૂં! જરા સારી નોકરી મળે અને હું ઠેકાણે પડું, પછી કંઈ વિચાર કરીએ તો ઠીક. મારી ઇચ્છા તો હમણાં ખાસ નથી.

પછી આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. તમારી કે આની લાગણી દુભાવવા હું નથી માગતો. આપ લોકોને જેમાં સુખશાંતિ મળતાં હોય તેમાં જ હું રાજી છું.

નીલકંઠરાય ખૂબ જ પ્રસન્ન થયા અને રાત્રે જ નોકરોને મોકલી તેમણે રમાને તેડાવી.

થોડી પળોમાં શ્વેત વસ્ત્રોમાં સજ્જિત, ગૌરવર્ણી ચપળ ચક્ષુ ધારિણી, સુડોળ અંગવાળી અને આકર્ષક સૌમ્ય મુખમુદ્રાવાળી એક શરમાળ બાળા નીલકંઠરાયના દીવાનખંડમાં પ્રવેશી અને સંકોચસહ વિજ્યાલક્ષ્મીની પાસે બેસી ગઈ. હાલની ઢબ મુજબ નીલકંઠરાયે દિનેશ અને રમાનું પરસ્પર ઓળખાણુ કરાવ્યું. રમા તો ઘણી જ શરમાતી હતી. માતાપિતાની હાજરીમાં દિનેશ પણ મુંઝવણુ તો અનુભવતો હતો જ. ઉંવટે તે જ્યારે એ પરિસ્થિતિમાં ન બેસી શકયો ત્યારે "બા, મને તો બહુ થાક લાગ્યો છે માટે સૂઈ જાઉં છું." કહી ત્વરાથી પોતાના ખંડમાં ચાલ્યો ગયો. રમાએ પણ હવે વિજ્યા સાથે થોડી ઘણી વાતો કરી જવાની ઇચ્છા દર્શાવી અને કંઇક ઉમંગમાં ગૃહ ભણી વળી.

૩

દિનેશ પોતાના ખંડમાં આવી પલંગ પર આડો પડ્યો. તેને શ્રમ તો પડ્યો હતો, અને તેથી નિદ્રા લેવાની તેની ઇચ્છા તો હતી જ પણ આજની વાતના વિચારોએ તેનું મન એટલું ઘેરાયું હતું કે નિદ્રા ક્યાંએ ચૂપકીથી ભાગી ગઇ. કોલેજનું મેગેઝીન વાંચવા કાઢ્યું ત્યાં પ્રથમ પાને જ તેની મિત્ર યામિની મહેતાનો, બેડમીંગ્ટનમાં ચેમ્પીયન પ્રાઇઝ મેળવવા માટે એનાયત થએલા ચાંદ સાથેનો ફોટો તેની દૃષ્ટિએ ચડ્યો. ક્ષણ બે ક્ષણ તે ફોટો જોઇ મેગેઝીન જ વાંચવું ભૂલી ઇ સૂઇ ગયો. મેગેઝીન મૂકી દીધું, પરંતુ તેના નેત્રપટ પર યામિનીની મુખમુદ્રા આવીને વિરાજી. ગૌરવર્ણી માંસલ દેહ, ચપળ છટાભર્યું બદન, બોબ્ડ હેરમાં શોભતું નવયુગના પ્રતિનિધિત્વની છાપ પાડતું લલાટ, રીમલેસ ફ્રેમના કાચમાંથી ઓર પ્રકાશ ફેંકતા શ્યામલ મલક મલક થતાં નયનો દિનેશની આંખ આગળ આવવા લાગ્યાં. વળી બે કલાક પૂર્વે જ જોએલી સાદી, સરળ અને શરમાળ છતાં સુંદર રમાની મુખમુદ્રા તેની પાસે આવી. વળી એક બાજુ છટાથી બેડમીંગ્ટન અને ટેનીસ રમતી, કવચિત સાઇકલસ્વાર બનેલી, કદિ દમામભેર મોટરીંગ કરતી યામિનીની છબી તેનાં નેત્રોને ઘેરી વળવા લાગી. આ બાજુ તેને કલ્પના આવી–કે પ્રભાતની છડી પોકારતી કુકડાના સરોદથી મીઠા બનેલા વાતાવરણમાં દિવાકરનાં કુમળા રશ્મિની પ્રભામાં પ્રકાશિત બનેલા, ધીમે ધીમે સૌંદર્યની મીઠાશથી મ્હેંકી ઉઠતા કમલ પુષ્પોથી લચિત સરવરને કાંઠડેથી ચળકતું બેડું કેડે ધરી લચકતી ચાલે ચાલતી પનિહારી રમા–તેમાં નિરખી. કોલેજ ગેધરીંગમાં સ્ટેજ ઉપર અવર્ણનીય વાતાવરણમાં પડદો ખૂલતા શિરપર પ્રકાશિત મુકૂટ ધારી મણિપુરી વસ્ત્રોમાં શોભતી અપૂર્વ દેહ વળોટથી નૃત્ય કરી પ્રેક્ષક વર્ગની આંખ તથા મન જીતી લેતી યામિની યાદ આવી. અહિં ગામડામાં વૃદ્ધ નરનારીને મુખેથી રમાની આવડત, કુશળતા, સૌંદર્ય અને શરમીંદાપણાના વખાણ થતાં તેને શ્રવણ થયાં. ત્યારે મુંબઇ નગરીના વિશાળ પટ પર ફર ફર ઉડતા ઘેર ઘેર જતાં જાણીતા નામચીન છાપાઓમાં ફોટા સહિત એક યા બીજા કારણસર પ્રશંસાથી ભરપુર યામિનીકથા વાંચતો કોલેજીયન વર્ગ તેણે નિરખ્યો. શરમના શેરડાથી રકતવર્ણી મુખકમલવાળી, નીચું વદન કરી બેસી રહેલી રમા યાદ આવી, જ્યારે નજીવા કારણસર તેની પાસે આવી સ્મિતના પુષ્પ વેરતી ડોલતી વાચાળ યામિની સાંભરી. પણ હા! તેની વિચારમાળા એકદમ થંભી. પિતાની તથા માતાની પુત્રી વિયોગે વિષાદમય બનેલી આકૃતિઓ તેણે નિરખી. વળી વિચાર આવ્યો, માતાપિતાનો વિષાદ તો છે થોડા દિવસનો, તે માટે શું હું મારી ભવિષ્યની જીંદગી રદ કરૂં? વળી પિતાના ક્રોધી સ્વભાવનો ભોગ બનેલી તેની બાલ્યકાળની એક વખતની પરિસ્થિતિની સ્મૃતિ તાજી થતા તેને અનુકંપા આવી અને ટુંક વખત પર જ પિતાજીને કહેલા વચન જેટલા સત્ય વાકયોની ઉક્તિ યાદ આવી. તેની વિરૂદ્ધ જતાં તેનું હૃદય જરૂર તેને ડંખશે એમ તેને લાગ્યું અને માતાપિતાને માટે જીવનસુખ તો શું પણ

આત્માનું પણ બલિદાન કરવાની, તેની આદર્શ વૃત્તિ સતેજ થઈ. છેવટે તેણે રમાને વરવાનો નિશ્ચય કર્યો અને પછી નિદ્રાએ તેને આવરી લીધો. છતાંએ સ્વપ્નમાં તેની વિચારમાળાના મણકા જ તેને દૃષ્ટિગોચર થયા. અંતે રાત્રે કરેલો નિશ્ચય જ માન્ય રાખી તે પિતાજી પાસે સ્હવારે વ્યક્ત કર્યો. માતાપિતાના મુખ પર અનહદ આનંદ વ્યાપી ગયો, અને સારાએ ઘરમાં પ્રસન્નતાની લહરીઓ હિલોળા લેવા લાગી. નીલકંઠરાય સ્નાનાદિથી વ્હેલા પરવારી ભીખા પરેલને ત્યાં ગયા અને જોષીને બોલાવી દિવસ જોવડાવ્યો. દિવસ ઘણો સારો હોવાથી તેજ દિવસે વિવાહ કરી દીધા અને...અને એક મહિના પછી ભારે ધામધુમથી દિનેશ અને રમા લગ્નગ્રંથીથી જોડાઈ પણ ગયા.

લગ્ન પછી દિનેશ થોડા જ દિવસ મદનપુર રહ્યો. તેના આદર્શે તે લગ્ન કરવા પ્રેર્યો હતો પણ મન તો યામિની તરફ જ પ્રયાણ કરી રહ્યું હતું. તે બોલકણો હતો, અને તેને વાચાળપણું ગમતું પણ ઘણું. પરંતુ રમાનું શરમીંદાપણું તેને કંઈક અંશે અસહ્ય થઈ પડ્યું. એક તો મન વગરનું મ્હાલવાનું હતું. અને બીજું તેના ઉમંગી સ્વભાવની વિરૂદ્ધમાં રમાની શાંતિ એ બેએ ભલે દિનેશનાં માતાપિતાનું જીવન દુઃખ મીટાવ્યું હશે, પણ તેનો અને રમાનો સંબંધ તો ઉત્કર્ષ ન જ પામ્યો. દિનેશ તો થોડા દિવસ વિત્યાબાદ પાછો મુંબઈ જતો રહ્યો. તે B. com. માં લગભગ ફર્સ્ટકલાસ માર્કસ સાથે પાસ થયો અને તેને ટુંક સમયમાં એક વીમા કંપનીમાં રૂા. ૧૨૫) ના પગારમાં સારી નોકરી પણ મળી ગઈ. તેનું બાહ્ય જીવન એક રીતે જોતાં ઘણું જ સુખી હતું, પણ તેનું અંતર તેને ડંખ્યા જ કરતું. રમા અને યામિની વચ્ચે તેનું મન ઝોલા ખાયા જ કરતું હતું. હવે તો કોલેજ ખૂલી અને અઠવાડિયામાં બે ત્રણ દિવસ જવાનું થતું. યામિની પણ B. com. માં સારા માર્કસ મેળવી પાસ થઈ હતી અને તેણે પણ અભ્યાસ ચાલુ જ રાખ્યો. પ્રથમ યામિની દિનેશને કોઇ કોઈ વાર કારમાં લઈ જતી, ક્વચિત ફિલ્મ જોવા કે સહેલગાહે પણ ઉપડતા. હવે આ વર્ષે યામિનીએ એક બીજા વિદ્યાર્થીને પોતાનો મિત્ર બનાવ્યો અને દિનેશની પરવા તે બહુ ન કરતી. દિનેશને એક સામટા આઘાત પર આઘાત લાગ્યા જ કરતા. તે તો ૧૧ થી ૬ નોકરીએ જતો. સાંજે એકલો ચોપાટી કે કોઇ એકાંત સ્થળે ઘૂમી આવી લોજમાં ખાઇ M. com નું વાંચન રાખતો. સ્હવારે પણ વાંચન જ કરતો. પિતાને પંદર દિવસે મહીને પત્ર લખતો. રમા વિષે ખાસ લખતો જ નહિ, વખત નથી મળતો એવું બહાનું કાઢી ધીમે ધીમે તે બહુ જ ઓછા પત્રો લખતો. પ્રથમ તો પુત્રને સારી નોકરી મળ્યાથી અને તેના સારે નંબરે પાસ થવાથી તેના પિતા ખૂબ જ આનંદિત થતા હતા. પરંતુ ધીમે ધીમે પુત્રના પત્રો ન આવતાં કોઇ વાર મનમાં દુભાતા તો કોઇવાર ગુસ્સે થતા. તબિયત બહુ સારી ચાલતી ન હોવાથી તેઓ મુંબઇ સુધી દૂર જવાને અશક્ત હતા. આથી તેમણે ભીખા પટેલને જ દિનેશની ખબર કાઢવા મુંબઈ મોકલ્યા.

૪

નોકરી કરતાં કરતાં M. com. ની ટર્મ્સ ભરતાં ભરતાં એક સાલ વીતી ગઇ. હવે યામિનીએ દિનેશની મૈત્રી તદ્દન જ છોડી દીધી હોય એવું લાગતું દિનેશનો એક માત્ર મિત્ર હતો તેને દિલ્હી નોકરી મળતાં હવે તેને એકલતા ઘણી સાલતી. યામિનીને મળવા માટે તે ઘણો પ્રયત્ન કરતો, પરંતુ તે તેને મળતી જ નહિ.

એક દિવસ યામિની એકલી મોટરમાં જતી હતી. દિનેશ પણ નોકરીએથી છૂટી ઘેર જતો હતો. યામિનીને આર્જવપૂર્વક તેણે હાથ ઉંચો કરી ઉભી રાખી અને તેણે પણ સાથ મળવાના આદેશથી દિનેશને સાથે લીધો. બંને કંઇ દૂર ફરવા ગયા.

દિનેશ હમણાં ઘણો લેવાઇ ગયો હતો. યામિનીએ તે જોયું અને કટાક્ષમાં પૂછ્યું "કેમ મીસીસ વગર ગમતું નથી કે આટલા બધા સુકાઇ ગયા?" દિનેશ ચોંક્યો. તેણે પોતાનાં લગ્ન વિષે તો કોઇને પણ વાત નહોતી કરી. પરંતુ યામિનીના પિતાને ભીખા પટેલ દ્વારા અને પિતા દ્વારા યામિનીને આ વાતની ખબર પડી ગઇ હતી. અને તેથી જ તેણે દિનેશની મૈત્રી છોડી

દીધી હતી. દિનેશ ઘણો જ છોભીલો પડી ગયો. ત્યારે યામિનીએ ફરી ટાણો માર્યો. "તમે છૂપાવો તેથી કંઇ મને ખબર પડે એમ નથી એમ ન ધારતા. મારા મિત્રો કેવા છે તેની હું સારી ચિકિત્સા રાખું છું." હવે દિનેશ ગળગળો થઇ ગયો. તેણે યામિની સમક્ષ આજે હૃદય ખુલ્લું કરી દીધું.

"જુઓ યામિનિ, પડેલાને શું પ્રહાર કરો છો? જો હું લગ્ન ન કરત તો માતાપિતા બ્હેનના વિયોગે ઝુરી રહ્યા છે તે વધુ દુઃખી થાત. માત્ર તેમને રીઝવવા મેં આ લગ્ન કબુલ કર્યું છે. શું તમે એમ ધારો છો કે તમને સદાને માટે મિત્ર સાથી—બનાવેલા તે વચન હું ભૂલી ગયો છું? તમે જ દિનકરની મૈત્રીમાં મને ભૂલવા લાગો છો. બાકી હું તો તમારા સિવાય કોઈ પણ સ્ત્રીમિત્ર બનાવી શકયો નથી અને બનાવવાનો પણ નથી. યામિનીએ પણ દિનેશના વચનોનો ભાવ સમજી તેનો ભ્રમ ભાંગવા નિશ્ચય કર્યો.

"દિનેશચંદ્ર, મેં તમારી મૈત્રી કંઇ તમારી જીવન સાથી બનવા નહિ પણ મિત્ર બનવા માટે જ કરી હતી. તે સંબંધ સમજવામાં તમારી ગલતી થઇ હોય એમ મને લાગે છે. રમા બ્હેન જેવા આર્યપત્ની પ્રાપ્ત કરવા માટે હું તમને અભિનંદન આપું છું. ઇચ્છું કે તેઓ પણ તમને પામી ભાગ્યશાળી બને. મારા પિતાએ મારૂં જીવન પાશ્ચાત્ય કેળવણી આપી જુદે જ માર્ગે વાળ્યું છે. મને હવે જે લત લાગી છે તે હું છોડી શકીશ નહિ, માટે આ પ્રમાણે હું પણ છાપાઓમાં નામની જાહેરાત મેળવી બીજી દિશાઓમાં સમય વિતાવી જીવન વ્યતિત કરીશ. હું કે મારી ખ્યાતિ હવે પત્ની બની શકે એવા રહ્યાજ નથી. માટે આપણે તો કોઇ પણ (સારે) માર્ગે આનંદ મેળવી જીવન જીવ્યાનો લ્હાવો માણીશું."

"યામિનિ, મેં એક આર્યકન્યા પાસેથી આવા જવાબની આશા નહોતી રાખી!" દિનેશ હવે રૂકયો, પણ યામિની બોલી:—

"દિનેશ, હું આર્ય સન્નારી રહી જ નથી. મને એવા પ્રકારની કેળવણી અપાઇ છે કે મારૂં મગજ તદ્દન સ્વતંત્ર વિચાર ધરાવતું થઇ ગયું છે. હું કદિ કોઇના વિચાર ગ્રહણ કરી શકતી નથી. જ્યારે એક આર્યગૃહિણી તો એ છે કે જે પતિને સંપૂર્ણરીતે વફાદાર રહે અને તેને પોતાનાથી કંઇ વધુ માનીને જ પોતાનું કર્તવ્ય સ્નેહથી કરે. મારા સરખું શિક્ષણ પામેલી સ્ત્રી કદિ એમ કરી શકે એમ હું માનતી જ નથી. હિંદે અનેક આર્ય ગૃહિણીઓ ઉત્પન્ન કરી છે, હવે તેને શિક્ષણની દિશામાં પણ કંઇક પ્રગતિની જરૂર છે. એ જુનો ચીલો છોડી નવે માર્ગે જવા હું ઇચ્છું છું. નહિ કે એની મધ્યમાં રહેતાં હું બન્નેની ફરજમાંથી ચુકું અને એકેમાં સંપૂર્ણતા તો શું પણ નિષ્ફળતાજ પ્રાપ્ત કરૂં. હું જુને ચીલે જવામાં નાનમ તો નથીજ માનતી. સામું અભિમાન લઉં છું. પણ હવે એ માર્ગ મારે વર્જ્ય છે. માટે હવે હું તો મેં પ્રાપ્ત કરેલા શિક્ષણ અને કેળવણી દ્વારા હિંદને કંઇક લાભ કરવાની ઇચ્છા રાખું છું. જે સ્ત્રી પતિ કરતાં થોડું ઓછું શિક્ષણ પામી હોય તેજ મારી દૃષ્ટિએ તો પતિને દેવ માને, તેની આદર્શ પત્ની બની શકે. રમા બ્હેન એક ગૃહિણી છે અને વખત જતાં એક આર્ય સન્નારીને છાજે એવી, સ્વાર્થ ત્યાગની સીમાઓ ઓળંગી કંઇક કરશે એમ હું માનું છું. માટે મને જીવન સાથી ન માનતા. રમા બ્હેનને એ ઉપનામથી નવાજો, અને મને તમારી સંબંધી, મિત્ર કે વધુ નિકટમાં નિકટ બ્હેન તરીકેજ સ્વીકારો!!"

દિનેશ તો યામિનીને મુખેથી આ સર્વ સાંભળી એટલું તો આશ્ચર્ય પામ્યો કે એક પણ ઉદ્ગાર જ ન કાઢી શકયો. તેને આસપાસની પરિસ્થિતિનું ભાન પણ ન રહ્યું, તેણે માત્ર યામિની સામે બે હસ્ત જોડી મસ્તક નમાવ્યું. યામિની પણ આટલું બોલી તો ખરી પણ હવે વધુ બોલવા અશક્ત હતી. ધીમે રહી તેઓ બંને ઉઠયાં, અને તેણે પાંચેક મિનિટમાં મોટર દિનેશના ઘર આગળ લાવી ઉભી રાખી, અને દિનેશ પણ હંમેશની ટેવ મુજબ હસ્ત ધૂનન કરી છૂટો પડ્યો. ×

---

આ વાર્તાનો બાકીનો ભાગ આવતા અંકમાં આપવામાં આવશે. ×

પૃથ્વી પરના સ્વર્ગની મનોરંજક, ઉપયોગી અને રસીલી વિગતો અહીં રજુ થાય છે!

# પૃથ્વીપરનું સ્વર્ગ—કાશ્મીર

જનતાને ઉપયોગી અને સહાયરુપ થઈ પડે એવાં પ્રવાસવર્ણનો બહુ ઓછાં લખાય છે. અહિં પ્રગટ થતાં વર્ણનમાં કાશ્મીર અને એની આસપાસનાં સ્થળોની ઉપયોગી અને વ્યવહારૂ માહિતીઓ એવી ઝીણવટભરી અને સચોટ રીતે મનોરંજક શૈલીમાં રજુ કરવામાં આવી છે, કે જે વાંચતાં વર્ણનનાં દ્રશ્યો આપણી ચક્ષુ સમક્ષ ખડાં થઈ જાય છે.

'આગે આગે ગોરખ જાગે! ભાઇ, હમણાં તો હરિના દ્વારનાં દર્શનનો નિર્ધાર છે; પરંતુ કાશ્મીરની ઝાંખી કરવાનો મોહ કદાચ આપને આગળ પણ ઘસડી જાય!'

'અજબ છે એ કાશ્મીરનાં કામણ! મારી ખાત્રી છે કે પૃથ્વી પરના એ સ્વર્ગ તરફ તમે જરૂર આકર્ષાવાના!' મારા મિત્રે ભવિષ્ય ભાખ્યું.

વર્ષો પહેલાં રાજકવિ કલાપીએ બનાવેલું 'કાશ્મીરનું સ્વર્ગ' વાંચ્યું હતું. વર્ષો થયાં એ સ્વર્ગભૂમિની ઝાંખી કરવાની તમન્ના જાગી હતી. એક વખત તો છેક લાહોર સુધી જવા છતાં—અને ત્યાંથી શ્રીનગરની સીધી મોટર સર્વીસ હોવા છતાં, સમય અને સંજોગના અભાવે હું અંતરની એ ઇચ્છાને તૃપ્ત કરી શક્યો નહોતો. આ વખતે અનુકુળ યોગ મળ્યો હતો, તબીયત સુધારવા માટે મેં લાંબી રજા લીધી હતી, કુંટુબીજનોને હરદ્વારની યાત્રા કરવાની વર્ષો થયાં ઇચ્છા હતી એટલે 'એક પંથ અને દો કાજ' જેવો અવસર મળ્યો હતો. કાશ્મીરનું નામ નીકળતાં તેઓ પણ થનગની રહ્યાં અને હરિદ્વારનાં દર્શન પછી બધાંની તબિયતની 'આલ્બેલ'

લેખક
રાજરત્ન તારાચંદ્ર પોપટલાલ
અડાલજા
('વીરની વાતો'ના કર્તા)

હોય તો જરૂર કાશ્મિરની ઝાંખી પણ કરી લેવી એ દાનતથી તેમણે બેવડી તૈયારી કરી લીધી.

બેવડી એટલે? ગરમ અને ઠંડા પ્રદેશમાં નભી શકાય તેવી બંને જાતની સગવડ! દિલ્હી, લાહોર વિગેરે સ્થળોના મિત્રોએ તાકીદ આપી હતી કે: 'હોશિયાર! પંજાબ સુધી તાપનો ઉકળાટ એવો હશે કે સુતરાઉ કપડાં પણ તમને અકળાવી મુકશે, હા, બાકી તમારે કાશ્મીર જવું હોય તો ત્યાં એથી ઉલટો જ અનુભવ થશે. જ્યાં જુઓ ત્યાં ઠંડમઠંડા! પુરતાં ગરમ કપડાં રાખ્યા વિના ત્યાં તમારો ગજ નહિ વાગે!' આ પણ અજબ જેવી વાત છે. મનમાં જ બબડતા સૌએ પોતપોતાનાં કપડાંના 'ડબલસેટ' સાથે લીધા. સારૂં હતું, કે ટીકીટોની સંખ્યા સારા પ્રમાણમાં હતી, નહિ તો રેલ્વેને તો લગેજ ચાર્જનો ઠીક તડાકો પડત.

આગ્રાનો અદ્‌ભુત તાજમહાલ અને લાલ કિલ્લો, દિલ્હીનો કુતુબ મિનાર અને પુરાતન તાજમહાલ તથા હિંદમાં જેનો જોટો નથી તેવું નુતન કલ્પનાથી બંધાયેલું બીડલામંદિર, હરદ્વારનો ગંગાઘાટ (હરકી

પૌડી ), હૃષીકેશનાં પવિત્ર આશ્રમો, લક્ષ્મણઝુલા અને સ્વર્ગસદન વિગેરે ઐતિહાસિક અને ધાર્મિક સ્થળો



કાશ્મીરની કામણગારી કામીની

જોયાં, પવિત્ર હરગંગામાં સ્નાન કર્યું. દેવમંદિરોનાં દર્શન કર્યાં અને હવે 'પીછેહઠ' કરવી કે 'આગેકુચ' એ મુંઝવણભર્યો પ્રશ્ન થઇ પડ્યો.

અમારી મંડળી પૈકી એક વ્યક્તિને દમ જેવી અસર જણાવા માંડી. નીકળતી વખત જ ઉધરસ તો હતી જ, પરંતુ યાત્રાની ધુનમાં એ દર્દની દરકાર ન લેવાઇ અને હવે શું કરવું એ મુંઝવણ ઉભી થઇ. 'દ્રઢ સંકલ્પથી શું ના, હૈયું હામ ધરી શકે!' એ રાજકવિ કલાપીની પંક્તિ અહીં પણ સાચી પડી. 'આટલે સુધી આવ્યાં છીએ તો લાહોર તો જોઇ જ લઇએ.' એવી બધાની ઇચ્છા થઇ અને એ ઇચ્છાએ પંજાબનાં પાટનગર લાહોરની ભવ્યતાનાં સૌને દર્શન કરાવ્યાં.

લાહોરમાં પંડિત ઠાકુરદત્ત મુલતાની નામના એક વૈદરાજ છે-પ્રભાવશાળી, પ્રવીણ છતાં નિરાભિમાની અને સાચા સજ્જન. દવાખાનામાં પચીસ પચીસ દર્દી રાહ જોતાં બેઠાં જ હોય-ઘડીએ ઘડીએ એમની ટેબલ ઉપરના ટેલીફોનમાંથી ઘંટડી વાગ્યા જ કરે. શ્રીમંતોનાં તેડાં આવ્યા જ કરે, પરંતુ વૈદરાજની એ ખુબી અમે જોઇ-ભલભલાને તેઓ સાફ સંભળાવી દે કે 'આપ અહીં આવો તો તરત તપાસ કરી લઉં, બાકી તો અહીંના દર્દીઓને પતાવ્યા પછી જ આવવાનું બનશે.' વીઝીટ ફી ચાલી જશે એવો લોભ તેમને પોતાના કર્તવ્યપાલનથી ચલીત કરતો નથી. દરદી તરફનું તેમનું મમતા અને કાળજીભર્યું વર્તન, તોલ-માપ પ્રમાણે દવા આપવાની વ્યવસ્થા, દવા માટે છાપેલી કાગળની કોથળી ઉપર દવા વિષે પુરતી સૂચના, અને અનુપાનમાં ઉકાળા વિગેરેની જરૂર હોય તો તે પણ પોતાને ત્યાંથી જ આપવાની ગોઠવણ; આવી આવી ઘણી બાબતો આપણા વૈદોએ અનુકરણ કરવા જેવી છે.

અમારા યજમાન લાહોરના પ્રખ્યાત સ્વ. લાલા ફકીરચંદના પુત્ર શ્રી. નરેન્દ્રનાથ જેઓ ગર્ભશ્રીમંત હોઇ વકીલાત કરે છે તેમણે અમારી કાશ્મીર જવાની ઇચ્છા વૈદરાજને જણાવતાં ત્રણચાર દિવસના ઉપચારથી જ દર્દીને રાહત આપી અને કાશ્મીર જવામાં હરકત નથી એવી હિમ્મત પણ આપી દીધી.

બાળકોને કાશ્મીરની લગની લાગી હતી અને તેમાં વૈદરાજ તરફથી 'લાઇન કલીઅર' મળ્યા એટલે અમે તો ઉપડ્યા પૃથ્વી પરના એ સ્વર્ગની સહેલગાહે.

દશેક મહિના પહેલાં હું પંજાબમાં પરિભ્રમણ કરી આવેલો એટલે ભોમિયાની ગરજ સારતો હું લાહોર અને સીયાલકોટ સુધી તો સર્વજ્ઞાતી હોવાનો દેખાવ કરી શક્યો, પરંતુ જમ્મુ પહોંચતાં આપણા રામ પણ 'અજાણ્યા યાત્રી'ની ગણનામાં આવી ગયા.

જમ્મુને કાશ્મીરનું પ્રવેશદ્વાર કહીએ તો ચાલે. ત્યાંથી ચઢાણ શરૂ થાય છે અને સ્ટેશનથી જમ્મુ ગામમાં જઇએ ત્યારે પણ ટેકરા ચડતા હોઇએ એવો

અનુભવ થાય છે. તમે ગમે ત્યાં જાઓ. પરંતુ જો સાવચેત ન રહો તો 'અજાણ્યા એટલે આંધળા!' એમ માની લઈ લોકો તમારી આંખમાં ધૂળ નાખવા તૈયાર જ હોય. જમ્મુ સ્ટેશને ઉતરતાં જ આ વાતનો સાક્ષાત્કાર થયો. ટાંગાવાળાએ શહેરમાં જવાનો એક રૂપીયો કહ્યો, પરંતુ સદ્‌ભાગ્યે ત્યાં પણ અમારા સ્વાગત માટે આવેલા ગૃહસ્થ આવી ચડ્યા અને ૭ આનામાં એ સોદો પતી ગયો. તેમની ખાસીયત મુજબ એક ટાંગાવાળાએ પાછળથી ગામમાં પણ વધુ પૈસા કઢાવવા પ્રયાસ કર્યો; સદ્‌ભાગ્યે પોલીસખાતાવાળા એ ગૃહસ્થો ત્યાં આવી ચડ્યા અને એની ખબર લઈ નાખી. એ ગૃહસ્થોની કર્તવ્યનિષ્ઠતા અને સજ્જનતા હજી પણ અમે ભુલી શક્યા નથી.

જમ્મુમાં ખાસ જોવા લાયક તો શ્રી. રઘુનાથ મંદિર છે. મંદિરો તો આપણે ઘણા ય જોયાં હોય, પરંતુ આ મંદિર જોતાં કંઈ જૂદી જ રચનાનો ખ્યાલ આવે. મુખ્ય મંદિરમાં શ્રી રઘુનાથજીની મૂર્તિ છે અને આખા મંદિરને ફરતા તમામ દેવોનાં મંદિર આવેલાં છે. ખાસ ખુબી તો એ છે કે નાના નાના શીવલીંગોની હારની હાર ત્યાં નજરે પડે છે. ભોમીયો આપણને કહે છે–' આ લીંગોની સંખ્યા સવા લાખની છે. કાશ્મીરના સ્વર્ગસ્થ રાજા રણવીરસિંહ તથા ગુલાબસિંહના સમાધિ મંદિરો પણ આ રઘુનાથ મંદિરમાં છે અને તેમાં સ્ફટીકનાં સુંદર મોટાં લીંગો છે. અમરનાથની સમાધિમાં નિર્મળ કાચનાં જેવું લીંગ છે. પૂજા ખુબ ઠાઠથી થાય છે અને વાતાવરણ અતિ પવિત્ર લાગે છે.

જમ્મુમાં પાણીના ધોધથી ચાલતું વીજળીનું કારખાનું તેમજ પાણીની નહેર જોવા જેવાં છે.

ત્યાંના પહાડી મજુરો જબરાં હોય છે. ટેકરા ચડીને આવે અને એકેક જણ ત્રણ ચાર હાંગીના ઉપાડી લે, છતાં એક કે દોઢ આનાની મજુરીથી રાજી થઈ જાય છે. આ ઉપરથી એમની ગરીબાઈનો સાક્ષાત્કાર થાય છે.

અહીં બજારૂ મીઠાઈ તથા ફરસાણ પણ શુદ્ધ અને સ્વાદિષ્ટ મળે છે. તેલ વપરાતું જ નથી–ફરસાણ અને શાકભાજીમાં પણ ઘીનો ઉપયોગ થાય છે. પડદાના રીવાજને લીધે અમારા યજમાને ઘરને બદલે દુકાનના મેડે જ ગોઠવણ રાખેલી અને કંઈ નહિં તો પંદર–વીસ પ્રકારની વસ્તુઓ બજારમાંથી જ લાવીને પીરસેલી. આ બજારૂ ચીજ હશે એવો આપણને તો ભાગ્યે જ ખ્યાલ આવે. એનો સ્વાદ હજી પણ અમે ભુલી શક્યાં નથી–ખરૂં કહું તો એની વાત નીકળતાં અમારા મોઢાંમાં પાણી આવે છે!



કાશ્મીરનું પાણી–ઘર : હાઉસ બોટ.

સાંજે તો એ દુકાનનો મેડો છોડીને અમે એક બાદશાહી બંગલામાં ગોઠવાઈ ગયાં. અમારી સાથે એક મિત્ર હતા. તેમને કાશ્મીરના અફસર સાથે મિત્રતા હતી, જેમના પુત્ર ત્યાંની બેંકના મેનેજર હતા. આ બંગલાનો ઉપયોગ ઘણા ભાગે ગેસ્ટ હાઉસ તરીકે જ થતો. આ મેનેજર સાહેબ હતા તો જુવાન–છતાં ખુબ વિનયશીલ અને વ્યવહારકુશળ. મારા એ મિત્રના પ્રતાપે અમે પણ બાદશાહી સ્વાગત અને સગવડ

માણી શક્યાં.

કાશ્મીરમાં બને તેટલા વધુ દિવસો રોકાવાનો લોભ ન હોત અને તે સાથે જો અમે રેલ-કમ-રીટર્ન ટીકીટ લીધી ન હોત, તો જમ્મુમાં જરૂર વધારે રોકાવા જેવું હતું પરંતુ બીજા દિવસે સવારે જ નીકળવા માટે મોટર કંપનીએ અમારાં નામ નોંધી લીધાં હતાં એટલે ત્યાંથી ઉપડવું પડ્યું.

કાશ્મીર જવું એ અગાઉ 'હાઉ' જેવું-મુશ્કેલ ગણાતું. હવે તો એ સસ્તુ અને સરળ થઇ પડ્યું છે. 'નંદા બસ સર્વીસ' ઠેક લાહોરથી કાશ્મીર જાય છે. હરીફાઇમાં ટકવા કહો કે પેસેન્જરને આકર્ષવા માટે એન. ડબલ્યુ. રેલ્વે તરફથી રેલની સાથે જોડીને મોટર મુસાફરીની ગોઠવણ સાથેની રીટર્ન ટીકીટ આપે છે અને તેના દર પણ સસ્તા છે. લાહોરથી જમ્મુ રેલ-



શંકરાચાર્ય ટેકરી પર આવેલાં આ હિન્દુ મંદિર ઉપરથી આખું શ્રીનગર શહેર જોઇ શકાય છે. મુસ્લિમ ભાઈઓ આ ટેકરીને 'તખ્તે સુલેમાન'નું નામ આપે છે.

જમ્મુથી શ્રીનગર બસમાં અને જમ્મુથી રાવલપીંડી બસમાં તથા રાવલપીંડીથી લાહોર રેલમાં એ બધી મુસાફરીના ત્રીજા વર્ગના ફક્ત રૂ. ૧૩-૯-૦ અને બીજા વર્ગના પણ એજ પ્રમાણમાં સસ્તા દર હોવાથી (ઇન્ટરના ૧૫-૪-૦, સેકન્ડના ૪૫-૧૧-૦ અને પહેલા વર્ગના ૬૬-૬-૦) હવે સાધારણ સ્થિતિવાળા પણ કાશ્મીરનો પ્રવાસ કરી શકે છે. મુંબઇથી રેલ અને મોટર સાથે ત્રીજા વર્ગમાં ૫૦ જેટલા રૂપીયામાં પતે છે અને દીલ્હીથી શ્રીનગર મોટર સાથે રીટર્નના ત્રીજાના ૧૮-૩-૦, ઇન્ટરના ૨૪-૧૩-૦, બીજાના ૬૭-૭-૦ અને પહેલા વર્ગના ૧૦૯-૧૪-૦ રીટર્નના છે. તે ઉપરથી ગમે તે સ્થળના ભાડાનો અંદાજ કરી શકાશે. પહેલા અને બીજા વર્ગને માટે મોટર હોય છે અને તે એકજ દિવસમાં જમ્મુથી શ્રીનગર પહોંચાડે છે. ઇન્ટર અને ત્રીજા વર્ગ માટે 'બસ' હોય છે અને તે બે દિવસ લે છે.

રેલ્વે મોટર એજન્સીએ અમને સાડા નવ વાગે હાજર થઈ જવાની નોટીસ આપેલી, પરંતુ સામાન તોળાવવામાં, પેટ્રોલ ભરાવવામાં અને નાકા ઉપર 'બસ'ના બોજાની તપાસણીમાં ખાસ્સા બે કલાક વીત્યા અને અંતે અમારો 'ખટારો' ઉપડ્યો.

કાશ્મીર જનારાએ એક સાવચેતી ખાસ રાખવી. પોતાની સાથે અલફાઉ સરસામાન ન રાખતાં ખાસ ખપપુરતી જ ચીજો સંઘરવી. કારણ કે મોટર અગર બસમાં ટ્રંક, બેગ, બીસ્તરા, ડાબલા-ડુબલી ગમે તે ચીજ હોય તે તમામ જોખવામાં આવે છે અને ત્રીજા વર્ગમાં પચીસ શેર, ઇન્ટર માટે ૩૦ શેર, બીજા વર્ગ માટે એક મણ અને પહેલા વર્ગ માટે ૧॥ મણ બંગાળી મફત કાપી બાકીના બધાયનો વધારે વજનનો લગેજ ચાર્જ લેવામાં આવે છે. અમારા મિત્રને ખાસ્સા ચાર રૂપીઆના લગેજચાર્જનો ચાંદલો થયો અને એ ચાર 'કેલા'નું નામ સાંભળીને એ તો સડક જ થઇ ગયા!

અહિંથી લગભગ અમે ઉંચે ચઢતા હોઇએ તે પ્રમાણે અમારી મોટર કોઇ વખતે સીધી અને કોઇ

વખતે સર્પાકારે આગળ વધવા લાગી. બધી સડક પર્વત કોરીને બનાવેલી. અમે ઘડીમાં ઉપર જઇએ તો ઘડીકમાં નીચે આવીએ, જાણે વિમાનમાં ઉંચા ઉડતા હોઇએ તેવો ભાસ થવા લાગ્યો. પાછળ અમર આગળ કોઇ કોઈ બીજી મોટર નજરે પડે તો એકાદ રૂપીઆની રમકડાં જેવી જાપાની મોટર દોડતી હોય એમજ લાગે! માર્ગમાં બપોરે લગભગ બે ત્રણ વાગે 'કુદ' નામનું ૫૭૦૦ ફીટ ઉંચુ સ્થળ આવ્યું. ત્યાં ખટારો વિસામો ખાવા બેઠો–નહિ ઉતારૂઓને વિસામો આપવા માટે રોકાયો. અહિં ડાક બંગલો તેમજ હિન્દુ તથા મુસલમાની રસોડું છે. અમારા કાફલામાં ચાર ક્રીશ્ચિયન બાઇઓ હતી તેને આગ્રહ કરીને એક સહેલાણી જેવો ઉતારૂ ડાક બંગલામાં જવા સમજાવવા લાગ્યો, પરંતુ એ બાઇઓ તો ગુજરાતની વાણીવાણુ કરતાં પણ કરકસરમાં ચઢી જાય તેવી હતી! 'અમારી સાથે ખાવાનું તૈયાર છે તે એકાદ ઝાડ નીચે બેસીને ખાઇ લઇશું' એવો જવાબ મળતાં પેલા ભાઈનો ઉત્સાહ ઉડી ગયો! અમે બસમાંથી બહાર નીકળ્યા કે તરત ત્યાં ચાર પાંચ દુકાનવાળાઓ હતા એ બધાય વારાફરતી આમંત્રણ આપવા લાગ્યા, 'આઇએ બાબુજી! વૈષ્ણવ ખાના ખાઇએ!' ખાણામાં શું શું મળશે તેની તપાસ કરતાં સડસડાટ જવાબ મળ્યો કે 'રોટી, તરકારી, અંડા, સમોસા, કવાબ સબ કુછ તાજા તૈયાર હય.' સાંભળતાં જ દિલ ખાટું થઇ ગયું. સહજ જ મારાથી બોલાઇ જવાયું, 'કયા ઇનકો આપ વૈશ્નવ ખાના કહેતે હો?' તરત જવાબ મળ્યો, 'અજી, કયા હર્જ હૈ? વૈષ્નવ લોગ તો શોખસે ખાતે હે.' એ પવિત્ર હોટલોને નવગજના નમસ્કાર કરી ફક્ત ચા અને દુધ ખરીદીને અમારી સાથેના નાસ્તાને અમે ઇન્સાફ આપી દીધો અને એક ખુણામાં સતત વહેતા ઝરામાંથી પાણી પીધું. અધધધ કેવું ઠંડુ પાણી! ખરા બપોરના વખતે પણ જાણે નર્યા બરફ જેવું ઠંડું!'

સાંજના ૭ વાગ્યા અને અમે જમ્મુથી ૧૨૦ માઇલ દૂર–૫૭૩૦ ફુટ ઉંચે આવેલા બનીહાલ ગામે પહોંચ્યા. ગામ શાનું? ગામડુંજ કહોને. વિસામા માટેજ જાણે વસાવ્યું હોય! અહિંથી ૭ વાગ્યા પછી કોઇ 'મોટર' કે બસને આગળ વધવાજ ન દે! બસ ઉભી રહી અને મકાન માલીકો અમારી આસપાસ ફરી વળ્યા. સહુએ પોતપોતાના ઝુંપડાને બંગલો ગણી કાઢ્યો. પરંતુ નજરે જોતાં બહારથીજ નાસી છુટવાનું મન થયું. અંતે જમ્મુ સ્ટેટના વિશ્રામભવનમાંજ ઉતારો કર્યો. અહિં ડાક બંગલામાં રોજનું માથા દીઠ રૂપીઓ ૧ મુજબ ભાડું પડે છે અને ત્યાં ખાણું લેવું હોય તો તેના દર નક્કી થયેલા છે, પરંતુ દેશી રેસ્ટહાઉસમાં આખા એક રૂમનું એક દિવસનું ભાડું (કહોને કે ફક્ત એક રાતનો) એક રૂપીઓ પડે છે. દેશી રહેણી કરણીથી રહેવા માટે આ રેસ્ટ–હાઉસજ વધારે સગવડભર્યું થઇ પડે. વધારાનાં ફાનસ ખાટલા વિગેરે ભાડે મળી શકે છે.

કાલનો પણ લગભગ આખો દહાડો મોટરમાં કાઢવાનો હોવાથી રખેને કાલનું ભાતું ખુટી પડે એ વિચારથી બજારમાંથી કંઇક લાવવાનો વિચાર કર્યો. અમને રૂચે તેવી હલવાઈની એકજ દુકાન નજરે પડી. લૈયાજી મિત્રો સાથે પાનાં રમતાં હતાં એટલે અમારી વાત સાંભળેજ શાના? અંતે અમે વ્યંગમાં બોલ્યા ત્યારે કચવાતા મને એ લહેરીલાલા ઉઠયા. મારા મિત્ર તો જાતજાતની વાની ચાખતા જાય અને સારી નરસી કહેતા જાય, પરંતુ લૈયાજીનું ધ્યાન 'એક્કા બાદશાહ' માં હતું એટલે અમારે ખરીદી જલદી પતાવવી પડી.

રાત્રે પથારીમાં પડ્યા પડ્યા એકાએક અમારી આંખ ઉઘડી ગઇ. ગાજવીજ સાથે મેઘરાજાની સ્વારી આવી પહોંચી હતી! અમારા મિત્રો જેઓ પવનના શોખથી બહાર પડાળીમાં સુતા હતા, તેમને અમે બીજા ખંડમાં જવા સુચવ્યું, પરંતુ 'અજી કુછ પરવા નહિ, બહોત મઝા આતી હૈ!' કહીને એ તો વરસાદમાં આખી રાત બહારજ સુઇ રહ્યા.

પરોઢીએ પાંચ વાગે ઉઠીને બારણું ઉઘાડતાં છાતી વીંધી નાખે એવા ઠંડા પવનના સુસવાટા વાગવા માંડ્યા. આવામાં મુસાફરી કેમ થશે એવી બીતી પણ લાગવા માંડી. પરંતુ એજ મોટરમાં ન જઇએ

તો ટીકીટ રદ થાય અને નવા પૈસા આપતાં પણ ભવિષ્યમાં બીજી મોટરમાં જગા મળે કે કેમ તેની અચોક્સતા એ પણ જબરો સુલાબ હતો! ઉપરા ઉપર ગરમ કપડાં ધાબડીને અમે તૈયાર થઈ ગયાં અને અમારી મોટર સાત વાગે ઉપડી. એકાદ કલાકમાં તો તડકો નીકળ્યો અને કાશ્મીરની અચોક્સ કુદરત ઉપર અમે વારી ગયા. અહિંથી કાશ્મીરની રમણીયતાની ખરી ઝાંખી અમને થવા લાગી. વાદળ સાથે વાતો કરતાં ઉંચા ઉંચા શિખરો, એ શિખરો ઉપર જામી ગયેલો અને તડકામાં રૂપેરી ચાદરનો ભાસ આપતો બરફ, પહાડોમાંથી ઠેક-ઠેકાણે વહેતા બિલોરી કાચ જેવા નિર્મળ નીરનાં ઝરણાંઓ, વિશ્વકર્માએ પોતાની કારીગરીથી દેવતાઓને છક કરી દેવાનો વિચાર કર્યો હોય તેવી રીતે તૈયાર કરેલા પાણીથી છલોછલ છલકાતાં સરોવરો, અંદર અને આસપાસ ઉગી નીકળેલા જાતજાતનાં વૃક્ષો, વચમાં વચમાં ધમધમાટી જગાવતી ચિનાબ નદી, જેને ત્યાંના લોક દરિયાની ઉપમા આપીને 'દરિયા ચિનાબ' કહે છે. આ બધું જોતાં જાણે પરસ્તાનમાં જ અમે પરિભ્રમણ કરતાં ન હોઇએ એવો જ ખ્યાલ થયો હતો.

એકાએક નાનપણમાં મેં મુંબઈમાં એક પારસી નાટક કંપનીનો ઇન્દ્ર સભાનો નાટક જોયો હતો તેનું સ્મરણ તાજું થયું. પાટીયા ચીતરીને અને અબરખ ચોંટીને બનાવેલા પરસ્તાનના દેખાવથી લોકો ચકિત થઇ જતા હતા, તો પછી સાક્ષાત આવું અદ્‌ભુત દૃશ્ય જોતાં લોકો દિંગ થાય એમાં શું આશ્ચર્ય!

"દેખા સાબ ઇનકા નામ ખુની નાલા, ઇધર સાલમેં કમમેં કમ એક બાર મોટર ગીર પડતી હૈ" પેસેન્જરોના કાન સરવા થયા. એની વાતોએ સહુના હૈયામાં ફફડાટ જગાવ્યો. આ મોટર પણ એવી 'એકાદ મોટર' બની જાય તો? એ કલ્પનાએ સહુ કંપી ઉઠ્યાં.

'મૂર્ખ' નહિ તો! આવી વાત ન કરી હોત તો એના બાપનું શું જાત!' હું મનમાં જ બબડ્યો. પરંતુ એણે તો તીર છોડી દીધું હતું. હવે તો ખુની નાળું પુરૂં થાય અને અમે સહીસલામત એને પેલે પાર પહોંચીએ ત્યારે જ જીવ હેઠો બેસે તેમ હતું.

મેં એને બીજી વાતે ચડાવ્યો. એ હતો તો મસ્ત ફકીર. રસ્તામાં ઠેકઠેકાણે માહિતી આપીને એ વગર પૈસાના ભોમીયાની ગરજ સારતો અને માર્ગમાં જ્યાં જ્યાં પાણીના નાળાં આવે ત્યાં મોટરમાંથી ડેકડો મારી પાણી ભરી આવી અમારી મહેનત બચાવતો. જો કે અમારી સાથેનાં ભાથામાંથી એણે થોડો ભાગ પડાવ્યો હતો એવું પણ પરીણામ કદાચ એ હોય!

અંતે નાળું પૂરું થયું અને એક મોટો ભુગદો આવ્યો. ભુગદાની સામે પાર મોટર ઉભી રહી.

'ઓહ! આ તો ખરેખરો બરફ!' બધાં ય ત્યાં દોડી ગયાં. ધસીયા મીઠાનો ઢગ હોય તેમ સડકના ડાબા હાથે આવેલા ઢોળાવ ઉપર બરફ બાઝી ગયો હતો. બાળકો તો મોટા દાણાની મોરસ જેવી બરફની કણીઓ લઇને ખાવા મંડી ગયાં. એનો સ્વાદ સહજ મીઠાશ ઉપર હતો. ને અમે ઠેઠ શ્રીનગર પહોંચ્યા ત્યાં સુધી જરા પણ પીગળ્યા વગર એવોને એવોજ રહ્યો હતો!

અહીં પહાડમાં કુદરતી રીતે ઉગેલા ગાંધાર પુષ્પો જોઇને એક મડમ તો ખરેખર નાચી ઉઠી. અમને સહુને વગર નાણે ડેન્સ જોવા મળ્યો. ખુબીની વાત તો એ છે કે પહાડમાં પણ ગુલાબ અને બીજા અનેક આકર્ષક ફુલરોપાઓની હારની હાર ત્યાં નજરે પડે છે.

મોટર ડ્રાઈવર પેસેન્જરો સાથે ખાનગી 'ગુફ્‌તેગો' કરતો જણાયો. છેવટે એણે અમારી પાસે પણ પ્રસ્તાવ મુકયો. કે જો વધારે જુદું ભાડું આપો તો મોટર વેરીનાગ લઇ જાઉં.

મારા મિત્ર ઉંમરમાં વૃદ્ધ હોવા છતાં તેમને પણ એ સ્થળ જોવાનું મન થઇ આવ્યું. પરંતુ શ્રીનગર પહોંચવામાં મોડું થાય અને કોને ખબર માત્ર ધનની લાલચે આ ડ્રાઇવર વાતમાં કંઇ દમ ન હોય એવા સ્થળે લઇ જઇ ખાલી ભેખડે ભટકાવવા જેવું કરે તો! એ વિચારથી અમે તો સાફ ના પાડી.

પછી તો ચાલતી મોટરે વેરીનાગ જવું કે નહિ

એ જ ચર્ચાનો વિષય થઇ પડ્યો. પેલી ચાર મડમો મહા પક્કી હતી. તેમણે સાફ કહી દીધું કે ' જેને જવાનો વિચાર હોય તે બધા ય નાણાં આપે. અમે એક પાઇ પણ આપવાનાં નથી.' મારા મિત્ર–જેમને હવે આપણે 'બાબુજી' ના ટુંક નામથી ઓળખતા રહીશું તે હવે બરાબર સલવાયા. એને એમ લાગ્યું કે આ લોકો હવે વગર પૈસે જોશે અને મારે નાહકના પૈસા આપવા પડશે એટલે એણે પણ પેલા સહેલાણીને કહી દીધું કે હું પણ પૈસા આપીશ નહિ. જો કે તેઓ કહેતા કહેતા સંકોચ અનુભવતા જ હતા. આમ રકઝક કરતાં કરતાં વેરીનાગ જવા માટે જ્યાંથી બીજો રસ્તો શરૂ થાય છે તે સ્થળ આવી પહોંચ્યું. પેલો સહેલાણી અને એનો એક જોડીદાર વેરીનાગ જોઇ જ લેવું, એવા તેમના અંતરના અવાજને તાબે થયા. ડ્રાઇવર હાથમાં ખનાખન આવશે એવા વિચારથી પુલકિત બન્યો, અને એણે આડે રસ્તે મોટર મારી મુકી.

વેરીનાગ એટલે જેલમ નદીનું ઉત્પત્તિસ્થાન.

શહેનશાહ નુરૂદીન જહાંગીરે હિજરી સન ૧૦૨૯ માં એ ઝરો બંધાવેલો. જમીન ફોડીને ૫૪ ફીટ ઊંડો અષ્ટકોણ આકારનો અને ત્રણ ટપ્પે બાંધેલ આ હોજ મોગલ જમાનાની કારીગરીના નાદર નમુના જેવો છે. જહાંગીરે આ કામ કેવી રીતે અને કેટલા ખર્ચે કરાવ્યું તેની કાળા આરસની તકતીઓ દિવાલ ઉપર જડેલી છે અને પ્રવેશદ્વાર આગળ મહાદેવનું નાનુશું મંદિર છે. આ હોજમાં દર મીનીટે ૮૫ ક્યુબીક ફીટ પાણી આવ્યા જ કરે છે અને ત્યાંથી ધમધમાટી કરતું નીચે ધોધમધ ધસતું જતું આગળ વહીને જેલમ નદીનું રૂપ ધારણ કરે છે. આ હોજની પાછળ લીલાંછમ વૃક્ષો અને રંગબેરંગી ફુલરોપથી રમણીય પાર્શ્વભુમી (બેકગ્રાઉન્ડ) રચાઇ ગઇ છે. જહાંગીરના મહેલના ખંડેરો આજે પણ એ સમયના એશઆરામનો ખ્યાલ આપે છે. એ ખંડીયેરો આગળ સુંદર બગીચો છે જેમાં 'ચીનાર' તથા 'પોપલર' (સફેદા)ના ઝાડો, રંગબેરંગી ગુલાબો, સફરજનના રોપાઓ અને ગુજરાત કાઠીયાવાડમાં કદી પણ જોવા ન મળ્યા હોય તેવા અનેક રંગી ફુલરોપો જોતાં આંખ ઠરી જાય છે.

પેલા હોંસીખારી ભાઇએ મોટરમાં પાછા બેસતા બે ચાર જણા પાસે ભાડામાં યથાશક્તિ ભાગ આપવા માગણી કરી, પરન્તુ બધાએ ચોકખી ના સુણાવી દીધી, અને પેલી મડમો તો વેરીનાગ જોવાનો મફતીયો લાભ મળતાં મનમાં ને મનમાં મલકાવા લાગી.

મોટર રસ્તો કાપતી હતી અને અમારી આંખો તો રસ્તાની બન્ને બાજુએ આવેલી ભાતના ખેતરોની હારની હાર, શેતુર, બદામ, અને અખરોટનાં ઝાડો, કેસરના ક્યારામાં ઉગેલું કેસરી રંગનું ઘાસ એ બધું જોયા જ કરતી હતી. કેસરના રોપ એકાદ વેંત જેટલા ઉંચા થાય છે અને તેને અષાઢ માસમાં ફુલ બેસે છે, દરેક ફુલમાં માત્ર ચાર પાંચ રેષા હોય છે. આ રેષા તે ખરૂં કેસર.

મોટર શ્રીનગરના મધ્યભાગે ઉભી રહી અને અમને લાગ્યું કે બીજા સામાન્ય શહેર જેવું જ એ શહેર હતું. કાશ્મીરની ખરી ખુબી શ્રીનગર શહેરમાં નહીં પરંતુ શ્રીનગરની આસપાસની રમણીયતામાં હતી એ તો પાછળથી અમારી ખાત્રી થઇ.

મારી દસેક વર્ષની નાની પુત્રીને અમે તાકીદ આપેલી, કે જો પંજાબ અને શ્રીનગરમાં ખરો આનંદ મેળવવો હોય તો તેણે હીન્દી ભાષા–ગમે તેવી ભાંગી તુટી પણ શીખી લેવી જોઇએ. આઠ દસ દિવસના પ્રયાસથી એ હીન્દી સમજી શકતી, એટલું જ નહિ, પરંતુ જેવું તેવું બોલી પણ શકતી. એની વાચાળતા અને અમારા તરફથી ઠંડા પાણી, પાન સોપારી તેમ જ ટ્રેનમાં જગ્યા વગેરેની સગવડતા મળતાં લાહોર સ્ટેશન આગળ જ એક સનાતની ધર્મ પ્રચારક સજ્જને અમને શ્રીનગરની બે ધર્મશાળાઓના વ્યવસ્થાપક ઉપર ચીઠ્ઠી લખી આપેલી. શ્રીનગરમાં પગ મુકતાં અમે સૌથી પહેલું કામ ધર્મશાળાને જોઇ લેવાનું કર્યું. પરન્તુ 'બાબુજી' જીવનભર સાહેબીમાં

રહેલા–તેઓ એક રાજ્યમાં જજ હતા, એટલે હાલ નિવૃત્તિ ભોગવવા છતાં, તેમનાથી જરાપણ અળગવડતા વેઠી શકાતી નહોતી. તેમણે તો પોતાના એક મિત્ર જે કાશ્મીરમાં મોટા હોદ્દા ઉપર હતા, તેમને ત્યાં જવા આગ્રહ કર્યો. એ અફસરના બંગલામાં અમે ઠરી ઠામ થયાં. જો કે બે ત્રણ દિવસ બાદ તેમના કુટુંબીજનો આવનાર હોવાથી બાબુજીને ત્યાં રહેવા દઇને અમે સનાતન ધર્મશાળામાં પહોંચી ગયાં જેમાં દેવદર્શન અને કથા કીર્તન પણ થતાં હોવાથી અને તે શહેરના મધ્યમાં હોવાથી અમને ત્યારબાદ બહુ ફાવી ગયું.

બંગલાનાં કમ્પાઉન્ડમાં જ કાશ્મીરના સૌન્દર્યનું સંગ્રહસ્થાન ભર્યું હોય તેમ જાતજાતના સુગંધી અને નયનરંજક ફુલઝાડો જોઇ કાશ્મીરના કામણની સહજ કલ્પના આવી.

'રાત ટુંકી અને વેષ ઝાઝા' એમ અમારાથી થોડા જ દિવસ અહીં રહી શકાય તેમ હોવાથી બીજા જ દિવસથી અમે જોવા લાયક સ્થળોની મુલાકાત લેવાનું શરૂ કરી દીધું. આ સ્થળો જોવા જતી વખતે કંઇ કંઇ સાહસ, કંઇ કંઇ ટીખળ અને જીવનભર ન ભુલાય તેવા કંઇ કંઇ યાદગાર પ્રસંગો બન્યા છે, પરંતુ લેખ લાંબો થઇ જાય એ બીતિથી એ બધી વાતો પ્રભુ કૃપા તો પુસ્તકદ્વારા વાચકો સમક્ષ ભવિષ્યમાં રજુ કરીશ. અહીંયા તો જોવાલાયક સ્થળોનું જ ટુંક વર્ણન આપીને જ સંતોષ માનવો પડશે.

**શ્રીનગર :** શહેર જેલમ નદીની બન્ને બાજુએ વસેલું છે અને ૭ પુલો બન્ને બાજુની અવરજવરમાં મદદ કરે છે. અમીરાકદલ એ પહેલો અને મુખ્ય પુલ છે. હબ્બાંકદલ, ફતેહકદલ, ઝયનાંકદલ, અલીકદલ, નવાકદલ અને સફાકદલ એ સાતે પુલોનાં નામ છે. 'કદલ' એટલે પુલ. ગામમાં મકાનો સાધારણ પ્રકારના છે, નીચે દુકાનો હોય છે અને ખાદ્યખોરાકીની ખપપુરતી દુકાનો સિવાય ત્યાંની કારીગીરી વેચવાની દુકાનો મોટા ભાગે નજરે પડે છે. રાજ્યના બાંધેલાં મંદિરો રઘુનાથ મંદિર, ગણેશ મંદિર વિગેરે દર્શનીય છે. શહેરનો વિસ્તાર ત્રણ માઇલ જેટલો લગભગ ૫૧૪૯ એકર છે. સમુદ્રની સપાટીથી ૫,૨૩૫ ફીટ ઉંચું છે. કલ્હાણ રાજ્યતરંગીણીમાં લખે છે "અહીં સૂર્ય માફકસર તપે છે, કશ્યપે પોતાની કીર્તી માટે આ સ્થળ રચ્યું છે. ઉંચા મંદિરો, કેસર, બરફ જેવું શીતળ પાણી, અને દ્રાક્ષ જે સ્વર્ગમાં પણ દુર્લભ છે તે અહીં મળે છે. સૃષ્ટિમાં કૈલાસ સર્વોત્તમ છે. કૈલાસનું સર્વોત્તમ સ્થળ હિમાલય છે અને કાશ્મીર હિમાલયનું શ્રેષ્ઠ સ્થળ છે."



ફત્તેહકદલ નામના ત્રીજા પુલ પાસેનું દ્રશ્ય.

અગાઉ જેલમની ખીણમાં માત્ર ખચ્ચરે અગર ઘોડા ઉપર જવાતું. પછીથી ગાડા રસ્તો (Cart Road) ખુલ્યો ત્યારે ડયુક ઓફ કોનાટ, વાઇસરોય, કમાન્ડર ઇન ચીફ વિગેરે ત્યાં જવા લાગ્યા હવે તો કોઇપણ જઇ શકે છે.

કહેવાય છે કે જગતભરમાં આવા બરફથી ઢંકાયેલા સુંદર બનાવોના જથ્થા બીજે કયાંય નથી. રાક્ષસી આલ્પ્સ ( Alps ) પર્વતો પણ આ પર્વતોની પાસે વેંતીયા જેવા લાગે!



ડાલ લેક

આસપાસ હિમાલય પર્વતની ટોચોમાં હરમુખ નામનાં હિંદુયાત્રા સ્થળની ઉંચાઇ ૧૬,૯૦૩, મહાદેવ તથા અમરનાથની ઉંચાઇ ૧૭,૩૨૧ અને નંગા પર્વતની ઉંચાઈ ૨૬,૬૨૯ છે. લોકવાયકા એવી છે કે હરમુખ ઉપરના પોતાના રહેઠાણથી પાર્વતીજી વિશાળ સતીસર નામના સરોવર ( જેની નીચે જેલમ ખીણુ ઢંકાયેલી હતી ) માં મછવામાં બેસી જળ વિહાર કરતાં હતાં.

**શંકરાચાર્ય ટેકરી:**—૬૨૩૬ ફુટ ઉંચી, ઉપર હિંદુ મંદિર, ઉપરથી જોતાં આખું શ્રીનગર તથા આસપાસનો સુંદર દેખાવ નજરે પડે છે. મુસલમાનો તેમને ' તખ્તે સુલેમાન 'નું નામ આપે છે.

**હરીપર્વત કિલ્લો:**—૧૫૯૦ માં શહેનશાહ અકબરે એક કરોડ રૂપીયાના ખર્ચે દીવાલ ( કોટ ) બંધાવી. કિલ્લામાં એક હિંદુ મંદિર છે. મુખ્ય દરવાજા ઉપર પરશીયનમાં લખ્યું છે કે " અકબરે આ દીવાલ ચણવામાં મફત કે ફરજીઆત મજુરનો ઉપયોગ કર્યો નથી."

**ડાલ લેક:**—' ડાલ ' એટલે શહેર. શહેરનું આ સુંદર સરોવર છે. તે પાંચ માઇલ લાંબું અને બે માઇલ પહોળું છે. ડાલ દરવાજાથી જરા આગળ જતાં ' રૂક જાવ ' એવી ભયસૂચક ચેતવણી આપતો એક ઉઘાડવાસ થનો દરવાજો આવે છે, જ્યાં તમામ શીકારાઓને અટકાવવામાં આવી અનુકુળતા મુજબ આગળ વધવા દેવામાં આવે છે. સરોવરમાં દાખલ થયા બાદ નહેરના બે ફાંટા થાય છે. ડાબો ફાંટો ' નસીમ ' અને ' શાલીમાર ' જાય છે અને જમણો ' ગગરીબલ તથા નીસાતબાગ ' જાય છે. સરોવરમાં રશ ( Rush Grass ) નામનું ઘાસ અને તરતા બગીચા ( જેનાં ટમેટા, કાકડી, ચીભડા, મુળા, કુંગળી વીગેરેની ખેતી પણ કરવામાં આવે છે.) હોવાથી દેખાવ અતિ આકર્ષક થઇ પડે છે. સરોવરની વચમાં શહાજહાને ટાપુ બંધાવ્યો છે જેના ઉપર ચીનારનાં



ડાલ સરોવરમાં આવા શિકારા (નાના મછવાઓ ) ફરતા હોય છે.

વૃક્ષો છે અને વચમાં હાલના રાજાએ બંધાવેલું વિશ્રામ ઘર પણ છે. આ ડાલ સરોવર મારા આખા કુટુમ્બનો ભોગ લઇ લેત, પરંતુ આ લેખ લખવાનું પણ નિર્માણ થયું હશે એટલે અમે મૃત્યુના મુખમાંથી છેલ્લી ઘડીએ બચી જવા પામ્યા હતા.*

**શાલીમાર:**—ડાલ લેકના છેડે શીકારામાંથી ઉતરીયે કે તરત સામે શાલીમાર ગાર્ડન્સનું પ્રવેશદ્વાર નજરે પડે છે. પાછળ પર્વતમાંથી પાણી ધોધમાર આવતું હોય તેમ એક પછી એક પાંચ ટપ્પા



શાલીમાર ગાર્ડન

પરંતુ લેખ ...

...મ પાણી આગળના ...ગી લાઇટની ...થઈ જાય ... મકાન ... વિહાર ...ને

તેવો બગીચો કુલ ૧૪૬ ફુવારા છુટતા હોય અને તેમાં પણ સંધ્યાકાળે વીજળીક રોશની ચાલુ થઈ હોય ત્યારે શાલીમાર જોઇએ તો આપણે પણ પેલા ફારસી કવીની માફક પોકારી ઉઠીયે—

"ગર બર ઝમીન બહીશ્ત અસ્ત
હમીનસ્ત હમીનસ્ત હમીનસ્ત—
"જો પૃથ્વી પર ક્યાંય સ્વર્ગ હોય તો તે અહીં છે, અહીં છે, અહીં છે."

**હરવન:**—શાલીમારથી ૨ માઇલ દૂર હરવન નામનું મોટું સરોવર છે. ૨૫ ફુટ ઉંડું એ સરોવર ધરતીમાંથી ફુટતાં તેમજ પર્વતમાંની ઝરતા પાણીથી છલોછલ ભરેલું રહે છે. અહીંથી યાંત્રિક મદદથી પાણીની બે નહેરો જાય છે. એક શાલીમાર તરફ અને બીજી નીશાતબાગ તરફ. ટ્રાઉટ નામની માછલીઓ અહીં ઉછેરવામાં આવે છે.

**નીશાતબાગ:**—શાલીમારથી પગ રસ્તે અગર મછવામાં પાછા ફરીએ તો નીશાતબાગ જવાય છે. વઝીર આલમે આ બાગ બંધાવ્યો છે. તેમાં ૧૦ ટપ્પાં છે અને દરેક ટપ્પાંના ફુવારાઓ મળી કુલ ૧૫૯ ફુવારા છે. નીશાતબાગમાં ૪૦૦ વરસની ઉંમરના બે ચીનાર નામનાં વૃક્ષો તથા રશીયન બેલ્સ, પુપી ફ્લાવર, બટરફ્લાઇ ફ્લાવર (જેમાં આખું પતંગીયું ચીતર્યું હોય તેવા જ આબાદ રંગો હોય છે) અને ... પેટ દાબીયે તો વાઘનું મોઢું દેખાય તેવા ફુલો ... મુસાફરનું લક્ષ ખેંચે છે. ધોધ અને ફુવા... હરવન સરોવરમાંથી આવે છે.



કૃત્તહકાલ નામના ત્રીજા પુલ પાસેનું દૃશ્ય.

...દી:—કહે છે કે જહાંગીરના ઘોડાવાળા

અસફખાનની ઇચ્છાથી આ બંધાયો હતો 'ચશ્મા' એટલે ઝરો અને ઝરણું અહીં પોતાના ઘોડાને તે પાણી પાતો, માળ જેટલા ઉંચેથી હોજમાં પાણી પડે છે, જેમાં પાંચ ફુવારા છે. ઉપરના ભાગમાં પત્થરનો કુવારો છે જેના ઉપર ચાંદીની ટોપી ચઢાવેલી હોઇને એ ટોપીની નકસીના છીદ્રોમાંથી પાણીની દસ ધારાઓ છુટે છે. અહીં લોકોને ચેરી, સ્ટ્રોબેરી વિગેરે લીલો મેવો લાવી બરફ કરતાં પણ ઠંડા લાગે તેવા પાણીમાં પલાળી ખાતા જોયા, ને અમે પણ એનો સ્વાદ લીધો હતો, એટલું જ નહિ પરન્તુ ત્યાંથી એક મટકી ખરીદી લઇ એ શીતળ પાણી સાથે રાખી માર્ગમાં મોટરના પેસેન્જરોની તૃષા છીપાવવાનું પણ પુન્ય હાંસલ કર્યું હતું. ચશ્મેશાહી ખાસ વધારે તો એટલા માટે પ્રખ્યાત છે કે એના પાણીમાં ભુખ લગાડવાનો ખાસ ગુણ છે. આ પાણીએ જમ્યા પછી પણ બે ત્રણ વખત થોડો નાસ્તો લેવાની અમને ફરજ પાડી હતી. મંદાગ્નિના રોગથી પીડાતા માણસોને ચશ્મેશાહીનું પાણી વગર દવાએ ફાયદો કરે એવું અમને લાગ્યું હતું.



હરકોઈ મુસાફરનું ધ્યાન ખેંચતો નિશાતબાગ; જેમાં ૧૫૬ ફુવારાઓ છે.

પામ્પોરઃ—મોટરમાં પહેલગામ જઇએ તો પહેલાં પ્રથમ પામ્પોર ગામ આવે છે. અહીં કેશરનાં ખેતર છે. કેશર કારતક મહીનામાં તૈયાર થતું હોવાથી અમે માત્ર કેશરનાં વાવેતરના ચોરસ ચાસ જોઇ શક્યા. અહીં નમદા પણ સરસ થાય છે અને અખીલ ભારત ચરખાસંઘનું કાર્યાલય અહીં ચાલે છે.



બાલજીવન : નિશાતબાગ

અવન્તીપુરઃ—માર્ગમાં અવન્તીપુરનાં ખંડેરો નજરે પડે છે.

વ્રજવિહારઃ—અહીં વર્ષોજુનું ચીનારનું એક મોટું ઝાડ છે જેનો ઘેરાવો ૫૪ ફીટ છે. થડ તદ્દન પોલું હોવા છતાં લીલાછમ પાંદડાથી તે લચી પડે છે. ઝાડનું પોલાણુ એટલું બધું મોટું હતું કે તેમાં ૨૫, ૫૦ ચોરો આરામથી છૂપાઇ શકે. અહીં એક મંદિરમાં એવો પત્થર હતો, કે જેને ૧૧ આંગળી અડે તો જ તે અદ્ધર ઉંચકાય, પરંતુ અમારા મોટરવાળાએ અમને અંધારામાં રાખી દગો દીધો એટલે તે જોવાનું રહી ગયું!

ખન્નાબલઃ—કાશ્મીરના મહારાજા સાહેબ શીકાર કરવા જાય ત્યારે તેમને અહીં ઉતરવા માટે રેસ્ટ હાઉસ છે.

અનંતનાગઃ—અહીં ગબ્બા (ઉનના કાપડ ઉપર ભરત કામ કરીને બનાવેલાં પાથરણાં) તથા લાકડાનાં રમકડાં થાય છે. અનંતનાગનું શિવમંદિર



જુનાં ખંડિયેરો વચ્ચે સાત ઘોડાના રથમાં બીરાજેલા માર્તંડ (સૂર્યદેવ) ભગવાનની મૂર્તિ સાથેનું આ મંદિર પ્રાચીનકલાના નમુના જેવું દેખાય છે.

તથા રામજીમંદિર અને મંદિર પાસે આવેલો ગંધકનો ઝરો જોવા જેવાં છે.

અચ્છાબલઃ—આ પણ પહાડોના પાણીથી તૈયાર થયેલ ધોધ અને કુંડ છે. કુલ ૮૦ ફુવારા છુટે છે. જાતજાતની માછલીઓ ઉછેરવાનું કામ પણ થાય છે. અમે ગયા તે દિવસે ત્યાં મેળો હોવાથી નાનું સરખું પ્રદર્શન પણ ત્યાં ભરવામાં આવ્યું હતું.

માર્તંડઃ—અહીં મોટર ઉભી રહેતાં જ ડાકોર, ચાણોદ, બનારસ, ગયાજી વિગેરે યાત્રા ધામોમાં બને છે તેમ પંડયાઓ ચોપડાઓ સાથે ફરી વળે છે. અમે તો અનુભવરીઢા થઇ ગયેલા એટલે 'ન બોલ્યામાં નવ ગુણ' એ ન્યાયે મૌનજ સેવ્યું, કોઇ ટીખળી પેન્સેજરોએ પંડ્યાઓની ઠઠા મશ્કરી પણ કરી, અને એક બે ભાવિક તેમની જાળમાં સપડાયાં પણ ખરા. જુના ખંડેરો વચ્ચે સાત ઘોડાના રથમાં બીરાજેલા માર્તંડ (સુર્યદેવ) ની મૂર્તિ સાથેનું મંદિર હતું અને આગળ લીલા રંગનો નિર્મળ કાચ હોય તેવા પાણીમાં જાણે જયપુરની બાંધણીના લહેરીયાવાળી ઓઢણીઓ ઓઢીને જળસુંદરીઓ વિહાર કરી રહી હોય તેમ સંખ્યાબંધ રંગોની લહેરોથી રંગાએલી માંછલીઓ કુંડમાં કુદી રહી હતી. જીંદગીમાં આવી માછલીઓ અમે પહેલી જ વાર જોઈ;—કદાચ એ છેલ્લી વાર પણ બને.

પહેલગામઃ—શ્રી નગરથી ૬૦ માઇલ દુર અને ૭૦૦૦ ફીટ ઉંચે આવેલા આ સ્થળનો દેશી લોકો હવા ખાવાના સ્થળ તરીકે ઉપયોગ કરે છે. અહીં બે ત્રણ મોટી હોટલો છે. ટેકરી ઉપર લોકો તંબુઓ પણ તાણે છે. પહેલગામ હોટલમાં બેઠા બેઠા સામેની પર્વતમાળાઓ, એમાંથી ઝરતાં ઝરણાંઓ, નીચે ખળખળ વહેતી નદી, એ તરફ આવેલું સીનેમાગૃહ અને સુઘડ નાનાં રમકડાં જેવાં મકાનો, એ બધું આખો દિવસ જોયા કરીએ તોપણ નયનોને તૃપ્તિ થતી નથી. ત્યાંથી ૮ માઇલ દુર બરફના પુલ જેવું સ્થળ ચંદનવાડી છે, તે જોવા લોકો ટટ્ટુ ઉપર જાય આવે છે.

કારીગીરી:—વીંટીમાંથી આખાએ શાલ નીકળી જાય એવી બારીક પશ્મીનાશાલો અગાઉ થતી અને એવી જ બારીક નહિ, પરન્તુ સરખામણીમાં ઘણીજ બારીક શાલ હજુ પણ થાય છે. અહીંનું તથા લદાખનું ઉન ઉંચા પ્રકારનું હોવાથી ગરમ કાપડ સારૂં ને સસ્તું બને છે. ચાર ચાર મહીને ભરતકામ પુરૂં થઇ રહે તેવી શાલો હજુ પણ અહીં ભરાય છે, પાંચ પાંચ ફુટના ઘેરાવામાંથી બનેલા એક જ પાટીયાંના ટેબલ ટીપાઇ, રકાબીઓ અને ઘર ઉપયોગી બીજી અનેક ચીજો તૈયાર થતી ત્યાં સ્થળે સ્થળે જોવામાં આવે છે. સુતર, રેશમ તથા ઉન ઉપર અતિ સુંદર ભરતકામ પણ ત્યાં થાય છે. કાગળના માવા ઉપર પાકા રંગોથી ચીત્રકામ કરેલી લેખન સામગ્રીની અને શોભાની અનેક ચીજો મુસાફરોના ખીસ્સા હળવા બનાવી મૂકે છે. સ્ત્રીઓ અને પુરૂષોનો મોટો ભાગ કલાકારીગીરીમાં જ રોકાયલો હોય છે, જો કે દેશ ગરીબ છે અને લગભગ મુસાફરો ઉપર નભે છે, એમ કહીએ તો ચાલે. ખેતીમાં માત્ર ભાત અને શાકભાજી વધારે ભાગે હોય છે, ફળફળાદિની ખાસ છુટ હોય છે. પુલોની ત્યાં કંઇ કીંમત ભાગ્યે જ ઉપજે છે; કારણ અવનવાં રંગબેરંગી ફુલો ચુંટયા પછી દિવસો સુધી ટકે તેવા ભરાવદાર ફુલોનો તો એ ધરતીમાં ભંડાર ભર્યોભાદર્યો રહ્યા કરે છે.

**કાશ્મીરની કામીનીઓઃ**—કાશ્મીરમાં રૂપસુંદરીઓ વસે છે એ માન્યતા સાથે ત્યાં જઇને માત્ર વહાણોમાં (હાઉસબોટ, ડુંગા તેમજ શીકારા એ જુદી જુદી જાતનાં) કામ કરતી અગર ખેતીમાં રોકાયલી કે શાકભાજી વેચતી સ્ત્રીઓને જોતાં કોઇપણ મુસાફરને એમ જ લાગે કે આ કોઇએ ગપ્પું માર્યું છે! પરન્તુ વાસ્તવિક તેવું કાંઇ નથી. કાસ્મીરી સ્ત્રીઓમાં રૂપ છે જ, અને તે પણ વખાણવા લાયક. લોહી ભરપુર પડછંદ કાયા, તેજસ્વી આંખો, ચુંટણી ખણતાં લોહીના ટસીયાં નીકળે તેવા ભરાવદાર ગુલેગુલાબ જેવા લાલ લાલ ગાલો અને સ્ફુર્તિ ભરી ચંચળતાઃ એ કાશ્મીરી સ્ત્રીની ખાસીયત છે. તેની ગરીબાઇ તેના સૌન્દર્ય-વિકાસને રૂંધી શકતી નથી. સાચું સૌન્દર્ય નાણાંથી ખરીદેલી બાહ્ય ટાપટીપનું નથી, પરંતુ કુદરતે બક્ષેલું છે. શ્રીમંત વર્ગની સ્ત્રીઓને તમે જુવો તો ભલભલી રાણીને પણ ભુલાવી દે અને પુસ્તકોમાં વાંચેલા પરીઓના વર્ણનને પણ આંટી દે તેવું તેમનું સૌન્દર્ય હોય છે.

આમ જગતભરનું સૌન્દર્ય પ્રભુએ કાશ્મીરમાં ઠાંસી ઠાંસીને ભર્યું છે, એવો વિચાર આપણને આવ્યા વગર રહેતો નથી.

જો કે અમે જુન મહિનામાં માત્ર ચેરી અને સ્ટ્રોબેરી એ બે ફળનો જ ઉપયોગ કરી શકયા હતા; પરંતુ જો ઓગસ્ટ સપ્ટેમ્બરમાં જઇએ તો અનેક જાતજાતનાં લહેજતદાર ફળો ચાખવાનું સદ્દભાગ્ય આપણને પ્રાપ્ત થાય.

વળતાં અમે રાવળપીંડી રસ્તે આવ્યા હતા અને એ વખતે જમ્મુનો રસ્તો તોફાનને લીધે બંધ હોવાથી ઉતારૂઓની ભીડ ખુબ રહેતી. કર્મસંજોગે બસ પણ ખરેખર ખટારા જેવીજ અમારા ભાગે આવી. જર્જરીત ડોસીની માફક તેના હાડકાં ખોખરાં થઇ ગયાં હતાં અને ચાલતી વખતે તેમાંથી કાયમ ઉત્પન્ન થતાં ચીં ચીં અવાજને પેન્સેજરો રેડીયોના સુંદર સંગીતની ઉપમા આપી મન મનાવી લેતા! રાવળપીંડી, તક્ષશીલા, જયપુર, માઉન્ટ આબુ, અંબાજી અને સિદ્ધપુર થઇને અમે બધા અનુભવેલા અવનવા પ્રસંગોને યાદ કરતાં કરતાં હેમક્ષેમ ઘરભેર થઇ ગયા.

હવે સમજાય છે કે કાશ્મીરનાં એવા તે ક્યાં કામણ છે જેનાથી સેંકડો લોકો એના દર્શને ધસ્યાં આવે છે. એનું નૈસર્ગિક સૌંદર્ય, 'વિશ્વકર્માની અદ્દભુત કારીગીરીનું ભાન કરાવનાર પહાડો, ખીણો, નદી-નાળાઓ, સરોવરો, કુદરતની ભભક બહેલાવતાં અને સુગંધીથી મગજને તરબતર કરી દેતાં ફુલરોપ, આરોગ્યવર્ધક હવાપાણી અને બધાએ નવરાસને વખતે ઘડેલી હોય તેવી સૌન્દર્યનીતરતી રૂપસુંદરીઓ—આ બધાંય કાશ્મીરનાં કામણ નહિ તો બીજું શું?

# ઉષાનાં અભિનંદન

લેખિકાઃ
**શ્રીમતી જયાવતી પ્રાણલાલ**

[ ઉષાકુમારી કેસરી વસ્ત્ર ધારણ કરી, હાથમાં કુમકુમનો થાળ, પુષ્પો તથા અમૃત ભરી ઝારીમાંથી અમૃતનાં છાંટણાં છાંટતી જગત પર અમીદૃષ્ટિ વેરે છે. ]

ઉષા—ઓ જગતજનો, મારા તમને આશિર્વાદ છે કે હંમેશાં આગળ વધી, સત્યને તમારો બેલી બનાવી, સત્કર્મમાં તમારો કાળ નિર્ગમન કરશો તો જરૂર તમને અંતરમાં અનેરી શાંતિ અને સુખ મળશે. દરેક પ્રાણી માટે કર્મ કર્યા વગરની એક ક્ષણ પણ જતી નથી અને બુદ્ધિમાન હંમેશાં સત્કર્મને વળગી આ સંસારસિંધુ સહેલાઇથી તરી જાય છે.

મારે પણ કર્મ તો કરવુંજ પડે છે, હું મનુષ્યોને મારાં કુમકુમભર્યાં આગમનથી રીઝવું છું અને તેમને અનેકવિધ પ્રેરણા અર્પું છું. આ નુતન વર્ષના મારા દરેકને આશિર્વાદ છે કે હમેશાં તમારાં મસ્તકે કુમકુમનાં તિલક વસો, તમારાં કાર્યમાં યશ, વાણીમાં મધુરતા અને દૃષ્ટિમાં નવજીવન અર્પવાની શક્તિ વસો અને અનેક રીતે જગતમાં ઉપયોગી બની, જીવનનું સાર્થક કરો કરો. (પુષ્પોથી વધાવે છે.)

( અરૂણદેવ પધારે છે. )

અરૂણ—ઉષાદેવી ! ઉષાદેવી ! ઉભા રહો, નુતન વર્ષના મારા નમસ્કાર સ્વીકારો. અને પણ આશિર્વાદ આપો કે હું મારા કર્તવ્યમાંથી ડગું નહિ અને મારૂં કાર્ય નિર્વિઘ્ને પાર પાડું.

આ મહાન યુદ્ધના ધુમાડાથી મારી આંખે પુરૂં દેખાતું પણ નથી અને બોમ્બગોળાના ભયંકર અવાજોથી મારા કાન ફાટી જાય છે. કંઇ ઉપાય બતાવો કે બધું શાન્ત થાય. દેવી ! જગત બહુ ભયમાં છે, ચારે બાજુ હાહાકાર વર્તી રહ્યો છે. દુઃખની ચીસો હૃદયને વિહ્વળ કરી નાખે છે. હવે આ ભયાનક દૃશ્ય વિશેષ જોઇ શકાય તેમ નથી. દયા વરસાવો દેવી !

ઉષા—હું શાન્તિપ્રિય; જગતને શાન્તિ આપવી એ મારૂં કર્તવ્ય, પણ જગત પર પરમાત્માનો કોપ હાલ ઉતરેલ છે, બહુ પાપ વધી જવાથી તેનું પ્રાયશ્ચિત કર્યેજ છુટકો છે. જગતજનો સત્કર્મમાં પ્રવર્તશે, ખરાં હૃદયથી પરમાત્માની પ્રાર્થના કરશે અને દુનિયા પરથી પાપ ઓછાં થશે તો જરૂર થોડા વખતમાં શુભ સમાચાર મળશે. માટે જા મારા વીરા, તારો રથ જોડી વહેલો સિધાવ, અને મારો સંદેશો માનવજાતને પહોંચાડ. પ્રભુ તને સહાય કરો.

અરૂણ—અસ્તુ બ્હેન, બ્હેનની આશિષ જરૂર ફળશે, અને મને વિજય મળશે. ચાલ હું સત્વર જાઉં અને જગતને સંદેશો પહોંચાડું.

( દુંદુભિનો અવાજ થાય છે )

**અમૃત ચોઘડીયાં બજે, મંદિર મંગળ નાદ;**
**અરૂણ લઇને ઉતરે, ઇશ્વર આશિર્વાદ.**

---

## બંસી

[ રાહ : ઝીણા મોર ટહુકે છે લીલી નાઘેરમાં ]

**કા'ન ગાન ગજવે છે વૃંદાની વાટમાં**
**વૃંદાની વાટમાં, જમુનાના ઘાટમાં,**
**કા'ન, ગાન ગજવે છે વૃંદાની વાટમાં.**

**ખેલે છે કા'ન, રાસ ગોપીના વૃંદમાં,**
**ગોપીના વૃંદમાં, મોરલીના તાનમાં,**
**કા'ન ગાન ગજવે છે વૃંદાની વાટમાં.**

**પ્રસરે પ્રણય-ધૂન બંસીના સુરમાં,**
**બંસીના સુરમાં, રાધાના ઉરમાં,**
**કા'ન, ગાન ગજવે છે વૃંદાની વાટમાં.**

**"સ્નેહશાંતિ" શીહોરકર**

# શિવ ભીલડી



લેખક:
શ્રી મૂળજીભાઈ પી. શાહ

શિવ :

ભીલડી ! તું આવ; મનોહારિણી ! ઓ ભીલડી !
રૂપ રૂપનો અંબાર:
પ્રેમભાવનો સંચાર:
થાય હૈયે કલાધારિણી ! ઓ ભીલડી !
ભીલડી ! હો ભીલડી !
તું આવ મનોહારિણી ! ઓ ભીલડી !

ભીલડી :

શિવજી ! શાં રૂપબાણ વાગિયાં ? હો શિવજી !
લાગી મોહ કેરી આગ:
યોગીરાય રૂપ રાગ:
આજ શાથી ઉરે જાગિયા, હો શિવજી !
શિવજી ! હો શિવજી !
શાં રૂપબાણ વાગિયાં ? હો શિવજી !

શિવ :

ભીલડી ! તું ગીત ગા સોહાગિની, ઓ ભીલડી !
નયન નાચે તારે નૃત્ય:
ઉર થાય કૃતકૃત્ય:
આજ જોઈ શી વિલાસિની, ઓ ભીલડી !
ભીલડી ! હો ભીલડી !
તું ગીત ગા સોહાગિની, ઓ ભીલડી !

ભીલડી :

શિવજી ! શો કામદેવ મારિયો, હો શિવજી !
બનો આજ વૃત્તિદાસ:
ચઢો ચિત્તમાં વિલાસ:
વેષ જુઠો જોગી ધારિયો, હો શિવજી !
શિવજી ! હો શિવજી !
વેષ જુઠો જોગી ધારિયો, હો શિવજી !

શિવ :

ભીલડી ! શું અંગ જાણે પદ્મિની, ઓ ભીલડી !
મધુર મધુર માણુ મોજ:
રાખું સાથ રોજ રોજ:
ચોર્યું તેં તો મન મોહિની, ઓ ભીલડી !
ભીલડી ! હો ભીલડી !
શું અંગ જાણે પદ્મિની, ઓ ભીલડી !

ભીલડી :

શિવજી ! મેં સંત ઉર માપિયું, હો શિવજી !
પતિ એ જ મારો દેવ:
કરું નિત્ય એની સેવ:
ધર્મ કર્મ વ્રત ધારિયું, હો શિવજી !
શિવજી ! હો શિવજી !
મેં સંત ઉર માપિયું, હો શિવજી !

# વિષ્ણુપોળનો પોળીયો

[ પોતાને ધર્મ અને ભક્તિપરાયણ માનતા અને મનાવવા મથતા મનુષ્યોના દિલમાં ખરેખરી દયા કે સેવાભાવનો છાંટો ય નથી હોતો એ બતાવવાનો આ વાર્તામાં ઠીક પ્રયાસ કરવામાં આવ્યો છે. સં. ]



લેખકઃ
શ્રી. હિંમત એચ. મહેતા
વીરમગામ

છેલ્લા દશ વર્ષથી ડાહ્યાપટેલ, વિષ્ણુપોળને નાકે આવેલી ઓરડીમાં રહી પોળની ચોકી કરતા. તેઓ કોણ હતા, શા કારણે અહિં રહ્યા હતા એ, વાત આજે સહુ કોઇ ભૂલી ગયું હતું. ડાહ્યાપટેલ એકલા જ છે. અવસ્થાને આરે ઉભેલ એ પટેલનું આજે કોઇ નથી. સાંજ પડે એટલે હાથમાં લાકડી લઇ, ધીરી ચાલે ચાલતા ડાહ્યાપટેલ ગામમાં અચૂક એક આંટો મારી આવવાના.

દિવસે તેમ જ રાત્રિએ, પોળમાં રહેતા બ્રાહ્મણો અને વણીક વૈષ્ણવોને ત્યાંથી તેમને વધેલું અનાજ મળી રહેતું એટલે ડાહ્યાપટેલને કોઇ દિવસ રાંધવાની ચિંતા જ રહી ન હતી. તેમની કોટડીમાં બે ચાર ગોદડાના ગાભા અને પાણી ભરવા માટે માટીના એક બે જુના ગોરીઆ સિવાય બીજું કાંઇ પણ ઘરવખરીમાં ન હતું.

રાત્રિના દશ વાગે એટલે ડાહ્યાપટેલ પોળના બારણા બંધ કરી દે. ડાહ્યાપટેલને આખી પોળ ઓળખે, એટલે નાટક સીનેમા જોઇ કે બીજા કોઇપણ કારણસર રાત્રે મોડા આવનારા, " ડાહ્યાપટેલ, ઓ ડાહ્યા પ..ટે...લ, "ની બૂમ પાડે કે તુરત ડાહ્યાપટેલ ગમે તેવી નિંદરમાંથી જાગી જવાના, જાગીને ખોંખારા ખાતા ખાતા પહેલાં તેઓ મોટાં બારણાંની બારી ઉઘાડી કોણ આવ્યું છે તે પૂછી લે અને પછી જ તેને અંદર આવવા દે. એટલે ગામમાં ચોરનો ગમે તેટલો ઉપદ્રવ હોય પણ વિષ્ણુપોળવાસીઓ તો રાત્રિ નિર્ભયતાથી જ વિતાવતા.

દર મહિને ડાહ્યાપટેલ, પોળમાં રહેતા આઠદશ વેપારીઓની દુકાને જઇ એકેક આનો ઉઘરાવી આવતા. કોઇ તેમને પૈસા આપવાની ના ન કહે. આ રીતે આવતા પૈસામાંથી તેમનું ચાપાણીનું ખર્ચ નભતું. પણ ડાહ્યા પટેલને ઘણાં વર્ષથી એક વ્યસન વળગ્યું હતું–અફીણ વગર તેમને એક દિવસ પણ નભતું નહિ જે દિવસે તેમને અફીણ ન મળ્યું તે દિવસે તેમના ટાંગા તુટી પડતા–તેઓ ચાલી જ શકે નહિ એમને અફીણનું ભારે બંધાણ !

હજુ બે દિવસ પહેલાં ઉઘરાવી આવેલ બધા પૈસા ડાહ્યાપટેલે અફીણ લેવામાં ખર્ચી નાખ્યા. અઠવાડિયા સુધી કસુંબા લીધા કર્યા. પણ આઠમે દિવસે તેમના પગ તૂટતા હતા હવે આજ અફીણ ક્યાંથી લાવવું ? ડાહ્યાપટેલને એ મહાપ્રશ્ન મુંઝવવા લાગ્યો. આખો દિવસ ભૂખ્યા પેટે તેઓ પોતાની કોટડીમાં પડ્યા રહ્યા. તેમનાથી બહાર નીકળી શકાયું નહીં અને બીજા દિવસથી ડાહ્યાપટેલ માંદા પડ્યા. ન કોઇએ તેમની ખબર કાઢી કે ન કોઇ ખાવાનું આપવા આવ્યું. હંમેશની માંગણવૃત્તિ અને અફીણના

વ્યસનને લઈ લોકો તેમનાથી કંટાળી ગયા હતા. પોળવાસી બધાયને મનમાં લાગતું હતું, "એદી છે! પચ્યો લાગે છે અફીણ ચડાવીને!" વળી તેઓ વૃદ્ધ અનેલા એટલે ખર્ચુંપાન ગણાતા. પોળવાસીઓને તેમનો મોહ ઉતરી ગયો હતો. તેમાંય વળી વૃદ્ધ અને અસ્પર્શ્ય જેવા ગણાતા ચાકરની ચાકરી શું વૈષ્ણવો કરે?!

વિષ્ણુપોળ ગામમાં પ્રતિષ્ઠિત ગણાતી. પોળની વસ્તીનો મોટો ભાગ બ્રાહ્મણો અને વૈષ્ણવોનો જ હતો. પોળની વચ્ચોવચ્ચ શ્રી બાલકૃષ્ણલાલજીનું મંદિર હતું. સવારના પ્હોરમાં વૈષ્ણવ ભક્તો ચાખડીઓ ખટખટાવતા દર્શન કરવા માટે ઉતાવળા ઉતાવળા ફરતા. 'શ્રી કૃષ્ણઃ શરણં મમ!' ના સૂત્રની પરંપરા મોઢેથી બબડતા, રેશમી ઉપરણાથી શ્વાસમાં જતી રજકણોને કે પછી દુર્ગંધને રોકવા પ્રયત્ન કરતા અને સામસામા વૃદ્ધો મળતા તો 'જયશ્રીકૃષ્ણ' 'જે ગોપાળ' કહી કહી છૂટા પડતા. પોળનું આ વાતાવરણ ગમી જાય તેવું અદ્‌ભુત હતું.

બે ત્રણ દિવસ વધુ પસાર થયા, અને ડાહ્યાપટેલને માંદગી વધતી ચાલી. હાથ પગને સોજા ચઢી ગયા; પેટ ફૂલીને દડો થયું હતું. ચાલી તો શકાતું નહિ, પણ બેસી રહેતાં પણ તેમને અનહદ દુઃખ થતું. આખો દિવસ બિચારા આડાપડખે પડ્યા રહેતા. પોળમાં વૃદ્ધ ગણાતા વેપારી પરભુદાસને અને મીલમાં રસોયાની નોકરી કરતા બ્રાહ્મણ છગનલાલને, ડાહ્યાપટેલ માટે કંઈક કરવું જોઈએ એવો વિચાર થયો. ગામમાં મ્યુનિસીપાલીટીની એક ઈસ્પિતાલ હતી. 'તેમાં જો ડાહ્યાપટેલને મૂકવામાં આવે તો...!' એવો વિચાર તેમણે કર્યો. પણ પૈસા? તેમના એ વિચારને અમલમાં મુકતાં પૈસાનો મહાપ્રશ્ન તેમની સમક્ષ ખડો થઈ ગયો. ઈસ્પિતાલમાં દરરોજનું એકાદ રૂપીઆ જેટલું ખર્ચ આવે તેમ હતું—જો પોળના વેપારીઓ પાસેથી ઉઘરાણું કરવામાં આવે તો રહેજમાં આઠદશ રૂપીઆ ભેગા થઈ જાય અને એ માટે છગનલાલે કમર કસી.

ચોકસી મથુરદાસ શેઠ પોળનું નાક ગણાતા. પોળની વચ્ચોવચ્ચ, બરાબર શ્રી બાલકૃષ્ણના મંદિર પાછળ જ તેમની આલીશાન હવેલી આવેલી હતી. છગનલાલ ફાળા માટે હાથમાં કાગળ લઈ, પહેલવહેલા સીધા મથુર શેઠને ત્યાં પહોંચ્યા.

"શેઠજી..." છગનલાલે હાથમાંનો કાગળ આગળ કરતાં કહ્યું—

"હં. કેમ શું છે?' મથુરશેઠે ચોપડામાંથી ઉંચું જોતાં પ્રશ્ન કર્યો.

"જી. આ ડાહ્યાપટેલને ઈસ્પિતાલ ભેગા કરવા છે, તે માટે આપની મદદની..."

"હા. હા. સમજ્યો! પોતાની પીળી પચાક આંખો છગનલાલ પર ફેરવતાં શેઠ બોલ્યા, "તમે શું આપવાના છો?" આ પ્રશ્નમાં રહેલ તટસ્થતાપણું છગનલાલને ખૂચ્યું. 'અને કેવો પ્રશ્ન—હું શું આપીશ?' છગનલાલ વિચારમાં પડ્યા. 'માસિક વીશ રૂપરડી મેળવતો મારા જેવો માણસ શું આપશે. એ આ લક્ષાધિપતિને પૂછવું પડે!' અને અજાણતા તેના મનમાંથી એક તિરસ્કાર છૂટી ગયો, 'કેટલો મુંજી છે આ મથુરદાસ શેઠ!'

"હું તો શું વધારે આપું, આ એકાદ રૂપીઓ લખાવીશ." કહી તેણે ગજવામાંથી રૂપીઓ કાઢયો. મથુરશેઠ તો પાછા ચોપડામાં ખુંચી ગયા હતા. એટલે ચોપડામાં ને ચોપડામાં માથું રાખી તેમણે જવાબ વાળ્યો; "માંડજો ત્યારે આપણા આઠેક આના!"

છગનલાલ સ્તબ્ધ બની ગયો. એને ખરેખરી ખાઈ ગઈ હતી. 'આવો લક્ષાધિપતિ આવા મુંજીવેડા કાં દર્શાવે!' અજાયબ થતા છગનલાલ ત્યાંથી ચાલ્યા ગયા. જઈને પહોંચ્યા એ બીજા સાધારણ વેપારીઓ પાસે. ત્યાં જઈ તેમણે બધી હકીકત કહી. બધાય વેપારીઓ મથુરશેઠના આવાં વર્તન પ્રત્યે રોષે ભરાયા, પણ તેઓ કરી પણ શું શકે? તે રાત્રે પોળના એકેએક માણસે આ વાત જાણી અને તેઓ સહુ મથુરશેઠને છૂપો ધિક્કાર દેવા લાગ્યા. પણ તેમાંના કોઈની તેમની પાસે જવાની હિંમત નહોતી...

મથુરશેઠ આ પ્રમાણે વર્ત્યા તેનું કારણ હતું. પોળના પોળીયા તરીકે ડાહ્યાપટેલને લાવનાર મથુરદાસ હતા. તે વખતે ડાહ્યાપટેલ શેઠના મજુર જેવા હતા. અને મથુરદાસ પણ તેમની પાસે પોતાનું ઘણું ખરું કામ કરાવતા. આવી સ્થિતિ થોડો સમય તો ચાલી, પણ પછી પોળના 'અદેખાઓ' તે સહન ન કરી શકયા, અને પછી તો એક મોઢેથી બીજે મોઢે વાત ચાલી. "પોતાનું ઘર સાચવવા, આ શેઠ લાવ્યો છે આ પોળીયાને! સ્વાર્થ પોતાનો છે અને ભાર નાખવો છે આખી પોળ ઉપર–એ પટેલ આપણું કામ પણ કેમ ન કરે? શું આપણે તેને ખાવાનું નથી આપતાં?" આવી આવી વાતો સાંભળી મથુરશેઠ આખી પોળ પર ખીજાયા. હવે તેઓ ડાહ્યાપટેલને કાઢી મુકે તેમ તો હતા નહિ. કારણકે પટેલ તો હવે આખી પોળનો રક્ષક બની રહ્યો હતો, એટલે બીજું કાંઇ ન કરતાં શેઠે પટેલને પોતાને ત્યાં આવતો જ બંધ કરી દીધો અને ત્યારથી આજ સુધી ફરી કદી તેમણે ડાહ્યાપટેલને બોલાવ્યો પણ નથી. આજે છગનલાલ ખરડાની શરૂઆત કરાવવા પોતાની પાસે પહેલા આવ્યા, તેમાં તેમને છૂપો કટાક્ષ લાગ્યો! અને એમાં પોતાનું અપમાન થતું કલપ્યું, એટલે પોતાનાં વર્તનથી તેમણે ફરી વાર દર્શાવી આપ્યું કે 'મારે અને ડાહ્યાપટેલને કાંઇ લાગતું વળગતું નથી–ડાહ્યાપટેલ તો આખી પોળની ચોકી કરે છે–મારા એકલાની નહિ!'

ડાહ્યાપટેલની માંદગી વધતી ચાલી. સ્થિતિ પહેલાં કરતાં પણ બગડતી ચાલી. ચૈત્રના ઘોર મધ્યાહન તપતા હતા. ડાહ્યાપટેલ ક્ષીણ થઇ ગયેલ અવાજે આખો દિવસ 'પાણી, પાણી' પોકાર્યા કરતો. પણ એ દુર્ગંધ મારતા માનવ શરીર પાસે, કોઈપણ વૈશ્નવધર્મી વણીક કે બ્રાહ્મણ, ડગલું પણ ન મુકતો. ન છૂટકે દરેકને પોળમાં આવતાં કે જતાં એ નિરાધાર પડેલ શરીરના દર્શન તો કરવા જ પડતાં અને ભક્તાણીઓ, સાડલાના છેડાને મોંમાં ખોસતી, 'શુ શુ' કરીને થુંકતી, મંદિરના 'મહારાજ'ના કે પછી ભગવાનની મૂર્તિના દર્શન કરવા, પણ ત્યાં થઇને જ જતી આવતી.

છેલ્લા બે દિવસ તો બે મુસલમાન યુવાનોએ, ત્યાંથી પસાર થતાં, આ 'પાણી, પાણીના પોકાર સાંભળી, પટેલને પાણી પાયેલું! બીજું તો કોઇ ઉભું ન રહે, પણ આ વૈશ્નવોને અસ્પર્શ્ય પર કોમનો યુવાન ડાહ્યા પટેલના મોઢા સુધી જઇ પોતાને હાથે પાણી પાઈ આવતો.

વૈષ્ણવ ભક્તાણીઓ રાત્રે ભગવત વાર્તામાંથી આવી રોજે મળી 'જ્ઞાનગોષ્ઠી' કરતીઃ 'બિચારાનાં કરમ બાઇ, નહિતર આવું દુઃખ હોય!"

"હા બા. એ તો જેવા કરશું તેવા ભોગવશું."

"'ઇ' ક્યાં કોઇને છોડવાનો છે, બા!" કોઇ ઇશ્વરને ઉદ્દેશીને બોલી ઉઠયું.

"ઈ તો બાઇ, કઇએ છીએને કે પરભવના કર્યાં આ ભવ નડે. આ આનું નામ ઇ." કહી તેણે એવો લ્હેકો કર્યો કે જાણે પોતે તો પવિત્રતાની સાક્ષાત મૂર્તિજ ન હોય!

"અરેરે! બા, શો કળજગ આવ્યો છે! આ આખા ભર્યાભાદર્યા મહોલ્લામાંથી, બપોરે બિચારાને કોઇ પાવળું પાણીય નથી આલતું. આજેજ મેં એક મસલમાનને બિચારાને પાણી પાતાં જોયો!" એક યુવાન નવવધૂ, ડોશીઓની જ્ઞાન–વાતોથી કંટાળી બોલી ઉઠી.

"અરેરે! આપણાં કરતાં એ મસલમાન નહિ સારાં કે બિચારાની ઠેઠ પાસે જઇ પાણી પાયું! "બીજી વહુ પહેલીને ટેકો આપતાં બોલી ઉઠી. ડોશીઓ આ માનવતા ભરી દુનિયાદારીની વાતો સાંભળી, છીંકણીના ફરાડા મારવા છોડી ગુપચુપ "સરી કરસનત્, જે સરી કરસનત્" કરતી કરતી વીખરાઇ ગઇ.

આ વખતે ડાહ્યાપટેલની સ્થિતિ એવી હદે પહોંચી કે તેને જોનારનાં દિલમાં, જો પોતે ઇન્સાન હોય તો દયાની એક અરેરાટી અનુકંપા ઉપજાવી જતી. આ

વખતે વિષ્ણુપોળવાસીઓ પોતાની ફરજ ચૂક્યા હતા. શા કારણે ? માત્ર એક મુડીદારની ઠંડી આડોડાઇ અંગે. પણ તેથી શું ! બીજાઓથી બનતું જરૂર કરી શકાય. પણ આ તો વાણીયા બ્રાહ્મણ ! નેતા વગર તો તેઓ ભરવાડ વગરના ગાડર જેવાં ! કોઇ જવાબદારીજ ન લે. ગામની બીજી પોળના લોકો પણ વિષ્ણુપોળવાસીઓની ઉઘાડે ચોક ટીકા કરવા લાગ્યા અને વિષ્ણુપોળવાસીઓ પણ ક્યાં શાંત બેઠા હતાં ? તેઓ પણ મથુરાદાસ શેઠની સાત પેઢીને, ઉઘાડેચોક કે બંધ બારણે પણ સંભળાવવામાં બાકી નહોતા રાખતા.

અને છેવટ ' બાર વરસે બાવો બોલ્યો ખરો ! ' આખી પોળના મહેણાં ટોણાથી મથુરાદાસ શેઠની આંખ ખુલી. તેમને થયું કે પોતે ભૂલ કરી છે. તરતજ તેઓ પરભુદાસને ત્યાં ગયા. પરભુદાસ સેવામાં બેઠા હતા.

" કાં, પરભા ! શું કરે છે ?"

" અરે કોણ ? મથુર ! આવ. આવ. " પરભુદાસ અને મથુર શેઠ બન્ને વૃદ્ધ અને ભક્ત, એટલે બંન્ને વચ્ચે ઠીક જામતું.

પછી તો બન્ને જણા પોળમાં જઇ ફાળો ઉઘરાવી આવ્યા. મથુર શેઠે પણ સારી એવી રકમ આપી.

બીજે દિવસે ' સ્ટ્રેચર ' પર નાખી, ડાહ્યા પટેલને ઇસ્પિતાલ ભેગા કર્યા.

...પણ એ તલમાં હવે તેલ નહોતું. વિષ્ણુપોળવાસીઓ અને ખાસ કરીને મથુરદાસ શેઠ જાગ્યા પણ બહુ મોડા જાગ્યા હતા. એ મુડીવાદના શાંત અને નઠોર ચક્રમાં, ગરીબ બિચારો ડાહ્યોપટેલ સપડાઇ ચુક્યો હતો અને એ ચક્રનો છેલ્લો–બસ છેલ્લોજ–આંટો ફરી રહ્યો હતો–પૃથ્વી જેમ પોતાની ધરીની આસપાસ ફરે છે તેમ—! એક દિવસ વધુ અને એ આંટો ફરી રહ્યો. ડાહ્યા પટેલનો આત્મા, પોળ તરફ જરાપણ નફરત દર્શાવ્યા વગર આ લોક તજી ગયો.

ખરા બપોરે, બળબળતી રેતીમાં થઇ, ચાર મજુરો ડાહ્યાપટેલનાં શબને ગંગાલેશ્વરના નદીઘાટ તરફ લઇ જતા હતા. પાછળ પંદર મણ લાકડાંની ગાડી ભરાવી બે વૃદ્ધો–પરભુદાસ અને મથુરદાસ-કપાળમાં તીલકથી શોભતા અને પરસેવે રેબઝેબ, ચાલી રહ્યા હતા.

શ્રી બાલકૃષ્ણલાલજીના મંદિરમાં હંમેશની જેમજ દર્શન માટે દોડા દોડી થઇ રહી હતી. એ ' સેન ' ( શયન ) ના દર્શન કરી પાછા વળતાં કોઇએ ડાહ્યાપટેલના મૃત્યુની વાત કહી. ત્યારે સાવ સાધારણ વાત હોય તેમ સાંભળી લઇ, સહુ પોતપોતાને રસ્તે ચાલ્યું, માત્ર લાકડીને ટેકે ડગુમગુ ચાલતી એક ડોશી બોલી ઉઠી, "મારા લાલાને ગમ્યું ઇ સાચું ! બચારો !"

---

# " પૂજારિણી "

અરૂણ આવ્યો નથી, ઉષા ઉઘડી નથી, પ્રભાતના આછા પ્રકાશમાં મેઘધનુષના રંગ શી ઓઢણી ઓઢી એ ચાલી જાય છે.
હાથમાં પૂજનથાળ છે, એ થાળમાં ઉરની આશાઓના પુષ્પો મૂકી, વિશ્વંભરને વિનવવા એ પૂજારિણી મંદ પગલે
ચાલી જાય છે. એનાં નયનમાં કોઈ અણદીઠ આશા ચળકે છે, વદન પર લજ્જાના તરંગો રમે છે હૃદયમાં
કલ્પનાના સાયરો લ્હેરાય છે, એવી એ પૂજારિણી જીવન કલ્યાણ યાચવા ચાલી જાય છે.
કુલની કળી જાગી ન જાય, પરિચિત વતની વાટ આંખો ખોલી ઓળખી ન લે, એ બીકે પૂજારિણી નિરવ પગલે
ચાલી જાય છે.
શું ! પ્રભુ મંદિરીએ જાઓ છો, એ પૂજારિણી ? ત્યાં શું પ્રાર્થશો ?
સ્વાર્થી ન થશો દેવી ! સ્વકલ્યાણ નહિ પણ સર્વકલ્યાણ માગશો, નિજની આશાસિદ્ધિ નહિ પણ જનમાત્રની
આશાસિદ્ધિ માગશો.
ત્યારે જ દેવી ! તમારા પૂજનની સાર્થક્તા થશે.

રમણીકલાલ હુકેમચંદ મહેતા : ટંકારા

# ભક્તિ માર્ગ

[ભક્તિપરાયણ આ ભાઈશ્રીએ નામસ્મરણનો મહિમા ગાનાર આ લેખ દ્વારા નામસ્મરણ કરવાનો આદેશ આપ્યો છે તેને સૌ કોઇ અપનાવે એમ અમે પણ વીનવીએ છીએ. —સં.]



અનુવાદક

હિંમતલાલ નાગજીભાઇ વોરા.

ભક્તિ એટલે ભજવું, અનુસરવું, સ્મરવું, સેવવું. પ્રભુની ભક્તિ કરવી, એટલે પ્રભુને ભજવા અર્થાત તેને અનુસરવું, તેની આજ્ઞાઓ પાળવી, તેની પ્રસન્નતા મેળવવી, તેને સંભારવા, તેની સેવા કરવી, તેના ગુણ ગાવા, તેના વિષે દૃઢ નિર્ગુણ પ્રીતિ કરવી.

પ્રભુ ભક્તિના અનેક પ્રકાર છે. તે સર્વ પ્રકારોમાં સૌથી સહેલો અને પહેલો પ્રકાર પ્રભુસ્મરણ છે. ચિત્તમાં વારંવાર પ્રભુને સંભારવા, તેનું નામ પ્રભુસ્મરણ. વારંવાર પ્રભુને સ્મરવાથી ચિત્ત શુદ્ધ અને તેને વિષે પ્રીતિવાળું થાય છે. નિર્ગુણ પ્રીતિ થતાં જ પ્રભુ તેમાં પ્રકાશરૂપે પ્રકટ બિરાજે છે. પણ ચિત્ત તો ઇંદ્રિયોમાં લુબ્ધ હોવાથી અસ્થિર અને મલીન છે, એટલે વારંવાર પ્રભુનું સ્મરણ કરે જ શાનું ! માટે તેને ધીરે ધીરે ને ક્રમે ક્રમે એ કામે લગાડવું જોઇએ. ચિત્ત જ્યારે ઇંદ્રિયો સાથે ગુંચવાયેલું ને ગાઢ સંબંધવાળું છે ત્યારે તે ઇંદ્રિય દ્વારા જ તેને પ્રભુ સ્મરણનો અભ્યાસ પાડવો જોઇએ.

સ્મરણ ભક્તિના જુદા જુદા પ્રકારો છે. પ્રભુના ગુણોનું સ્મરણ, તેના ચરિત્રોનું સ્મરણ, તેના રૂપોનું સ્મરણ, તેના નામોનું સ્મરણ ઇત્યાદિ. એ સર્વમાં નામસ્મરણ એ સૌથી સહેલો પ્રકાર છે. અનંત શક્તિમાન પ્રભુનાં પવિત્ર નામો અનંત છે. એકાદ નામનો ઉચ્ચાર કરવો. રામ, કૃષ્ણ, વિષ્ણુ, હરિ, હર, શિવ, ઇત્યાદિમાંથી ગમે તે એક નામ ગમે તે અવસ્થામાં છતાં, વિના પરિશ્રમે અસ્ખલિતપણે નિરંતર જપી શકાય છે; અને તેનો સારી પેઠે અભ્યાસ પડવાથી, કોઇવાર એકાંતમાં તો તે જપનારનું ચિત્ત એવું એકતાર થઇ જાય છે, કે જેથી પોતે કોણ છે ને ક્યાં છે, એ વાતની પણ તેને સ્મૃતિ રહેતી નથી...તે કેવળ જ અભેદતા અનુભવે છે અને જ્યાંથી પ્રાપ્ત થયા વિના જ વાણી મન સાથે પાછી હઠી જાય છે તેના અલૌકિક આનંદનો લહાવો લે છે. એવી રીતે પોતાપણાંની અત્યંત વિસ્મૃતિ થતાં જ એક નવી વાસના જન્મે છે. તે સર્વત્ર પ્રભુનેજ જોઇ રહે છે અને તેને જોવાને જ મથે છે.

આપણું મુખ્ય કર્તવ્ય શું છે ? ભગવચ્ચરણમાં લીન થવું એ જ. પણ એ ક્યારે થાય ? આપણું ચિત્ત જ્યારે શુદ્ધ નિર્મળ થઇને, અને વાસનાનો ક્ષય કરીને તેના ચરણમાં દૃઢ ચોંટે ત્યારે જ થાય, અને તેના માટે પ્રભુનું સ્મરણ એ અતિ ચમત્કારિક ઔષધ છે.

ભગવન નામનું સ્મરણ કરવાથી પાપી મનુષ્ય જેવો શુદ્ધ–પવિત્ર થઇ જાય છે તેવો તપ, વ્રત, યજ્ઞ, યોગ સાધનાદિ અનેક સાધન રૂપ ઘણાંક પ્રાયશ્ચિત કરવાથી પણ શુદ્ધ થતો નથી.

એ અવિનાશી પરમાત્માનું નામ માત્ર, સર્વ પાપનો જ નાશ કરે છે, એમ નહિ, પણ સમગ્ર તાપ-દુઃખનો પણ નાશ કરે છે. એના સ્મરણ માત્રથી જે પુણ્ય થાય છે, તે ત્રણે લોકમાં બીજાં સર્વ પુણ્ય કર્મોથી મોટું છે. તત્ત્વ વાક્ય એ છે કે પ્રભુનાં નામ સ્મરણનું પુણ્ય ગંગાદિ સર્વ તીર્થો વડે થતાં પુણ્યથી પણ મોટું છે, સમગ્ર વેદાધ્યયનના પુણ્યથી પણ મોટું છે, અશ્વમેધાદિ યજ્ઞોના પુણ્ય કરતાં પણ મોટું છે. એ દેહનો ત્યાગ કરી પરલોકમાં ગમન કરતા પ્રાણાત્માને મોક્ષધામને–પરમાત્માને માર્ગે લઇ જનાર ભોમિયા રૂપ છે.

જેમ અનિચ્છાએ પણ અડકવામાં આવે તો અગ્નિ પોતાના સ્વભાવથી જ અડનારને બાળે છે તેમ પ્રભુનું નામ સ્મરણ પાપનું હરણ કરનાર છે. તે ગમે તેવા દુષ્ટાત્માએ સ્મર્યું હોય તો તેના પાપનું હરણ કરે છે. એ નામ એટલું બધું પવિત્ર અને સરળ–સગવડ ભરેલું છે, કે તે ભજનાર–સ્મરનારને તેના ભજનોના સ્થાનનો, ભજવાના સમયનો, કે ભજવાની સ્થિતિનો, કશો નિયમ રાખવાની આવશ્યકતા નથી. અમુક ઠેકાણે જ તે ભજાય, અમુક સમયે જ તે સ્મરાય, તે અમુક સ્થિતિમાં હોઇએ તો જ તેનું સ્મરણ થાય એનો કશો નિયમ નથી. યજ્ઞકર્મ કરવું હોય તો તેમાં સમયનો નિયમ અવશ્ય છે; દાન કર્મ, સ્નાન કર્મ ને બીજાં ઉત્તમ જપાદિક સર્વ કર્મો કરવા માટે સમયાદિકનો નિયમ આવશ્યક છે. તે તે કર્મો તો શાસ્ત્રે કહેલાં અમુક સમયોમાં જ થાય; પણ પ્રભુનાં નામ સંકીર્તન માટે તેવો કશો નિયમ નથી. તે તો ગમે ત્યારે, અને ગમે તેવી સ્થિતિમાં પણ ભજાય. ચાલતાં, ઉભા રહીને, સુઇને, ખાતાં, પીતાં, બેસતાં, ઉઠતાં, પણ જો પ્રભુ, હરિ હરિ, કૃષ્ણ, એવો નામોચ્ચાર કરે તો તે પ્રાણી પાપથી મુક્ત થઇ જાય છે.

એનું કારણ એ છે કે એ પવિત્ર પ્રભુનું નામ સ્વતઃ જ પરમ પાવન અને મહા પતિતને પણ પવિત્ર કરનારૂં છે. માટે ચાહે અપવિત્ર હો, પવિત્ર હો, કિંવા ગમે તેવી અવસ્થામાં હો, પણ જે મનુષ્ય એ વાસુદેવ ભગવાનનું સ્મરણ કરે છે, તે તેના શરીરથી એટલે બહારથી, ને અંદરથી એટલે અંતઃકરણમાંથી શુદ્ધ–પવિત્ર બની જાય છે.

માટે તમે સૌ આળસ મુકી તે પ્રભુને વિષે પ્રેમભાવથી દઢ મન પરોવી, નિરંતર તેનું નામ સ્મરણ કરો; પૂર્ણ સાવધ થઇને દઢ નિશ્ચય પૂર્વક તમારી જીહ્વા ઇંદ્રિયને તેનું સ્મરણ કર્યા જ કરવાનો અભ્યાસ પાડો. અભ્યાસ પાડવાથી ગમે તે વેળાએ, ગમે તેવી અવસ્થામાં પણ તે તેનું સ્મરણ કરતી જ રહેશે. એમ કરતાં કરતાં છેક અંતઃકરણમાં તેનો સંસ્કાર પહોંચી જશે, એટલે અંતરમાં તેની લય–લહે લાગશે, કે અંતઃકરણ તેમાં લય–લીન થઇ જશે; એમ થાય એટલે બસ. પછી તો પ્રભુ પાસે જ છે. તે તત્કાળ ઉદ્ધારી લેશે. માટે પ્રમાદ તથા આળસ મૂકી તત્પર થઇ જાઓ, તમારૂં કલ્યાણ થાઓ, કલ્યાણ કર્તા પ્રભુ તમારા પર પ્રસન્ન થાઓ.



બહેરામજીએ તેના મિત્ર બમનજીને આવતી કાલે સાડા અગીયાર વાગ્યાનું નોતરૂં આપ્યું. બીજે દિવસે બમનજી બહેરામજીના ઘરે જમવા ગયા. ત્યાં શિખંડ પુરી જમ્યા. બમનજી બાર વાગે જમીને ઉભા ત્યારે તડકો ખૂબ હતો એટલે બહેરામજીએ કહ્યું કે સાંજે જજો અને અત્યારે નિરાંતે સુવો.

બમનજી—ઠીક, ત્યારે પથારી પાથરો.

બહેરામજી પથારી પાથરવા જાય છે ત્યાં બમનજી ગુમ થઇ ગયા અને આખા ઘરમાં ગોતાગોત થઇ રહી. ત્યાં તો થોડી વારે બમનજી આવ્યા.

બહેરામજી—ક્યાં ગયા હતા?

બમનજી—એ તો જરા ઘરે કહેવા ગયો હતો કે સાંજે આવીશ.

# એક અંગ્રેજની રામભક્તિ





રામાયણનો શોખ ધરાવનાર આ બાળાએ રામભક્તિનો મહિમા બતાવનારો આ પ્રસંગ કલ્યાણમાં વાંચ્યો અને રજતમહોત્સવ અંક વાંચનાર સૌ કોઇના જાણવામાં એ આવે એવી ભાવનાથી તેને ગુજરાતીમાં ઉતાર્યો. શ્રદ્ધા જરૂર ફળે છે. એનું સુંદર દૃષ્ટાંત આ પ્રસંગમાં મળી રહે છે. સં.





અનુવાદક

કુ. રમાદેવી તારાચંદ અડાલજા

ચેંગલપેટ જીલ્લામાં મધુરાંતકમ નામનું નાનું સરખું ગામ છે. મદ્રાસથી પોંડીચરી જવાના માર્ગ ઉપર તે આવેલું છે. ત્યાં રામચંદ્રજીનું એક નાનું મંદિર છે. એ મંદિરની નજીકમાં એક મોટું સરોવર પણ છે.

મધુરાંતકમનાં સરોવર ઉપર એક બંધ છે અને ત્યાંથી જ મદ્રાસથી પોંડીચરી જવાની સડક છે. એ સરોવર એટલું બધું સુંદર અને એવું મોટું છે કે એ રસ્તે જનારાઓની નજર એ સરોવર તરફ ખેંચાય છે, અને એનાં સુંદર અને મનોહર દૃશ્યને તેઓ કદી પણ ભૂલી શકતા નથી. આ મંદિર તથા તળાવ માટે એક વિચિત્ર છતાં તદ્દન સાચી વાત આજે પણ ત્યાં પ્રચલિત છે, જે સાંભળતાં એવી માહિતી મળે છે કે એક ખ્રીસ્તી અંગ્રેજ સાહેબ પણ શ્રી રામચંદ્રજીનો ભક્ત બની શક્યો, અને તેને ભગવાનનાં દર્શન પણ થયાં હતાં.

સન ૧૮૮૨ ની એ વાત. એ વખતે લિયાનલ પ્રાઇસ સાહેબ ચેંગલપેટ જીલ્લાનો કલેક્ટર હતો. એને મધુરાંતકમનું સરોવર જોવાની બહુ ઇચ્છા થઇ. સરોવર એટલું બધું મોટું હતું કે તેની આસપાસની કેટલાંય ગામોની ખેતીવાડી માટે તેનું પાણી પુરતું હતું; પરંતુ દુર્ભાગ્યવશાત્ દર વર્ષે ચોમાસામાં જ્યારે તળાવ ભરાઇ જતું હતું ત્યારે એનો બંધ તૂટી જતો હતો, બધું પાણી બહાર વહી જતું, અને સરોવર સૂકાઇ જતું.

ઇલાકાના લોકો દર વર્ષે ઉનાળામાં એ તળાવનાં બંધની દુરસ્તી કરતા. દર સાલ દુરસ્તીના વખતે મીસ્ટર પ્રાઇસ પોતે ત્યાં પડાવ નાખતો અને પોતાની હાજરીમાં બધું કામ કરાવતો. વરસાદથી પાણીનું પૂર આવે ત્યારે એ બંધ તૂટી જતો હતો. કલેક્ટરને તળાવની બહુ ચિંતા થતી. સન ૧૮૮૨ માં દર સાલની માફક સરોવરની દુરસ્તી શરૂ થઇ. કલેક્ટર જાતે કામની દેખરેખ રાખતો. એક વાર એ મંદિર પાસેથી

નીકળ્યો. એને ઇચ્છા થઈ કે જરા જઈને મંદિર જોઇ આવું.

તે મંદિરમાં આવ્યો. બ્રાહ્મણોએ બહારથી એમને મંદિર બતાવ્યું. સાહેબે જોયું કે એક ઠેકાણે પથરાઓનો મોટો ઢગ પડ્યો છે. સાહેબે આવી રીતે પથરા ભેગા કરી રાખવાનું કારણ પુછ્યું. બ્રાહ્મણોએ જવાબ આપ્યો. "સાહેબ, શ્રી સીતાજીનું મંદિર તૈયાર કરવું છે. અમે તે માટે ફક્ત પથરા એકઠા કરી શક્યા છીએ. કેવળ પૈસાની તંગીને લીધે આવું સત્કાર્ય અટકી પડ્યું છે."

"મને પણ તમારા દેવીશ્રીની પ્રાર્થના કરવા દો."

બ્રાહ્મણો પોતપોતાની ઇચ્છા અનુસાર ભગવાન શ્રી રામચંદ્રજીના અને દેવી સીતાજીના ગુણ અને મહિમાનું વર્ણન કરવા લાગ્યા. એ સાંભળીને સાહેબે પુછ્યું, "શું તમારા લોકોની એવી શ્રદ્ધા છે કે તમારી દેવી ભક્તોની મનોકામના પુરી કરશે."

બ્રાહ્મણોએ દઢતાપૂર્વક જવાબ આપ્યો. 'નિસંદેહ.' કલેક્ટરે ફરીથી પૂછ્યું, "વારૂ, હું તમારી દેવીની પ્રાર્થના કરૂં તો તેની કૃપાથી મારી ઇચ્છા પૂરી થશે?"

"જરૂર." બ્રાહ્મણોએ ઉત્તર આપ્યો.

"ઠીક ત્યારે, તમારી વાત સાચી હોય તો તમારી દેવીશ્રીને હું પ્રાર્થના કરૂં છું કે જો સરોવરની દુરસ્તી દર વખતે નકામી થઈ પડે છે તેવું હવે થવા ન પામે એવી કૃપા દેવીશ્રી કરે, તો તમારી દેવીશ્રીનું મંદિર બનાવવાનું હું મારે માથે લઉં છું."

પ્રાર્થના કરીને સાહેબ ત્યાંથી ચાલ્યો ગયો. દુરસ્તીનું કામ પૂરૂં થયું ને તે પોતાને ઘરે આવ્યો.

પાછું ચોમાસું આવ્યું. વરસાદની શરૂઆત થઈ. સાહેબને ખુબ ચિંતા થવા લાગી. આ વખતે તેની ધીરજ ન રહી. ઘરમાં પડ્યા ન રહેતા તેણે પોતાનો મુકામ મધુરાંતકમમાં નાખ્યો. એક રાતે એવું બન્યું કે મૂશળધાર વરસાદ વરસ્યો. બહાર જવાનું પણ અશક્ય બન્યું. સાહેબ અધીરો બની ગયો. એને કંઇ ચેન જ ન પડે. તરત તે હાથમાં છત્રી લઇને તળાવ તરફ નીકળી પડ્યો. એના બે નોકરો જાગતા હતા તે નવાઇ પામ્યા, અને તેની પાછળ પાછળ ગયા.

સાહેબ સરોવરના બંધ ઉપર આવીને ઊભો રહ્યો. આકાશમાંથી મુશળધાર વૃષ્ટિ થઈ રહી હતી. થોડી થોડી વારે વીજળી પણ ચમકતી હતી. વીજળીના પ્રકાશમાં સાહેબે જોયું કે તળાવ છલોછલ ભરાઇ ગયું છે. એમાં પાણીનો થોડો વધારો થાય તો બધો ય પરિશ્રમ નકામો જાય. ગભરાટમાં ને ગભરાટમાં સાહેબ જે ઠેકાણેથી બંધ દર વરસે તૂટતો હતો તે ઠેકાણે આવી પહોંચ્યો.

જુએ તો બંધ તૂટે એવું એક પણ ચિહ્ન દેખાતું ન હતું. અચાનક વીજળી ચમકી અને ત્યાં પ્રકાશ પડ્યો એ તેજની વચ્ચે એક શ્યામ અને બીજા ગૌર વર્ણના એમ બે સુંદર યુવકો હાથમાં ધનુષ્યબાણ લઇને ઉભેલા નજરે પડ્યા. એ બન્નેના સુંદર અને સુદૃઢ શરીર અને એમના અનુપમ રૂપલાવણ્યને જોઇને સાહેબને ખૂબ આશ્ચર્ય થયું સાથે સાથે ભય પણ લાગવા મંડ્યો. એ બન્ને વીર યુવાનો ઉભા હતા તે તરફ તે એકાગ્રતાથી જોઇ રહ્યો. સાહેબને પાકી ખાત્રી થઇ ગઇ કે એ બન્ને અલૌકિક છે. સાહેબે પોતાની છત્રી અને ટોપી દૂર ફેંકી દીધી, એ દયાની મૂર્તિઓના પગ આગળ ઢળી પડ્યો, અને હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો.

બન્ને નોકરો વિચાર કરવા લાગ્યા કે સાહેબ ગાંડા થઇ ગયા છે કે શું? એ બન્ને દોટ મૂકીને સાહેબ પાસે આવ્યા, અને ગભરાટમાં જ પૂછવા લાગ્યા, "સાહેબ, આપને આ શું થઇ ગયું?"

ગળગળા સ્વરે સાહેબે ઉત્તર આપ્યો, "નાદાન માણસો! તમને કંઇ જ દેખાતું નથી? જુઓ ત્યાં જુઓ! કેવા સુંદર! બે સુંદર અને બળવાન યુવાનો હાથમાં ધનુષ્યબાણ લઇને ઉભા છે! એમની ચોમેર વીજળી જેવો પ્રકાશ ફેલાયો છે! જુઓ, જુઓ,

આમાં એક છે શ્યામ વર્ણના અને બીજા છે ગૌર વર્ણના. એમની આંખોમાંથી તો જાણે દયા વરસી રહી છે! એમને જોતાં જ મારી ભૂખ તરસ પણ મટી ગઇ! એ બન્નેને આંખો ભરીને જોઈ લ્યો! ત્યાં-બરાબર સામી દિશામાં!"

નોકરો તો બાઘા જેવા જોઇ રહ્યા. એમને તો કંઇ દેખાયું નહિ. સાહેબને તો પૂરો વિશ્વાસ થઇ ગયો કે શ્રી રામચંદ્રજી અને શ્રી લક્ષ્મણજીએ પોતે સરોવરની રક્ષા કરી છે!

બીજે દિવસે સવારે મધુરાંતકમના લોકોએ જોયું કે સરોવર પાણીથી છલોછલ બન્યું છે. આવો દેખાવ તેમણે જીંદગીમાં પહેલીવાર જ જોયો. તેમના આનં-દનો પાર ન રહ્યો.

સાહેબે તો પોતાના વચન પ્રમાણે બીજા દિવ-સથી જ શ્રી સીતાજીનાં મંદિરનું કામ શરૂ કરી દીધું. જ્યાં સુધી મંદિરનું કામ પુરૂં ન થયું ત્યાં સુધી તેણે ત્યાં જ મુકામ રાખ્યો. જે દિવસે સરોવરનું રક્ષણ થયું તે દિવસથી ત્યાંના મંદિરના શ્રી રામચંદ્રજીનું નામ પડયું 'ચેરિ કાત્ત પેરૂમાલ'-જેનો અર્થ એવો થાય છે કે સરોવરની રક્ષા કરનાર ભગવાન.

શ્રી. જાનકીજીના મંદિરમાં એક શિલાલેખ છે, જેમાં તામિલ ભાષામાં લખ્યું છે કે "આ ધર્મ-કાર્ય કલેકટર લિયાનલ પ્રાઇસના હાથે થયું છે."

આ બનાવ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે એક અંગ્રેજ ખ્રીસ્તી શ્રી રામચંદ્રજીનો ભકત બનીને તેના સાક્ષાત્ દર્શન કરવા ભાગ્યશાળી બન્યો, અને શ્રી સીતાજીના મંદિરનો નિર્માતા પણ બન્યો. જે મનુષ્ય ભગવાનનો સાચો ભકત છે અને ભગવાન ઉપર વિશ્વાસ રાખીને તેને માને છે તે ભલેને ગમે તે કોમનો હોય તો પણ દયાસાગર ભગવાનની તેના ઉપર સંપૂર્ણ કૃપા રહે છે.×



× 'કલ્યાણ' ઉપરથી.

# હું કોણ થવા માગું છું?

લેખિકાઃ
કુ. વસંત મગનલાલ કલ્યાણજી પારેખ

[ શ્રી કોટ હિંદુ સ્ત્રી મંડળ તરફથી 'સુમન બાળ વિનોદ' લેખન હરીફાઈ ગોઠવાઈ હતી તેમાં આ બાળા અગ્રસ્થાને આવેલ. આવી હરીફાઇઓ જ્યાં જ્યાં આપણી જ્ઞાતિના મંડળો હોય ત્યાં યોજાય એ ઇચ્છવા યોગ્ય છે. —સં. ]

હું આદર્શ આર્ય ગૃહિણી થવા માંગું છું! આદર્શ આર્ય ગૃહિણી એટલે ઉંચા વિચારવાળી સ્ત્રી. સ્ત્રીઓની ફરજ ઘણી જાતની હોય છે. તે ફરજો સારી રીતે બજાવવી જોઇએ. પહેલાં તો પોતાની ફરજ એ છે કે ઘરને સ્વર્ગ જેવું ચોકખું કરવું જોઇએ; પછી તે ઝુંપડી હોય કે મહેલ હોય. ઘરમાં દરેક પ્રત્યે વિનય, વિવેક તથા સારી વર્તણુકથી વર્તવું જોઇએ. ઘરનાં સાસુ, સસરા, દેર, દેરાણી, જેઠ, જેઠાણી, નણંદ દરેક પ્રત્યે વિનય, વિવેકથી વર્તવું જોઇએ. બીજી ફરજ પોતાનાં બાળકોને ઉછેરવાનું સંપૂર્ણ જ્ઞાન લઇ, તેઓને પણ ઉંચા વિચારો, ઉચ્ચ જ્ઞાન આપવું જોઇએ કે જેથી તેઓ મોટી ઉમરે પોતાનું જીવન જગતને ધડારૂપ બનાવે. ત્રીજી ફરજ પોતાનાં પાડોશી પ્રત્યે. તેઓને પણ મદદરૂપ થવું. ચોથી ફરજ આખા ગામની બ્હેનો પ્રત્યે. તેઓની સાથે પણ વિનય ને સારી વર્તણુકથી વર્તવું ને મદદરૂપ થવું. બીજી મોટી ફરજ એ છે કે પોતાના દેશની નારીઓ પ્રત્યે લાગણી અને વિનયની નજરે જોવું. તેઓને પણ ઉત્તેજન આપવું કે જેથી તેઓ પણ આદર્શ આર્ય ગૃહિણી બને, જેથી આખો દેશ સ્વર્ગના જેવો બને.

# ઘર અને મકાન
# (Home and House)

[ લેખકશ્રી અનુભવી ઈજનીયર છે, અને મુંબઈમાં મકાન બાંધકામની ડીઝાઈન્સ તૈયાર કરવા વિગેરે બાંધકામને લગતી તેમની પેઢી મુંબઈમાં ચાલુ છે. અમારી વિનતિ અને આગ્રહથી મકાન બાંધકામ વિષે સામાન્ય વાચકવર્ગ પણ સમજી શકે તેવી માહિતી તેમણે ઈંગ્રેજી ભાષામાં તૈયાર કરી આપી હતી તે અત્રે ગુજરાતીમાં રજુ કરવામાં આવે છે. સંભવ છે કે કદાચ વિચારદર્શનમાં કોઈ સ્થળે યથાર્થતા ન જળવાઈ હોય, છતાંય આ માહિતી ભરપૂર લેખ વાચકોને માર્ગદર્શક થઈ પડશે એમાં જરાય શંકા નથી. સં. ]

ઘર અથવા આશ્રયસ્થાન એ મનુષ્યની સ્વાભાવિક પ્રેરણા છે. પ્રાણી માત્રમાં એ પ્રેરણા મુખ્ય સ્થાન ભોગવે છે. ઉંદર, સર્પ, નોળીયા વિગેરે જીવજંતુઓ રહેવા માટે દર ખોદે છે. કીડીઓ કીડીઆરા બનાવે છે. પક્ષીઓ ઝાડ ઉપર કે ઘરના ખુણેખાંચરે માળા બાંધે છે. પશુપંખીઓ અને જીવજંતુઓની કેટલીક જાતો પોતાને આશ્રય લેવાના એવા સ્થાનો બનાવે છે કે વીસમી સદીના સ્થાપત્યકારો પણ દિગ્મૂઢ બની જાય. મધપુડા બાંધતી મધમાખો, જાળા ગુંથતા કરોળીઆઓ, અને સમુદ્રની રેતીમાં જુદા જુદા ઘાટ બનાવનારા દરીયાઈ જંતુઓ આપણને મુગ્ધ કરે એવી ગણત્રી અને કરકસરથી પોતાના નિવાસસ્થાનો બનાવી લે છે. મનુષ્ય પણ સમયને અનુકૂળ રહીને કુદરતની કળાનો પોતાના નિવાસસ્થાનની રચનામાં સદુપયોગ કરી લે છે.



લેખક: શ્રી. પી. પી. અડાલજા
બી. ઈ. એમ. આઈ. ઈ;
એમ. આર. એસ. આઈ. (લંડન)
ચાર્ટર્ડ ઇન્જીનીયર

ઘર એટલે માત્ર મકાન જ નહિ; રાચરચીલું રાખવાની જગ્યા માત્ર નહિ; પરન્તુ નિવાસસ્થાન એ શબ્દમાં જે અનેરી આશાઓ અને ઉદ્દેશો સમાયા છે તેનું રૂપક એનું નામ ઘર. આપણે કોઈપણ સ્થળે ઘર બનાવી શકીએ, પરન્તુ માત્ર બાંધકામની વસ્તુઓમાંથી બનાવેલી રચના એ ખરું ઘર કહેવાય નહિ. મકાન અને તેની આસપાસનું વાતાવરણ એ બંનેનો ઘરમાં સમાવેશ થઈ જાય છે. કોઈ પણ મકાનની દિવાલો જમીન અને આસપાસના વાતાવરણ ઉપરથી એ ઘરવાળાના ચારિત્ર અને ટેવોનું દિગ્દર્શન થાય છે. સૂર્યનો પ્રકાશ મેળવનાર મકાન કરતાં ભિનાશ અને અંધારાવાળા મકાનોની દર્દી અને મૃત્યુ વારંવાર મુલાકાત લે છે. શાંતિભર્યું છતાં રળીયામણા દેખાવવાળું મકાન હૃદયને પણ આલ્હાદજનક અને પ્રેરક લાગે છે, અને તન અને મનને સ્ફૂર્તિમય બનાવે છે.

બાળકોને પણ રેતીના મકાન કે ગંજીપો અગર બીજી તેવી વસ્તુના ઘર બનાવવાની કુદરતી હોંસ થાય છે. માણસ માત્રને મકાન–આશ્રયસ્થાન–ઘરની એટલી જ તૃષ્ણા રહે છે. પૂર્વ દેશોમાં–એશિયામાં

ધરની ભાવના પવિત્રતાના પાયા ઉપર રચાયેલી છે. રૂઢિ અને વ્યવહારની દૃષ્ટિએ એ એક પ્રકારના પ્રાચિન વારસારૂપ થઈ પડ્યું છે. 'જેને પોતાનું ઘર નહિ તેની સમાજમાં કંઇ પ્રતિષ્ઠા નહિ' એવી સામાન્ય માન્યતા થઇ પડી છે. એટલા માટે જ કોઇપણ માણસની આબરૂ તેને રહેવાના ઘર ઉપરથી અટકળવામાં આવે છે. આટલા માટે જ એકાદ ઘર કે સાદું ઝુંપડુ પણ ધરાવવાની ભાવના એટલી બધી રૂઢ બની છે કે દરેક માણસ–પછી તે વેપારી હોય કે વકીલ, શેઠ હોય કે સેવક–ગમે તે સ્થિતિવાળો પણ પોતાના સ્થિતિ સંજોગો અને સાધનના પ્રમાણમાં પોતાની બચત રકમનો ઉપયોગ પોતાને રહેવાનું મકાન બાંધવા માટે કરવામાં અથવા તૈયાર મકાનમાં નાણાં રોકવામાં મહત્વ માને છે. પછી ભલેને તેનો બદલો મામુલી મળતો હોય, હિંદમાં બાપદાદાના વખતનું ઘર હોવું એ ગર્વનો વિષય મનાય છે. આ ભાવના હજી પણ લાંબો સમય સુધી ટકવાની છે. ગામડાના વાંસ કે ખપાટીયાના બનાવેલા અથવા ગાર માટીના મકાન પણ આશીર્વાદરૂપ થઇ પડે છે, કારણુ આલીશાન બંગલામાં રહેનારા માણસોને પણ પ્રસંગોપાત શહેરી ધમાલથી કંટાળીને શાંતિ મેળવવા કે હવાફેર માટે દરીયા કાંઠે અગર સ્વચ્છ ગામડામાં આવા ઝુંપડાનો આશ્રય લેવાનું મન થઇ જાય છે.

આમ માણસના જીવનમાં ઘર એ અગત્યનો ભાગ ભજવે છે, છતાં ય દુઃખની વાત છે કે એની રચના માટે લોકો જોઇએ તેટલો વિચાર કરતા નથી કે ધ્યાન આપતા નથી. મોટે ભાગે રોજનો પોતાનો એ ધંધો થઈ પડ્યો હોય તેવા અનુભવથી ગણાતા માણસો મકાનો બાંધે છે. હમણાં હમણાં ભણેલા અને પાસ થયેલા ઇજનેરોની સલાહ–સુધરાઇ કે સરકારના કાયદાને લીધે ફરજીયાત થઈ પડેલી હોવાથી મકાન માલીકો લે છે. શાસ્ત્રીય સલાહ લેવા તરફનો આવો અણગમો ખરેખર દૂર થવો જોઇએ. જો કે મકાન બંધાવનાર તથા ઇજનેરો બન્નેના દૃષ્ટિબિન્દુથી આ બાબતમાં અનેક વિચારો કરવાના રહે છે.

ગામડામાં ઘર બાંધનારને એવી નાની સરખી ઝુંપડી અગર ઘર જોઇએ કે જેની આસપાસ આરોગ્યતા ભર્યું વાતાવરણ હોય અને પોતાના સૌન્દર્ય-શાસ્ત્ર સંબંધીના શોખને તે સંતોષે. ઇજનેરો ગામડામાં જવા રાજી હોતા નથી, એટલે તેમની સલાહનો લાભ તો તે મેળવી શકતો નથી. વળી તે શહેરી ઇજનેરની ભારે ફી પણ ભરી શકે તેવી તેની સ્થિતિ હોતી નથી. તેથી બાંધકામ શાસ્ત્રથી અજ્ઞાત અને અભણ જેવા સ્થાનિક મીસ્ત્રી અથવા કન્ટ્રાકટરની દયા ઉપર તેને રહેવું પડે છે. બીજી રીતે ઇજનેરોની કેટલીક વાત પણ વિચારવા જેવી છે. તેમણે ખર્ચાળ કેળવણી પાછળ ખૂબ ખર્ચ કર્યો હોય છે. ગામડાં કરતાં કોઇ જુદા જ વાતાવરણમાં તેમણે કેળવણી લીધી હોય છે, તેથી તેઓ ગ્રામ્ય વાતાવરણ તેમ જ કમાણીની દૃષ્ટિએ ગામડામાં સ્થાયી થવાની સાફ ના પાડે છે. જો કે આમ કરવાથી તેઓ કાં તો બેકાર રહે છે અથવા સારી કમાણીના અભાવે અગવડ ભર્યું જીવન ગાળે છે.

આ કારણોને લીધે મહત્વના મુદ્દાઓ એ ઊભા થાય છે કે (૧) આ બાબતના શાસ્ત્રીય શિક્ષણનો ખુબ પ્રચાર થવો જોઇએ, તે મેળવતાં ઓછો વખત લાગવો જોઇએ, અને મામુલી સ્થિતિના માણસને પણ તે સાધ્ય હોવું જોઇએ. હાલની કેળવણીમાં સદંતર ફેરફાર થવો જોઇએ. (૨) ગ્રામ્યવાસીઓની આર્થિક સ્થિતિ ઉંચા દરજ્જા ઉપર આવવી જોઇએ. આ પ્રશ્ન જેટલો ધારીએ છીએ તેટલો સહેલો તો નથી જ, તો પણ તે હાથ ધર્યા વગર છુટકો જ નથી.

આપણાં જીવનના ઘડતરમાં પણ મકાન અગત્યની વસ્તુ છે. મકાન બાંધકામ માટે અમુક ધોરણ નક્કી થવું જોઇએ. આપણને કઇ વસ્તુ આવશ્યક છે અને કઇ વગર ચલાવી લેવાય તે પણ જાણી લેવું જોઇએ. જેમ આપણે પુરૂષ તથા સ્ત્રી માટે ખોરાક તેમજ વસ્ત્રોનું ધોરણ નક્કી કર્યું હોય છે તેમ મકાન રચના માટે પણ ઓછામાં ઓછી જરૂરીયાતવાળા ધોરણો

ઠરાવી લેવા જોઈએ, અને મકાનવાસીઓના આનંદ અને સુખસગવડને ખાતર હાલ જે ખર્ચ કરવામાં આવતું હોય તેનાં કરતાં થોડુંક વધારે ખર્ચ કરવાની. સગવડ પણ ઉતારવી જોઇએ.

પરાધીન દેશમાં મકાન રચવાની કળા દિવસે દિવસે ક્ષીણ થતી જાય છે. તેને ટકાવી રાખવા માટે પ્રજાજનોએ જાતે ભગીરથ પ્રયત્નો કરવા જ જોઇએ. પરદેશી ભાષામાં કેળવણી અપાય છે એથી પણ આપણી પ્રગતિ રૂંધાય છે. આપણે જોઇએ છીએ કે હુન્નર ઉદ્યોગ તેમ જ અન્ય શાસ્ત્રોનાં પુસ્તક પરભાષામાં તેમ જ પરદેશીઓને હાથે લખાયેલાં હોય છે ઢગલાબંધ પરદેશી પુસ્તકોની હરિફાઇમાં આપણા દેશોનો કોઈ લેખક હરિફાઇ કરે તો પણ તે હરિફાઇમાં ટકી શકતો નથી.

પરદેશીઓના અનેક આક્રમણો થતા છતાં આપણા પ્રાચીન સ્થાપત્યના સુંદર નમુનાઓ હજી પણ આપણને મળી આવે છે, અને એ વખતના કારીગરોની કુશળતાની સાબિતી આપે છે. કોઇ વસ્તુ જેટલી સરળતાથી દેશીભાષામાં સમજાવી શકાય તેટલી સરળતાથી પરભાષામાં સમજાવી ન શકાય. આ માટે યુનીવર્સીટીના અગ્રેસરોએ કેળવણીની હાલની પ્રથામાં ફેરફાર કરવા પ્રયાસ કરવો જોઇએ.

સારા મકાન માટે મુખ્યત્વે આટલી બાબતો લક્ષમાં લેવી જોઇએ—સ્થળ, સ્થાન, વસ્તુઓ (માલ), પાણીનો પુરવઠો, ડ્રેનેજ, મેલાંનો નિકાલ, આરોગ્ય, કિંમત, સામાજીક લાભો, પવિત્ર વાતાવરણ, આસપાસની વસ્તુઓ, સૌંદર્ય, ઉપયોગિતા, પ્રકાશ અને સગવડો. કોઈ પણ મકાનનો નકશી–પ્લાન રચતાં પહેલાં આ બધી બાબતો લક્ષમાં લેવાવી જોઇએ.

ક્રમશઃ

# સમાજની સળગતી ભઠ્ઠીનો એક તણખો

આજે એ હસે છે.
નિર્દોષ કિલકિલાટ બસૂરા સંગીત સાથે ભળે છે.
આનંદ છે માત્ર શણગારનો, એ નિર્દોષ બાળકીને!

...અને એક ઘુટ્ટો લઇ જાય છે–જીવનના ઉતરતા પગથીએ એ અભર બાળાને!

...બે ત્રણ વર્ષોના વ્હાણાં એ બાળકીને મુગ્ધામાંથી યૌવના બનાવે છે. વ્યથા વધે છે!...અંતે એ ડોસો જાય છે ચિર શાન્તિના નિવાસે!

હવે? હવે તો એ સમાજની 'ગંગા સ્વરૂપ' બને છે. પણ... કારમી કુદરત એના યૌવનને અનિચ્છાએ ખિલવે છે.

...એક કાળ ચોઘડીએ એ એક પગથીયું નીચે ઉતરે છે... લપસે છે...જાય છે નીચે...નીચે...કે જ્યાં એ સુખના સ્વપ્ન બતાવતો જાદુગર...

ક્ષણભર દુઃખ ભૂલાય છે...પણ એ સ્વપ્ન બીજી જ ક્ષણે વિલાય છે અને એ દુષ્ટ, પાતકી, પાખંડી જાદુગર ક્યાંક અદશ્ય થાય છે.

એ જાગે છે સુખ સ્વપ્નની તંદ્રામાંથી. અને...ચમકે છે, ભડકે છે, ડરે છે.

ચાર પાંચ માસ બાદ...સમાજની એ આંગળીચીંધ્ર બને છે...ઓહ! હવે શું કરવું? ક્યાં જવું? કોણ સહાય કરે? વિચાર કરી કરી મગજ પણ થાકે છે. રડી રડી ચક્ષુઓ પણ ઝાંખી બને છે. પગલે પગલે 'હત્યારી, પાપીણી, એ અવાજો કાને અથડાય છે.

અંધારી નિર્જન રાત્રિએ...એ પગલાં માંડે છે,-ચુપકીથી ગામથી દૂર દૂર ઉંડા અને અગોચર કુવા તરફ અને કુવાના એ ઊંડા કાજળ વરણાં જળમાંથી ઉઠેલા અવાજના પડઘા રાત્રિના નિરવ અંધકારને ભરી દે છે.

સવારે...કોઈ વટેમાર્ગુ કુવામાં તરતા શબને જુએ છે અને ગામ લોકને જાણ કરે છે. સગાંસંબંધીઓ શબને ઓળખે છે અને તિરસ્કાર વરસાવે છે, એ અભાગી અબળા પર! રૂપ ભૂખ્યા યુવાનો હસે છે એના આ કૃત્ય પર! છૂપા પાપ આચરનારા મોટેરાઓ ફિટકાર વરસાવે છે એના નામ પર!

પણ...ક્યાંયે સંભળાશે એના બેજવાબદાર માબાપ પર ફિટકાર? ક્યાંયે દેખાશે એવા વૃદ્ધલગ્ન તરફ આજના યુવાનોનો વિરોધ? કોઈ વિચારશે એ સિતમગર સમાજના સડેલાં રૂઢીબંધન?

એ પ્રશ્નો નિરાશામાં પરિણમે છે, અને ત્યાં સુધી ઉડશે-એ સમાજની સળગતી ભઠ્ઠીના આવા કંઈક તણખા!

કાન્તિ એમ. દોશી—મોરબી

# આરોગ્યતાના સામાન્ય નિયમો

◎○◎

લેખક : ડૉ. ત્રંબકલાલ હ. પરીખ, એમ. બી. બી. એસ.

[ ડૉક્ટર તરીકેના અનુભવરૂપે આ લેખમાં આપેલા નિયમો આપણે યથાયોગ્ય રીતે પાળતા થઈ જઈએ તો દર્દથી ડરવાની કે દવાના ડોઝ ચાલુ રાખવાની જરૂર જ ન રહે. 'પહેલું સુખ તે જાતે નર્યા' એમ તો આપણે પણ કહીએ છીએ, પરંતુ તે સુખ સાચવવા કે મેળવવાની કાળજી કરતા નથી એ હકીકત સાવ સાચી છે. જાગ્યા ત્યાંથી સવાર ગણીને આ નિયમો પાળવાનો સંકલ્પ આપણે કરીએ એ આપણા હિતની વાત છે-સં. ]



પરમ કૃપાળુ પરમાત્માએ પોતાની સૃષ્ટિમાં મનુષ્યને ઉત્તમ કોટિનું પ્રાણી સર્જેલું છે; સાથે સાથે તેને ઉત્તમ પ્રકારની બુદ્ધિ અને તર્કશક્તિ ( Reason )નું દાન કરેલું છે કે જેથી પોતે ઉત્તમ વિચાર અને આચાર કેળવી શકે અને પોતાની ફરજોનું યથાયોગ્ય પાલન કરી શકે. છતાંય આરોગ્યતાની બાબતમાં ભાગ્યે જ કોઇ મનુષ્ય તમામ ફરજોનું પાલન કરતો મળી આવે છે તે એક શોકજનક બીના ગણી શકાય.

આરોગ્યતાના સામાન્ય અને સર્વ માન્ય નિયમો શું છે તથા તેનું કેવી રીતે પાલન કરવું યથાયોગ્ય ગણી શકાય તેનો આપણે વિચાર કરીએ:—

સાધારણ રીતે દરેક મનુષ્યને આરોગ્ય સાચવવાનું ભાન તો થોડે કે વધારે અંશે હોય છે જ. તે પોતાનાથી બનતી તમામ રીતે પોતાનું આરોગ્ય સાચવવા મથે છે. છતાં ઘણાંય મનુષ્યો પોતાની અજ્ઞાનતા અથવા બેદરકારીથી પોતાનું આરોગ્ય ગુમાવતાં જ રહે છે, અને કુદરતના જે કાયદા અને નિયમો છે તે બરાબર ન પાળવાથી અગર તો પાળવામાં કચાશ રહેવાથી અનેક પ્રકારના રોગોના તેઓ ભોગ થઇ પડે છે. મનુષ્ય જો પોતાના ખોરાક પાણી તથા આચાર-વિચારમાં મિતાહારપણું કેળવતો હોય તો બનતાં સુધી કોઇ રોગ તેનામાં દાખલ થવાનો સંભવ નથી.

## ખોરાક

દરેક મનુષ્યે પોતાનો ખોરાક શુદ્ધ, સાત્ત્વિક અને પુષ્ટિદાયક રાખવો જોઇએ. તામસીક કે રાજસી ખોરાક લેવાથી મનુષ્યમાં સ્વાદવૃત્તિ વધુ તિવ્ર બને છે અને તેમાં મિતાહારપણું રહેતું નથી. પરિણામે મનુષ્યમાં હરકોઇ રોગ દાખલ થઇ જાય છે. ખોરાકમાં વિશેષ પ્રમાણમાં ઘી, દુધ, અનાજ, કઠોળ, તાજાં શાકભાજી, ફળો, સુકો મેવો ઇત્યાદિ લેવાની ખાસ જરૂર ગણાય. અતિ તીખું-ખારૂં-ખાટું-કોહેલું-સડું અને વાસી અન્ન ખાવાથી શારીરિક પ્રકૃતિ બગડે છે. શુદ્ધ સાત્ત્વિક ખોરાક લેવાથી શરીર અને મન પ્રફુલ્લિત રહે છે, જ્યારે તામસી અને રાજસી ખોરાક લેવાથી મનમાં ખોટા વિચારો આવ્યા કરતા હોવાથી ખરાબ આચરણો થાય છે, જેના પરિણામે શરીરમાં અનેક પ્રકારના રોગો ઘર ઘાલી બેસે છે.

ખોરાક જરૂર પુરતો-પાચન થઇ શકે તેવો અને તેટલો જ ( બલ્કે જોઇએ તેથી જરા ઓછો ) લેવાથી મનુષ્યનું શરીર સ્વસ્થ રહે છે, અને તેને

પરિણામે મન અને બુદ્ધિ વધુ પ્રતિભાશાળી રહે છે. તેવો મનુષ્ય બહુ જ સારાં કામો કરી શકે છે; અને દુનિયામાં સારી નામના કાઢે છે.

## પાણી

ખોરાકની સાથે દરેક મનુષ્યે શુદ્ધ અને સારી રીતે ગળેલું અને તાજું પાણી પીવાની જરૂર છે. ગંદું, અળગણ અને પડી રહેલું કે વાસી પાણી પીવું જોઇએ નહિ, કારણ કે જે ખોરાક આપણે લઇએ છીએ, તેને પાચનક્રિયામાં એકરસ કરવા સારૂં શુદ્ધ પાણીની ખૂબ મહત્વતા-વૈદકિય નિયમોમાં બતાવી છે, અને તેથી ખોરાક જેટલી જ કાળજી પાણી બાબતમાં પણ રાખવી જોઇએ. બનતા સુધી પાણીને ઉકાળીને, ગાળીને એક સ્વચ્છ વાસણમાં ભરી રાખીને-તેનો ઉપયોગ કરવો તે ઉત્તમ છે; પરંતુ તે જો ન બની શકે તો પાણી સારાં જળાશયમાંથી ( કુવા-વાવ-તળાવ કે નદીઓમાંથી ) સ્વચ્છ લુગડાંથી ગાળીને દરરોજ વપરાશમાં લેવાય તો ઘણું સારૂં. જો પાણી બગડેલું ( Infcted ) હોય અને તે ઉકાળીને વપરાયું ન હોય તો અનેક પ્રકારના હોજરી અને આંતરડાંના રોગો-ટાઇફોઇડ, કોલેરા, ઝાડા, ઉલ્ટી ઇ. થઇ જાય છે. પાણી બગડેલું ( Infected ) જણાતું ન હોય છતાંય ગાળીને વાપરમાં ન આવ્યું હોય તો "વાળા" નું ( Guinea worm Infection ) હાથી પગું ( Lymphangitis ) અગરતો આંતરડાંમાં "કરમ" પડી જવાં ( Intestinal worm Infection ) ઇ. દર્દો થાય છે. આટલા માટે દરેક મનુષ્યે પાણીને ઉકાળીને-ઠંડુ પાડીને-ગાળીને વાપરવામાં લેવું જોઇએ કે જેથી કોઇ રોગ થવા સંભવ ન રહે. ઉકાળવાનું ન બની શકે તો પાણીને ગાળીને તો જરૂર વાપરવું જોઇએ.

## શાકભાજી તથા તાજાં ફળો

ખોરાક તથા પાણીની સાથે દરેક મનુષ્યે સારાં તથા તાજાં શાકભાજી અને ફળો ખાવાનો મ્હાવરો રાખવો જોઇએ કારણકે તેમાં બીજાં જીવન તત્વો ઉપરાંત અમુલ્ય જીવન તત્વ (ક) ( Vitamin C ) રહેલું છે કે જેના અભાવે મનુષ્યને Scurvy નામનું દર્દ થવા સંભવ છે. ( જો તે જીવનતત્વ ક બીજાં ખાદ્ય પદાર્થોમાંથી પુરતા પ્રમાણમાં મળી રહેતું હોય તો હરકત આવતી નથી. ) આ દર્દમાં ખાસ કરીને મોમાં "અવાળુ" ( Gingivitis ) અવાર નવાર ફુલી જાય છે, લોહી નીકળ્યાં કરે છે અને દુઃખ પણ થાય છે. ખોરાક બરાબર ચાવી શકાતો નથી. અને મનુષ્ય બહુ હેરાન-પરેશાન થઇ જાય છે. આ રોગ અટકાવવા ( તથા તે થયો હોય તો તેની સારવાર માટે પણ ) મનુષ્યે પોતાના ખોરાકની જોડે ખાટાં લીંબુ-સંતરા-મુસંબી ઇ૦ ખાવાં જોઇએ ( અગર તેનું સરબત દિવસમાં બે વખત બનાવી લેવું ફાયદાકારક છે ). તદુપરાંત ખાવા લાયક શાકભાજી તરીકે તાંદળાયો, મેથીની ભાજી, કુબી, ફલાવર, ટામેટાં, રીંગણાં, વાલોળ અને અન્ય લીલોતરી શાક ઋતુ પ્રમાણે લેવાથી ફાયદો થાય છે.

ફળોમાં-તમામ ફળો પરમકૃપાળુ પરમાત્માની સૃષ્ટિમાં સર્જેલાં ઋતુવાર રૂચી પ્રમાણે ખાવાથી નુકશાન થતું નથી. છતાં ય ખાવા લાયક ફળોમાં લીંબુ, સંતરાં, મુસંબી, કેળાં, પોપૈયા, અનાનસ, પપનસ, ફણસ, દ્રાક્ષ, અંજીર, જરદાલુ, સુકો મેવો-બદામ, પીસ્તાં, ચારોળી ઇ૦ ખાવા લાયક અને ગુણદાયક ગણી શકાય.

ફળો હંમેશાં ખોરાક પછી જ ખાવા વધુ શ્રેયસ્કર છે, અને તે પાચનક્રિયામાં વધારો કરી પોતે પણ પાચન થઇ જાય છે.

## શુદ્ધ હવા

ખોરાક-પાણી-શાકભાજી-ફળો ઉપરાંત તંદુરસ્તી જાળવવા માટે મનુષ્યને સુકી, ઠંડી અને ચોકખી હવાની પણ ઘણી જરૂર છે. શહેરના ધમાલીયા વાતાવરણને લઇને શહેરની હવા ઘણી ખરાબ અને નુકશાનકારક હોય છે, તેમ જ જ્યાં મીલો હોય છે ત્યાં પુષ્કળ કોલસાની રજકણોથી ભરપુર હોય છે

જેથી તે ફેફસાંને બગાડે છે. તેવા વિસ્તારમાં રહેતા દરેક જણની ફરજ છે કે તેણે દરરોજ બે ત્રણ માઇલ ખુલ્લા વિસ્તારમાં કે જ્યાં ચોકખી-સુકી હવા મળી શકે ત્યાં જવું જોઈએ. સારી 'હવા, એ ઘણી વખત 'દવા' તરીકે પણ કામ આવે છે. ઘણી વખત ક્ષયના દર્દીઓને (અગર તો કેવળ દવાથી અસાધ્ય જણાતા દર્દવાળા દર્દીઓને માટે) ડોકટરો 'હવાફેર'ની સલાહ આપે છે. અને હવાફેરની અસર પણ ઘણાય દર્દીઓને સારી જણાય છે.

### કસરત

ખોરાક—પાણી—શાકભાજી-ફળો-હવા ઉપરાંત દરેક મનુષ્યને કસરત કરવાની પણ ટેવ હોવી જોઇએ, કારણકે સારાં ખોરાક પ્ર. હોય છે, છતાંય કસરતના અભાવે મનુષ્યને એદીપણું આવી પુષ્કળ ચરબી થઇ જાય છે; ઉપરાંત પાચનક્રિયાને જોઇએ તેવો જુસ્સો મળી શકતો નથી, અને પરિણામે ઝાડા-ઉલ્ટી-હોજરી, કાળજાનો દુ:ખાવો, આંતરડાનું દર્દ, કબજીયાત-અજીર્ણ પ્ર. પારિતોષિકો (!) મળી રહે છે. પરંતુ જો સાધારણ પ્રમાણમાં ખુલ્લી જગ્યામાં કસરત કરવાની ટેવ હોય તો મનુષ્યને ખૂબ ભુખ લાગે છે. ખોરાક સારા પ્રમાણમાં લઇ શકાય છે, પાચન પણ જલ્દી થઇ જાય છે, અને શરીર સ્વાસ્થ્ય સારી રીતે જળવાય છે. તે ઉપરાંત મનુષ્ય સુદૃઢ અને મજબૂત બાંધાનો થઈ શકે છે. અને તે તંદુરસ્ત અને સશક્ત પ્રજા ઉત્પન્ન કરી શકે છે.

### ઉંઘ

આ સર્વે ઉપરાંત દરેક મનુષ્યે સારા પ્રમાણમાં અને એકધારી (Continuous) ઉંઘ લેવાની પણ જરૂર છે. કારણ કે આખા દિવસ દરમ્યાન થયેલ પરિશ્રમનો થાક રાત્રિના સમયે જરૂર પ્રમાણમાં ઉંઘ લેવાથી જ ઉતરી શકે છે; અને બીજે દિવસે સવારે પથારી-

## વરવહૂ

ઉપજાતિ

"ચાલ પ્રમીલા જણ બે રમીએ,
અપૂર્ણ એ દાવ પુરો કરીએ;
આજે ફરીથી તું બની વહૂ ને;
સ્વામી બનીને ઘર હું દિપાવું."
"રમેશ જા તું ઘર શાક લેવા,
કરીશ આજે તુજ માટ મેવા;
આવ્યા પછી આપણ સાથ ખાઈ;
સાથે સુઈ લઈ પાસ બેઠી.
સાંજે ઉઠીને સુખથી ફરીશું,
શેરી જઈને સહુ સાથ ખેલી;
સ્વ ઘેર રાત્રે જઈ સુઈ; કાલે
પાછા ફરી આજ સ્થળે મળીશું."

અનુષ્ટુપ

જતાં સમય વેગેથી ઉર યુવાન ખીલતાં
લખેલાં વિધિએ લેખો, સંધાયા પૂણ્ય લગ્નથી.

શિખરિણી

સુખી લગ્નાએ પ્રથમ દિવસે નેત્ર ભમતાં,
કયહીંથી શોધીને રમણ ચક્ષુની સાથ રમતાં;
સદૈવ પ્રેક્ષેલો પણ નવિનતા આજ ધરતો;
હશે કેવો કાન્ત રસિક નયને આજ દિસતો!
વહૂઘેલી દૃષ્ટિ ત્રિગણ વિંધીને મધ્ય પડતી,
થતાં નેત્રો ભેળાં હૃદય ઉંડે પીયૂસ સીંચતી;
પ્રિયા કેવી શોભે અજબ ઉર આલ્હાદ ભરતી;
હસે વા એથી શું પ્રણય રજની યાદ કરતી!

સ્રગધરા

પ્રેમીના સ્વર્ગ જેવી વિરલ રજનીથી પૃથ્વી ઉઠી પ્રકાશી,
જોતાં જેની અતૃપ્ત પ્રણય લીન થવા ઉત્સવે હૈયું નાચી;
જ્યોત્સ્નાથી શૈત્ય વેરી રજત કિરણથી તારલા સાથ ખેલી;
ખીલી ઉઠ્યો શશાંક, સ્મર સહ રતિ જ્યાં નાચતી પ્રેમઘેલી.

વસંતતિલકા

ઉત્સાહ છે ઉર મહીં પ્રિય પામવાને,
આલિંગનો મધુરતાં ભર અર્પવાને;

●............ જગમોહન કે. પરીખ ............●

નારાજ ના કદિ જરા પણ રાખવાને;
હૈયે કદી રસિકતા નવ અલ્પ થાયે.

પૃથ્વી

કરે રસિક મશ્કરી પ્રણય મુગ્ધ એ નાથની,
સહે અજબ સ્નેહથી મદભરી પ્રિયાની કદી;
સદા સદન કાર્યમાં રજની નાથની ગોદમાં;
અનેક દિવસો વિતે પ્રખર પ્રેમ આનંદમાં.

અનુષ્ટુપ

અખંડ સ્નેહથી મુગ્ધ, જોડું એવું અહીં વસે,
રુચે એ વિધિને ક્યાંથી, વિના વિઘ્ને રહી શકે.

મંદાક્રાન્તા

રોપાયા ત્યાં બીજ શક તણાં પ્રેમનાં બંધ તોડી,
ક્રોધાગ્નિથી ભડ ભડ બળે હૈયું એ સ્નેહ છોડી;
શંકાઓથી મલિન કરતી સ્વામિની સર્વ સૃષ્ટિ;
જ્યોત્સ્નાને જ્યાં તિમિર કરતી વ્હેમની તીવ્ર દૃષ્ટિ.
લોહા જેવા કઠણ વજ્રને કાપતી જેમ છીણી,
કાપે તેવા સકળ સુખને વ્હેમની દૃષ્ટિ તીણી;
હથોડાના સખત પડતાં ઘાવ એ શૃંખલામાં;×
તૂટી તૂટી રુદન કરતી શાંત કેમે રહે ના.

પૃથ્વી

સબંધ પ્રણયી તણાં વિલય દુઃખની ખીણમાં,
ચિંતા સતત ભારથી જીવન બાળતી દાહમાં;
રડે હૃદય ડંખથી, રમણ ના મનાવી શકે;
ઠહી કવન હેતથી સુવચનામૃતો સંતના.

મંદાક્રાન્તા

વાંચી જોયા અધિર નયને એ ઇતિહાસ પાના,
સૂણી જોયા અવિરત્ ધ્યાને ભાષણો સંત કેરાં;
શોધી શોધી કવન કવિના એક શ્વાસે કથીને;
ના પામ્યો એ રમણ દયિતા શંક સંતોષવાને.

પૃથ્વી

થતાં અસહ્ય ઘાવ એ હૃદય દર્દથી કાન્તનું,
રડે છુપું; વિચાર શૈશવ તણાં ઉરે આવતાં;
સ્મરી કદિક પ્રેમના; વરવહૂ તણાં ખેલના;
"કઇ રમત સત્ય આ વિષ ભરેલ સંસારની ?"

× પ્રેમની બેડી

માંથી ઉઠ્યા બાદ મનુષ્ય ફરીને કામ કરવાને ઉત્સુક, ઉમંગી અને શક્તિશાળી જણાય છે. પરંતુ જો તેવી ઉંઘ મનુષ્ય (રાત્રે નાટક-સીનેમા જોવાથી, ગપ્પાં મારતા મોડે સુધી બેસી રહેવાથી કે અન્ય કોઇ કારણથી રાત્રે ઉજાગરો થવાથી) મેળવી ન શકે તો બીજે દિવસે સવારથી જ મનુષ્યને સુસ્તી-અશક્તિ ૪૦ થઇ આવે છે, આંખો નબળી પડતી જણાય છે અને તે દિવસ દરમ્યાન ખૂબ કંટાળામણ થાય છે, અને કામ કરવામાં મન પરોવાતું નથી. પરિણામે તન, મન અને ધનને નુકશાન થાય છે.

## આચાર વિચારની શુદ્ધતા

આ સર્વ ઉપરાંત મનુષ્યે પોતાના આચાર વિચાર પણ શુદ્ધ અને પવિત્ર રાખવા ઘટે છે કે જેથી સારાં કામ થઇ શકે, અને ખરાબ કામ કરવા પ્રત્યે કદી લક્ષ ન જાય. ઘણી વખત મનુષ્ય કુસંગથી, દેખાદેખીથી અથવા મોજશોખના સાધનો સહેલાઇથી મળવાથી પોતાના આચાર વિચાર અપવિત્ર અને મલિન બનાવે છે, તેથી હંમેશાં ખરાબ દુષ્ટ અઘટિત કર્મો કરતો થઇ જાય છે, અને જીંદગીમાં અનેક રોગોને આમંત્રે છે તથા હેરાન-પરેશાન થતો રહે છે.

ટુંકમાં દર્શાવેલાં ઉપરના તંદુરસ્તી જાળવવાના સાદા અને સામાન્ય નિયમો પાળવાથી દરેક મનુષ્ય સુખી અને તંદુરસ્ત રહી શકે છે. દરેક મનુષ્ય તેનું સંપૂર્ણ રીતે પાલન કરીને તંદુરસ્ત રહે એજ અભ્યર્થના.



# જીવન-સંગીત

## અથર્વવેદમાં પાષ્ણી સૂક્તનું ગુજરાતી કવિતા રૂપે ભાષાન્તર.

ટીકા ટિપ્પણ સહિત યોજક
શ્રી. ગીરધરલાલ ગોવિંદજી મહેતા મસ્તકશાસ્ત્રી-મોરબી-ટંકારા



[ પ્રસ્તાવના—મનુષ્યનું શરીર એક અજબ અને અનેક પ્રકારના આશ્ચર્યોથી ભરેલું એક જબરજસ્ત મ્યુઝીયમજ છે. તેની રચના સાથે શારીર શાસ્ત્ર (Anatomy) શરીરવિજ્ઞાનશાસ્ત્ર (Physiology) સામુદ્રિકશાસ્ત્ર (Physiogoomy) માનસશાસ્ત્ર (Psychology), મસ્તક વિદ્યા (Phrenology), તેમજ પદાર્થ વિજ્ઞાન રસાયણ શાસ્ત્ર (Chemistry) Physics, વૈદક શાસ્ત્ર (Medical Science) અને એવી અનેક શાખાઓ જેવી કે, રંગ રસાયનવિદ્યા, ઍલોપથી, હોમીયોપથી, જીવનશાસ્ત્ર (Biology) અને એવી એવી અનેક શાખાઓ સંબંધ ધરાવે છે. ખાસ કરી સરજરી (શરીરની કાપકુપની વિદ્યા) દ્વારા આ વિદ્યા ઉપર—અર્થાત શરીર રચનાની મહાન વિદ્યા ઉપર ઘણો જ પ્રકાશ વર્તમાન કાળમાં પડેલો છે.

આ "પુરુષ બ્રહ્મ" નામના અથર્વવેદના પાષ્ણી સૂક્તની અંદર પણ આપણા પ્રાચીન કાળના ઋષિમુનિઓએ તેની રચના અને વ્યવસ્થા સંબંધમાં જે અનેક પ્રશ્નો ઉપસ્થિત કરી—તેની ચર્ચા ચલાવેલી છે, એ જોતાં અથર્વવેદના આવા સૂક્તો ખાલી શરીરરચના સંબંધમાં કેવા પ્રકારના પ્રશ્નો પૂછતા હતા—એ બધા ઉપર સંગીતમય ગંભીર ભાષામાં અનેક વિચારો ઉપસ્થિત કરી કેવા અદ્દભૂત પ્રકારના આનંદો અને ભક્તિભાવો અનુભવી પ્રભુ પરાયણતાનો દિવ્ય આનંદ અનુભવતા હતા તેના એક માત્ર નમુના રૂપે એ સૂક્તનો ગુજરાતી કવિતામાં અનુવાદ આપણા મોઢ મહોદયના રજત મહોત્સવ પ્રસંગે તેના વાચકો માટે ઉપસ્થિત કરતા અતિ આનંદ થાય છે.

—લેખક ].

# पुरुष-ब्रह्म

अस्थि—पञ्जरम्—

केन पार्ष्णी आभृते पूरुषस्य
केन मांसं संभृतं केन गुल्फौ
केनाङ्गुलीः पेशनीः केन खानि
केनोच्छ्लङ्खौ मध्यतः कः प्रतिष्ठाम् १

कस्मान्नु गुल्फावधरावकृण्वन्
अष्ठीवन्तावुत्तरौ पूरुषस्य
जङ्घे निर्ऋत्य न्यदधुः क्वस्विज्
जानुनोः सन्धी क उ तच्चिकेत २

चतुष्टयं युज्यते संहितान्तं
जानुभ्यामूर्ध्वं शिथिरं कबन्धम्
श्रोणी यदूरू क उ तज्जजान
याभ्यां कुसिन्धं सुदृढं बभूव ३

उरोङ्गानि—

कति देवाः कतमे त आसन्
य उरो ग्रीवाश्चिक्युः पूरुषस्य
कति स्तनौ व्यदधुः कः कफोडौ
कति स्कन्धान् कति पृष्टीरचिन्वन् ४

અહો, પાર્ષ્ણી[1] ભરી કોણે?
ભર્યું અહિં માંસ કોણે છે?
ભર્યાં આ ગુલ્ફો[2] છે કોણે?
સુઘડ આ અંગુલીઓ પણ
ભરી વચમાં ધરી ખાલી?
ઉચ્છ્લંખો[3] આ ભર્યાં કોણે?
પ્રતિષ્ઠા[4] પદતલે સ્થાપી? ૧

ભર્યાં કોણે અધર ગુલ્ફો?
ઉપરના અષ્ઠીવન્તા[5] આ?
જંઘા નિર્ઋત્યે વળી ધરીને,
જાનૂ—સન્ધી ભરી કોણે? ૨

સંહિતાન્તે ચતુર્થજ આ,
જાનૂ[6] ઉપરનો આ કોઠો;
શ્રોણી ઉરૂ વળી રચીને,
કુસિન્ધુ[7] જ્યાં સુદૃઢ સ્થાપ્યું? ૩

કયા ને કેટલા દેવો[8],
ઉરઃ ગ્રીવા બનાવે છે?
સ્તનો ત્યાં કેટલા સ્થાપે?
કફોડૌ[9] સ્કન્ધ[10] પાંસળીઓ? ૪



શબ્દાર્થ:—૧ પાર્ષ્ણી=પગની એડી. ૨ ગુલ્ફો=કાંડાં (પગનાં.) ૩ ઉચ્છ્લંખૌ=પગનાં તળિયાં ૪ પ્રતિષ્ઠા=ઊભા રહેવાની શક્તિ. ૫ અષ્ઠીવન્તા=સાંધાવાળા. ૬ જાનૂ=સાથળ. ૭ કુસિન્ધુ=કરોડ. ૮ દેવો=અવયવો. ૯ કફોડૌ=હાંસડીના હાડકાં. ૧૦ સ્કન્ધ=ખભાના અસ્થિ.

**વિવેચન**—આ પુરૂષ બ્રહ્મસૂક્ત જેને પાર્ષ્ણી સૂક્ત કહેવામાં આવે છે તે અથર્વવેદમાંનું છે. તેનું ગુજરાતી કવિતા રૂપે ભાષાન્તર કરી અહિં પ્રકટ કરવામાં આવેલ છે. એક ભાષામાંથી બીજી કોઈપણ ભાષામાં ગદ્ય કે પદ્યમય ભાષાન્તર કરવાનું કામ અઘરું તો છે જ. ત્યારે ગદ્યમાં ભાષાન્તર કરવાનું કાર્ય તો તેથી પણ વધારે મુશ્કેલ જ હોય એ સ્વાભાવિક છે. છતાં અહિં એ સૂક્ત અતિ મહત્વનું, ભક્તિભાવ પૂર્ણ—તેમજ શારીર વૈદક અને માનસશાસ્ત્ર આદિ અનેક વિષયોના પ્રશ્નોથી પૂર્ણ હોવાથી, સામાન્યજન સમુદાયને માટે સરળ અને સહજ સમજાય તેવું સુગમ કાવ્ય કરવા માટે બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે. જો કે સંસ્કૃત ભાષાના શબ્દોમાં સ્વલ્પ શબ્દો દ્વારા મહાનભાવ રજુ કરવાનું જે સામર્થ્ય છે-તેવું વિપુલ શબ્દ સામર્થ્ય ગુજરાતી ભાષા દ્વારા પ્રકટ કરવાનું કાર્ય ધારીએ એટલું સહેલું તો નથી જ. અહિં કેટ-

લોક શબ્દો અને અર્થોનું સ્પષ્ટિકરણ અને ભાવોનું વધારે સ્ફોટન કરવા માટે ભૂમિકારૂપે કેટલુંક વિવેચન આવશ્યકતા અનુસાર, જુદા જુદા મન્ત્રો ઉપર કરવાનું જરૂરી હોવાથી અત્રે આપવામાં આવેલ છે.

આખું સૂક્ત માનવશરીરના સમગ્ર પ્રદેશોની રચના, તેના વિવિધ પ્રકારના સ્થૂલ અને સૂક્ષ્મ અન્દર અને બહારના અવયવોની રચના અને ઉપયોગો, તેમ જ સ્થૂલ શરીરની અંદર પ્રવર્તિ રહેલી વિવિધ પ્રકારની ક્રિયાઓ તેમજ સૂક્ષ્મ માનસ મસ્તકની અંદર પણ પ્રવર્તિ રહેલી અનેક પ્રકારની માનસિક શક્તિઓ, ભાવનાઓ કે લાગણીઓ રૂપ માનસ ક્રિયાઓ સંબંધમાં પણ અનેક પ્રશ્નો ઉપસ્થિત કરેલા છે અને એ બધી પ્રવૃત્તિઓનાં મૂળ કારણની શોધ કરતાં–પરમ પુરૂષ પરમાત્મા જ એવી બધી વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓનું આદિ કારણ છે એમ સ્પષ્ટ રૂપે અહિં આ સૂક્તમાં જણાવેલું છે. આથી આ આખું એ સૂક્ત પરબ્રહ્મ પરમાત્મા અથવા પરમપુરૂષ–પરબ્રહ્મની પરમ ભક્તિભાવ પૂર્ણ ઉપાસના અથવા ગુણ સંકીર્તન રૂપ સ્તોત્ર સ્વરૂપ જ છે એમ કહ્યા વગર ચાલે તેમ નથી. આથી જ એને વેદની ભાષામાં સૂક્ત કહેવામાં આવે છે. વળી તેના પ્રત્યેક મન્ત્ર ઉપર મનન કરવાથી તેની અંદર સમાયેલા ગૂઢાર્થોનું સ્વરૂપ વિશેષ સ્વરૂપે પ્રકટ થાય છે. એટલા વાસ્તે એના શ્લોકોને "મન્ત્રો" કહેવામાં આવે છે. मननात् मन्त्राणि મનન કરવાથી જ તેઓની અંદરના રહસ્યને પામી શકાય છે માટે જ વેદના મંત્રો કહેવાય છે. આમ હોવાથી આપણે કેટલાક મન્ત્રો ઉપર મનન કરવા જેવું ટુંક વિવેચન અહિં આપવા પ્રયત્ન કરીશું કે જે આપણને આ સૂક્તના મન્ત્રો ઉપર મનન કરવામાં કેટલેક અંશે સહાયભૂત થઈ શકશે. આ ઉપરાંત મન્ત્રની અંદર દર્શાવેલા શરીરના જુદા જુદા ભાગો કે અવયવોનું વર્ણન કે જેના ઉપર મન્ત્રોમાં પ્રશ્નો કરવામાં આવેલા છે તેવા અવયવોનું યથાર્થ ચિત્રો દ્વારા દર્શન કરાવવા માટે અને તેની યોગ્ય સમજ આપવા માટે કેટલાંક ચિત્રો પણ વિવેચન સાથે આપવામાં આવેલાં છે. જો કે સ્થળ સંકોચને લીધે વિશેષ ચિત્રો આપવાથી લેખ ઘણો લાંબો થઈ જવાનો સંભવ છે અને વધારે ખર્ચ એક જ લેખ ઉપર થઈ જવાનો પણ સંભવ ખરો. આથી ખાસ જરૂર પૂરતાં જ ચિત્રો આપી આ લેખને કંઈક અંશે સંકુચિત પણ કરવામાં આવેલ છે. જેને માટે વાચક વર્ગની ક્ષમા માંગવામાં આવે છે. આમ હોવા છતાં પણ સમગ્ર મૂળ મંત્રો અને તે પરની કવિતાના વિષયને સરલ, સ્પષ્ટ અને સુગમ રીતે સમજી શકાય અને વિષયના મહત્વને પ્રત્યક્ષ અનુભવી શકાય એવો બનાવવા માટે, બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે. હવે આપણે મૂળ વિષય ઉપર આવશું.

**મંત્રસંખ્યા**

સૂક્તના પ્રથમ ત્રણે મંત્રોમાં જે પ્રશ્નો પૂછવામાં આવેલા છે તેમાં નીચેના પ્રશ્નોનો સમાવેશ થાય છે અને એ પ્રશ્નો, ખાસ કરીને માનવશરીરના–અસ્થિ પિંજરની પગની એડીથી શરૂ કરીને છેક મસ્તક પર્યન્તના અસ્થિ સમુદાયથી બનેલાં ખોખાંની રચના સંબંધમાં જ મુખ્ય અંશે કરવામાં આવેલાં છે.

પ્રશ્નો–૧ આ પુરૂષની પાર્ષ્ણી=અર્થાત્ પગની એડીઓ (heels) કોણે બનાવી છે?
૨ તેની અંદર માંસ કોણે સુંદર રીતે ભર્યું છે? (સંભૃત)?
૩–૪ તેની ચપળ આંગળીયોને તેમ જ તેની વચ્ચમાંના ખાલી પ્રદેશોને કોણે–કોતરી કાઢ્યા છે?
૫–૬ તેનાં કાંડા અને પગના ફણાં કોણે બનાવ્યાં છે?
૭ અને તેના બન્ને પગોની અંદર સ્થિરપણે મધ્યમાં ઉભા રહેવાની શક્તિ (પ્રતિષ્ઠા) કોણે મુકી છે?

આ સાત મુખ્ય પ્રશ્નો છે. તેમાંનો પ્રત્યેક પ્રશ્ન અતિ અગત્યનો છે.

મનુષ્યના પાદ=પાંચે આંગળીઓના ૧૪ અસ્થિઓ, ફણાના ૫ અસ્થિઓ તેમજ એડીના ૭ અસ્થિઓથી બનેલો છે; તેના ઉપર માંસની પેશીઓ લપેટવામાં આવેલી છે. જે પેશીઓનું તેમજ અસ્થિઓનું પોષણ

રક્તવાહિનીઓમાંના રક્તદ્વારા થાય છે. જ્યારે પાદસ્થાનના-જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓદ્વારા તેની અંદરની ગતિ, સ્થિતિ અને સંચાર દોડવું, કુદવું, નાચવું, આમતેમ વળવું વિગેરે ક્રિયાઓ થાય છે. આ બધાની બનાવટનો આધાર શું એકલા અસ્થિઓ છે? માંસ પેશીઓ છે? તેઓના સંયોગો છે? કે એ બધાં ઉપરાંત કોઈ જ્ઞાનયુક્તિપૂર્વક એને સંયોજનાર છે?

મન્ત્ર ૨.

૮ આ અધર ગુલ્ફો કાંડાના અસ્થિઓ કોણે અને શેમાંથી બનાવ્યા?

૯ અને આ બન્ને જાનુના અસ્થિઓ તેની ઉપર છે તેને કોણે બનાવ્યા છે?

૧૦-૧૧ અને ગુંઠણની સંધી તથા જંઘાના અસ્થિઓને કોણે વિચારપૂર્વક ગોઠવેલા છે? કે જેથી આખો પગ તૈયાર થઈ ગયો છે.

મન્ત્ર ૨.

ઉપર જણાવ્યા પ્રમાણે પાદતલ ૧૪ તેમજ પગની ધુંટી ૭ તથા પગના ફણાના ૫, મળી કુલ ૨૬ અસ્થિઓ ઉપરાંત નળાના ૨ અસ્થિઓ પગના ગુંઠણની ટોપીનું ૧ અસ્થિ તેમજ જંઘાનું ૧ અસ્થિ-એમ બધાં મળીને એક પગના ૩૦ અસ્થિઓ થાય છે. જ્યારે બે પગના કુલ ૬૦ અસ્થિઓ થાય છે. તેની સન્ધિઓ, તેના ઉપર નીચેના સ્થાનોની ગોઠવણો તેની લંબાઈ, પહોળાઈ અને ઉંચાઈ આદિના આકારો અને વિવિધ સ્વરૂપો અને તેઓના વિવિધ ઉપયોગો તથા માંસ પેશીઓના સંયોગોદ્વારા બન્ને પગોના સ્વરૂપનું બંધારણ અને માનવ પ્રવૃત્તિની વિવિધતાઓ ધ્યાનમાં લઈ તેમ કરવામાં આવતા અથવા થતાં વિવિધ ઉપયોગો, આ બધી બાબતોને સંપૂર્ણ રીતે-ધ્યાનમાં લઈ, અત્યન્ત સૂક્ષ્મ-જ્ઞાન અને યુક્તિપૂર્વક આવી બધી યોજનાઓ—પુરૂષના સુખ અને સગવડો ખાતર કોણે કરી હશે? અહિં પુરુષ એ શબ્દથી માત્ર સામાન્ય પુરુષ વર્ગનું ગ્રહણ કરવાનું નથી. પુરુષ એટલે—પુરિશેતે इति पुरुषः શરીરરૂપી પુરિમાં શયન કરનાર તે પુરૂષ અર્થાત જીવાત્મા. પછી તે મનુષ્યનો પશુનો-પક્ષીનો કે ગમે તેનો-પણ શરીરધારી જીવ: સ્ત્રી કે પુરુષ ગમે તે હોય એવો અર્થ લેવાનો છે: કારણ માનવ શરીરની રચના જેવી રીતે પરમાત્માએ કરી છે તે જ પ્રમાણે ગાય, ભેંસ, ઘોડા, હાથી, ઉંટ, ખચ્ચર આદિ ચોપગાં પ્રાણીઓ અને કાગડો, કોયલ, મેના, પોપટ, હંસ, સારસાદિ બે પગવાળાં પક્ષી વિગેરે પ્રાણીઓનાં શરીરોની રચનાઓ, તેઓના આકારો, અસ્થિઓ અને માંસ પેશીઓ તેમજ તેના વિવિધ શારીરિક વ્યાપારોની યોજનાઓ પણ તે જ પરમપિતા પરમાત્માએજ કરેલી છે, એટલે સામાન્ય રીતે પુરૂષ એ શબ્દદ્વારા—શરીરધારી જીવ માત્ર એવો વ્યાપક અર્થ લેવાની જરૂર છે. એટલે તે પ્રાણીઓના પણ ઉપર જણાવેલા વિવિધ અંગોની રચના સંબંધમાં પણ એ પ્રશ્નો એક સરખી રીતે લાગુ પડી શકે છે, પક્ષીઓમાં પણ બે પગ ઉપર મધ્યમાં ઉભા રહેવાની શક્તિ ( Central standing power ) તેમજ હાથીની અંદર પણ ચાર પગ ઉપર બરાબર મધ્યમાં ઉભા રહેવાની શક્તિની અને શરીરના અંગોની વ્યવસ્થા પણ તે જ પરમાત્માએ વિચારપૂર્વક કરેલી છે:—

મંત્ર ૩.

આ ત્રીજા મન્ત્રની અંદર આપણા જાનુની ઉપર અને શ્રોણી ફલકની અંદર ધડનો શિથિલ ભાગ કરોડ તથા પેટ ગોઠવવામાં આવેલ છે કે જેમાં કરોડાસ્થિઓને સુદ્દઢરીતે બેસાડવામાં આવેલાં છે. આ બધી યોજનાઓ કોણે રચી છે? આ સ્થળે શ્રોણીફલકના ૪ અસ્થિઓ અને ૨૬ અસ્થિઓ કરોડના મળીને કુલ ૩૦ અસ્થિઓના સમુદાયથી એ ભાગ બનેલો છે. આ સમગ્ર યોજનાના સંબંધમાં આ બધા પ્રશ્નો છે.

મંત્ર ૪.

મંત્ર ચોથામાં આ ધડના પ્રદેશમાં છાતીના અવયવોને બનાવનાર કેટલાક દેવો છે. જેમાં ૨૪ પાંસળીઓ, ૨ છાતીના અસ્થિઓ, ૨ હાંસડીના અસ્થિઓ અને ૨ બે વાંસાના-સ્કન્ધના અસ્થિઓ મળીને કુલ ૩૦ અસ્થિઓનું છાતીનું ખોખું બનેલું છે: જેની

અંદરનાં ભાગમાં હૃદય, ફેફસાં, કંઠનલિકા, શ્વાસનલિકા આદિના દિવ્ય અવયવો ગોઠવાઇ રહ્યાં છે. આ બધી યોજનાઓ કોણે કરી છે?

### ચિત્ર નં. ૧. શરીરનાં અવયવોનાં નામો




જીવનસંગીત મંત્ર ૧-૪

### મનુષ્યનું અસ્થિ-પિંજર લગભગ ૨૦૨ અસ્થિઓના સંયોગોથી બનેલું છે. જેમાંથી ચિત્ર નં. ૧ નું વર્ણન

| | |
|---|---|
| ૧ માથાની ખોપરીનાં ... ... ... | ૮ |
| ૨ મુખમાં ... ... ... ... | ૧૪ |
| ૩ ગ્રીવાના ... ... ... ... | ૭ |
| ૪ હાંસડીના ... ... ... ... | ૨ |
| ૫ સ્કન્ધના ... ... ... ... | ૨ |
| ૬ પાંસળીઓનાં બન્ને તરફનાં ... ... | ૨૪ |
| ૭ ઉરો અસ્થિ ... ... ... | ૨ |
| ૮ વાંસાની કરોડના ... ... ... | ૧૨ |
| ૯ કટીમાં ... ... ... ... | ૫ |
| ૧૦ નિતંબના ... ... ... ... | ૨ |
| ૧૧ પુરશ્છાસ્થિ અને ત્રિકાસ્થિ ... ... | ૨ |
| ૧૨ બાહૂના ... ... ... ... | ૨ |
| ૧૩ જતુકાસ્થિ ... ... ... | ૨ |
| ૧૪ મણીબન્ધાસ્થિ ... ... ... | ૨ |
| ૧૫ હાથનાં બન્ને કાંડામાં ... ... | ૧૬ |
| ૧૬ હાથના બન્ને પોંચામાં ... ... | ૧૦ |
| ૧૭ બન્ને હાથની આંગળીઓમાં ... ... | ૨૮ |
| ૧૮ સાથળના ... ... ... ... | ૨ |
| ૧૯ ઘુંટીના ... ... ... ... | ૨ |
| ૨૦ જાનુના ... ... ... ... | ૪ |
| ૨૧ પગના કાંડાના ... ... ... | ૧૪ |
| ૨૨ પગના ફણામાં ... ... ... | ૧૦ |
| ૨૩ પગની આંગળીઓમાં ... ... | ૨૮ |
| કુલ અસ્થિઓ | ૨૦૦ |

શરીરની અંદરના સ્થૂલ, સૂક્ષ્મ અને મૃદુ અનેક અવયવોના રક્ષણ, પોષણ અને સ્થિતિ આદિનો બધો આધાર આ કઠિનતા યુક્ત અસ્થિ પિંજર પર અવલંબી રહેલ છે.

[ ભક્તિમય જીવન ગાળતા અને પોતાના ભક્તિભાવને કાવ્યદ્વારા મૂર્ત સ્વરૂપ આપતા શ્રી. વલ્લભજીભાઇ આપણી જ્ઞાતિના ભૂષણ રૂપ છે. તેમની કાવ્યપ્રસાદી પણ આ અંકમાં આપવામાં આવી છે. —સં.]

# મીરા

લેખક
શ્રી વલ્લભજી ભાણજી મહેતા
મોરબી

એની આંખમાં પ્રેમ-ભક્તિની મદિરા છે. એની નજરમાં કોઇ અજબ નશો છે, એના અંતર મ્હેલમાં કોઇ અલૌલિક પુરુષની રસાનુભૂતિ છે તેથી જ એના અંગે અંગે પરમ પ્રસન્નતાના પરાગ ઉડે છે. એ દેહમાં દેખાય છે પણ એનું નિત્ય રમણ તો એના દિવ્યદેહી સાથે જ છે. એના દેહના અણુ અણુમાં અરે એના લોહીના કણ કણમાં કોઇ અજબ રસની ભક્તિ થનગને છે. એ પ્રભુ પ્રેમ સૌંદર્યની ઉછળતી નાચતી જીવતી જ્યોત છે. જ્યાં પ્રભુનો સ્પર્શ થાય કે એની અનોખી દૃષ્ટિ મળે ત્યાં પછી કોઈ લૌકિક કે પાર્થીવ થોડું રહે છે ? પ્રભુ પ્રાપ્તિ માટે એણે જીવન જુદ્ધ ઓછાં ખેલ્યાં નથી. એણે પગે પડતા રાજ વૈભવને ફગાવી ભોગ વિલાસને છેવટના રામરામ કર્યા. એણે લોકલાજ અને ગૃહબંધનની વજ્ર બેડીઓને ભાંગી ભૂકો કર્યો અને પછી નીકળી. એના હૃદયરાજવી છબીલાછેલની શોધમાં. શરીરે શ્વેત ભગવી કંથા, કંઠે અને કાંડે *તુલસીની માળાનો શણગાર અને હાથમાં નાનો શો* તંબૂર લેતી નીકળી તે જન્મસિદ્ધ યોગિની પેલા અકળને કળવા, અગોચરને ગોતવા–ગોચર કરવા. એક તો દેહે કંચનવર્ણી, રૂપરૂપના ભંડાર અને મહીં ભળી પ્રેમભક્તિની મઘમઘતી સુગંધ. પછી એની કાંતિ અને



એની શાંતિનું પુછવું જ શું ? એ આજ તાજતખ્તની રાણી મટી પ્રેમભક્તિ સામ્રાજ્યની મહારાણી બની. એ ધરી તીર્થ સ્થળોમાં અને સંતોની મંડળીમાં અને એના મનમાનતો પ્રિયતમ હાથ ન આવ્યો ત્યાંસુધી એ પગ વાળીને નિરાંતે બેઠી નહીં. એણે એના મોહન મનોહરને કંઠમાં ગાયો, વાણીમાં ઉચ્ચાર્યો અને પ્રેમભક્તિના પૂર વહાવી જનતાને રસભીની કરી અને સંસ્કારી હૈયાને તો રસમાં તરબોળ કરી દીધા.

પ્રભુના વિરહ તાપે તપવું એજ એનું તપ, ભજનમાં એકતાર થઈ જવું એજ એનો યોગ અને ભજન ગાતાં ગાતાં પ્રભુમાં એકતાનતા અનુભવવી એજ એની સમાધિ અને પ્રેમભક્તિના પરમ ધન જગતમાં વહેંચવા એ એનું દાન. એ પ્રભુ પ્રાપ્તિના હર્ષોન્માદમાં, એની મધુર સ્મૃતિના કૈફમાં ઉન્મત્ત દિવાની બની નાચે છે કૂદે છે. પ્રભુ એનો પ્રિયતમ અને એ એની પ્રિયતમા. પ્રભુ એનો ગિરધરલાલ અને એ એની મીરા. એ પ્રભુની ગોપી અને પ્રભુ એના કામણગારા કહાન.

એ પ્રેમ ભક્તિની મહારાણી મેવાડની મહિમા મૂર્તિ, સિસોદિયાની શિખર શોભા અને જગત જનતાની જગદંબા મીરા આજ પણ અક્ષર દેહે ગાય છે.

મેરે તો ગિરધર ગોપાળ દૂસરો ન કોઇ.

# શ્રી મોઢ સેવા મંડળ ( હળવદ ) તરફથી

# રાજરત્ન શ્રી અડાલજાનું થયેલું સન્માન.

શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજા કાર્ય પ્રસંગે તેમના વતન-હળવદ ( કાઠિયાવાડ ) ગયા હતા તે તકનો લાભ લઇને ત્યાંના મોઢ જ્ઞાતિબંધુઓએ તથા હળવદના 'શ્રી મોઢ સેવા મંડળે' તેમને માનપત્ર આપીને તેમનું સન્માન કરવાનો મેળાવડો તા. ૧૨-૬-૪૨ ના રોજ જ્ઞાતિની ભોજનશાળામાં મોઢ જ્ઞાતિના આગેવાન તથા 'મોઢ સેવામંડળ' ના સેક્રેટરી શ્રી પુરુષોત્તમદાસ મહાદેવભાઈ વોરાના પ્રમુખપદે યોજ્યો હતો. મોઢ જ્ઞાતિબંધુઓ ઉપરાંત અન્ય ગૃહસ્થો તથા હળવદના મે. ન્યાયાધીશ આ. મે. ડોક્ટર વ્રજલાલ મોહનલાલ મ્હેતા એમ. બી. બી. એસ. અને અન્ય સ્થાનિક અમલદારો પણ પધાર્યા હતા. ગાંધી મલુકચંદ મોતીચંદ વકીલે શ્રી. અડાલજાનો પરિચય આપતાં તેમનાં બુદ્ધિબળ, સેવાભાવ, પરોપકાર અને વિદ્વત્તાના વખાણ કરતાં, તેઓ વડોદરામાં વસે છે છતાં પોતાના વતનને અને વતનના જ્ઞાતિબંધુઓને વિસારતા નથી એ માટે ધન્યવાદ આપ્યા હતા, અને આજે જ હળવદના કંસારીયા હનુમાન-જેના ઉપર લોકોની ખૂબ આસ્થા છે-ના મંદિર આગળ એક વિશ્રાંતિસ્થાન ( ધર્મશાળા ) બંધાવી આપવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી છે એ તેમની જનતાની સેવા કરવાની તત્પરતા બતાવે છે એમ જણાવી તેમના જીવનનું અનુકરણ કરવા જ્ઞાતિબંધુઓને વિનંતિ કરી હતી. પ્રમુખ શ્રી પુરુષોત્તમદાસ વોરાએ શ્રી અડાલજાની મુક્તકંઠે પ્રશંસા કરતાં જણાવ્યું કે હળવદની આપણી જ્ઞાતિમાં એમના જેવા નરરત્ન પાકે કે જેમની સેવાની કદર વડોદરા નરેશ જેવા બાહોશ રાજવી તેમને રાજરત્નનો ઇલ્કાબ આપીને કરે એ આપણી જ્ઞાતિએ અભિમાન લેવા જેવી વાત છે. શ્રી. અડાલજા નાનપણથી જ ચકોર, સ્વાવલંબી, સેવાભાવી અને પરમાર્થપરાયણ છે. લેખક તરીકે નામના મેળવીને તથા 'રાજરત્ન' નો ઇલ્કાબ મેળવીને તેમણે માત્ર આપણી જ્ઞાતિનેજ નહિ, પરંતુ હળવદ ગામને પણ ગૌરવ અપાવ્યું છે. હળવદમાં 'મોઢ સેવામંડળ' ની સ્થાપના કરવામાં તેમની જ પ્રેરણા હતી અને એ મંડળના પ્રમુખ તરીકે તેઓ આજે પણ મંડળના કામમાં રસ લઇને સાચી સેવા કરી રહ્યા છે.

આવા આગળ પડતા અને નામાંકિત જ્ઞાતિરત્નનું આપણે હૃદયપૂર્વક સન્માન કરીએ એ આપણું કર્તવ્ય છે, અને એ સન્માન કરવાની તક આપણને મોડી મોડી પણ આજે સાંપડી છે એ આપણું પરમ સૌભાગ્ય છે. આપણા ઉગતા યુવાનો એમના જીવનમાંથી પ્રેરણા મેળવે, એમના જેવા અનેક જ્ઞાતિરત્નો આપણી અહિંની જ્ઞાતિમાં પાકે, શ્રી. અડાલજા દીર્ઘાયુ ભોગવે અને તેમની કીર્તિમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થાય તથા તેઓ ભવિષ્યમાં વધુ ને વધુ જ્ઞાતિસેવા કરે એવી આપણે પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરીએ, અને તેમના તરફની આપણી લાગણી દર્શાવવા ફુલ નહિ તો ફુલની પાંખડી એ ન્યાયે આ માનપત્ર તેમને અર્પણ કરીને કૃતકૃત્ય થઇએ.

આ પછી હળવદના મોઢ જ્ઞાતિબંધુ શ્રી. જેઠાલાલ ગાંધીના શ્રી સૌભાગ્ય પ્રિંટિંગ પ્રેસમાં છપાયલું માનપત્ર મોઢ જ્ઞાતિબંધુઓ તથા મોઢ સેવામંડળના સભાસદો તરફથી પ્રમુખશ્રીએ શ્રી. અડાલજાને સાદર કર્યું હતું, અને પાન ગુલાબ લઇ મેળાવડો વિસર્જન થયો હતો.

આ માનપત્ર નીચે મુજબ હતું:—

# માનપત્ર

## શ્રીમાન રાજરત્ન તારાચંદ્ર પોપટલાલ અડાલજા,

**એલ. ટી. એમ.**

આપને વડોદરાનરેશ શ્રીમંત મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંહ ગાયકવાડ તરફથી 'રાજરત્ન' નો માનવંતો ઇલ્કાબ એનાયત કરવામાં આવ્યો છે તેની ખુશાલીમાં–આપ હાલ વતનમાં પધાર્યા છો તે તકનો લાભ લઇને–અમે હલવદના મોઢ વણિક જ્ઞાતિબંધુઓ તથા 'મોઢ સેવામંડળ' ના સભાસદો આપને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ.

અહિંની આપણી જ્ઞાતિમાં કેળવણીમાં આગળ વધવામાં આપે પહેલ કરી છે. મુંબઇની ધી વિકટોરિયા જ્યુબિલિ ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટમાં પહેલા નંબરે પસાર થઇ એલ. ટી. એમ. ની ડીગ્રી મેળવી વડોદરા રાજ્યમાં કલાભવન, વ્યાપાર ઉદ્યોગ ખાતું, તથા 'ગૃહઉદ્યોગમંદિર' માં સરસ કામગીરી બજાવીને 'ગૃહઉદ્યોગ અમલદાર' તરીકે ગૃહઉદ્યોગોના વિકાસ માટે સુંદર કાર્ય કરીને આપે પ્રતિષ્ઠા તથા પ્રશંસા પ્રાપ્ત કરેલ છે. એ અનુપમ સેવાની કદર તરીકે આપને રાજરત્નનો ઇલ્કાબ આપવામાં આવ્યો એ આપના જ્ઞાતિબંધુઓ તરીકે અમારા માટે પણ ગૌરવનો વિષય છે.

આપની જ્ઞાતિના વિદ્યાર્થીઓ કેળવણીમાં આગળ વધે એ જોવા આપ આતુર રહો છો; તે માટે તેઓને સલાહ, સુચના, ભલામણ, પુસ્તકો, આર્થિક મદદ વિગેરે દ્વારા આપ સહાય કરતા આવ્યા છો; જ્ઞાતિમાં આવશ્યક સુધારાઓ થાય અને જ્ઞાતિ પ્રગતિને પંથે ચડે એ માટે આપ ભાષણો તથા લેખો દ્વારા સતત પ્રયાસો કરી રહ્યા છો અને બાહોશ લેખક તરીકે કેવળ જ્ઞાતિમાંજ નહિ, પરંતુ હિંદભરમાં આપે ખ્યાતિ મેળવી છે એ જોઇને અમને ખુબ આનંદ થાય છે.

ધ્રાંગધ્રા રાજ્યના વતની તરીકે એ રાજ્યનાં જાહોજલાલી અને વીરત્વભર્યા પ્રાચીન ઇતિહાસને આપે આપના અતિ લોકપ્રિય પુસ્તક '**વીરની વાતો**' દ્વારા પ્રસિદ્ધિમાં મુકીને હલવદની મોઢજ્ઞાતિના એક સમર્થ લેખક તરીકે અહિંની મોઢ જ્ઞાતિને પણ ગૌરવ અપાવ્યું છે.

જ્ઞાતિનું માસિક 'મોઢમહોદય' શરૂ થયું ત્યારથી જ્ઞાતિ ઉપયોગી લેખો લખીને તેમજ 'મોઢમહોદય રજત મહોત્સવ ખાસ અંક' ના સંયોજક બનીને આપે સમસ્ત મોઢ જ્ઞાતિની અત્યુત્તમ સેવા બજાવી છે.

આવા આપના અનેક સેવાભાવી કાર્યો માટે અને આ બધાય ઉપર યશકલગી રૂપ '**રાજરત્ન**'નો માનવંતો ઇલ્કાબ આપને મળ્યો તે માટે અમે પુલકિત હૃદયે આપને મુબારકબાદી આપીએ છીએ, અને આપ દીર્ઘાયુ બનીને આથી પણ વધારે સેવા કરવા ભાગ્યશાળી થાઓ એવી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

હલવદ, તા. ૧૨–૬–૪૨

લી. અમો છીએ,

આપના શુભચિંતક જ્ઞાતિબંધુઓ તથા મોઢ સેવા મંડળના સભાસદોની વતી

વોરા ડામરશી કીરચંદ | પારી. લક્ષ્મીચંદ માણેકચંદ
ગાંધી પ્રાણજીવન મોતીચંદ | વોરા પુરૂષોત્તમદાસ મહાદેવભાઇ

# કોમ્યુનીઝમનો બાપ-જ્ઞાતિ

લેખકઃ શ્રી ઈશ્વરલાલ વીમાવાળા-સુરત

[લેખક શ્રી 'દેશબંધુ' અને 'સ્ત્રીશક્તિ'ના તંત્રી છે. જ્ઞાતિ રચનાના મૂળ સિદ્ધાંતો વિષે પોતાની માન્યતા તેમણે આ લેખમાં રજુ કરી છે. —સં.]

જ્યારે જ્યારે જ્ઞાતિ વિષે હું વિચાર કરું છું ત્યારે ત્યારે ઘણાક મહત્વના મુદ્દા મારી નજર સામે આવીને ખડા થઇ જાય છે. જ્ઞાતિ વિષે વિચાર કરતાં કેટલીક વાર મારાં મનમાં પ્રશ્ન ઊઠે છે કે જ્ઞાતિ જેવી સુંદર સંસ્થા ઉભી કરવાવાળા આપણા પૂર્વજોને પૂરતો ધન્યવાદ કેવી રીતે આપી શકાય?

આજે આપણે નવા જમાનામાં વસીએ છીએ. આપણી આસપાસ ચોમેર 'નવા વિચારો, નવું જ્ઞાન, નવા સંસ્કારો આવીને ખડાં થયાં છે. 'જ્ઞાતિઓને તોડી નાખો, જ્ઞાતિઓ પ્રગતિને અટકાવે છે, ન્યાતો પરદેશ ગમન કરનારાને ન્યાત બહાર મૂકે છે, ન્યાતના વાડાને લીધે દીકરા દીકરી પરણાવવાને વિશાળ ક્ષેત્ર મળતું નથી, ન્યાતના પટેલો જોહુકમી કરે છે...વગેરે અનેક ફરિયાદો ન્યાત-સંસ્થાની સામે પોકારો પાડીને રજૂ કરવામાં આવે છે.

પરંતુ ન્યાત સંબંધમાં વધુ સુક્ષ્મપણે વિચાર કરવામાં આવે તો જ એની ખુબી સમજાય છે. છેલ્લાં પચ્ચીશ વર્ષો થયાં આપણે રૂશીયા વિષે અને સોવિયટ વિષે ઘણી ઘણી વાતો સાંભળીએ છીએ. રશિયામાં તો સોવિયટનું રાજ્ય છે. ત્યાં તો કોઇ માણસ દશ હજાર પાઉન્ડ કરતાં વધુ મિલ્કત ભેગી કરી શકે જ નહિ. કરે તો તે સરકારમાં જમા થઇ જાય છે. ચોક્કસ હદ ઉપરાંતની બધી મિલ્કત રાજતંત્રની ગણાય છે. સોવીયટ તંત્રનો પ્રમુખ ચૂંટણીથી નિમાય છે, ત્યાંનું રાજતંત્ર બધાં બાળકોને પૂરતી કેળવણી વિના મૂલ્યે આપે છે. ગરીબીને કારણે કોઇ પણ બાળક કોઇ પણ શિક્ષણ લેવામાંથી બાકાત રહી શકતું નથી...

વળી ત્યાં લોકો પોતાને ઘેર રસોડાં રાખતાં નથી. સૌને રેશન બાંધી આપેલાં હોય છે તે પ્રમાણેની ખોરાકી તે સામાન્ય (જનતાને) રસોડેથી લઇ આવે છે. ગામેગામ પંચનું રાજ્ય. ગામનું ભેગું રસોડું અને ભેગો કોઠાર. ગામમાં કોઇ દુઃખી નહિ કે કોઇ પણ માણસને બેકાર રહેવું ન પડે, તેમ કોઇ પણ માણસને ભૂખે મરવું ન પડે, એવી બધી કોમ્યુનિઝમની વ્યવસ્થા રૂશિયામાં ચાલી રહી છે એવી વાતો આપણે ઘણાંક વરસોથી સાંભળતા આવ્યા છીએ.

આપણા વડવાઓએ એક નાનકડા શબ્દમાં એક ભવ્ય સમાજતંત્રની જાદુઇ ચાવી સમાવી દીધી છે. એ નાનકડો શબ્દ તે જ્ઞાતિ છે. જ્યારે જ્યારે જે કોઇ જનસમુદાયને એમ લાગી આવ્યું કે આપણી વચ્ચે સંસ્કારની, જ્ઞાનની, ધનસમ્પત્તિની અને રહેણી કરણીની સમાનતા છે અને એ બધાંની કક્ષા ચોક્કસ હદ વટાવીને ઉંચી કે નીચી ચાલી નહિ જવી જોઇએ, ત્યારે ત્યારે તેમણે ભેગાં મળીને જ્ઞાતિની સ્થાપના કરી દીધી છે. તેમણે ભેગાં થઇને એક કાગળીઆ પર એકડા કરી દીધા અને એ રીતે તેઓએ નક્કી કર્યું કે આપણે એક બીજાના છોકરા છોકરી માંહોમાંહે પરણાવવાં અને આપણાં ટોળામાં ભળે નહિ તેવા કોઇ પણ માણસની સાથે બેટી વહેવાર કરવો નહિ. આવી પ્રથમ બેઠક વખતે જેટલા માણસો 'જ્ઞાતિ'માં ભળે તે બધાંયની એકમતી સિવાય બીજો કોઇ પણ માણસ એ જ્ઞાતિમંડળમાં પાછળથી દાખલ થઇ શકે નહિ.

આવું ઠરાવીને જે માણસોએ પ્રથમવાર જ્ઞાતિની

સ્થાપના કરી તેઓ પોતાના ઉપર્યુક્ત વિચારમાં એટલા બધા મક્કમ હતા કે તેમનાથી સ્હેજ પણ વિનિપાત સહન થઇ શકતો ન હતો. જ્ઞાતિ એટલે બેટાબેટી પરણાવનારું મંડળ. જ્ઞાતિમાં ન હોય એવા કોઇ પણ માણસને ત્યાં કન્યા અપાય નહિ, તેમ જ તેને ત્યાંથી લવાય પણ નહિ; એ નિયમનો ભંગ કરીને જે કોઇ પગલું ભરે તેને ભારે દંડની સજા કરીને તોબા પોકરાવી દેવામાં આવતી હતી. તેમ કરવામાં જ્ઞાતિબંધુઓનો ઉદ્દેશ એ હતો કે આપણી સંસ્કારકક્ષા, ધનકક્ષા, રૂપકક્ષા, અને રહેણી કરણીમાં બીજી કોઇ વ્યક્તિ દાખલ પડીને ડખલગીરી કરી શકે નહિ. દરેક જ્ઞાતિને પોતાની ચોક્કસ કક્ષા હોય છે તે કક્ષાથી ઉપર કે નીચે તે જ્ઞાતિની કોઇ પણ વ્યક્તિ જઇ શકે નહિ. તેમ જ તેની જ્ઞાતિને લાંછન લાગે તેવું કૃત્ય કરી શકે નહિ. કરે તો તેના સ્વજનો તરતજ તેની પાછળ મંડીને તેની કુટેવ છોડાવશે અગર તો જો તે વ્યક્તિ બિલકુલ સુધરે નહિ એવી નઠોર હશે તો તેઓ તેનો પૂરો બહિષ્કાર કરશે.

દાખલા તરીકે કોઇ પણ વણિક જ્ઞાતિનો માણસ ચોરી કરશે નહિ કદાચ કોઇ યુવાન માણસથી નાદાની તરીકે ચોરી થઇ ગઇ તો તરત જ તેનાં સગાંવહાલાં પોતાની ગાંઠથી પૈસા કાઢીને ફરિયાદીની રકમ ચૂકવી દેશે અને પોતાના સગાને ખૂણે બેસાડી, કાન આમળીને ઠેકાણે લાવશે. કારણ કે વાણીઆનો દીકરો ચોરી કરે એ મોટામાં મોટું હીણપત ભરેલું છે, આખી જ્ઞાતિને કલંક લગાડે તેવું છે એમ દરેક વણિક જ્ઞાતિજન માને છે. એ જ પ્રમાણે બીજી બાબતમાં પણ સમજવું.

વળી દરેક જ્ઞાતિની ધનકક્ષા પણ હોય છે. જ્ઞાતિની બહાર કન્યા આપી શકાય નહિ એવો પક્કો નિયમ હોવાથી, ઘણીક વાર પૈસાવાળા માબાપને પણ પોતાની દીકરીને ગરીબને ઘેર પરણાવવી પડે છે. આથી ધનિકનો પૈસો અમુક અંશે ગરીબને ત્યાં જાય છે અને ન્યાતની ધનકક્ષા અમુક અંશે સમતોલ સચવાઇ રહે છે. વળી ગોળની બહાર કન્યા આપવાનો પ્રતિબંધ હોવાને કારણે ઘણીકવાર રૂપાળા યુવાનોને પણ કાળી કન્યાઓ સાથે પરણવાનું થાય છે. તેજ પ્રમાણે રૂપાળી કન્યાઓને કાળા મુરતીઆ સાથે પરણવાનું થાય છે પરંતુ એવાં લગ્નોથી થતાં બાળકોમાં માતપિતાનાં રૂપની સમતુલા આવી જાય છે. એજ પ્રમાણે જ્ઞાતિના વાડાબંધી મંડળને લીધે—જ્ઞાનકક્ષા, બુદ્ધિકક્ષા, ચાતુર્યકક્ષા બધુંય ચોક્કસ હદની અંદર સમતોલપણે સચવાઇ રહે છે.

જે જે દેશોમાં અને કોમોમાં જ્ઞાતિ જેવી ચોકસાઇ ભરેલી વ્યવસ્થા નથી, તે તે કોમોમાં કન્યા આપલે કરવાને માટે અતિ વિશાળ અને મર્યાદા વગરનું ક્ષેત્ર હોય છે. એવી કોમોમાં એક ધનિક માણસ અને એક ગરીબ માણસ વચ્ચેનું દરેક પ્રકારનું અંતર, સંસ્કારિક, બૌદ્ધિક, તેમજ રહેણી કરણીનું અંતર ઘણું જ મોટું હોય છે. તેઓ એક બીજાની સાથે વાત કરતાં પણ ડરે છે. જ્યારે બસો ચારસો ઘરની ન્યાત હોય તેવાં મંડળોમાં એ ફરક હંમેશ બહુ જ નજીવો રહે છે. તેવાં જ્ઞાતિજનો બધાય એક બીજાને સારી રીતે ઓળખે છે અને પોતપોતાની અંદર સારી સમતુલના જાળવી રાખી શકે છે. ટુંકમાં કોમ્યુનીઝમ અથવા સોવીયટ રાજતંત્ર રચવાનો જે મૂળ ઉદ્દેશ હોય છે તેની એક નાનકડી ચાવી–જ્ઞાતિમાં સમાઇ જાય છે.

શ્રી તારાચંદ ભાઇએ આ 'મોઢ મહોદય'ના ખાસ અંક માટે મારી પાસે લેખ માંગ્યો. હું જાતે મોઢ નથી, છતાં બીજું કાંઇ ન લખતાં, જ્ઞાતિસંસ્થા વિષેની મારી અંગત માન્યતા રજૂ કરતો આ લેખ લખી મોકલું છું.



# હળવદના હીરા

લેખક
વકીલ મલુકચંદ મોતીચંદ ગાંધી-હળવદ

[૧]

## રાજરત્ન તારાચંદ્ર પોપટલાલ અડાલજા.

એલ. ટી. એમ.



હળવદનો કોહીનુર હીરો તે વડોદરાનું રાજ્યરત્ન, ગુર્જર સાહિત્યનો ચમકતો સિતારો, મોઢેરા માતાનો માનીતો મણિ તે કોણ? તેને આપ સૌ ભાઈઓ ઓળખતા તો હશો, પરંતુ ન ઓળખતા હો તો હું તેમની ટુંકમાં ઓળખાણ આપું છું.

તે હળવદના મારા વડિલ જ્ઞાતિબંધુ રા. રા. ભાઈશ્રી તારાચંદ્ર પોપટલાલ અડાલજા L. T. M ધ્રાંગધ્રા રાજ્યમાં હળવદ નામે ગામ છે ત્યાંના એક અગ્રગણ્ય અડાલજા કુટુંબમાં તેમનો જન્મ સંવત ૧૯૪૪ ના કારતક સુદ ૧ ને દિવસે થયો હતો. વયના વધવા સાથે ભાઈશ્રી તારાચંદ્રભાઈ ગુણ અને બુદ્ધિમાં વધવા માંડ્યા, વધતા વધતા તેઓએ આટલે સુધી ઉંચ કેળવણી પ્રાપ્ત કરી.

તેઓ મૂળથી શાંતિની મૂર્તિ છે, કારણ કે હું જ્યારે હળવદમાં મિડલસ્કુલમાં ભણતો હતો ત્યારે હું તેમનો વિદ્યાર્થી હતો, અને તેઓ મારા માસ્તર સાહેબ હતા. ભણાવવામાં કેટલી બધી માથાકુટ કરવી પડતી હોવાથી, બીજા માસ્તરો વિદ્યાર્થીઓ ઉપર તપી જઈ વિદ્યાર્થીઓને મારે છે પણ ખરા. તેવી રીતના ગુણ ભાઈ શ્રી તારાચંદ્રમાં ન હતા; કારણ કે તેઓ શાંતિની મૂર્તિ હતા, ને હાલ પણ દર્શન કરવાથી જાણી શકાશે કે તેઓ ખરેખર શાંતિની મૂર્તિ છે. તેમની વાણીમાં પણ કુદરતી મધુરતા રહેલી છે. તેઓશ્રી મારાં ધારવાં પ્રમાણે વડોદરા ગયા પહેલાં, હળવદની જનતાને એક અમૂલ્ય ભેટ તેમણે પોતે ચિતરેલા સ્વર્ગનર્કના પ્રશ્નોના ચિત્રો આપતા ગયા હતા, જે હળવદના લક્ષ્મીનારાયણના મંદિરમાં જાહેર જનતા જોઈ શકે એ રીતે મુકવામાં આવ્યા હતા.

હું મંદિરમાં જ્યારે જ્યારે દર્શન કરવા જાઉં છું ત્યારે ત્યારે ભાઈ શ્રી તારાચંદ્રભાઈ યાદ આવે છે. તેઓ હળવદ જેવા એમના વખતમાં કેળવણીમાં પછાત ગણાતા ગામમાં જન્મ લઈ આવી ઉચ્ચ કેળવણીને પામ્યા તે તેમના ઉપર ભાગ્ય દેવીની કૃપાની વાત છે. ભાઈ તારાચંદ્રભાઈને ઓળખાવવા હોયજ નહિ, કારણ કે તેઓએ ગુર્જર સાહિત્યમાં સંસ્કારી લેખક તરીકે અસાધારણ ખ્યાતિ 'વીરની વાતો'માં મેળવેલ છે. તે સિવાય વીરાંગનાની વાતો, પ્રેમપ્રભાવ, વીર વનરાજ, વીર જગદેવ, નરબંકા, કાઠીઆવાડીની દંતકથાઓ, સૌરાષ્ટ્રની પ્રેમકથાઓ, હાથનગુટ, દંભી દુનીયા, ખાંડાના ખેલ, કીર્તિ, વિગેરે ગ્રંથો લખી જનતાને ખુબ સાહિત્ય પીરસ્યું છે. તેઓ વડોદરામાં એક મોટા હોદ્દા ઉપર હોવા છતાં, હળવદના બંધુઓને વિસરતા નથી, તેમજ હળવદની જ્ઞાતિની ઉન્નતિ થાય તેમ કરવા માટે તેમનું હૃદય તલસી રહ્યું છે, જેની ખાતર તેઓ જ્યારે

જ્યારે હળવદમાં પધારે છે ત્યારે ત્યારે તે બાબતની તેમની લાગણીની જ્યોત તરતજ જાગૃતિને પામે છે, અને તેને માટે તેઓ તન, મન અને ધનથી મહેનત કરે છે. દાખલા તરીકે થોડા વરસ પહેલાં હળવદમાં પધારેલા ત્યારે મને તથા રા. રા. પુરૂષોત્તમદાસ મહાદેવભાઇ વૈદરાજને મળ્યા ને તેઓશ્રીએ કહ્યું કે આપણે અહીંઆ એક મોઢ સેવા મંડળ નામની સંસ્થા સ્થાપવી. તેમણે તન, મન અને ધનથી કામ ઉઠાવી, તે સંસ્થા સ્થાપી, જેણે લોક સેવાનું સુંદર કામ કરી બતાવ્યું છે. તેમના માટે જેટલું લખું તેટલું થોડું જ છે, કારણ કે તેઓ ભણવામાં મૂળથી જ હુશિયાર હતા. વી. જે. ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટની ઉંચટની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં તેઓ પ્રથમ નંબરે પાસ થયા હતા અને તેઓ ફેલો નીમાયા હતા. વડોદરા રાજ્યની કલા ભુવન વણાટ શાળાના અધ્યાપક થઇ સાચા હૃદયથી કામ કરી દેખાડવાથી થોડાવખતમાંજ તેઓ રાજ્યના વેપાર ઉદ્યોગ ખાતામાં અને પછી રાજ્યના ગૃહ ઉદ્યોગ અમલદાર નીમાયા હતા. શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડ સરકાર તરફથી તેઓ નામદાર શ્રીના રાજ્ય રોહણના પ્રસંગે ભાઇ શ્રી તારાચંદભાઇને તેમણે બજાવેલી સુંદર સેવાની કદરમાં રાજ્યરત્નનો માનવંતો ઇલ્કાબ મળ્યો ત્યારે તે બાબતના ગૌરવથી જ્ઞાતિજનોના—તેમાંય હળવદના જ્ઞાતિ જનોના હૃદય તો ખૂબ આનંદથી ઉભરી આવ્યાં હતાં. પોતાના સંસ્કાર, પોતાની કૃતિઓમાં પણ તેઓશ્રીએ ઉતારેલ છે. પોતે પોતાની માફક ઉંચ કેળવણી હળવદના બીન કેળવણીવાળા પોતાના જ્ઞાતિબંધુઓને હમેશાં મળે તેમ ઇચ્છે છે અને તે માટે સહાય પણ કરે છે. તેઓ દીર્ઘાયુષ ભોગવે અને વધુ જ્ઞાતિ સેવા કરે તેવી પરમકૃપાળુ પરમાત્મા પાસે અરજ ગુજારૂં છું.

[ ૨ ]

## શ્રી. પુરૂષોત્તમદાસ મહાદેવ વોરા.

પરોપકારી હળવદનો હીરો, વૈદકમાં નિપુણ, હળવદના તે વૈદરાજ ભાઇ શ્રી પરસોતમદાસ મહાદેવભાઇ વોરા. તેઓ એક બાહોશ વેપારી ને પરોપ-



કારી વૈદરાજ છે. તેઓ હંમેશા પોતાનું જીવન પરોપકારમાં ગાળે છે. દાખલા તરીકે તેઓ પાંજરાપોળમાં પોતાના ઘણા વખતનો ભોગ આપે છે, તેમજ કોઇપણ ગરીબોને દવાની મદદ માટે ઘણાજ ટાઇમનો ભોગ આપે છે. વૈદકમાં તો પોતે પોતાના પરોપકારી જીવનની હદજ વાળી નાખી છે. કોઇ પણ ગરીબ કે શ્રીમંત કે બાળ, યુવાન કે વૃદ્ધ, સ્ત્રી કે પુરુષ રાત્રે કે મધ્યાન્હે કે ગમે તે ટાઇમે માંદાને જોવા સારૂ ઘરે આવવા માટે બોલાવવા આવે તો તેઓ પોતાના કામનો ભોગ આપી પરમાર્થી કામ કરવા માટે રાજી થતા કાંઇ પણ ફી લીધા સિવાય તુરતજ જઇ દર્દીને તપાસી તે મફત દવા આપે છે. તેનો એક રમુજી દાખલો આ રહ્યો:—

આ ગામનો એક ઘાંયજો સાધારણ માંદો પડેલ: જેથી તેની મા આ વૈદરાજને બોલાવવા ગયેલ ને એ તરતજ એમની સાથે ગયા, પણ એ ઘાંયજો તો ઘરે નહોતો! તેની મા કહે કે 'જરાક ઉભા રહો. અહીંઆ આજુ બાજુમાં કોઇકની હજામત કરવા ગયો હશે.' જેથી તેઓ હસી પડયા, છતાં એ તો ત્યાં ઉભા રહ્યા. તેની મા દીકરાને ગોતીને આવી એટલે તેને

વૈદરાજે તપાસ્યો, અને દવા આપી. સંવત ૧૯૯૬ ની સાલમાં દુષ્કાળ પડતાં, પાણીને માટે રાડ પડતાં, તેઓશ્રીએ જુના અને પુરાણા વાવ અને કુવાઓના ગાળ કાઢી રીપેર કરાવેલ છે.

સેવા મંડળ અંગે ઉકાળા તૈયાર કરવામાં તેમજ દર્દીઓ માટે દવા તૈયાર કરવામાં તેઓ તથા તેમના પત્ની પણ ઘણો શ્રમ લે છે. આવા આવા તો તેઓએ જ્ઞાતિ હિતમાં તથા બીજાઓને મદદરૂપ થવામાં કરેલા પરોપકારના દાખલા ઘણા છે.

## [ ૩ ]
## શ્રી. કહાન ચકુ ગાંધી.

હળવદનો હીરો તે શ્રી કહાન ચકુ ગાંધી. તેઓ હાલ નિવૃત્ત જીવન ગાળે છે, અને મોઢ જ્ઞાતિની ઉન્નતિ કેમ થાય તેને માટે અખંડ એકધ્યાને ચિંતવન કરી રહ્યા છે. તેનો દાખલો કે તેઓ મોઢ તેજોનિધિ* માટે તનતોડ મહેનત કરી રહેલા હતા અને તેમને તે છપાવતા આર્થિક મૂંઝવણ માટે તેમને તેમના શેઠ શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્મા ઉપર કેટલી શ્રદ્ધા છે તે તેમના લેખ ઉપરથી મને જણાઈ આવે છે. જેટલી નરસિંહ મહેતાને પોતાની હુંડી સ્વીકારાવામાં શ્રદ્ધા હતી તેથી વિશેષ તેમના શેઠ પ્રત્યે શ્રદ્ધા છે. સારા લેખક તેમજ કવિ પણ છે અને ભક્તિમાર્ગના ઘણાં કાવ્યો લખ્યાં છે.

## [ ૪ ]
## શ્રી. કનુભાઇ મહેતા

હળવદનો હીરો તે કોણ ? તે હીરો છે તો નાનો, પણ ભવિષ્યમાં વધુ ઝળકશે તેમ મને લાગે છે. તે હીરો એટલે હળવદના શ્રી કનુભાઇ મહેતા. તેમનું પુરૂં નામ શ્રી. કનૈયાલાલ ઉજમશી મહેતા. તેઓશ્રીને પોતાની નાની જ વયમાંથી લેખ લખવાનો શોખ થયો હતો. તે સિવાય તેમણે એક રસથાળ નામનું પુસ્તક 'મોઢ મહોદય' ૧૯૯૫ની ભેટ તરીકે બહાર પાડેલ છે. તે વાંચતા જણાશે કે ખરેખર તેમાં રસની અવધિ છે. તે સિવાય તે ભાઇ હળવદની જ્ઞાતિને કેમ ઉન્નતિ મળે તેને માટે જ્યારે અહિંયા હતા ત્યારે તનતોડ મહેનત કરી રહ્યા હતા. વિશેષ તેઓની હજુ નાની વય હોવા છતાં તેઓએ સત્કાર્યો કરી બતાવ્યા છે. તેઓશ્રીએ યુવક મંડળની તથા સાર્વજનિક લાયબ્રેરીની સ્થાપના કરવામાં ઘણી મહેનત ઉઠાવી હતી. હજી પણ તેઓ હાસ્યરસિક લેખો, વાર્તાઓ વિગેરે લખીને સાહિત્ય સેવા કર્યા કરે છે.

* 'તેજોનિધિ' અત્યાર સુધી પ્રગટ થયું નથી. 'મોઢ મહોદય' ઓફીસને ખબર મળ્યા છે તે મુજબ તેમણે મેળવેલી માહિતિ હાલ ઉપલબ્ધ નથી.

**(૫) સ્વ. શ્રી માણેકલાલ પુરૂષોત્તમદાસ વોરા** ઉચ્ચ કોટીના કાવ્યો લખતા જે 'સાહિત્ય' માસિકમાં પણ પ્રગટ થતા. તેમણે લખેલી નવલકથાઓ પણ પ્રગટ થઇ હતી. તેમણે સંસ્કારી લેખક તરીકે નામના મેળવી હતી.

**(૬) શ્રી શીવલાલ પોપટલાલ વોરા** પણ રસમય નવલકથાઓ લખતા, જેમાંની કેટલીક પ્રગટ પણ થઇ છે.

હળવદના ઘણા જ્ઞાતિબંધુઓ સાહસિક હોઈ તેમણે જ્યા જાય ત્યાં આગળ પડતો ભાગ લઈ નામના મેળવી છે.

**(૭) શ્રી. મલુકચંદ મોતીચંદ ગાંધી વકીલ**, હળવદ. તેઓ વકીલાતનો ધંધો કરે છે. ઉપરાંત ધીરધાર, શરાફી તથા રૂ નો ધંધો પણ ચાલુ રાખે છે. જ્ઞાતિસેવા કરવાના ઉત્સાહવાળા છે.

**(૮) શ્રી. કાનજી ઉજમશી** સેવાભાવી યુવાન છે. સાર્વજનિક લાયબ્રેરીનું સંચાલન કરે છે. જ્ઞાતિ હિતના કામમાં મદદ રૂપ થવાની ધગશવાળા છે.

**(૯) જેઠાલાલ ખીમચંદ** 'સૌભાગ્ય પ્રીંટીંગ પ્રેસ' ચલાવે છે. જાત અનુભવથી કળામય છાપકામની સગવડ લોકોને આપનાર સેવાભાવી યુવાન છે.



# નામાંકિત મોઢ વણિક બંધુઓનો

# જીવન-પરિચય

(પૃષ્ઠ ૬૪ નું અનુસંધાન)

(પૃષ્ઠ ૬૪ નું અનુસંધાન)

આપ્યો. સિવાય આસપાસના ગામડાંઓના આમ્યજનોને દવાનો મફત લાભ મળે તે માટે દવાની મફત વ્યવસ્થા કરી.

સંવત ૧૯૭૫ માં તબીયત બરાબર નહિ હોવાથી પોતાને વતન ગયા. આ વખતે એટલે કે સંવત ૧૯૭૬ ના કારતક માસમાં રાણપુર મુકામે જ્ઞાતિની એક કોન્ફરન્સ હતી. કોન્ફરન્સના વ્યવસ્થાપકોએ ખૂબ આગ્રહ કરી તેડાવ્યા અને જ્ઞાતિ બંધારણની વ્યવસ્થા માટે એક યોજના તૈયાર કરવાનું કહ્યું. આ યોજના માંદગી હોવા છતાં તૈયાર કરી આપેલી.

દૈવની ગતિ ન્યારી છે. કોન્ફરન્સ વખતે જ તેમની તબીયત લથડી અને રાણપુર મુકામે સંવત ૧૯૭૬ ના કારતક વદ ૩ ના રોજ દેહ ત્યજ્યો. આ વખતે તેમની ઉંમર ૪૩ વર્ષની હતી. તેમને એક પુત્ર અને એક પુત્રી હતાં.

પુત્રની ઉમ્મર વીસ વર્ષની હતી. તેમને ભણાવવાની ખૂબ હોંશ હતી, પરંતુ પુત્રનું દિલ ધંધામાં હતું એટલે ધંધાની તાલીમ આપવા માટે તે વખતના આગળ પડતા ધંધાદારી સંબંધીની પેઢીમાં કામ શીખવા અને તાલીમ લેવા ગોઠવ્યા. જેવી કે સુતરબજાર-કમિશન એજન્ટની પેઢી ઉપરાંત પોતાની દરેક બ્રાન્ચમાં ગોઠવી કામ શીખવ્યું અને ત્યારબાદ મુખ્ય પેઢીમાં કામ સોંપ્યું.

શ્રી. નારણદાસે રોપેલું વૃક્ષ, ફાલીફૂલી વિશાળ અને વિસ્તૃત થયેલ છે. મુંબઇમાંજ મુખ્ય પેઢી (વડગાદી) સિવાય નળબજાર, કડીયા મહોલ્લો, ભાતબજારમાં બ્રાન્ચો સ્થાપવામાં આવી છે.

ઉપરાંત હિંદુસ્તાનમાં બીજે સ્થળે બેઝવાડા, નરસાપુર, ટીપટુર, અરસીકેરા, કલીકટ, બરગરા અને પોનાનીમાં બ્રાંચો ખોલવામાં આવી છે.

મુખ્યત્વે મુંબઇનો વેપાર કોપરા ને નાળિયેરનો છે અને બ્રાન્ચો કોપરા-નાળિયેર ઉપરાંત કમિશનનું કામ કરે છે.

હાલમાં નાળિયેરનાં વેપારી તરીકે આ પેઢી હિન્દુસ્તાનમાં આગળ પડતી ગણાય છે. અને મુંબઇમાં માંડવી લત્તામાં એક પ્રતિષ્ઠિત પેઢી તરીકે સારી નામના મેળવી છે. આ પેઢીમાં અત્યાર સુધીમાં રહેલા અને નીકળી ગયેલા મોઢ ભાઇઓની સંખ્યા ગણીએ તો સો ઉપરની થાય છે.

સિવાય વિધવા બ્હેનોને પણ બનતી સહાય કરી છે. ઉપરાંત રાણપુર મ્યુનિસિપાલીટીને એક સાર્વજનિક લાયબ્રેરી બંધાવી આપી છે કે જેનું નામ "નારણદાસ મથુરાદાસ મ્યુ. ફ્રી વાંચનાલય રાણપુર" છે.

તદુપરાંત નાળિયેરવાલા ઘાસફંડ, ખેડુત સહાયક ફંડ, રેંટીયા ફંડ, ખોલી ગામડાના ખેડુતોને બીયાં, ઘાસ, રેંટીયા વગેરે પૂરા પાડી આસપાસના પાંચ, છ ગામને ઉક્ત ફંડોનો લાભ અપાયો છે.

જ્ઞાતિબંધુઓને ધંધા રોજગારમાં એક વા અનેક રીતે આર્થિક સહાય ઠીકઠીક કરી છે, (કે જેનો આંકડો કદાચ લગભગ એક લાખ સુધી પહોંચે). તેમ જ કેળવણીના ક્ષેત્રમાં પણ ઠીકઠીક મદદ કરી છે. ભૂતકાળમાં 'મોઢમિત્ર' કે જેના વ્યવસ્થાપક શ્રી હરજીવનદાસ મલુકચંદ પારેખ હતા (તેમના ભાણેજ થતાં) તે 'મોઢમિત્ર' પત્રની આર્થિક સહાયમાં આ પેઢીનો જ ફાળો હતો. વળી પરબો, કુવા, વાવ, રસ્તા સુધારવા પ્રત્યે પણ સારી રીતે સહાય કરવામાં આવેલ છે.

શ્રી. નારણદાસ મથુરાદાસ નાળિયેરવાલા આ પેઢીના સ્થાપક હતા. હાલમાં આ પેઢી તેમના પુત્ર શ્રી. મનોરદાસ ચલાવે છે.

## શેઠ હરજીવનદાસ મોહનજી કાપડીયા

જન્મ મુંબઇમાં સં. ૧૯૨૬ ના આસો વદ ૮ના રોજ. માતાનું નામ મોંઘીબાઇ. તેમના પિતા ચોરવાડથી વેરાવળ થઇ વહાણ માર્ગે મુંબઇ ગયા હતા. શરૂઆતમાં નોકરી કરી. પછી કાપડની સ્વતંત્ર દુકાન ખોલી સારો લાભ મેળવ્યો અને સં. ૧૯૩૧ માં તેમના ભાઇ ધરમસી શંકરજીના ભાગમાં વિઠ્ઠલવાડીમાં મકાન ખરીદ્યું.

સં. ૧૯૪૫માં ચોરવાડની શાળાના વિદ્યાર્થીઓને ઇનામ તરીકે આપવા માટે તેમણે રૂા. બે હજારની રકમ બક્ષીસ કરી હતી. ૧૯૫૬ના ભયંકર દુષ્કાળ વખતે મુંબઇમાં ફંડ કરી ચોરવાડની ગાયો માટે સગવડ કરી હતી; તેમજ ગરીબ માણસોને રાંધેલું અન્ન આપવા પ્રબંધ કર્યો હતો. સં. ૧૯૬૬માં માંડલીયા મોઢ વિભાગની કોન્ફરન્સ ચોરવાડમાં ભરી હતી. ચોરવાડમાં રૂા. આઠ હજારના ખર્ચે મીડલ સ્કુલ માટે મકાન બંધાવી આપ્યું છે.

રાજકોટ મુકામે ભરાયેલ, અખિલ મોઢ વણિક પરિષદના તથા ભોપાળ મુકામે ભરાયેલા શ્રી માલવા પ્રાંતિક પ્રથમ સંમેલનના તેઓ પ્રમુખ હતા.

તેમણે રાજકોટ મોઢ બોર્ડીંગમાં રૂા. ૧૧૦૦૦ની રકમ ભેટ આપી છે. તેઓ 'મોઢ મહોદય' કમીટીના ઉપપ્રમુખ હતા. 'મહોદય' માટે તેમણે ખૂબ શ્રમ લીધો છે.

## સ્વ. શેઠ વનમાળીદાસ પીરજી–વેરાવળ

તેમનો મુંબઇ, એડન, જીબુતી તથા એબીસીનીયામાં મોટા પાયા ઉપર વેપાર ચાલતો હતો. તેમણે વેરાવળમાં 'શ્રીરામ નિવાસ' નામની સુંદર ધર્મશાળા બંધાવી છે. (જુઓ જુદી હકીકત)

એડનમાં સ્ટીમર પોઇંટની અંદર ધર્મશાળા બંધાવવા માટે રૂા. દશ હજાર આપ્યા હતા. જીબુતીમાં રૂા. ચાર હજાર ખર્ચી એક સ્મશાન બંધાવ્યું છે.

તેમણે ખાસ પ્રયાસ કરીને જીબુતીમાં મરનારની પછવાડે રડવા કુટવાનો રિવાજ બંધ કરાવ્યો હતો.

## સ્વ. શેઠ લક્ષ્મીદાસ ભગવાનજી સાકરવાળા

શેઠ લક્ષ્મીદાસ ભગવાનજીનો જન્મ સંવત ૧૯૨૫ ના આસો સુદ ૧૫ ના રોજ કચ્છ–માંડવી ખાતે થયો હતો. તેઓ સાધારણ ગુજરાતી કેળવણી લઇને ચૌદ વર્ષની નાની વયે મુંબઇ આવ્યા હતા, અને ટુંક પગારે નોકરી કરી રહ્યા હતા અને ત્યાર પછી તેઓએ કરીયાણાની દલાલીની શરૂઆત કરી. ત્યાર પછી તેઓએ ભાગીદારીમાં સાકરના કારખાનાની શરૂઆત કરી. તેમાં ઇશ્વર કૃપાથી તેઓ ઉપર લક્ષ્મી દેવીની કૃપા થઇ અને સારૂં કમાયા હતા. તેઓ સ્વભાવે શાંત, દયાળુ અને પરોપકારી વૃત્તિવાળા હતા. તેઓનો જ્ઞાતિ પ્રત્યે સારો પ્રેમ હતો. તેઓએ રાજકોટની મોઢ બોર્ડીંગને રૂ. ૨૦૦૦ ની મદદ કરી કેળવણી પ્રત્યે પોતાનો પ્રેમ બતાવ્યો છે. તેઓએ બીજી પણ નાની મોટી રકમની સખાવત કરેલી છે. તેઓનું અવસાન ૬૮ વર્ષની વયે થયું છે. તેઓ સંવત ૧૯૯૩ના પોષ શુદ ૧૪ ના દિવસે ટુંક બિમારી ભોગવીને સ્વર્ગવાસી થયા છે. તેઓ ધાર્મિક વૃત્તિવાળા હતા અને પોતાની મદદ માગવા આવનારને તેઓ યથાશક્તિ મદદ કરતા. તેઓએ રૂપીયા ૧૦૦૦) ખર્ચીને જગન્નાથપુરી ખાતે ગૌશાળા બંધાવી છે.

## શ્રી. મથુરાદાસ ભક્તિદાસ પારેખ. ભાવનગર

ભાવનગરમાં જન્મ ૧૯૪૩ ના વૈશાક સુદ ૧૨. અભ્યાસ મેટ્રીક સુધી કરીને મુંબઇ આવ્યા. રૂ. ૧૨) ની નોકરી મળી. ૬ મહિના પછી કુપર એન્ડ કું. રંગવાળામાં રૂા. ૧૮) થી બે વર્ષ નોકરી કરી. પછી તબીયત બગડવાથી દેશમાં ગયા. ભાવસિંહજી મીલમાં જોડાયા. એ મીલને વ્યવસ્થિત બનાવી, ને ૧૯૧૨માં મુંબઇ ઝંડુ કારખાનામાં આવ્યા અને એને ૧૯૧૪ થી સારા પાયા ઉપર મુક્યું.

હાલ એજન્ટની ફર્મના ભાગીદાર છે. વાર્ષિક ૧૦ લાખનું ટર્ન ઓવર થાય છે. કારખાનાની એક હજાર એજન્સીઝ છે. ૧૦૦ના શેરના હવે ૧૭૦ ભાવ છે. કારખાનામાં જ રહીને મેનેજર તરીકે કાર્ય કરે છે. અને માસિક મુશાહીરો જુદો (એજન્ટ તરીકેના હક ઉપરાંત) મળે છે.

તેમને ૩ પુત્ર અને ૩ પુત્રી છે. ગોળની જરૂરીઆત નથી એમ તેઓ માને છે. મોઢ વણિક બંધુઓની ઉન્નતિ માટે તેમને બહુ જ લાગણી છે, અને એ લાગણીને અમલમાં પણ મૂકે છે.

## સ્વ. શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ—મુંબઇ

પોરબંદરમાં પોતાની પુત્રી કૃષ્ણાબેનના સ્મરણાર્થે હોસ્પીટાલ ખોલી છે. તેમણે શ્રી નાથદ્વારામાં રૂા એક લાખના ખર્ચે શ્રી લક્ષ્મી નિવાસ નામે એક આલેશાન ધર્મશાળા બંધાવી છે. નાસિકમાં તેમણે ભગવાનદાસ મૂળચંદ આરોગ્ય ભવનમાં રૂા વીસ હજાર ખર્ચીને શ્રી વિષ્ણુ યાગ કર્યો હતો. બદરીનારાયણ વિગેરે સ્થેળોમાં તેમના તરફથી સદાવ્રતો અપાય છે.

## શ્રીમતી સૌ. જયાવતી પ્રાણલાલ દેવકરણ, મુંબઇ

જામનગર રાજ્યના મુન્સફ અને મેજીસ્ટ્રેટ સ્વ. શ્રી. ગોવીંદજી ઝવેરચંદના તેઓ પુત્રી. જન્મ ૧૮૯૮ માં. તેમના લગ્ન મુંબઇના શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજી સાથે ૧૯૧૧ માં થયા. સામાજિક પ્રવૃત્તિઓમાં ખૂબ રસ લે છે. કોટના હિંદુ સ્ત્રી મંડળના સ્થાપક અને પ્રમુખ છે. હિંદુ સ્ત્રીઓની ઉન્નતિની હિલચાલોમાં આગળ પડતો ભાગ લે છે. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના, સાન્તાક્રુઝની ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ અને ભગીની સમાજના મુરબ્બી તથા મુંબઇ ઇલાકાની સ્ત્રીઓની કાઉન્સીલના આજીવન સભ્ય છે.

તેઓ કવિતાઓ તેમજ સંવાદો અને નાટિકાઓ સારી લખે છે. સરનામું—'લલિત વિલાસ' વાલકેશ્વર રોડ, મલબાર હીલ, મુંબઇ.

## શ્રી. રતિલાલ ન. પારેખ

દશા અડાલજા, જન્મ તા. ૩૧ ડીસેંબર સને ૧૯૧૦ માં કુંડલા પાસે ઇંગોરાળા ગામે. હાલ મુંબઇમાં રહે છે. વિદ્યાભ્યાસ મેટ્રિક સુધી. ધર્મમાં કોઇ પંથ કે સંપ્રદાયના વાડાને ન માનતાં, હિંદુધર્મનાં સર્વમાન્ય સત્યોને સ્વીકારે છે.

૧૮ વર્ષની વયે સૌરાષ્ટ્ર કાર્યાલય રાણપુરમાં નોકર રહ્યા. ત્યાં પાંચ વર્ષ કામ કરી, જન્મભૂમિ કાર્યાલય મુંબઇમાં આવ્યા. અહીં ત્રણ વર્ષ નોકરી કરી. ત્યાર પછી મુંબઇની રૂ બજારમાં ઇસ્ટ ઇંડિયા કોટન એસોસીએશનમાં સ્વતંત્રપણે ધંધો કરવામાં જોડાયા. હાલ તે ધંધો ચાલુ છે.

તેઓ દેશ સેવાની પૂરી ધગશ ધરાવે છે. સને ૧૯૩૨ ની મોટામાં મોટી સત્યાગ્રહ ચળવળમાં જોડાયા હતા. પ્રથમ, મીઠાના સત્યાગ્રહ સંબંધી પત્રિકાઓ છપાવી પ્રચાર કાર્ય કરનાર મંડળમાં હતા. આ કાર્ય તેઓ રાણપુરમાં કરતા હતા. તે મંડળના એક પછી એક વીરો જેમ જેમ સરમુખત્યારની જગાએ આવતા ગયા તેમ તેમ સરકારે તેમને પકડવા માંડ્યા તેઓ આઠમાં સરમુખત્યાર થયા કે તરત તેમને પકડવામાં આવ્યા. દોઢ વર્ષની જેલ મળી. તેમાં સાબરમતી જેલમાં ત્રણ માસ, યરોડા જેલમાં ત્રણ માસ અને વીસાપુરમાં એક વર્ષ એમ ત્રણ જેલ વચ્ચે દોઢ વર્ષ ગાળ્યું. હજુ પણ દેશને માટે હાકલ થતાં તેઓ ભોગ આપવાની ધગશ ધરાવે છે.

જ્ઞાતિ સેવા બજાવવામાં તેઓ મોઢ જાગૃતિ માસિકના તંત્રી પદે હતા. મોઢ યુવક મંડળ મુંબઇની કારોબારીના સભ્ય છે. પતિવ્રતા કુસુમ બ્હેન રસિકલાલ ઝવેરી ઉપર તેના પતિ રસિકલાલ બીજી પત્ની કરતા હતા તે અટકાવવા જુનાગઢ ન્યાયકોર્ટમાં જબ પ્રયત્ન કર્યો હતો. આવો જ બીજો પ્રસંગ મોહનલાલ

જીવરાજ નામનાં ભાઈએ એક હયાત પત્નીએ બીજી પત્ની કરવા પ્રયત્ન કરતાં તે સંબંધ તપાસ કરવા તેમની પહેલી પત્ની પાસે કાનપુર ગયા હતા. તેમ જ જયાબ્હેન જયંતિલાલવાળા ભાઈ જયંતિલાલનું અમદાવાદનું સગપણ ફોક કરાવવામાં પણ વીર મોહનલાલ મગનલાલ સાથે તેમણે ભાગ લીધો હતો.

તેઓ મરણ પામનાર પાછળ રડવા કુટવાનું બંધ કરવા તથા પ્રેતભોજન-જ્ઞાતિભોજન ન કરવાના અર્થાત્ સદંતર બંધ કરવાના દૃઢ આગ્રહી છે અને લગ્ન વિષયક તેમની માન્યતા એવી છે કે કન્યાવિક્રય તદ્દન બંધ થવો જોઇએ અને તે સંબંધનું બધું ખર્ચ રૂા. ૨૫૦ કે તેની અંદર સમાવું જોઇએ. એટલે કે ઘરેણાં લુગડાં વગેરેનો તેમાં જ સમાસ થવો જોઇએ. અર્થાત્ ચાંદલા થાય ત્યારથી તે પરણીને ઘેર આવે ત્યાં સુધીમાં કુલખર્ચ રૂા. ૨૫૦ કે તેની અંદર થવો જોઇએ. જ્ઞાતિમાં કોઇએ એક જીવતી પત્ની પર બીજી પત્ની ન કરવી જોઇએ. તેમ તેવા કિસ્સામાં જીવતી શોકય પર કોઇ જ્ઞાતિભાઇએ પોતાની કન્યા ન આપવી જોઇએ અને આપે તેને સખતમાં સખત નસીયત થવી જોઇએ. કોઇ અનિવાર્ય સંજોગોમાં એવું લગ્ન કરવામાં આવ્યું હોય તો પ્રથમની પત્નીને પૂરતી ખોરાકી આપવી જોઇએ. અગર તે પ્રથમ પત્નીની ઇચ્છા બીજે લગ્ન કરી સંસાર સુખ ભોગવવાની હોય તો તેને તેમ કરવા છૂટી કરી જોઇએ. વિધવા પુનર્લગ્ન થવા જોઇએ એમ તેઓ માને છે.

**જ્ઞાતિમાં અડાલજા, ગોભવા, માંડળીઆ, દશા, વીસા કે ગોળના બંધારણની તેઓ વિરૂદ્ધ છે. બધાને એક જ મોઢ જ્ઞાતિને નામે વ્યવહાર કરવાની તેમની માન્યતા છે.** તેમનું લગ્ન ભાવનગરમાં મફતલાલ ત્રિભુવનદાસને ત્યાં થયેલ છે. તેમને એક પુત્ર છે. તેમનાં સ્ત્રીને ગુજરાતી ભાષાનું સાધારણ અક્ષરજ્ઞાન છે.

## શ્રી. ચીમનલાલ બાલુભાઈ ગાંધી

[માહિતી મોકલનાર : શ્રી. કહાન ચકુ ગાંધી]

ભાઇ ચીમનલાલ દશા અડાલજા મોઢ વણિક છે. જન્મ સંવત ૧૯૭૦ ના આસો શુદ ૧૫, ધ્રાંગધ્રા પાસે લીઆ ગામમાં. હાલ મુંબઇ, અભ્યાસ ઇન્ટર સાયન્સ સુધી. ધર્મ રામપંથી, ધંધો વેપારી, ૨૨ વર્ષની વયે વેપારમાં જોડાયા. રૂ બજારમાં માલ લેવા વેચવાની તારવણી કરવામાં રહ્યા.

તેમણે ૧૯૩૨ ની દેશવ્યાપી સત્યાગ્રહ ચળવળ વખતે પ્રજા જાગૃતિને માટે લખતર આદિ ઘણે સ્થળે તેને લગતાં ભાષણો કરેલાં. હાલ તેઓ જ્ઞાતિ સેવાનું કાર્ય કરે છે. મોઢ જાગ્રત નામના માસિકના તેઓ તંત્રી હતા. તેમ જ મોઢ યુવક મંડળ મુંબઇના ઉપપ્રમુખ છે. પતિત્યક્તા કુસુમગૌરી પર શોકય લાવવાના તેના પતિનાં લીધેલ લગ્ન અટકાવવા જુનાગઢની ન્યાયકોર્ટમાં દાવો દાખલ કરી, ઈંજંકશનનો તાત્કાલિક સમન્સ બજાવવા તેઓ મોટર લઇ તે કન્યાને ગામ બાહ્મણુ ગામ ગયા હતા. લગ્નના દિવસે તે અટકાવવાનું થાય એટલે ગામડાનાં અજ્ઞાન લોકો ગુસ્સે થાય એ સ્વાભાવિક છે. આથી એક મોટાં ટોળાંએ તેમને ઘેરી લીધા હતા, અને સ્થિતિ ભયકારક થઇ પડી હતી. છતાં હિંમત ન હારતાં સમન્સ બજાવવાનું કામ તેમણે કર્યું હતું. તેઓ વિધવાઓને પુનર્લગ્ન કરવાની પુરૂષોની જેમ છુટ મળવી જ જોઇએ એમ દૃઢ માન્યતા ધરાવે છે. મરનાર પાછળ કોઇપણ પ્રકારનાં જ્ઞાતિભોજન તે પાપ છે અને તેવાં પાપથી જ્ઞાતિ સમસ્તને બચાવવા તેને સદંતર બંધ કરવાં જોઇએ એમ તેઓ મક્કમપણે માને છે. લગ્નમાં કન્યા વિક્રયનું તો નામ પણ ન હોય. સાથે સગપણથી તે પરણી ઘેર આવતાં સુધી રૂા. ૧૦૧ થી વધુ ખર્ચ કદી ન જ થાય તેવાં ધારા ધોરણ થવાં જોઇ, ઘરેણું દોઢસો રૂપિયાથી વધારે ન જ જોઇએ, અને આવા ધારાનો જે ભંગ કરે તેની જ્ઞાતિએ પૂરેપૂરી ખબર લેવી જોઇએ. એક પત્ની હયાત છતાં બીજી પત્ની થઇ શકે નહિ, યુરોપની આખી નેશન તે ધર્મને વશ વર્તે છે. નાગરના અમુક

પક્ષમાં પણ છોકરાં છૈયાંની ખોટે પણ બીજી વૈરી કરાતી નથી. આપણા ઇષ્ટદેવ રામચંદ્રજી જેવા એક પત્નીવ્રતવાળી જ્ઞાતિમાં કોઇ પણ સંજોગોમાં બીજી ન જ કરવી જોઇએ. તેમ જ જીવતી શોક્ય ઉપર કોઇએ પોતાની કન્યા ન આપવી જોઇએ એવો નિયમ થવો જોઇએ, અને તે નિયમ તોડનારને વધારેમાં વધારે આકરી સજા થવી જોઇએ. છતાં તેવું લગ્ન આવશ્યક જણાય તો આગલી સ્ત્રીને ભરણ-પોષણ માટે પાંચ હજાર જેટલી જુદી રકમ જ્ઞાતિને આપવી જોઇએ કે તે સકતાને વખતો વખત ઉધ-રાણી કરવી કે દુઃખી થવું ન પડે. તેમજ જો પહેલી સ્ત્રીને પરણવાની ઇચ્છા હોય તો તેને તેમ કરવા છૂટી કરવી જોઇએ. જ્ઞાતિમાં દશા, વીસા કે ગોળ, તડ આદિ ભાગલા ન જોઇએ. તે સ્પર્ધા અને દ્વેષના ઉત્પાદક છે તેથી ઝેરવેર ભાઈ ભાઈઓમાં વધે છે એમ તેઓ માને છે.

તેઓનું પ્રથમ લગ્ન રાણપુર થયું હતું. તેમનાથી તેમને એક પુત્ર છે. પહેલી પત્ની ગુજરી જતાં બીજી વખતનું લગ્ન કુંડલામાં શ્રી. લક્ષ્મીદાસ પરમાનંદદાસને ત્યાં થયેલ છે. તે ગુજરાતી ભાષાનું અક્ષર જ્ઞાન સારૂં ધરાવે છે, તેમ થોડું ઇંગ્લીશ પણ જાણે છે

## શ્રી. પ્રભુદાસ પીતાંબર અડાલજા.

બી. ઈ., એમ. આઈ. ઇ.,
એમ. આર. એસ.,—મુંબઈ. ×

મુળ રાજકોટના. હાલ મુંબઇ. દશા અડાલજા. ઉંમર વર્ષ ૪૩. સન ૧૯૨૨માં બી. ઈ. (સીવીલ-એન્જીનીયર) થયા. જમશેદપુર તથા માન્ડલે (બ્રર્મા)માં હ્યુમ પાઇપ એન્ડ કોન્ક્રીટ કન્સ્ટ્રકશન કં. લી. માં તથા તાતા કન્સ્ટ્રકશનની બધી શાખાઓમાં થઇને સાત વરસ કામ કર્યું. બાર વર્ષથી મુંબઈમાં અડાલજા તુરાણી એ નામે ભાગમાં કામ કરતા. એક વરસ થયાં સ્વતંત્ર—અડાલજા એન્ડ કું. નામથી કામ કરે છે. તેમની ઓફીસ ૨૭૯ ફ્રેટ સોશીયલ ઇન્સ્યુરન્સ બીલ્ડીંગ, ફીરોજશાહ મહેતા રોડ, મુંબઇ.

તેમણે ૧૯૩૭માં યુરોપની મુસાફરી સહકુટુંબ કરી હતી. તેમના પત્ની સૌ. રમાબ્હેન સુશીલ ગૃહીણી છે, પુત્ર કિશોરચંદ્ર મેટ્રીકમાં છે.

× એમના ફોટા માટે જુઓ એમનો લેખ 'ઘર અને મકાન'

## શ્રી. મોહનલાલ છગનલાલ પારેખ.



જન્મ ઇલીચપુરમાં તા. ૧૬-૧-૨૨. તેમના પિતાશ્રી જાપાન કોટન ટ્રેડીંગ કું.માં સેલ એજન્ટ હતા. તેઓએ મરાઠી શાળામાં મરાઠી અભ્યાસ કરેલો છે. છતાં ગુજરાતીમાં "અસ્પૃશ્યોદ્ધાર" ઉપર નિબંધ લખી સુવર્ણપદક મેળવ્યું છે. અભ્યાસ છોડયા પછી ઇલીચપુર રાષ્ટ્રીય સેવક સંઘ (નાગપુર)ની શાખામાં ભાષણો કરી સંઘના એક કાર્યકર્તા બન્યા. હાલમાં તેઓ બે વર્ષથી મુંબઇમાં છે.

## જ્ઞાતિના રાષ્ટ્રવીરો

[ માહિતિ મોકલનાર : શ્રી. મોહનલાલ ]

: ૧ :

શ્રી. દામોદર બાળકૃષ્ણ વોરા શિહોરના રહીશ છે. ઘાટકોપરના ખાદી પ્રચાર અને કોન્ગ્રેસના કાર્યોમાં સક્રિય ભાગ લે છે. ૧૯૩૨ ની સવિનય ભંગની લડતમાં ઘાટકોપરની રાષ્ટ્રીય લડતમાં સરસુખત્યાર બની



એક વરસનો જેલ નિવાસ ભોગવ્યો હતો. હમણાં વાણી સ્વાતંત્ર્યની લડતમાં સત્યાગ્રહ કરી ત્રણ માસની જેલ બીજી વખત ભોગવી આવ્યા હતા. અત્યારે ફરી વખત સજીવન થયેલી ઘાટકોપર કોન્ગ્રેસ કમીટીમાં ખજાનચી પદ સુપ્રત થયું છે.

: ૨ :

શ્રી ત્ર્યંબકલાલ વિઠ્ઠલદાસ મહેતા સાવર કુંડલાના રહીશ છે. અને ઘાટકોપર કોન્ગ્રેસના કાર્યોમાં ઉત્સાહ ભર્યો ભાગ લે છે, રાષ્ટ્રીય લડતને કાજે ૧૯૩૨ માં અને ૧૯૪૧ માં એમ બે વખત જેલ નિવાસ ભોગવી આવ્યા છે. અત્યારે ફરી વખત સજીવન થયેલી ઘાટકોપર કોન્ગ્રેસની વ્યવસ્થાપક



કમીટીમાં સભ્ય તરીકે ચુંટવામાં આવ્યા છે.

: ૩ :

શ્રી. રતિલાલ બેચરદાસ મહેતા સાવરકુંડલાના રહીશ છે અને વર્ષોથી મુંબઇ અને ઘાટકોપરના જાહેર જીવનમાં પોતાની સેવા આપી રહ્યા છે.



મુંબઈમાં કોટન બ્રોકર્સ સ્ટાફ યુનીઅનમાં સન ૧૯૨૯ થી અત્યાર સુધી મંત્રી તરીકે કામ કરી રહ્યા છે. આને અંગે મુંબઇ કોન્ગ્રેસના કાર્યોમાં પણ સક્રિય

ભાગ લઈ રહ્યા છે. સન ૧૯૩૨ ની સવિનય ભંગની લડતમાં મુંબઈથી પકડાયા હતા અને એક વર્ષનો જેલ નિવાસ ભોગવ્યો હતો.

ઘાટકોપરમાં તેમની કારકીર્દિ ઘાટકોપર હિન્દુ સભાના સ્થાપકોમાંના મુખ્ય કાર્યકર્તા તરીકે શરૂ થઈ હતી અને સન ૧૯૨૯ થી સને ૧૯૩૯ સુધી એક દાયકા સુધી ઘાટકોપર હિન્દુ સભાના મંત્રી તરીકે શ્રમજીવી સેવા આપી છે. આજે ઘાટકોપરની હિન્દુ સભાની સંસ્થા ખૂબ વિકાસ પામી છે. તેમાં શ્રી. રતિભાઈના કાર્યોનું સરસ ચણતર છે ઘાટકોપર કોન્ગ્રેસ કાર્યોની ફરજમાં તેમની આ વ્હાલી કારકીર્દિ છોડવી પડી હતી.

ઘાટકોપરની કોન્ગ્રેસ વ્યવસ્થાપક કમિટીમાં ૧૯૩૮ માં સામાન્ય સભ્ય તરીકે આવ્યા પછી વરસ દિવસમાં તેઓ ઘાટકોપર કોન્ગ્રેસ કમીટીના પ્રમુખપદે આવ્યા. આ કારકીર્દિ દરમીઆન કોન્ગ્રેસ પ્રધાન મંડળ હોદ્દા ઉપર આવતા દારૂનિષેધ પ્રવૃત્તિમાં કોન્ગ્રેસ સરકાર તરફથી તેમને તા. ૨૩-૧૨-૩૯ એક વોર્ડના ડીવીઝનલ ઓફીસર તરીકે નીમવામાં આવ્યા હતા. એક વરસ સુધી આ ફરજ તેમણે બજાવી હતી. પછી તો કોન્ગ્રેસે વાણીસ્વાતંત્ર્યનો સત્યાગ્રહ જંગ શરૂ કર્યો અને તેઓ ઘાટકોપર સત્યાગ્રહ સમિતિના પ્રમુખપદે રહ્યા અને ઘાટકોપરમાં પ્રથમ સત્યાગ્રહ કરી નવ માસનો જેલ નિવાસ વ્હોરી લીધો હતો. હવે અત્યારે ઘાટકોપરમાં કોન્ગ્રેસ કમીટીને રામગઢ કોન્ગ્રેસના ઠરાવ પ્રમાણે ફરી સજીવન કરવામાં આવી છે તેના પ્રમુખ પદે ચાલુ રહ્યા છે.

## ઘાટકોપરનાં સત્યાગ્રહી બહેન

જેઓ આજે ૧૯૩૦ ની સાલથી ખાદી આદર્શમાં સંપૂર્ણ આગ્રહી છે. અને ઘાટકોપરમાં સ્ત્રીઓની ખાદી ફેરીઓમાં જેઓ ખૂબ ખૂબ શ્રમજીવી હતા. પોતાની જીવન સંધ્યા ૬૫ વરસની ઉમરે ઘાટકોપરમાં વાણી સ્વાતંત્ર્યની રાષ્ટ્રીય લડતમાં ત્રણ ત્રણ વાર સત્યાગ્રહની આત્મફરજની તક સાંપડી હતી અને



ગં. સ્વ. શ્રીમતી મણિબહેન પારેખ.

તેમણે એ અનુપમ તક હોંશ પૂર્વક ઝીલી હતી.

૧લો સત્યાગ્રહ તા.૧૦-૨-૪૧.સજા સાદી ૧માસ.

૨ જો સત્યાગ્રહ તા. ૧૭-૩-૪૧. સજા દંડ રૂા. ૨૦૦) અથવા સાદી ૪ માસ સજા ભોગવી.

૩ જો સત્યાગ્રહ તા. ૨૯-૧૧-૪૧ આઝાદ.

શ્રીમતી મણિબહેન ૧૯૪૦ ના જાન્યુઆરીથી અખિલ ભારત ચરખા સંઘના સામાન્ય સભ્ય છે અને હજી ચાલુ છે. સત્યાગ્રહની લડત હમણાં બંધ થતા કોન્ગ્રેસ કમિટીઓને ફરી સજીવન કરવામાં આવી. શ્રી. મણી બહેનને ૧૯૪૨ ના ચાલુ વર્ષ માટે ઘાટકોપર કોન્ગ્રેસ વ્યવસ્થાપક કમિટીના સભ્ય તરીકે ચુંટવામાં આવ્યા છે.

વર્ષોથી મુંબઈમાં રહેતા છતાં તેમની શરીર પ્રકૃતી આટલી ૬૫ વરસની મોટી ઉમ્મરે પણ ખડતલ અને તંદુરસ્ત છે. અને તેમના કુટુમ્બને જાતે દળી સાત્વિક ખોરાકમાં મદદગાર બને છે. ઘર કામમાં અને ખાદી પ્રચાર કાર્યમાં તેમનું ખુબ શ્રમજીવીપણું એજ તેમની તંદુરસ્તીનું મુળ કારણ દેખાય છે.

જો તેમની પાસે શરીરશ્રમનું ઓછું કામ હોય તો તેમને ચેન પડતું નથી.જેલ નિવાસમાં તો તેમને સાદી સજાઓ હતી. ત્યાં કામ કરવાનું મળે નહીં. એટલે તેમણે પાંચ માસના નિવાસમાં ત્યાં ૧૩ (તેર) રતલ સૂતર કાંત્યું. આટલું કામ તેમને ત્યાં ઓછું લાગ્યું હતું. એટલે ઘેરથી ભરવા ગુંથવાનું કામ એક ખાદીની થેલી આલેખાવી લઇ ગયા હતા.

શ્રમજીવીપણાનો આ જીવન અનુભવ દરેક જીજ્ઞાસુઓને ઉપયોગી જણાશે, કારણ કે શરીરની તંદુરસ્તીમાંજ જીવનની મીઠાસ છે. ગાડી, વાડી અને વજીફા બધું હોય પણ તંદુરસ્તી ન હોય તો જીવન નિરસ અને આકરૂં બની જાય છે. આજે આપણા ગૃહજીવનમાં ઘરકામ વેચાતું દઇ કરાવવાની જે પ્રથા પડતી આવે છે તે આપણાં શારીરિક તંદુરસ્તીના દુર્ભાગ્યપણાની નિશાની છે.

## ખાદીઆદર્શ—રાષ્ટ્રસેવિકા

### ઘુમટાનો ત્યાગ તા ૧-૮-૧૯૩૮



સૌ શ્રીમતી અંજવાળી મોહનલાલ પારેખ.

ભાવનગર પારેખ કુટુમ્બના સૌ. બ્હેન અંજવાળી. એણે તા. ૧-૮-૧૯૩૮ ને રોજ પોતાના જીવનમાંથી ઘુમટાનો વિધિસર ત્યાગ કર્યો તેને આજે ચાર વર્ષ થવા આવ્યા છે. એટલે તેમનું આ સમાજ સુધારાનું પગલું સફળ થયું ગણાય.

શ્રીમતી અંજવાળી બ્હેન ખાદી આદર્શના આગ્રહમાં ખૂબ ખૂબ જીવનરસ ધરાવે છે. તા. ૩-૪-૧૯૩૦ ને રોજ ઘાટકોપરમાં પરદેશી કાપડની સૌથી પહેલી હોળીમાં પોતાનું વરણાનું જરી બાદલાનું અને મખમલના ભરેલા કપડા આશરે સાડા ત્રણસોથી ચારસોની કિંમતના ભસ્મિભૂત બનાવ્યા છે. આ ત્યાગ અને મોહ બળિદાન પછી ખાદી આદર્શ અને તેના આગ્રહમાં ખૂબ ઉંડા ઉતરતા ગયા. કારણકે પોતાના બધા વિદેશી કપડાંનો નાશ કરી શરૂઆતની જાડી અને ખરબચડી ખાદી અને મોંઘી ખાદીમાં પોતાના આખા કુટુમ્બ સાથે આગ્રહી બનવું એ મધ્યમ વર્ગની હરકોઇ વ્યક્તિ માટે જીવનનો કસોટીનો કોયડો છે. પણ શ્રીમતી અંજવાળી બહેને તો પૂજ્ય ગાંધીજીના આદેશ પ્રમાણે જીવનમાં સ્વેચ્છા પૂર્વક ગરીબાઇ ધારણ કરી. જોકે બાહ્ય દેખાવમાં તેમની આ ગરીબાઇ કોઇ કળી શકે એમ નથી કારણકે આમાં જીવન સાત્વિક અને સંતોષી બને છે; તે ઉપરાંત શ્રી. અંજવાળી બ્હેન પોતાના અને પોતાના બાળકોના ખાદી કપડાં મફત હાથ મહેનતથી વેરી કાપીને અને હાથે સીવીને કળામય અને સુંદર આકર્ષક બનાવે છે, જેની હરકોઇને અદેખાઇ આવે. અત્યારે તેમના સુતર કાંતણનો આંક ૩૫ નંબરનો છે.

ઘાટકોપરમાં તેમના રાષ્ટ્રીય જીવનમાં રચનાત્મક કાર્યો—ખાદી પ્રચાર અને ગ્રામ ઉદ્યોગ પ્રચારના કાર્યો—માં ખૂબ ખૂબ શ્રમજીવી રહ્યા છે. ૧૯૩૮માં એક વરસ તેઓ ઘાટકોપર કોન્ગ્રેસના વ્યવસ્થાપક કમિટીના સભાસદ હતા. ૧૯૩૪ થી છેલ્લાં પાંચ વર્ષ ગ્રામઉદ્યોગ સંઘના સામાન્ય સભ્ય રહ્યાં હતાં. સન ૧૯૪૦ ના જાન્યુઆરી માસથી અખીલ ભારત ચરખા સંઘના સામાન્ય સભ્ય હજી ચાલુ છે.

જેલ નિવાસનો અનુભવ મેળવવાનું તેમના નશીબમાં લાગતું નથી. ઘાટકોપરમાં ૧૯૩૨ માં સવિનય ભંગની લડતમાં ગેરકાયદેસર ચયેલી મહારાષ્ટ્ર પ્રાન્તિક કોન્ફરન્સની બેઠકમાં તેઓ પોતાની નાની બાળકી સાથે પકડાયા હતા, પણ ત્રણ દિવસમાં જ પોલીસ લોક અપમાંથી જ મુક્તિ મળી. (બીજો પ્રયાસ) છેલ્લા સત્યાગ્રહમાં પરવાનગીને માટે છેલ્લાં ગયેલા નામોમાં તેમનું નામ હતું, પણ સત્યાગ્રહની લડત બંધ થતાં, સુધીમાં પરવાનગી આવી નહીં.

## મોઢજ્ઞાતિનું એક અમૂલ્ય સ્ત્રીરત્ન શ્રી જમનાબાઈ નગીનદાસ સક્કઈ: મુંબઈ.

લગભગ પોણોસો વર્ષ ઉપર મુંબઈ નગરીમાં લક્ષાધિપતિ તરીકે શેઠ તાપીદાસ વ્રજદાસ અને તુલસીદાસ વ્રજદાસનું કુટુંબ પ્રસિદ્ધ ગણાતું હતું. તેઓ જ્ઞાતે અમદાવાદી દશા મોઢ ગૌભુજા હતા. આ બંને સગા ભાઈઓ અઢળક લક્ષ્મીવંત હતા. તેઓ મુંબઈમાં ઘણીખરી મીલોના માલિક હતા. મુંબઈમાં તેમજ સુરત વગેરે ગામોમાં બંગલાઓ, વાડી વજીફાઓ અને મકાનો સારી સંખ્યામાં તેઓ ધરાવતા હતા. શેઠ તાપીદાસને શ્રી. દામોદરદાસ તથા શ્રી. ડાહ્યાભાઈ બે પુત્રો હતા અને શેઠ તુલસીદાસને શ્રી. જમનાબાઈ અને શ્રી. રૂક્ષ્મણી બે પુત્રીઓ હતી.

શ્રી જમનાબાઈનો જન્મ ઇ. સ. ૧૮૬૨ માં મુંબઈમાં થયો હતો. બળવા પછીનું મુંબઈ—જુનું મુંબઈ અને આજનું મુંબઈ સરખાવતાં કોઈ ગામડાને સ્વર્ગની અમરાપુરી સાથે સરખાવવા જેવું લાગશે. પિતાનીજ કાળજીથી અને ધર્મસંસ્કારને લઈ જમના બહેનને સહજ ગુજરાતી શિક્ષણ મળ્યું હતું. તેમનું લગ્ન તેર વર્ષની વયે શ્રીયુત નગીનદાસ સાથે થયું હતું. શ્રીયુત નગીનદાસ સક્કઈ મૃત્યુ સમયે મુંબઈ બેંકમાં હેડ શ્રોફ તરીકે પદવી ધરાવતા હતા. જમનાબહેન કે નગીનદાસ પરણ્યા પહેલાં પરસ્પર ભાગ્યેજ એક બીજા મળ્યાં હશે. ત્હેમના હાલ મનાતાં સ્નેહ લગ્ન નહોતાં,—પરંતુ બંનેને પિતાને ત્યાં એવા ઉંચ સંસ્કાર પાડવામાં આવ્યાં હતાં કે આ દંપતીનો સ્નેહ ધીમે ધીમે વિકસ્યો અને સ્વર્ગીય બન્યો. એમનાં જીવન ઉપરથી જોઈ શકાય છે કે દંપતીજીવન ઉત્તમ બનાવવા માટે દ્રવ્યની, યુનિવર્સિટીની



ડીગ્રી કે રૂપસૌંદર્યની જરૂર નથી. આ પતિપત્ની ગૃહની-દેશની અનેક ચર્ચા ભરી વાતો કરતાં—અનેક દંપતિઓનાં નિરસ જીવનમાં રસ પૂરતાં, યુવાનીના અને નવા પવનમાં ધસડાતાંને ખેંચી પકડતાં—જુના રિવાજમાં પતિ સાથે બોલાય નહિ—પત્ર ન લખાય અને હરાય ફરાય નહિ એવી માન્યતામાં ઉછરેલાં હૃદયને, સંકુચિત કરી નાંખેલા દંપતીને સાથે રાખી એમનામાં નવો ઉત્સાહ-સહજીવન નાંખતાં. આમ આ દંપતિએ હિન્દુ સંસારમાં અનેક ગૃહકુંજો ઉત્પન્ન કરી ગૃહજીવનમાં શાંતિ, આનંદ અને ઉત્સાહ ઉત્પન્ન કર્યાં હતાં.

સ્ત્રીઓએ રાજકીય, સામાજિક ઉન્નતિમાં મુખ્ય ભાગ ભજવવો—સ્ત્રીઓ વિના પુરૂષના સર્વ પ્રયત્નો

એક પૈડે ચાલતી ગાડી જેવા છે, અને સ્ત્રીઓ જ્યાં સુધી ભણી નથી, દેશ, જ્ઞાતિ, કુટુંબને ઉન્નત કરવા શ્રમ લેતી થઈ નથી, અને પુરૂષની સહચારીણી થઇ નથી ત્યાં સુધી દેશનો ઉત્કર્ષ થવાનો નથી–એવી ઘોષણા કરી સ્ત્રી ઉન્નતિની હિલચાલ ઉત્સાહભર ઉપાડનાર જમનાબ્હેન સક્કઇના નામથી ગુજરાત ભાગ્યે જ અજ્ઞાત હશે.

જમનાબ્હેનના ગૃહજીવન–સમાજ જીવન ઉપરાંત એમનું નિત્યજીવન–ધર્મજીવન પણ એટલું ઉચ્ચ અને સંસ્કારી હતું કે એમના સહવાસમાં આવનારને એમને માટે દિવ્યભાવ, સન્માન, પ્રીતિ સિવાય કાંઈ જ થાય નહિ. આપણા ગુજરાતમાં યુનિવર્સિટીની ડીગ્રીઓ લેતી સન્નારીઓ થવા માંડી છે. પ્રસંગ પડે જાહેર વ્યાખ્યાનોમાં પુરૂષોને હઠાવે એવી વક્તા સ્ત્રીઓ પણ છે. સંસ્થાઓમાં પ્રમુખ કે મુખ્ય કાર્યવાહકો થનાર જોઇએ એવી સ્ત્રીઓ મળી આવશે. એકને બદલે દશ ખર્ચનાર ધનાઢ્ય સ્ત્રીઓની ખોટ નથી. જુનામાં જુની રીતથી સાધ્વીઓ અને અપ–ટૂ–ડેટ રહેનારી સુંદરીઓ છે, પરંતુ જન સેવા એ જ જીવનનો મુખ્ય ઉદ્દેષ છે, પતિ-પત્નીનું કુટુંબ એ સેવાનું મુખ્ય સ્થાન છે, જનસેવાનું પહેલું પગથીયું છે એમ સમજી ધીમે ધીમે બહાર પડી, ધર્મભેદ, જ્ઞાતિભેદ, સ્થિતિભેદ ભૂલી પવિત્ર દ્દષ્ટાંત રૂપ શુદ્ધ જીવન ગાળી નિરભિમાનથી અને સ્વાશ્રયથી રાત્રિદિવસ સ્ત્રીઓની ઉન્નતિ માટે–સર્વ કોઇને આકર્ષક પ્રેમમાં આંજનાર જમનાબહેન જેવી સર્વગુણસંપન્ન સન્નારી ગુજરાતમાં ઘણીજ થોડી હશે. મહર્ષિ દાદાભાઇના જમનાબ્હેનના મૃત્યુ પ્રસંગે કાઢેલા ઉદ્દગારો યોગ્ય જ છે કે–"સ્ત્રીઓની પ્રગતિના કાર્યમાં જેનામાં જે સદ્દગુણો જોઇએ તે સદ્દગુણો ભૂષિત હિન્દુ સ્ત્રી કોઇ હોય તો જમનાબ્હેન સક્કઇ હતાં."

શ્રી. જમનાબ્હેન સક્કઇનાં આદર્શ જીવન વિષે લેડી વીલીંગ્ડન, શ્રી સરોજીની નાયડુ, લેડી તારાબાઇ ચુનીલાલ મહેતા, લેડી ધનબાઇ જહાંગીર, લેડી સ્ટેન્લી રીડ, લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, સ્વ. દાદાભાઇ નવરોજી, મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી, શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, સેંટ નિહાલસિંગ વિગેરે જાણીતી વ્યક્તિઓએ અને અનેક આગેવાન પત્રોએ મુક્ત કંઠે પ્રસંશા કરી છે. આવું સ્ત્રીરત્ન જગતમાં આપણી જ્ઞાતિનું ગૌરવ વધારે એમાં શું આશ્ચર્ય ?

## શ્રી. હિંમતલાલ બાપુલાલ પરીખ.

એલ. સી. ઈ. મહાડ.

તેમના પિતાશ્રી બાપુલાલ કાળીદાસ. રહેવાસી ખંભાતના. પોસ્ટલ ડીપાર્ટમેન્ટમાં તેઓ કામ કરતા હતા અને બહુજ ગરીબ અવસ્થામાં મહા મુશ્કેલીથી થોડું ભણ્યા હતા. એમણે શ્રી. હિંમતલાલને તથા તેમના મોટાભાઈ સોમાલાલ બાપુલાલ પરીખને મહા મહેનતે થોડા પગારમાંથી બચત કરી ઉચ્ચ શિક્ષણ આપ્યું. શ્રી. સોમાલાલ પોસ્ટલ ડીપાર્ટમેન્ટમાં વડોદરાના પોસ્ટ માસ્તર છેલ્લા હતા અને ત્યાંથી પેન્શન લઇ હાલ ખંભાત રહે છે. શ્રી હિંમતલાલનો જન્મ રામનવમીને દિવસે સને ૧૮૮૮માં થયેલો. રાજપીપળા હાઇસ્કુલમાંથી મેટ્રીકની પરીક્ષા પસાર કરેલી, ત્યાં બરોડા કોલેજમાં પ્રીવીયસ અને ઇન્ટરમાં પાસ થઇ પુનાની ઈન્જીનીયરીંગ કોલેજમાં ૧૯૦૬ માં દાખલ થયેલા. ૧૯૧૦માં ત્યાંથી L. C. E. ની ડીગ્રીમાં પાસ થયા. પહેલા બીજા અને છેલ્લા વરસની પરીક્ષામાં ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ આવેલા. આર્થિક સ્થિતિ નબળી હોવાથી કોલેજનો નિભાવ સ્કોલરશીપો ઉપર કરેલો. ઉપલે નંબરે પાસ થતા એમને સારી સ્કોલરશીપો મળતી, તેમજ ગાયકવાડ સરકાર તરફથી પણ મહિને રૂ. ૨૦ ની સ્કોલરશીપ ત્રણ વરસ માટે મળી હતી. L. C. E. ની પરીક્ષામાં ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ આવ્યા એટલે તેમને Government ની Guaranteed appointment મળી અને તેઓ "Indian service of engineers" કે જે All India service છે તેમાં માર્ચ ૧૯૧૧ માં જોડાયા. પહેલું વરસ Darna

Dam દેવલાલી પાસે બાંધ્યો છે, તેના ઉપર Apprentice engineer તરીકે હતા. પછી આસીસ્ટન્ટ ઇન્જીનીયર તરીકે ૧૯૧૨ના માર્ચમાં કાયમ થયા હતા. સોલાપુર ડીસ્ટ્રીકટ તથા પુના ડીસ્ટ્રીકટ અને માલઅરસ ડીસ્ટ્રીકટમાં નીરા રાઇટ બેન્ક કેનાલના કન્સ્ટ્રકશન ઉપર આસીસ્ટન્ટ ઇન્જીનીયર તરીકે તેમણે નોકરી કરી. પછી માર્ચ ૧૯૨૧ માં એકઝીક્યુટીવ ઇન્જીનીયર તરીકે કાયમ થયા, અને સોલાપુર ડીસ્ટ્રીકટ, રત્નાગીરી ડીસ્ટ્રીકટ, કેનેરા ડીસ્ટ્રીકટ, બીજાપુર ડીસ્ટ્રીકટ, વેસ્ટ ખાનદેશ ડીસ્ટ્રીકટના એકઝીક્યુટીવ ઇન્જીનીયર તરીકે ૧૯૨૩ સુધી કામ કર્યું. ત્યાંથી ૧૯૨૪ માં તેમની બદલી સીંધ થઇ અને સકરબરાજના Construction માં પાંચ વર્ષ કામ કર્યું અને તેમની મહેનત, પ્રમાણિકપણા અને વ્યવસ્થિત કામ કરવાની રીતથી સરકારને બહુ સસ્તે ભાવે કામ કરી આપ્યું અને ઘણા પૈસાની બચત કરાવી. પછી રજા લઇ છ મહિના વિલાયતની મુસાફરી જઇ આવ્યા અને England, Scotland, Belgium, Germany, Russia, Italy અને Switzerlandમાં ફરીને પાછા ફર્યા. ૧૯૩૧–૩૫ માં સુરત અને ભ્રોચ ડીસ્ટ્રીકટના એકઝીક્યુટીવ ઇન્જીનીયર હતા. ત્યાંથી ૧૯૩૫ ના ડીસેમ્બરમાં સિંધમાં નવા રસ્તાની સ્કીમ ગવર્નમેન્ટે કહાડી હતી અને તેમાં બાહોશ ઓફિસરની જરૂર હોવાથી તેમને પસંદ કરીને સરકારે તેમને રૂા. ૧૭૫૦ ના પગારે સુપ્રીન્ટેન્ડીંગ ઇન્જીનીયરના હોદ્દા ઉપર સીંધ મોકલ્યા. ત્યાં ૧૯૪૧ ના માર્ચ સુધી સારી રીતે કામ કર્યું અને રૂા. ૨૧૫૦ ના પગાર સુધી વધ્યા. પણ પછી સરકારે તેમના કામની કદર ન કરતાં તેમનાથી Junior એક European officer ને ચીફ ઇન્જીનીયર બનાવી તેમનો હક્ક ડુબાડ્યો, એટલે સ્વમાન જાળવવા તેમણે રજા લીધી, અને રજા પુરી થયે મે ૧૯૪૩માં તેઓ રીટાયર થઇ ગયા. તેમની સ્થિતિ નોકરી પહેલાં બહુ સાધારણ હોવાથી તેમને ગરીબોના દુઃખ માટે સહાનુભૂતિ છે, અને તેમનાથી બનતી મદદ તેમને યોગ્ય લાગે તે પાત્રો તથા સ્થળોએ કરતા આવ્યા છે.

તેમના પત્ની શ્રી. મણિગવરી તેમની ૩૯ ઉપરની વય હતી ત્યારે ગુજરી ગયાં અને તેઓ એક પત્નીમતમાં માનનારા હોવાથી તેમણે ફરી લગ્ન નથી કર્યાં. તેમને કંઇ ફરજંદ નથી. તેમનું લક્ષ આધ્યાત્મિક જીવન તરફ હોવાથી તેમના ધ્યેય પ્રમાણે તેમનું આયુષ્ય વિતાવી રહ્યા છે.

## સ્વ. પ્રીન્સીપાલ જેકીશનદાસ કણિયા.

સ્વ. જેકીશનદાસ જેઠાભાઇ કણિયા બી. એ. થયા પછી ભાવનગરની શામળદાસ કોલેજના સંસ્કૃતના પ્રોફેસર તરીકે નિમાયા હતા. જ્યાં તેમણે પોતાનું આખું જીવન વિદ્યાની ઉપાસનામાં વ્યતિત કર્યું. તેમણે પાતાંજલ યોગદર્શન લખ્યું હતું, તેમજ તેઓ વડોદરાના શ્રી શ્રેયઃસાધક અધિકારી વર્ગ તરફથી નીકળતા 'યમદંડ' તથા 'મહાકાળ' માસિકોમાં વખતો વખત લેખો લખતા. તેમણે શ્રી શંકરભાષ્યનું ભાષાંતર પણ કર્યું હતું. બાયોકેમીસ્ટ્રીનો પ્રથમ પરિચય હિંદને પ્રો. કણિયાએ વ્યાધિ હજાર અને ઔષધ બાર એ પુસ્તક લખીને કરાવ્યો હતો. તેઓ બુદ્ધિ બળ (શેતરંજ) અને બીજની રમત રમવામાં એક્કા હતા. છેવટે તેઓ કાલેજના પ્રીન્સીપાલના માનવંતા હોદ્દા ઉપર આવ્યા હતા. તેઓ સં. ૧૯૭૯ માં સ્વર્ગવાસી થયા છે.

## દિવાન બહાદુર ચુનીલાલ માણેકલાલ ગાંધીઃ સુરત.

આપબળથી આગળ વધેલા આ ગૃહસ્થ સુરતની શોભા અને કીર્તિરૂપ ગણાય છે. તા. ૫–૮–૧૮૭૧ ના રોજ તેમનો જન્મ. વતન રાંદેર. દશા ગોભના મોઢ જ્ઞાતિના ભુષણરૂપ આ જ્ઞાતિબંધુએ સુરતમાં મેટ્રીક સુધી અભ્યાસ કરીને પછી મુંબઇની એલ્ફીન્સ્ટન કાલેજમાં અને ગવર્નમેન્ટ લો સ્કુલમાં શિક્ષણ લીધું હતું. ઇ. સ. ૧૮૮૯ માં મેટ્રીકમાં, ૧૮૯૨ માં

બી. એ. માં અને ૧૮૯૫માં એલ. એલ. બી. ની પરીક્ષામાં તેઓ પસાર થયા. ૧૮૯૦ માં એલ્ફીન્સ્ટન પ્રાઇઝમેન અને ૧૮૯૨ માં કોબ્ડન કલબ મેડલીસ્ટ થયા. ૧૮૯૨ થી ૯૪ સુધી રાંદેર ટાઉન મ્યુનિસીપાલીટીના સભ્ય તરીકે જાહેર જીવન ગાળીને ૧૮૯૪ માં સુરતની ગવર્નમેન્ટ હાઈસ્કુલમાં શિક્ષક તરીકે તેઓ જોડાયા. ૧૮૯૫-૯૬ એલ્ફીન્સ્ટન કોલેજના લાઇબ્રેરીયન તથા કોલેજ હોસ્ટેલના સુપ્રીન્ટેન્ડન્ટ રહ્યા. ઈ. સ. ૧૮૯૬ ના ઓગસ્ટમાં તેમણે સુરતમાં વકીલાત કરવાનું મુહૂર્ત કર્યું અને ટુંક વખતમાં પ્રતિષ્ઠિત વકીલ તરીકે નામના મેળવી.

૧૯૦૪ થી ૧૯૦૯ સુધી સુરત શહેર સુધરાઇના સભ્ય ચુંટાયા હતા. સુરત મુકામે ૧૯૦૭ માં ઇન્ડીયન નેશનલ કોંગ્રેસ ભરાઇ તેના સેક્રેટરી તરીકે તેમણે કામ કર્યું હતું, અને ૧૯૦૮ થી ૧૯૧૨ સુરત ડીસ્ટ્રીક્ટ કોંગ્રેસ કમીટીના પણ સેક્રેટરી રહ્યા હતા. ૧૯૦૯ થી ૧૯૧૨ સુધી રાંદેર ટાઉન મ્યુનિસિપાલીટીના પ્રથમ બીનઅમલદાર પ્રમુખ તેઓ બન્યા હતા, તેમજ ૧૯૦૭ થી ૧૯૧૩ સુધી સુરત લીબરલ એસોસિએશનના સેક્રેટરી હતા. ૧૯૦૯ માં શરૂ થયેલ ધી સુરત ડીસ્ટ્રીક્ટ કોઓપરેટીવ યુનીયન લિ. ના સ્થાપકોમાંના એક તેઓ હતા, અને ૧૯૧૨ માં સુરત સાર્વજનિક એન્યુકેશનલ સોસાઇટીના પ્રયોજકોમાંના એક પણ તેઓ હતા. ૧૯૧૩ થી ૧૯૨૧ સુધી તેઓ સરકારી વકીલ નિમાયા હતા.

સુરત ડીસ્ટ્રીક્ટ કો. ઓ. બેંક લિ. ના પ્રમોટર અને ૧૯૦૯ થી ૧૯૩૪ સુધી ડાયરેક્ટર અને ૧૯૧૭ થી ચેરમેન અને પ્રમુખ છે. સાર્વજનિક એજ્યુકેશનલ સોસાયટીના ૧૯૨૦ થી કારોબારી તથા વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ છે. પ્રાથમિક શિક્ષણ સમિતિ તેમજ રીટ્રેન્ચમેન્ટ તથા એકસાઇઝ કમીટીના સભ્ય હતા. વર્ષો થયાં તેઓ સુરતના નોટરી પબ્લીક છે.

ગૃહ ઉદ્યોગના પુનર્જીવન માટે એમણે ડ્રોઈંગ અને ડીઝાઇન કલાસની શરૂઆત કરી હતી અને એ સંસ્થા સાર્વજનિક એ. સોસાઇટીએ પોતાના હસ્તક લીધી ત્યાંસુધી દિ૦ બ૦ એની સમિતિના પ્રમુખ હતા.

સ્ત્રીશિક્ષણમાં પણ તેમનો હિસ્સો હતો-સુરત મહિલા વિદ્યાલયના ૧૯૨૭ થી ૧૯૩૪ સુધી તેઓ પ્રમુખ હતા. ઇ. સ. ૧૯૩૪માં એમણે ગર્લ્સ હાઇસ્કુલની શરૂઆત કરી હતી, જેમાં આજે ૫૫૦ બાળાઓ અભ્યાસ કરે છે. સુરત સેવા મંડળ, સુરત જીલ્લા વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ., સુરત વ્યાયામ વીર સંમેલન, સુરત ડીસ્ટ્રીક્ટ કોઓપરેટીવ ઇન્સ્ટીટયુટ, સહકારી પરિષદો, બોમ્બે કોઓપરેટીવ ઇન્સુરન્સ સોસાઇટી વિગેરેના પ્રમુખપદને તેઓએ શોભાવેલ છે.

અનેક કંપનીઓમાં તેઓ ડીરેક્ટર છે-જેવી કે બોમ્બે પ્રોવીન્શીયલ કોઓપરેટીવ બેંક લી. બોમ્બે કોઓપરેટીવ ઇન્સ્યુરન્સ સોસાઇટી; સુરત ઇલેકટ્રીસીટી કં. લી. સુરત ડીસ્ટ્રીક્ટ કો. ઓ. બેંક લી. વિગેરે.

કેટલીય સંસ્થામાં તેઓ સભ્ય છે-સુરત ડીસ્ટ્રીક્ટ બોર્ડ ઓફ સુપરવાઈઝીંગ યુનીયન, ઓલ ઇન્ડીયા કોઓપરેટીવ ઇન્સ્ટીટયુટસ એસોસીએશન, ધી બોમ્બે પ્રોવીન્શીયલ કો. ઇ. ની સેન્ટ્રલ એજ્યુકેશનલ બોર્ડ, ઓલ ઇન્ડીયા લીબરલ ફેડરેશનની કારોબારી સમિતિ, જિલ્લા ગ્રામોદ્ધાર સમિતિ, સુરતની બેંક ઓફ ઇન્ડીયા લિ. ની સ્થાનિક સલાહકારક સમિતિ, મુંબઇ હાઇકોર્ટની બાર કાઉન્સીલ તથા બોમ્બે યુનિવર્સીટીની લીગલ એજ્યુકેશન કમિટી.

આ ઉપરાંત તેઓ જાહેર સંસ્થાઓમાં માનભર્યા હોદ્દા ઉપર નીચે જણાવ્યા મુજબ હતાઃ-

સુરત હિંદુ સમાજના પ્રેસીડન્ટ, સુરતની સાર્વજનિક સોસાયટીના પ્રેસીડન્ટ સન ૧૯૨૦થી; સુરત ડીસ્ટ્રીક્ટ કો. બેંકના પ્રમોટર અને ડાયરેક્ટર ૧૯૦૯ થી ૧૯૮૪ તથા ૧૯૧૭ થી ૧૯૮૪ સુધી ચીફ ચેરમેન, ફીલીક નીકસનની સુરત ઇલેકટ્રીક કું. ના ડાયરેક્ટર ૧૯૨૨ થી, બોમ્બે કો. ઇનસ્યુરન્સ કું.ના ચેરમેન ૧૯૩૦ થી, બેંક ઓફ ઇન્ડીયાના સુરત શાખાના એડવાઇઝર ૧૯૩૦ થી, સતારાની વેસ્ટર્ન ઇન્ડીયા લાઇફ ઇન્સ્યુરન્સ કું. ના ગુજરાતના એક-

વાઇઝર, રેવન્યુ ટ્રીબ્યુનલ ઓફ બોમ્બે પ્રેસીડન્સીના એક સભાસદ-પહેલાં બે વરસ માટે, તથા બોમ્બે પ્રોવીન્શીયલ કો. બેંકના ડાયરેકટર હતા. બોમ્બે બાર કાઉન્સીલમાં બે વર્ષ સુધી હતા. થોડા વખત માટે સચીન હાઇકોર્ટના જજ હતા. ધરમપુર તથા રાજપીપળાના લીગલ એડવાઇઝર તથા રાજપીપળા લેજીસ્લેટીવ કાઉન્સીલની રીફોર્મ કમિટીના ચેરમેન હતા.

તા. ૧૪-૧-૧૯૨૬ના રોજ રાંદેરના જ્ઞાતિબંધુઓએ તેમને માનપત્ર અર્પણ કર્યું હતું.



## શ્રી. લલિતમોહન ચુનીલાલ ગાંધી

બી. એસ. સી., એમ. એ., એલ એલ. બી.

સુરત—મુળ વતન રાંદેર. જન્મ સુરતમાં તા. ૮-૫-૧૯૦૨. દિવાન બહાદુર ચુનીલાલ ગાંધીના આ સપુતે પોતાના પિતાની માફકજ સુકીર્તિ મેળવી છે. ૧૯૧૯ માં મેટ્રીક, ૧૯૨૩ માં બીએ, ૧૯૨૪ માં બી. એસ. સી, ૧૯૨૫ માં એમ. એ. તેમજ એલ એલ. બી. થઇ ફેશુ. ૧૯૨૬ માં સુરતમાં પ્રેકટીસ શરૂ કરી. ૧૨ વર્ષથી તેઓ સુરતના સાર્વજનિક કેળવણી મંડલના વ્યવસ્થાપક સમિતિના સભ્ય છે. સાર્વજનિક લૉ કોલેજના પ્રોફેસર અને સુરત ટેનીસ કલબના સેક્રેટરી છે. તા. ૮-૮-૧૯૩૮ થી ગવર્નમેન્ટ પ્લીડર નિમાયા હતા. દીલ્હીની ફેડરલ કોર્ટના જુનીયર એડવોકેટ તરીકે નોંધાયા છે. સુરત ઇલેકટ્રીક કું.ના લીગલ એડવાઇસર તથા ડીસ્ટ્રીકટ ગવર્નમેન્ટ પ્લીડર અને પબ્લીક પ્રોસીકયુટર હતા. તા. ૧૪-૧-૧૯૨૬ ના રોજ રાંદેરના જ્ઞાતિબંધુઓએ તેમને માનપત્ર આપ્યું હતું.

તેમણે સુરતની તાપીદાસ વ્રજદાસ સાર્વજનિક હાઇસ્કુલમાં, એલ્ફીન્સ્ટન કોલેજમાં તથા ગવર્નમેન્ટ લૉ કોલેજ-મુંબઇમાં શિક્ષણ લીધું હતું. તેમનું લગ્ન શ્રી પ્રભાવતી મગનલાલ સંજાણવાળા સાથે એપ્રીલ ૧૯૨૨ માં થયું હતું. તેમને એક પુત્ર તથા બે પુત્રીઓ છે. શ્રીમતી પ્રભાવતી સુરતના શ્રીમંડળ તથા મહિલા કલબના સભ્ય છે. ભાઈ લલિતમોહન સારા લેખક છે. 'કલ્પનાના કુસુમો' 'ઉષા ચશમા' 'કાશ્મીરની કુંજમાં' અને કેટલીક એકાંકી નાટીકાઓ તેમણે લખી છે જે ખૂબ વખણાઇ છે.

સરનામું—નાનપરા રાણી બાગ સામે, સુરત.



## શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ જરીવાલા.

## સુરત.

જન્મસ્થાન સુરત. તેઓ સુરતમાં જન્મ્યા અને ખાસ કરીને સુરતને એકલાને જ તેમણે સેવાનું ક્ષેત્ર બનાવ્યું છે, જેમાં કેળવણીને તેમણે ઘણું મહત્વ આપ્યું છે. કેળવણીની અનેક સંસ્થાઓ—સુરતની પ્રોપ્રાયટરી હાઇસ્કુલ, સાર્વજનિક શિક્ષણ સંસ્થા, મહિલા વિદ્યાલય, યુનિયન હાઇસ્કુલ, સુપા ગુરૂકુલ, વડોદરા આર્ય કન્યા વિદ્યાલય વિગેરે શિક્ષણ કેન્દ્રોને આર્થિક સહાયથી તેમણે ઉત્તેજિત કર્યાં છે. ગુજરાતી કે અંગ્રેજી, છોકરાઓની કે છોકરીઓની ઘણી શાળાઓમાં એમણે મદદ કરી છે. લાયબ્રેરી માટે અથવા છુટક પુસ્તકો માટે કબાટો વિગેરે પ્રકારથી તેમણે શિક્ષણને ઉત્તેજન આપ્યું છે. જ્ઞાતિની લાઇબ્રેરીમાં તેમણે રૂા. બે હજાર ભેટ આપ્યા છે.

મહાત્મા ગાંધીજીના તેઓ ખાસ અનુયાયી છે. મહાત્માજીના સિદ્ધાંતોને ખાસ માનનારા છે. સર્વ ધર્મને સમાન સ્થાન આપે છે. તેઓ વિશ્વપ્રેમી છે. અતિથિ સત્કાર કરવો એ એમનું ખાસ લક્ષ્યબિંદુ રહ્યું છે. સાધુ સમાગમ, સત્સંગ શોખ, ધર્મને ઉત્તેજન એ એમના પ્રિય વિષયો છે, એ એમનો સનાતન શોખ છે. જાહેર યજ્ઞોમાં તેઓ અતિ ઉત્સાહપૂર્વક ભાગ લે છે.

સાહિત્ય શોખ, ખાસ કરીને ધાર્મિક સાહિત્યનો તેમનો શોખ, ખરેખર અતિ પ્રશંસનીય છે. અનેક ધાર્મિક ગ્રંથોનાં પ્રકાશનમાં તેમણે આર્થિક સહાય આપીને કિંમતી સેવા કાર્ય કર્યું છે અને આચારે પણ તેઓ ઘણાજ ધાર્મિક છે. "નારાયણ, નારા-

હિંદની ઓટોમોબાઇલ એસોસીએસનના ઉપપ્રમુખ છે. દક્ષિણ હિંદ વેપારી મંડળના કેટલાક વર્ષો સુધી પ્રમુખ હતા.

દિવાન બહાદુર ગોવીંદદાસને ચાર પુત્રો-સૌથી મોટા શ્રી લાલદાસ મદ્રાસ મ્યુનીસીપલ કોર્પોરેશનના કાઉન્સીલર છે, શ્રી જગન્નાથદાસ ગ્રેજ્યુએટ તથા ધારાશાસ્ત્રી છે. ગ્રેટ બ્રીટનની રોયલ ફોટોગ્રાફીક સોસાયટીના એસોસીએટ તથા મદ્રાસ એમેચ્યોર ફોટોગ્રાફીક સોસાઇટીના માનદમંત્રી છે. ત્રીજા પુત્ર શ્રી બલદેવદાસ એમ. એ. છે. ચોથા પુત્ર શ્રી. ખુશાલદાસ હાલ અન્ડર ગ્રેજ્યુએટ છે.

આ કુટુંબે અનેક સખાવતો કરી છે, જેમાં ખાસ નોંધને પાત્ર મદ્રાસના મદનમોહનજી મંદિરને એક લાખ રૂપિયાની ભેટ, મદ્રાસની પાંજરાપોળને ૨૫૦૦૦ રૂા. ની કિંમતની જમીનની બક્ષિસ અને મુસ્લીમ અંજુમન, મદ્રાસનો બૉલીહૉલ અને રૂ ૫૦૦૦૦ ના ખર્ચે બંધાવેલી રાયચુરની પોતાની ધર્મશાળા એ મુખ્યત્વે છે. ઉપરાંત મદ્રાસની અનેક સંસ્થાઓ તથા ફંડોમાં તેમણે ઉદારતાપૂર્વક નાણાંની સહાય આપી છે.

ગોવિંદદાસ ચત્રભુજદાસ, દિવાન બહાદુરને ૧૯૧૧ માં દિલ્હી દરબારમાં માન મળેલું. સી. ખુશાલદાસ એન્ડ સન્સના મુખ્ય ભાગીદાર ફેબ્રુઆરી ૧૮૭૮ માં મદ્રાસમાં જન્મ. ૧૯૧૪ માં મદ્રાસમાં શેરીફ, નામાંકિત ઉદ્યોગપતિ, મદ્રાસમાં જ્યોર્જ પાંચમાનું બાવલું ભેટ આપેલ, S. P. C. A ના વાઇસ પ્રેસીડન્ટ ૧૯૧૫ સુધી, સધર્ન ઇન્ડીઆ ચેમ્બર ઑફ કોમર્સના પ્રમુખ, લોકલ બોર્ડના સભ્ય; રીઝર્વ બેંક ઑફ ઇન્ડીઆના દક્ષીણ વિભાગના સભ્ય. મદ્રાસ પોર્ટ ટ્રસ્ટ બોર્ડના સભ્ય. સેન્ટ્રલ કમીટિના મદ્રાસના પ્રમુખ; ઈન્ડીયન બેંક લી. તથા હિંદુસ્તાન બેંક લી. ના ડાયરેક્ટર મદ્રાસ સીટી કો. બેંક લી. ના વાઇસ ચેરમેન. મદ્રાસ લેજીસ્લેટીવ કાઉન્સીલના એક ટર્મ'ના સભ્ય હતા-ચેમ્બર ઑફ કોમર્સના પ્રતિનિધિ તરીકે; ઠે. ૪૫૯ મીંટ સ્ટ્રીટ, મદ્રાસ. તારનું સરનામું-ડાયમન્ડ, મદ્રાસ. ટેલીફોન ૨૧૫૧.

## ઓનરેબલ શેઠ નારાયણદાસ ગીરધરદાસ-મદ્રાસ

દક્ષિણ હિંદના વ્યાપારી ક્ષેત્રમાં એક મોઢ વણીકે એની વિજય ધ્વજા રોપી. એનું નામ ખુશાલદાસ. ખુશાલદાસ શેઠના નામથી આખા મદ્રાસ ઇલાકામાં ભાગ્યે જ કોઇ અપરિચીત હશે. ખુશાલદાસના પુર્વજો સને ૧૮૦૦ ના અરસામાં મદ્રાસમાં આવી વસ્યાનું મનાય છે. ખુશાલદાસ શેઠ મદ્રાસ ઇલાકાના વ્યાપારી જગતના રાજા ગણાતા હતા. આજે યે એમનો પરિવાર 'ખુશાલદાસ કુટુંબ'' (Khooshaldas' family) ના નામથી ઓળખાય છે. તેમના દીકરા ચત્રભુજદાસ પણ પિતાની જુની જામેલી પ્રતિષ્ઠામાં વધારો કરી ગયા. ચત્રભુજદાસના દીકરા ગિરધરદાસ તથા ગોવીંદદાસે પણ પિતામહનું મોટું નામ વિશેષ મોટું બનાવ્યું. ગિરધરદાસ તે ચત્રભુજદાસના મોટા દિકરા થાય. તેમના સમયમાં "ખુશાલદાસ કુટુંબ" ની પ્રતિષ્ઠા મહત્તાની પરાકાષ્ટાએ પહોંચી. આજે મદ્રાસ ઇલાકાની બેનમુન ઇમારતોમાં જેની ગણના થાય છે તે "ખુશાલદાસ ગાર્ડન્સ"નો પાયો શ્રી ગિરધરદાસ શેઠને હાથે નખાયેલો. આ મહાલયમાં નિઝામ સરકાર અને લોર્ડ વીલીંગ્ડનથી માંડીને કંઇક મહેમાનોનાં સ્વાગત થઇ ચુક્યાં છે.

આ પ્રમાણે શ્રી ગિરધરલાલ શેઠ વિસ્તૃત વ્યાપાર, મોટી પ્રતિષ્ઠા અને ચાર પુત્રો તથા મોટો કુટુંબ પરિવાર મુકીને સને ૧૯૧૮ ના જુન માસમાં સ્વર્ગવાસી થયા.

તેમના ચાર પુત્રોમાં શ્રી નારાયણદાસ સૌથી મોટા છે. અને પિતાની પેઢીનું કામકાજ સંભાળે છે.

વ્યાપારી જંજાળના અનેક બંધનો હોવા છતાં રાજકારણમાં તેમનું સ્થાન ઘણું ઉંચું છે. મદ્રાસની અનેક જાહેર સંસ્થાઓ સાથેનો સેવાભાવ ભર્યો તેમનો સંબંધ વર્ષો જુનો છે.

૧૯૨૧ ની મોન્ટફર્ડ બંધારણવાળી (પહેલી દિલ્હી પાર્લામેન્ટ) વડી ધારાસભામાં તેઓને મદ્રાસ ઇલાકાના વ્યાપારીઓના પ્રતિનિધિ તરીકે ચુંટીને મોકલ-







સ્વ. શેઠ શ્રી લલ્લુભાઈ ગોરધનદાસ
અમદાવાદ

શ્રી. પુરૂષોત્તમદાસ ગોરધનદાસ
અમદાવાદ







દિ. બા. શ્રી. ગોવીંદદાસ ચતુર્ભુજદાસ : મદ્રાસ

શ્રી. નાથુભાઈ વિઠ્ઠલદાસ ચોકસી : સુરત



રાવસાહેબ પુરૂષોત્તમદાસ દેવજીભાઈ મણિયાર
જામનગર



મી. ભગવાનજીભાઈ દેવજીભાઈ મણિયાર
પરસનલ એસીસ્ટન્ટ ટુ ધી દિવાન સાહેબ
નવાનગર સ્ટેટ : જામનગર

વામાં આવ્યા હતા. ૨૭ વર્ષની નાની ઉંમરે વેપારીઓના પ્રતિનિધિ તરીકે ધારાસભામાં બેસવાનું માન મેળવનાર શ્રી નારાયણદાસ શેઠ આપણા દેશમાં કદાચ એકલા જ છે.

આ સિવાય મદ્રાસ શહેરના જાહેર જીવનમાં તેમની સેવાઓ વિશિષ્ટ છે. તેમને દક્ષિણ હિંદી વ્યાપારી મંડળના પ્રતિનિધિ તરીકે ચુંટીને (૧૯૨૦-૨૨) મદ્રાસ કોર્પોરેશનમાં મોકલવામાં આવ્યા હતા. તદુપરાંત તેઓ રેલ્વે પેસેન્જર્સ એસોસીએશનના ૧૯૨૧-૨૨ માં પ્રમુખ હતા.

ઇ. સ. ૧૯૧૯ માં ૨૫ વર્ષની નાની ઉંમરે તેમને ઇન્કમટેક્સ ઇન્કવાયરી કમિટીમાં નીમવામાં આવ્યા હતા. ઇન્કમટેક્સની માપણીની સરળતા ખાતર માતૃભાષાને બદલે બધા વેપારીઓએ અંગ્રેજીમાંજ ચોપડા રાખવા સંબંધેનો પ્રશ્ન તેમની સામે ઉપસ્થિત થયો ત્યારે તેમણે એવી સખત જેહાદ ઉપાડી કે અંગ્રેજી ચોપડા રાખવાની દરખાસ્ત ઉડી ગઇ.

દક્ષિણ હિંદી વ્યાપારી મંડળ (South Indian Chamber of Commerce) તરફથી બોર્ડ ઓફ ઇન્ડસ્ટ્રીઝમાં તેઓ પ્રતિનિધિ તરીકે ૭ વર્ષ સુધી રહ્યા હતા.

મદ્રાસ સ્ટોક એક્સચેઇન્જના સ્થાપનારાઓ પૈકી તેઓ એક હતા, અને તેઓ શરૂઆતમાં તેના ઉપપ્રમુખ તરીકે ચુંટાયા હતા, ત્યારબાદ છેવટે તેના પ્રમુખ બન્યા હતા.

મદ્રાસ ઇલાકામાં સૌથી મોટી દેશી બેંક ધી ઇંડીયન બેન્ક લી. ગણાય છે. તેના તેઓ ૧૯૧૯ થી તે હાલ સુધી ડાયરેક્ટર છે. તે બેંકની શાખા ગઇ સાલ મુંબઇમાં ખોલવાની વિધિ પણ તેમના હસ્તક થઈ હતી.

તેઓ હમણાં જ સ્થપાયેલી ધી મેટુર કેમીકલ એન્ડ ઇન્ડસ્ટ્રીયલ કોર્પોરેશનના પણ ડાયરેક્ટર છે.

જ્યારે ફેડરેશન ઓફ ઇન્ડીયન ચેમ્બર ઑફ કોમર્સની બેઠક મદ્રાસમાં મળી હતી ત્યારે શ્રી નારાયણદાસ તેના સેક્રેટરી હતા.

મદ્રાસમાં મોટી ગણાતી યુનાઈટેડ ઈંડીયા લાઈફ એસ્યુ કું૦ ના તેઓ વર્ષો સુધી ડાયરેક્ટર હતા.

આ સિવાય તેમના ઉત્તેજનથી ધી ઈંડીયન પબ્લીશીંગ હાઉસની સ્થાપના થઇ, અને હાલ સુધી તેઓ તેના બોર્ડ ઓફ ડાયરેક્ટર્સના ચેરમેન છે.

શ્રી નારાયણદાસની લોક પ્રિયતામાં તેમના વિમાના કામકાજનો ભાગ વિશેષ છે. આ ઇલાકામાં "નારણદાસ" અને જ્યુપીટર જનરલ ઇન્સ્યુરન્સ કું૦ એ બે પર્યાય શબ્દો થઇ પડ્યા છે. એ બે નામો વચ્ચેનું ન છુટી શકે તેવું જોડાણ થઇ ગયું છે. આ ક્ષેત્રમાં તેમના જેવો શક્તિશાળી બીજો કોઇ પુરૂષ મદ્રાસે જોયો નથી.

ત્યારબાદ સને ૧૯૩૫ માં તેમણે ધી ઇન્ડો કર્નાટક બેન્ક લી. સ્થાપી. તેઓ આ બેન્કના મેનેજીંગ ડાયરેક્ટર છે.

તેઓ દશ જેટલી તો ભાષાઓ જાણે છે. એમને ભુસ્તરશાસ્ત્ર (Geology)નો અચ્છો શોખ છે. હિંદના જુદા જુદા પ્રદેશોના ખનીજો (Minerals) અને ભુઅન્તરગત કિંમતિ પદાર્થો સંબંધી માહિતી આજે ઘણા વર્ષથી ખુબ ખર્ચ અને મહેનત કરી એકઠી કરતા આવ્યા છે, અને આજે સોનાની ખાણો ખોદાવવાનું કામ હાથમાં લેનાર તેઓ પહેલા હિંદીવાન છે.

આજે ત્રણ ચાર ખાણોમાં ખોદકામ શરૂ થઇ ગયું છે અને થોડા સમયમાં શ્રી નારાયણદાસ શેઠના આ નવા સાહસના પરિણામે સોનું તૈયાર થશે. એ સિવાય આખા હિંદમાં જુદા જુદા ખનિજો શોધવાની અને તે ખોદાવવાની યોજના તેમના હાથ પર છે તે થોડા સમયમાં મૂર્ત સ્વરૂપ લેશે.

આટલા બધા વ્યવસાયી હોવા છતાં ઓન. નારાયણદાસ શેઠ સ્થાનિક હિંદુ થીઓસોફીકલ હાઈસ્કુલના માનદ મંત્રીનું કાર્ય કરે છે. આ સંસ્થા એ સ્થાનિક સૌથી ઉત્તમ હાઇસ્કુલ છે.

શ્રી નારાયણદાસ શેઠ કોંગ્રેસ પક્ષ તરફથી રાજ્યસભા (Council of State)ની ચુંટણીમાં ઉમેદવાર થયા હતા અને મોટી બહુમતિથી તેમને ચુંટી કાઢવામાં આવ્યા હતા.

શ્રી નારાયણદાસ શેઠ તેમની જ્ઞાતિના વર્તમાન પત્રો, છાત્રાલયો વિગેરે તરફ પણ સદા સહાયતા ભર્યો હાથ લંબાવતા રહ્યા છે. આ સિવાય મદ્રાસમાં વસતી ગુજરાતી પ્રજા સાથેનો પોતાનો સુંદર સંબંધ તેઓ હંમેશ જાળવતા આવ્યા છે. મદ્રાસના ગુજરાતી મિત્ર મંડળના તેઓ આજીવન સભ્ય છે અને ગુજરાતી કન્યાશાળાના વરસોથી ટ્રસ્ટી છે અને મદ્રાસ ગુજરાતી ભાઈઓએ પણ ચુંટણીમાં તેમને ફતેહ મળી ત્યારે તેમનું બહુમાન કર્યું હતું.

તદુપરાંત તેઓ આંધ્ર ચેમ્બર ઓફ કોમર્સના સ્થાપનાર છે અને શરૂઆતથી તે આજ સુધી તેના પ્રમુખ છે, અને તેના પ્રતિનિધિ તરીકે મદ્રાસ કોર્પોરેશનમાં બિરાજે છે. સને ૧૯૩૫ માં નેગાપટ્ટમ ચેમ્બર ઓફ કોમર્સના અધિવેશનનું પ્રમુખસ્થાન તેમને આપવામાં આવ્યું હતું.

## શ્રી કનૈયાલાલ પુરૂષોત્તમદાસ શરાફ. પુના.

મૂળ વતન ઉજ્જન. જન્મ સં. ૧૯૪૨ માં. તેઓ આપબળથી આગળ વધેલા ભાગ્યશાળી પુરૂષ છે. નાનપણમાં સ્થિતિ ગરીબ હોવાને લીધે સં ૧૯૫૦ થી તેઓ કોડી, દીવાસળી, મગફળી, તમાકુ વિગેરેની ફેરી કરતા. તેમના પિતા પુનામાં તેમના મામા સાથે ધર્મના કાંટા ઉપર કામ કરતા હતા. શ્રી કનૈયાલાલભાઈ સં. ૧૯૫૨ માં પુના આવ્યા. ઉજ્જનથી નીકળ્યા ત્યારે ખાલી હાથે નીકળ્યા હતા. નાસ્તાપાણીનું પણ પુરૂં સાધન ન્હોતું. પુનામાં પ્લેગ શરૂ થયો અને તેમને પાછા ઉજ્જનમાં જવું પડ્યું.

સં ૧૯૫૬માં હોલ્કર સ્ટેટમાં ઈંદોરમાં ખજાના ઉપર રૂપીઆ પારખવાની નોકરી કરતા જેના અંગે મુંબઈની ટંકશાળમાં પણ તેમને જવું પડતું.

સં. ૧૯૫૮ માં ફરીથી પુના આવ્યા. એક શરાફની દુકાને આઠ મહિના મફત નોકરી કરવા જેવું થયું. એ શરાફ પગાર તો ન આપે, પરંતુ 'રખેને કનૈયાલાલભાઈ કંઈક કામ જાણી જાય!' એવી તકેદારી પણ રાખે!

તેમણે પોતાના હિસાબે અને જોખમે વેપાર કરવાનો મનસુબો કર્યો. એક મોતીની કડી સારો નફો મેળવવાની આશાએ તેમણે ખરીદ કરી, પરંતુ તેમાં છેતરાયા અને ૬૦ રૂા. નું આંધણુ કર્યું. પરંતુ આ પ્રસંગે તેમને સચેત બનાવ્યા. તેમણે દલાલી શરૂ કરી.

સં. ૧૯૬૦ માં તેમણે પુનામાં ચોકસીની દુકાન શરૂ કરી. સં. ૧૯૬૯ માં મોતીનો બજાર ખૂબ તેજ થયો. કાઠિયાવાડના ડાહ્યાભાઈ નામના એક સાહસિક વેપારીએ ભોપાળથી ચાર લાખના મોતી ખરીદ્યાં, અને પુનામાં ખરીદી માટે આવ્યા. શ્રી કનૈયાલાલભાઈ પાસે મોતીનો જેટલો સ્ટોક હતો તે બધો તેણે લીધો અને શ્રી. કનૈયાલાલભાઈ જેતી સાધારણ કિંમત આંકતા હતા તેનો રૂા. ૮૦,૦૦૦ એંસી હજારમાં સોદો થયો. લક્ષ્મીદેવીની તેમના ઉપર કૃપા વરસી. તેમણે સં. ૧૯૮૬ માં ચોકસીની નવી દુકાન કરી જે હાલ લક્ષ્મી રોડ ઉપર ચાલુ છે, અને આખા પુનામાં પ્રમાણિકતા માટે પંકાય છે. તેમની દુકાન તરફ નજર કરીએ તો સવારથી સાંજ સુધી ગ્રાહકોની અસગાર લાગેલી જ હોય, અને શ્રી. કનૈયાલાલભાઈ ગ્રાહકોને સાચવવામાં એટલા બધા રોકાયલા હોય કે તેમને બીજા સાથે વાત કરવાની પણ ફુરસદ ન મળે.

આટલી બધી પ્રવૃત્તિ છતાંય તેઓ એટલા બધા વિવેકી છે કે કોઈ જ્ઞાતિબંધુ કે સ્નેહી સંબંધી તેમને ત્યાં જઈ ચડે તો તેમનો અતિથિ સત્કાર કરવા સદાય તત્પર જ હોય. આ પરોપકારી પુરૂષ પુનાભરમાં તેમના સૌજન્ય, શ્રીમંતાઈ, પ્રમાણિકતા, દાનશીલતા તથા સેવાભાવ અને ધર્મપરાયણતા માટે જાણીતા છે. સર હુકમચંદ જેવા ધનપતિ પણ તેમને ત્યાં પધારી તેમનો સત્કાર પામી ગયા છે.

તેમના પ્રથમ લગ્ન સં. ૧૯૫૫ માં અને બીજા

સં. ૧૯૬૦ માં થયા હતા. તેમના બંને પત્ની આદર્શ ગૃહીણી સમા હોઈ તેમના ગૃહવ્યવહારને પોતાના વિવેક, નમ્રતા, અને ઉદારતાથી વધુ દીપાવે છે. તેમને હીરાબ્હેન નામે એક પુત્રી છે. જમાઈ શ્રી. રામચંદ્રભાઈ પોતાની ચોકસીની જુદી દુકાન ચલાવે છે.

શ્રી. કનૈયાલાલ ભાઈની દુકાન 'કનૈયાલાલ પી. એન્ડ બ્રધર્સ' એ નામથી પુનામાં લક્ષ્મીરોડ ઉપર આવેલા તેમના આલીશાન મકાનમાં ચાલે છે; તેમના ભાઈ દ્વારકાદાસ પણ એ દુકાનમાં સાથે બેસે છે. તેમના ભાણેજ મંગેલાલની પણ ચોકસીની જુદી દુકાન છે.

શ્રી. કનૈયાલાલ દ્વિતિય માલવા પ્રાંતિક મોઢવણિક સંમેલન જે તા. ૨૨-૧૨-૩૪ ના રોજ ઈંદોર મુકામે ભરાયું હતું તેના સ્વાગતાધ્યક્ષ હતા, અને એ સંમેલનની સફળતા માટે એમણે ખૂબ શ્રમ લીધો હતો. જ્ઞાતિબંધુઓ માટે એમને ખૂબ માન છે અને તેમની સેવા કરવામાં તેઓ જીવન સાફલ્ય માને છે.

## રાજ્યરત્ન શ્રી. માણેકચંદ તારાચંદ અડાલજા—હાલ વડોદરા.

જન્મ વૈશાખ સુદ ૯ સં. ૧૯૩૬, ૧૮ મે ૧૮૮૦ ના રોજ મોરબીમાં. અભ્યાસ મોરબી હાઈસ્કુલમાં અમદાવાદ કોલેજમાં પ્રીવીયસ સુધી. પુનામાં L. C. E. એલ. સી. ઈ. ની ઇજનેરની પરીક્ષામાં ૧૯૦૪ નવેમ્બરમાં પાસ થયા. પુનામાં ગવર્નમેન્ટ—P. W. પબ્લીક વર્કસ ખાતામાં એપ્રેન્ટીસ તરીકે રહી વરસ પછી એસીસ્ટન્ટ એન્જીનીયર તરીકે પુના, અમદાવાદ, સિંધ વિગેરે સ્થળે રહ્યા. સુરતમાં ૧૯૨૩ માં એક્ઝીક્યુટીવ એન્જીનીયર તરીકે રહી પછી બીજાપુર, સુરત, જલગામ, બેલગામ, ખાનદેશ, વિગેરે સ્થળે બદલાઈ, સુપ્રીન્ટેન્ડીંગ એન્જીનીયર તરીકે બેલગામમાં રહ્યા. બેલગામમાં જ ૧૯૩૪ માં નિવૃત્ત થઈને ૧૯૩૪ થી ૩૯ સુધી વડોદરા રાજ્યના ચીફ એન્જીનીયરના માનવંતા હોદ્દા ઉપર હતા. હાલ નિવૃત્ત જીવન પ્રભુસ્મરણમાં ગાળે છે. ઘરે ઠાકોરસેવા હોઈ તેમના મોટા પુત્ર શ્રી. રણછોડદાસ સેવાપૂજામાં તન્મય બની ભક્તિપરાયણ રહે છે. બીજા પુત્ર શ્રી. કૃષ્ણદાસ વેપાર કરે છે. ત્રીજા નંદલાલ મોરબી રેલ્વેમાં છે. રામદાસ અને બીજા પુત્રો વિદ્યાર્થી અવસ્થામાં છે.

શ્રી. માણેકચંદભાઈ દાન, પુન્ય તથા જ્ઞાતિબંધુઓને ઉદાર હાથે સહાય કરે છે. અનેક ભજનિકો, ભજનમંડળીઓ, સંત સાધુઓ પણ તેમને ત્યાં સત્કાર પામે છે.

## સ્વ. શ્રી. હરકિશનદાસ જગજીવનદાસ પારેખ. અંકલેશ્વર.

જન્મ અંકલેશ્વરમાં સંવત ૧૯૧૪ ના પ્રથમ જેઠ સુદ ૧૦ ને રોજ. અવસાન ૧૯૯૫ ના માગશર સુદ ૨ ને બુધવારે ૮૧ વર્ષની વયે.

તેઓ ઘણી નાની વયમાં જ પિતાના સુખથી વંચિત થતાં એમની બે બ્હેનો સહિત એમના માતુશ્રી પોતાને મોસાળ રાંદેર જઈને રહ્યાં. સ્વ. શ્રી. હરકિશનદાસે અંગ્રેજી સ્કૂલમાં દાખલ થઈ અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો, પછી બધાં અંકલેશ્વર આવ્યા, અને તેઓ વેપારી લાઈનમાં નોકરીએ રહ્યા. પછી નવા નીકળેલાં પોસ્ટ ખાતામાં નાના પગારથી નોકરીમાં દાખલ થઈ ખંત તેમજ ચાલાકીથી આગળ વધી પોસ્ટ માસ્ટર થયા અને વાંસદા, કઠોર, સરભોણ વગેરે જગ્યાએ નોકરી કરી બેડા પોસ્ટ ઓફીસમાં ગયા. ત્યાં તેમણે રેવન્યુ ખાતાની ડીપાર્ટમેન્ટલ પરીક્ષા કોઈ મિત્રની સલાહથી આપી. ચાલતી પરીક્ષાએ તે વખતના કલેક્ટર સાહેબની તેમના પર નજર પડી અને એમના અક્ષર તથા જવાબ જોઈ પોતાની ઓફીસમાં લેવા લાયક જણાયાથી પોસ્ટલ સુપ્રિન્ટેન્ડન્ટને કહી તેમને છુટા કરી પોતાની ઓફીસમાં રૂા. ૨૫) ના પગારથી લીધા. પોતાના ખાતાનો આવો ચાલાક માણસ બીજા ખાતામાં જતો રહે તે ઠીક નહીં લાગવાથી પોસ્ટના સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ ખા. બા. લાલકાકા સાહેબે હરકીશનદાસને પાછા પોસ્ટ ખાતામાં

સમજાવ્યા. પ્રથમ તો એમણે ચોકખી ના જ પાડી. પણ સુપ્રીન્ટેન્ડન્ટ મી. લાલાકાકા પણ એક કુનેહ બાજ અમલદાર હતા. તેમણે તેમને રૂા. ૩૦ ના પગારથી પાછા લેવા તથા આગળ ઉપર રંદિર અથવા અંકલેશ્વરની પોસ્ટ માસ્તરની જગ્યા આપવાનું પ્રોત્સાહન આપી પાછા ટપાલ ખાતામાં લઇ લીધા, અને પોતાની ઓફીસના સીરસ્તેદારની જગ્યાએ રાખી લીધા. આ કામ તેમણે ઘણી જ હોશિયારીથી કરી બતાવ્યું, એટલે સુધી કે જ્યાં આજ ચાર પાંચ કારકુનોની જે કામ વખતસર પૂરું કરવા માટે જરૂર પડે છે તે તેઓ સંતોષકારક રીતે કરી શકતા હતા, એટલું જ નહિ, પણ તે વખતે તો એમને સુપ્રી. ની સાથે તપાસણીમાં સાથે જવું પડતું તથા લગભગ બધીજ તપાસણી તેઓ કરી સાહેબને સારી મદદ કરતા. તેમની આવી કાર્યશક્તિથી એમના સાહેબ એમના પર બહુજ પ્રસન્ન રહેતા.

આગળ જતાં જ્યારે એમણે જોયું કે સુપ્રી. સાહેબ પોતાના વચન પ્રમાણે તેમને રંદિર અથવા અંકલેશ્વરના પોસ્ટ માસ્તરની જગ્યા આપી શકતા નથી ત્યારે તેમણે ઓફીસમાંથી નીકળી ગમે તે જગ્યાએ પોસ્ટ માસ્તરની જગ્યા માટે દબાણ કીધું, એટલે ઉલટે એમને મીયાગામ કરજણ પોસ્ટ ઓફીસમાં પોસ્ટ માસ્તર તરીકે રૂા. ૩૦) માં મોકલ્યા.

મીયાગામ આવ્યા પછી સદ્‌ભાગ્યે એક પ્રસંગ એવો બની ગયો કે જેથી એમના ભાગ્યનું ચક્ર ફેરવાઇ ગયું.

એ પ્રસંગ તે એ હતો કે વડોદરાના વરિષ્ઠ કોર્ટના એક વકીલ નામે માણેકલાલ છગનલાલ મીયાગામ પાસેના કોઇ ગામે કામસર ગએલ. ત્યાંથી સાંજના મીયાગામ પોસ્ટ ઓફીસની બારીએ આવી તેમણે કહ્યું, 'પોસ્ટ માસ્તર સાહેબ, આપનો વખત તો થઇ ગયો છે, પણ એક પોસ્ટ કાર્ડ જોઇએ છે, કૃપા કરી આપશો!' આવા વિનય વચન સાંભળી શ્રી હરકીશનદાસે કોઇને કાંઇ પણ સહાય થાય તેટલી કરવી એવા સ્વભાવને લીધે તે સદ્‌ગૃહસ્થને આવકાર આપ્યો અને તેમને પોસ્ટ કાર્ડ આપ્યું તેમજ ખડીઓ કલમ પણ આપીને તેમનો કાગળ રવાના કરી દીધો. એ ગૃહસ્થે આવા એક સજ્જન અને વિનયી માણસે બિલકુલ અજાણ્યા માણસને વગર માગણીએ ઉપકાર કર્યો તે જોઇ તેમને માટે ઘણોજ સારો અભિપ્રાય બાંધ્યો અને એમનું કોઇ રીતે કાંઇ ભલું કરવાને પ્રેરાયા. એમણે પુછ્યું, ' માસ્તર સાહેબ, આપને અહિ શો પગાર મળે છે?' એમણે કહ્યું, 'રૂા. ૩૦)' ત્યારે એમણે કહ્યું, 'ભાઇ, મારા ગરીબની એક વાત કબુલ કરશો!' એમણે કહ્યું, ' ફરમાવો.' એમણે કહ્યું, 'આપ છમાસની અહિંથી રજા લઈ મારે ઘેર વડોદરે આવી રહો. હું તમને મારા વકીલાતના કાયદાના બધાં પુસ્તકો વાંચવા આપીશ. તે વાંચી વડોદરા સ્ટેટની વકીલાતની પરીક્ષા આપો. હું તમને બધી વાતે સગવડ કરી આપીશ. તમારૂં ખાવા પીવા સુવા બેસવાનું મારે ત્યાંજ થશે. ત્યાંથી જમવા વખતે બોલાવશું. બાકી નિરાંતે બેસી વાંચતા રહેજો!' એમની અંતરની લાગણીની વાત કબુલ કરી પોતે વડોદરા ગયા અને વકીલની પરીક્ષામાં પાસ થયા. ત્યારપછી લાંબી રજા લઇ વડોદરામાં વકીલાત કરવા માંડી અને પછીથી વરિષ્ઠ કોર્ટે વકીલાત પરીક્ષા ઉંચી શ્રેણીમાં પાસ કરી અને વડોદરાના એક આગળ પડતા વકીલ થયા. એમના નમ્ર તથા સરળ સ્વભાવને લઇને વકીલ મંડળમાં તેમજ અમલદાર તથા પ્રજા વર્ગમાં પણ ઘણા વખણાવા લાગ્યા. પૈસાની આવક પણ પોતે ધંધો એકનિષ્ઠાથી તેમ જ પ્રમાણિકપણે કરતા હોવાથી સારી થવા લાગી. વળી એમને ત્યાં પણ તેજ પ્રમાણે સગાં, વહાલાં, મિત્ર મંડળની આવજા પણ વધતી ચાલી અને તેમના સ્વાગત પણ સારાં થવાં લાગ્યાં. તે વખતમાં જે કોઇ એમની કાંઇ સહાય માગે તે બને તેટલી આપતા ને બીજાનો ઉત્કર્ષ સાધવામાં મદદ કરવા હંમેશાં તત્પર રહેતા. ત્યારબાદ એમના સસરા શેઠ દયારામ જુગલદાસ નામની શ્રોફની પેઢી જે ચાલુજ છે એમના-તેમના સસરાના-અવસાન પછી પોતાના પુત્ર શ્રી ઠાકોરલાલભાઇ નાની વયના હોવાથી એમને અંકલેશ્વર



શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઈ : અમદાવાદ





શેઠ શ્રી રતનલાલ લલ્લુભાઈ : અમદાવાદ

રહેવાની જરૂર પડી. અંકલેશ્વરમાં એક સુંદર મકાન પોતાની કમાઇને ખર્ચે જ બંધાવ્યું છે.

આંધળાં લુલાનું એક ફંડ અંકલેશ્વરમાં થયેલું છે અને તેમાંથી આશરે ૭૨ આંધળાં લુલાં અપંગ માણસને રોજ ભોજન આપવામાં આવે છે. એ ફંડને ઉભું કરવાનું તથા સારી સ્થિતિમાં લાવવાનું સદ્‌ગતના જ પ્રયત્નોને આભારી છે.

વળી અત્રે ચાલતા સદાવ્રતનું કામ શિથિલ થતું જણાયાંથી સદ્‌ગત તથા બીજા વેપારીઓને પોતાનો ફાળો મહાજન તરફથી આપવાની તજવીજ કરી તે સારી રીતે ચલાવવાની ગોઠવણ કરી છે.

આ વ્યવસ્થા સિવાય શ્રી નર્મદાજીની પરિક્રમા કરનાર પરિક્રમાવાસી સાધુઓનું સદાવ્રત આજ ઘણાં વર્ષથી સદ્‌ગત તરફથી ચાલુ અપાયા કરે છે.

અત્રે થોડાં વર્ષ ઉપર ચાલતી શેઠ ઇચ્છારામ હરજીવનદાસની કંપનીની જીનીંગ ફેક્ટરીના રૂા. ૨૭૦૦) જે તેમના વહીવટમાં હતા તે રૂપીઆ તથા અહીંના સંકટ નિવારણ ફંડના રૂા. ૩૦૦) મળી કુલ રૂા. ૩૦૦૦) નું વ્યાજ તીર્થવાસી સાધુઓના સદાવ્રતમાં આપવાની જાહેરાત કરી સદરહુ સદાવ્રત પાછું મુળ સ્થિતિમાં ચાલુ કરવામાં સહાય કરી છે.

સદ્‌ગતે અહીંની મ્યુ. માં રૂા. ૧૦૦૦) ની ૭ટ્ટે ટકાના વ્યાજની લોન આપેલી છે, જેના વ્યાજની રકમમાંથી દર વર્ષે મોઢ જ્ઞાતિમાંથી જે વિદ્યાર્થી ઉપલા ધોરણમાં ઉંચે નંબરે પાસ થાય તેને સ્કોલરશીપનો લાભ આશરે વીસ વર્ષથી મળે છે.

મુંબઇના શ્રી મોઢ શુભેચ્છક ફંડમાં સદ્‌ગતે રૂા. ૫૦૦) આપેલા છે અને પોતે જે જે ફંડોના ટ્રસ્ટી હતા તે તે ફંડો તરફથી પણ ઉપર્યુક્ત ફંડને સારી મદદ કરેલી છે.

સદ્‌ગતના સુપુત્ર શ્રી ઠાકોરલાલભાઇ પણ પોતાની દુકાનના કામ ઉપરાંત સાર્વજનિક કાર્યોમાં સારી સેવા બજાવે છે.

સદ્‌ગત ધર્મ ચુસ્ત તેમજ ધર્મપ્રેમી હતા. શ્રી ડાકોરજી ઘણી વખત દર્શને જતા તથા બીજા ઘણાં ધર્મનાં કાર્યો કરતા અને ગુપ્તદાન તથા સહાય કરતા રહેતા. દરરોજ સેવા પૂજામાં ઘણો વખત જતો. સદ્‌ગત પોતાના સગાં સ્નેહીઓને પણ વખતો વખત આર્થિક સહાય કરતા હતા. આખાં ગામમાં એમની આવી લાયકાતને લઇ ઘણા જ લોકપ્રિય થયા હતા.

## શ્રી. ઠાકોરલાલ હરકીસનદાસ મહેતા.

### અંકલેશ્વર.

જન્મ અંકલેશ્વરમાં. કેળવણી વડોદરામાં. ભરૂચ ડીસ્ટ્રીક્ટ કોઓપરેટીવ બેંક લી. ના પ્રેસીડન્ટ, અંકલેશ્વરમાં ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે ૧૭ વર્ષ સુધી કામ કર્યું. કોઓપરેટીવ ઇન્સ્ટીટયુટ તરફથી સેવાભાવે કાર્ય કરવા માટે સુવર્ણ પદક મળ્યો છે. રજીસ્ટ્રારના ' નોમીની ' તરીકે સોસાઇટીઓના આર્બીટ્રેટર એન્ડ લીક્વીડેટર તરીકે કામ કરે છે. અંકલેશ્વરની પીટીટ લાઇબ્રેરીના સેક્રેટરી તરીકે પણ કામ કરે છે.

તેમની શરાફની પેઢી-લગભગ સો વર્ષની જૂની ' મોદી દયારામ જુગલદાસ ' ના નામથી ચાલે છે. સંસ્કારી, ઉત્સાહી અને સેવાભાવી છે. સેવાભાવી સજ્જન તરીકે તેમની અંકલેશ્વર, ભરૂચ તેમજ વડોદરામાં બહુ સારી પ્રતિષ્ઠા છે.

## સ્વ. શેઠ શ્રી. મોતીલાલ હીરાભાઇ.

### અમદાવાદ

જન્મ સંવત ૧૯૦૪ ના ભાદરવા વદી ૧૩ ના રોજ. પ્રાથમિક શિક્ષણ અને ગુજરાતી શરાફી નામાની તાલીમ મેળવી હતી. રેશમ અને રેશમી કાપડના વ્હેપારથી તેમણે ધંધાની શરૂઆત કરી, કુનેહ અને પરિશ્રમથી મીલ ઉદ્યોગમાં ઝંપલાની કેટલીએ મીલોના સુકાન ઉપર કાબુ મેળવ્યો. ( ૧ ) અમદાવાદમાં બગીચા

એસોસીએશનના કાપડના સોદાના કબાલાના આરબી-ટ્રેશનની સરપંચની પેનલના બોર્ડમાં સભ્ય અને અમદાવાદ શરાફ મહાજનના એડવાઈઝરી બોર્ડના સભ્ય છે.

તેમને સંતતિમાં એક પુત્ર શ્રીયુત ગોવિંદલાલ નામના ૩ વર્ષની ઉંમરના છે, જે આજે તેમના પિતાશ્રીની સાથે દશ વર્ષથી ધી મોતીલાલ હીરાભાઈ મિલમાં કામકાજ કરે છે.

## શેઠ શ્રી. રમણુલાલ લલ્લુભાઈ.

### અમદાવાદ.

જન્મ અમદાવાદમાં. શ્રી વિશા મોઢ અડાળજા, તા. ૯-૧-૧૮૯૫ ના રોજ તેમના પિતાશ્રી શેઠ લલ્લુભાઈ મોતીલાલ તેમને સાત વર્ષના જ મૂકી ગોલોકવાસી થએલા. પરિણામે તેઓ પોતાના પૂજ્ય દાદા શ્રી શેઠ મોતીલાલ હીરાભાઈની સંભાળ અને સીધી દેખરેખ નીચે ઉછર્યા હતા.

વિદ્યાભ્યાસ અમદાવાદની જાણીતી રાષ્ટ્રીય શાળા ધી પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં. સને ૧૯૧૪ માં મેટ્રીકની પરીક્ષા આપી.

વીસ વર્ષની યુવાન વયે તેઓશ્રી તેમના દાદા શેઠ શ્રી મોતીલાલ હીરાભાઈની 'ધી અમદાવાદ કૈસરેહિંદ મિલ્સ લી.' માં જોડાયા. અને એજન્ટસ પેઢીમાં તેઓશ્રીના કાકાનું નામ જોડી રમણુલાલ કનૈયાલાલની કંપનીમાં જોડવામાં આવ્યું. ત્યારબાદ સને ૧૯૨૨ માં શેઠ મોતીલાલ હીરાભાઈએ "ધી મોતીલાલ હીરાલાલ મિલ્સ" નો વહીવટ લેતાં તેઓ તેમના વડીલ બંધુશ્રી શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ સાથે વહીવટમાં જોડાયા. સને ૧૯૨૫ માં ભરૂચની ધી વીટલ મિલ્સ (ઈન લીક્વીડેશન) નો વહીવટ ડીસ્ટ્રીક્ટ કોર્ટના સુપરવીઝન નીચે લીધો અને ત્યારથી શેઠ રમણુલાલભાઈની સ્વતંત્ર મેનેજમેન્ટ શરૂ થઈ. ભરૂચની વીટલ મિલ્સ કોર્ટના હુકમથી વેચાઈ જવાથી સને ૧૯૨૮ માં અમદાવાદમાં ધી વિક્રમ મિલ્સ લી. ની સ્થાપના કરી. સને ૧૯૨૯ માં આ મિલ્સ તદન નવી ઢબની મશીનરીથી શરૂ થઈ. તેઓ મેસર્સ રમણુલાલ લલ્લુભાઈ લીમીટેડના નામથી સ્વતંત્ર વહીવટ કરે છે.

મિલ ઉદ્યોગમાં નાનપણથી જ ઝંપલાવ્યું હોઈ તેનો તેઓશ્રીને બહોળો અનુભવ છે અને વહીવટ કરવાની તેમની ઝીણવટ અને કુનેહને અંગે જાણીતા થતાં બીજી મિલોએ તેમને પોતાની ડાયરેક્ટરોની બોર્ડમાં લીધા છે.

કલોલમાં આવેલી ધી છોટાલાલ મિલ્સ લી.માં તથા કડીમાં આવેલી ન્યુ છોટાલાલ મિલ્સ લી. માં તથા પેટલાદમાં આવેલી ધી રાજરત્ન નારણભાઈ મિલ્સ લી. તથા ધી કેશવ મિલ્સ લી. માં, અમદાવાદમાં ધી મોતીલાલ હીરાભાઈ મિલ્સમાં તથા ધ્રાંગધ્રા કેમીકલ વર્કસ લી. ધ્રાંગધ્રામાં પણ ડાયરેક્ટર છે. ધી ઇન્ટર નેશનલ બેંક ઓફ વેસ્ટર્ન ઈંડીયા લી. અમદાવાદમાં તેઓ ડાયરેક્ટર હોવા ઉપરાંત વાઇસ ચેરમેન છે.

અમદાવાદ મિલ માલિક મંડળની કાર્યવાહીમાં પણ ઊંડો રસ લઇ રહ્યા છે.

જેમ ઉદ્યોગમાં રસ લઇ રહ્યા છે તેમ જ ધાર્મિક કાર્યોમાં પણ તેઓશ્રી રસ લે છે.

બહેરા મૂંગાની શાળામાં કાર્યવાહી મંડળમાં તેમજ ગુજરાત વૈશ્ય સભાના ઓનરરી મંત્રી,શ્રી કાશી વિશ્વનાથ મહા વિદ્યાલયમાં ઓનરરી મંત્રી, તથા રણછોડલાલ છોટાલાલ સન્યાસ આશ્રમના ઓનરરી મંત્રી છે.

અમદાવાદમાં (રખીયાલમાં) આવેલી ક્ષયની હોસ્પીટલ અને આરોગ્યભવન કે જે દેવાસના સુવિખ્યાત ડોક્ટર સર જેમ્સ રોબર્ટસની દેખરેખ નીચે કામ શરૂ કરવામાં આવ્યું છે તેમાં તેઓશ્રી તન, મન અને ધનથી કામ કરી રહ્યા છે અને હોસ્પીટલ અને આરોગ્યભવનની કમિટીમાં વાઇસ ચેરમેન છે.

સમસ્ત મોઢ કોમની કુળદેવી શ્રી મોઢેશ્વરી કે જે ચાણસ્મા તાલુકે મોઢેરા ગામ પાસે આવેલા છે તેમાં



શેઠ શ્રી મોતીલાલ હીરાલાલ જગાભાઈવાળા : અમદાવાદ



શેઠ શ્રી ચંદ્રકાન્ત મોતીલાલ જગાભાઈવાળા : અમદાવાદ





શ્રી મોઢેશ્વરી દેવસ્થાન સંસ્થામાં ચેરમેન તરીકે કામ કરે છે.

અમદાવાદ મિલ ઓનર્સ એસોસીએશનના પ્રતિનિધિ તરીકે બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેમાં બ્રાંચ એડવાઇઝરી કમિટિના સભ્ય તરીકે પણ કામ કરે છે.

તેઓએ આખા ભારતવર્ષની મુસાફરી ઉપરાંત બ્રહ્મદેશ, સીલોન વગેરે દેશોમાં ફરી અનુભવ લીધો છે.

## સ્વ. શેઠ મોતીલાલ જગાભાઇવાળા. અમદાવાદ.

જન્મતીથિ સંવત ૧૯૨૬ ના ભાદરવા વદ ૩ તા. ૧૧-૯-૧૮૭૦. સ્વર્ગવાસ મિતિ સં. ૧૯૮૮ના મહા વદ-૮ તા. ૨૯-૨-૧૯૩૨. શેઠ જગાભાઇવાળાનું કુટુંબ અમદાવાદમાં પ્રથમ પંકિતનું તથા નામાંકિત ગણાતું હતું. શ્રીમંત ગાયકવાડ સરકારે આ કુટુંબને એક પાલખી, મ્યાનો અને મશાલ આપેલાં. આ સરકાર તરફથી તેમને વર્ષાસન પણ મળતું. વેપારી આલમમાં પણ તેમને સારું માન મળતું હતું. અમદાવાદમાં સાત મહાજનનું નેતૃત્વ શેઠ જગાભાઇવાળા શેઠીઆઓ ભોગવતા, અને અત્યારે હાલ પણ આ કુટુંબ માણેકચોકના સાને મહાજનના શેઠ તરીકે કામ કરે છે. અનેક સંસ્થાઓ તેમજ પોતાના સ્થાપેલા ખોડાઢોરનો વહીવટ તેમના હસ્તક બહુ સુંદર રીતે ચાલ્યા કરે છે. તેમની ઉજ્જ્વલ કારકીર્દિને લીધે જે પોળમાં તેઓ રહેતા તે 'જગાભાઈ શેઠની પોળ' તરીકે ગણાય છે.

સ્વ. શેઠ મોતીલાલ હરિલાલના પિતાશ્રીનું નામ શ્રીમાન શેઠ હરિલાલ ખુશાલભાઇ હતું. શેઠ હરિલાલભાઈ નવ વર્ષના બાળક શેઠ મોતીલાલને તથા તેમના મોટાભાઇ હિંમતલાલને મૂકી દેવલોક પામ્યા હતા. તેમના માતુશ્રી સમરથબાઇ તેમને અગિયાર વર્ષના મૂકી ગોલોક વાસી થયા હતા. શેઠ મોતીલાલે વડીલ બંધુ હિંમતલાલની દેખરેખ નીચે મેટ્રીક સુધીનો અભ્યાસ કર્યો.

મિલ વિષેનું પ્રથમ જ્ઞાન સંપાદન કરવા તેમણે મિલ જીન સ્ટોર્સ સપ્લાઈ કરવાની એક ફર્મ સ્થાપી.

પછી તેઓ ધી અમદાવાદ કૈસરે હિંદ મિલમાં તેની શરૂઆતથી ડાયરેક્ટર તરીકે નિમાયા, અને તેમાં તેમણે જીવન પર્યંત કામ કર્યું. તેમણે 'ધી ઓખા સોલ્ટ વર્કસ' સ્થાપવામાં સારી જહેમત ઉઠાવી. તેના પણ તેઓ ડાયરેક્ટર નિમાયા. વડોદરાની 'મહારાણી વુલન મિલ' માં પણ ડાયરેક્ટર તરીકે તેઓએ કામ કરેલું.

તેમણે શેઠ કનૈયાલાલ મોતીલાલ હીરાભાઇની ભાગીદારીમાં 'ધી બિહારી મિલ્સ લિમિટેડ' નામની કાપડની મિલ સને ૧૯૩૦માં સ્થાપી, તેના સેક્રેટરી, ટ્રેઝરર્સ અને એજન્ટસ તરીકે મોતીલાલ હરિલાલની કું. લી. ની નિમણુંક થઇ અને મીલની બધી-વ્યવસ્થા તેના મેનેજીંગ એજન્ટસ સ્વ. શેઠ મોતીલાલ હરિલાલ જગાભાઇ વાળાના હસ્તક સોંપાઇ. શેઠ મોતીલાલ તા. ૨૯-૨-૧૯૩૨ ના રોજ દેવલોક પામ્યા. હાલમાં તેમના પુત્ર શેઠ ચંદ્રકાન્ત મીલનો વહીવટ ચલાવે છે.

સને ૧૯૩૮ નાં વર્ષમાં અમદાવાદમાં મુંબઇ સરકારના વડા પ્રધાન ઓનરેબલ શ્રીયુત ખેર સાહેબે ક્ષયનિવારણ ફંડની ઉદ્‌ઘાટન ક્રિયા કરી તે વખતે તે કાર્યની સફળતા અર્થે રૂા. ૨૫૦૦૦) માટે જાહેર ભાષણમાં જનતાને અપીલ કરી. અમદાવાદમાં ક્ષયરોગનું પ્રમાણ મુકાબલે ઘણું વધુ છે. અમદાવાદમાં ક્ષયનિવારણ હોસ્પીટલની ખાસ જરૂરિઆત હોવાથી ગં. સ્વ. નંદગવરી બેન તથા શેઠ ચંદ્રકાન્તે ઓનરેબલ શ્રીયુત ખેર સાહેબની અપીલ ઝીલી લીધી અને 'શેઠ મોતીલાલ હરિલાલ જગાભાઈવાળા ક્ષયરોગ નિવારણ હોસ્પીટલ' એવું નામ આપીને આ હોસ્પીટલ બાંધવા અમદાવાદ જીલ્લા ક્ષયનિવારણ ફંડને રૂા. ૨૫૦૦૦) ની સખાવત આપી છે.

સૂચના:—ક્ષયની હોસ્પીટલ બંધાઇ છે અને ચાલુ પણ થઇ ગઇ છે એ હકીકત સાચી છે.

## શેઠ ચંદ્રકાન્ત મોતીલાલ જગાભાઈવાળા

શેઠ ચંદ્રકાન્તનો જન્મ સંવત ૧૯૭૧ ના નવરાત્રિના દિવસોમાં આસો સુદ ૮ તા ૨૭-૯-૧૯૧૪ ના રોજ અમદાવાદમાં જાણીતા શ્રીમંત શેઠ મોતીલાલ જગાભાઈવાળાને ત્યાં થયો છે. તેમના પિતાશ્રીની નાદુરસ્ત તબીયતને લીધે તેમની આજ્ઞા મુજબ ૧૬ વર્ષની ઉમરે કોલેજને છોડી, મીલનો અનુભવ, શેઠ કનૈયાલાલ મોતીલાલ સાથે રહી લીધો. હાલમાં તેમની સલાહ મુજબ પોતાની બિહારી મીલનો વહીવટ સારી રીતે ચલાવે છે. તેમના સ્વ. પિતાશ્રીની ઇચ્છા અનુસાર તેમના પિતાશ્રીના નામની અમદાવાદમાં ક્ષય-નિવારણ હોસ્પીટલ બાંધવા રૂ. ૨૫૦૦૦) ની સખાવત જીલ્લા ક્ષય નિવારણ ફંડને કરી છે. જાપાન જઈ મીલ ઉદ્યોગનો વધુ અભ્યાસ કરી આવ્યા છે.

## શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર, જામનગરવાળા.

જન્મ તા. ૧-૧૨-૧૮૯૨ ના રોજ જામનગરમાં થયો હતો. તેમનું કુટુંબ સુવિખ્યાત, ખાનદાન અને ધર્મપરાયણ છે. તેમણે ગુજરાતી તથા ઈંગ્રેજી મેટ્રિકયુલેશન સુધીની કેળવણી તેમના પિતાશ્રી નડીઆદમાં સરકારી નોકરીમાં હોઈ ત્યાં લીધેલ હતી. તેઓએ ઇ. સ. ૧૯૦૮ માં મેટ્રિકયુલેશનમાં પાસ થયા પછી અમદાવાદમાં ગુજરાત કોલેજમાં અભ્યાસ શરૂ કર્યો. અહિં જ ઇ. સ. ૧૯૧૨ માં બી. એ. ની પરીક્ષામાં પાસ થયા હતા. બાળપણથી જ તેઓ ઘણા બુદ્ધિશાળી અને ચારિત્ર્યવાન હતા. તેમના શિક્ષકો તથા સહાધ્યાયીઓના મન ઉપર વિનયી, પ્રેમાળ અને ચતુર વિદ્યાર્થી તરીકે સારી છાપ પાડી હતી. સને ૧૯૧૫ માં એલ. એલ. બી. ની પરીક્ષા પાસ કરી સને ૧૯૧૬ માં અમદાવાદમાં વકીલ તરીકે ધંધો શરૂ કર્યો હતો. પરંતુ વકીલ તરીકે પોતાના અસીલો જીતાડવા માટે જે અનીતિ અને અસત્યનો આશ્રય લેવો પડે છે (પછી તે થોડે અંશે હોય કે વધારે પ્રમાણમાં હોય.) તે માટે તેમને બહુ ચીડ હતી, તેથી તે ધંધો છોડી દઈ વ્યાપારી લાઈનમાં ચાન્સ મળે તો તે અજમાવવાની ઇચ્છા થઈ અને પ્રભુકૃપાથી અમદાવાદના નગરશેઠ કસ્તુરભાઈ તરફથી કલકત્તામાં તેમની વ્યાપારની શાખા ખોલવાનું થતાં, ત્યાંના મેનેજર તરીકે તેમને પસંદ કરી સને ૧૯૧૭ ના ડીસેમ્બરમાં મોકલ્યા. ત્યાં પાંચ વર્ષ રહ્યા, અહિં પણ મોઢ શુભેચ્છક મંડળમાં ઘણો સારો ભાગ લઈ પોતાના સૌજન્યથી જ્ઞાતિ બંધુઓને પોતાના તરફ આકર્ષી લીધા હતા એટલુંજ નહિ, પણ એક કાયમી મિત્ર મંડળ જમાવ્યું હતું; ઉપરાંત કેટલાક વ્યાપારીઓ તેમની કાનુની સલાહ લેવા આવતા તો તુરત તે આપવા ઉપરાંત તે ખાતર વકીલ સોલીસીટર કે બીજે કયાંય જવું હોય તો જાતે જતા હતા. તેમની બોલવાની છટા ઘણી જ મધુર હોઈ બાળક, યુવાન કે વૃદ્ધ સૌ કોઈને આકર્ષી લેતા અને તેથી તેઓ અતિપ્રિય થઈ પડ્યા હતા. તેઓ ઘણા સહનશીલ હોવા ઉપરાંત જાત મહેનતે આગળ વધવાવાળા સ્વભાવના છે. અહિં તેમના રાજકોટવાળા સ્ત્રી ન્યુમોનીઆથી ગુજરી ગયા હતા અને બંગાળની શરદીવાળી પ્રકૃતિ હોઈ તેમને પણ ન્યુમોનીઆના તાવની બિમારી થઈ હતી. પરંતુ મિતાહારી અને સ્વચ્છતાની આદતવાળા હોઈ પરમાત્માએ તેમને બચાવી લીધા હતા. તેમના શેઠનો વિચાર કલકત્તામાં ડોક કરી સ્ટીમરો બાંધવાનું કામ કરવાનો હતો. પરંતુ આપણી સરકાર આવી લાઈનનું સ્વદેશી સાહસ નહિ ખેડવા દેવાના આગ્રહવાળી હોઈને ડોક મળી શકયો નહિ, તેમજ પોતાની પ્રકૃતિને બંગાળના હવાપાણી પ્રતિકુળ પડતા લાગવાથી તેઓ અમદાવાદ ચાલ્યા આવ્યા. સને ૧૯૨૩ ના એપ્રીલ માસમાં અત્રેના સુપ્રસિદ્ધ માતબર શેઠ મંગળદાસ ગીરધરે તેમને ઇન્ડસ્ટ્રીયલ બેંક ઓફ વેસ્ટર્ન ઇંડિયામાં એકાઉન્ટન્ટ તરીકે તથા કાનુની સલાહકાર તરીકે નીમ્યા; અને ત્રણ વર્ષ પછી તેમની કુશળતા અને કામની કદર કરી તેમને બેંકની હેડઓફીસના મેનેજર નીમ્યા જે હોદ્દો તેઓ આજ સુધી રૂ. ૫૦૦) પાંચસોના

માસિક પગારથી ભોગવી રહ્યા છે. તેમના શેઠને ઘણી મીલો છે અને ધંધો મોટા પ્રમાણમાં છે. પોતાની બાહોશીથી તથા કાર્યદક્ષતાથી તેમજ ચારિત્ર્યથી શેઠીઆઓનો સંપુર્ણ વિશ્વાસ મેળવેલ હોઇ તેઓ તેમના ખાસ સલાહકાર પણ છે.

જો તેમણે વકીલાતનો ધંધો ચાલુ રાખ્યો હોત તો તેઓ આજે અમદાવાદના એક અગ્રગણ્ય વકીલ તરીકે ઘણી ધીકતી કમાણી સાથે નામના મેળવી શકયા હોત, તેમજ પૈસાના લોભે એક બેંક છોડી બીજી બેંકમાં નોકરી શોધી હોત તો પણ ઘણા આગળ વધ્યા હોત. પરંતુ પૈસા કરતાં પ્રતિષ્ઠાને વધારે કિંમતી તેમણે ગણી છે અને તે જ કારણથી બીજી જગ્યાએ વધારે પગારથી માગણી થયા છતાં પણ પોતાના જૂના શેઠની મરજી વિરૂદ્ધ બીજે નહિ જવાનું તેમણે પસંદ કર્યું છે.

પોતાના ધંધામાં ઘણા રોકાએલ હોવા છતાં આ માસિક માટે તન, મન, ધનથી સહાય આપતા રહ્યા છે તથા વ્યવસ્થાપક કમિટીના સભ્ય હોઇ વખતો વખત સલાહ આપતા રહે છે.

તેઓ સરળ હૃદયના, નીતિ અને ધર્મપ્રેમી, સત્ય વકતા, કુટુંબવત્સલ, પોતાની જ્ઞાતિ ઉન્નતિ માટે ધગશવાળા અને ઉદાર દિલના છે. જો કોઇ તેમની મદદની ઇચ્છા જણાવે તેને બનતી મદદ કરવા હંમેશાં તત્પર રહે છે. બેંકની નોકરી ઉપરાંત તેઓ અમદાવાદની કોમર્શીયલ કાલેજમાં બેંકીંગના વિષય ઉપર લેકચરર તરીકે નામના ઓનરેરીયમથી સેવા ભાવથી કામ કરે છે.

તેમના પિતાશ્રી રાવસાહેબ પુરૂષોત્તમદાસ સરકારી નોકરીમાં મુંબઇ ઇલાકાના વેટરનરી સુપ્રીન્ટેન્ડન્ટના પર્સનલ આસીસ્ટંટ હતા અને ત્યાંથી સારૂં પેનશન લઇ રીટાયર્ડ થયેલા છે.

## શેઠ શ્રી કેશવલાલ લલ્લુભાઇ, ખંભાત.

તેઓ અત્રેની મોઢ જ્ઞાતિના સદ્‌ગૃહસ્થ છે. તેઓ ધર્મનિષ્ઠ અને લોક સેવામાં આગળ પડતો ભાગ લેનારા તેમ અત્રેના નામદાર નવાબ સાહેબના જનરલ દરબારમાં તથા ખાસગી દરબારના સભ્ય હોઇ સારી નામના ધરાવે છે. તેઓ જનતાને ધાર્મિક શિક્ષણ આપવામાં પશ્ચિમનું આંધળું અનુકરણ ન કરવાના વિચારના છે અને તેમણે અત્રે એક સંસ્કૃત ધર્મ–શિક્ષણ પાઠશાળા ખોલીને બે વર્ષ સુધી તેનું રૂા. ૫૦) સુધીનું માસિક ખર્ચ પોતે આપીને ધર્મ સેવા બજાવી હતી. હાલ પણ તેમણે સ્થાપેલી શાળા ચાલુ છે અને તેમાં ધાર્મિક–શિક્ષણ અપાય છે.

સં. ૧૯૭૫ ની સાલમાં દુષ્કાળમાં ગરીબોને ઓછી કિંમતે અનાજ આપીને તેમનો આશીર્વાદ લીધો હતો, તથા સં. ૧૯૮૩ની સાલમાં ગુજરાતના જલપ્રલય સમયે પૂર્ણ ઉદારતાથી ગરીબોને સારી સહાયતા કરી હતી. અન્ન, વસ્ત્ર તથા ઘર બાંધવાનાં સાધનો વગેરે સસ્તી કિંમતે આપીને ગરીબોને મહાન આશ્રય આપ્યો હતો. હાલના આ મોંઘવારીના વિકટ સમયમાં પણ તા. ૧ જાનેવારી ૧૯૪૨થી સસ્તા ભાવે અનાજ આપવાની દુકાન ખોલી છે તે હજુ ચાલે છે, આથી પ્રસન્ન થઇ નામદાર નવાબ સાહેબે તેમને "તાઝીમે સરદાર"ની માનવંત પદવી આપી છે. ખંભાતમાં એવો કોઇપણ ગરીબ નહિ હોય કે તેમને ન ઓળખતો અથવા ન જાણતો હોય. ના. પંચમ જ્યોર્જના જ્યુબીલીના ઉત્સવ પ્રસંગે તેમને જ્યુબીલી મેડલ આપવામાં આવેલો છે.

તેઓ મુંબઇના પાઇપ અને હાર્ડવેરના જાણીતા વેપારી છે, પરંતુ હાલમાં નિવૃત્તિ લઇને ખંભાતમાં શાંતિમય જીવન ગાળે છે.

## કરાંચીના જ્ઞાતિબંધુઓનો ટુંક પરિચય.

### વેપારી ભાઇઓ.

૧ શેઠ મણિલાલ મોહનલાલ લેન્ડલોર્ડ અને બેન્કર. વિલાયત[illegible] કામકાજ કરે છે. મૂળ વિરમગામના વ[illegible]ાથી આશરે સો વર્ષ ઉપર પ્રથમ [illegible] શેઠ મણિભાઇ સ્વભાવે ઉદાર;
તડકો છાંયડો જે

વિચારવાળા. અત્રેની દરેક જાહેર પ્રવૃત્તિઓમાં અગ્ર પદે છે. કેળવણી માટે બહુ પ્રેમ છે. તેમણે અત્રે ગુજરાત વિદ્યાલયમાં વિદ્યાદાન માંટે રૂા. ૨૦,૦૦૦ નું દાન કરેલું છે. અહિંના સમસ્ત ગુજરાતીમાં મોવડી જેવા તથા ગુજરાતી બેન્કના દસ વર્ષથી ચેરમેન છે. અનેક મિત્રો તેમજ બહોળી લાગવગ ધરાવે છે.

૨ રા. રા. હરીદાસ માણેકચંદ કોઠારી. (એસ. કોઠારીની કું.) લોખંડ સીમેન્ટના વેપારી. લેન્ડલોર્ડ. શરૂઆતથી હાર્ડવેર તથા સીમેન્ટની એક મોટી ઓફીસમાં ઉંચે દરજ્જે કામ કરતા. આજે તેઓએ પોતાની સ્વતંત્ર ઓફીસ કરેલી છે. મુળ વતન બીસખા. યુવાન અને સેવાભાવી છે.

૩ મેસર્સ કે. હીરાલાલની કંપની ગ્લાસવેર, ચાઇનાવેર, ઇનામલવેરમાં કરાંચીના મોટા હોલસેલ વેપારી. જેઓ પરદેશથી જથ્થાબંધ માલ મંગાવી. સીંધ, પંજાબ, બલુચિસ્તાન, અફઘાનિસ્તાન તથા સરહદ પ્રાંતમાં એજન્ટો દ્વારા વેચે છે. મુળ વતન ધનસામપુર, તાબે ધ્રાંગધ્રા. તેમાં ભાઇ જેઠાલાલ મનોરદાસ તથા અમરતલાલ મનોરદાસ તથા ભાઇ હીરાલાલ પ્રેમચંદ જોડાયેલા છે. આ લાઇનમાં શરૂઆતથી જ અને લગભગ પચીસ વર્ષનો અનુભવ હોવાથી કરાંચીના વેપારીઓમાં સારૂં સ્થાન ધરાવે છે. જ્ઞાતિ ભાઇઓ તથા મંડળ પ્રત્યે સારી લાગણી ધરાવે છે તથા દરેક કાર્યમાં સારો ફાળો આપે છે

૪ શ્રી મહેતા અમીચંદ લવજી–ગ્લાસવેર, ઇનામલવેર, ચાઇનાવેરના જથ્થાબંધ વેપારી તથા હાર્ડવેર લાઇનનું પણ કામકાજ કરે છે. મુળ વતન (ધ્રાંગધ્રા) માયક. અત્રે ઘણા વખતનો વસવાટ અને બહોળો અનુભવ તેથી વેપારી વર્ગમાં તેમનું સ્થાન અને પ્રતિષ્ઠા સારી ગણાય. જ્ઞાતિહિતના દરેક કાર્યમાં પહેલેથી આજદિન સુધી અપૂર્વ રસ લઇ પુરૂં કરનારા. ધર્મચુસ્ત, પુરા સેવાભાવી પરીક્ષા પા અને મંડળનું મકાન શરૂઆતથી વાદમાં વકીલ તરીકે જાત મહેનતના ઉપરાંત વકીલ તરીકે પેઢુવાય.

જીતાડવા માટે જે અનીતિ અને દાસપારેખ. B. Com. અત્રેની કોટન એસોસીઅનના ડેપ્યુટી સેક્રેટરીનો હોદ્દો ધરાવે છે. મુળ વતન ધ્રાંગધ્રા. અહીં લગભગ પચીસ વરસનો વસવાટ. પહેલા જાપાની પેઢી ટોયો-મેન્કા કઇસાની ઓફીસમાં સારા હોદ્દા ઉપર હતા. હાલ રીલાયન્સ બુકસ્ટોલ સ્ટોર્સ તથા સ્ટેશનર્સ, પબ્લીશરનો ધંધો કરે છે. મંડળના દરેક કાર્યમાં તેમનો ફાળો સારો છે. મંડળના તેઓ સેક્રેટરી હતા ત્યારે તેમણે મંડળને વ્યવસ્થિતપણે સારા પાયા પર મુકેલું.

૬ શ્રી. મલુકચંદ ઝીણાભાઇ મહેતા મરચંટ અને લેન્ડલોર્ડ. મુળ વતન ધ્રાંગધ્રા તાબે હળવદ. ઘણાં વર્ષની જાત મહેનતથી આજે તેઓ પોતાનો સ્વતંત્ર ધંધો આટો, ઘી, અને કરીયાણા વગેરેનો સારા પાયે ચલાવે છે. કોઇ પણ જ્ઞાતિસેવાના કાર્યમાં ખબર પડે કે તેઓ ઉભાજ હોય. મુંગા કાર્યકર્તા અને મંડલ પ્રત્યે સારી લાગણી ધરાવે છે.

૭ શ્રી. મોહનલાલ જમનાદાસ પારેખ–હાર્ડવેર તથા પાઇપના મોટા વહેપારી. એમ. સુખદેવ. કું.ના



ભાગીદાર. મુળ વતન ધંધુકા. જ્ઞાતિભાઇઓ પ્રત્યે સારી લાગણી ધરાવનારા, ઉત્સાહી અને સેવાભાવી છે.

૮ શ્રી. રણછોડદાસ લક્ષ્મીદાસ કાપડના વહેપારી. ગુજરાત સ્વદેશી સ્ટોર્સના નામથી પોતાનો





શ્રી. મણીલાલ મોહનલાલ વીરમગામવાળા
કરાંચી



શ્રી. હરીદાસ માણેકચંદ કોઠારી
કરાંચી



ડૉ. નરોત્તમદાસ વલ્લભદાસ : કરાંચી



શ્રી મોઢ વણિક શુભેચ્છક બન્ધુ મંડળનું મકાન—કરાંચી ◁

સ્વતંત્ર ધંધો કરે છે. મુળ વતન ધંધુકા. અહીં ઘણા વરસથી વસવાટ છે.

૯ મેસર્સ ડાહ્યાલાલ બ્રધર્સવાળા ઝંડુ ફાર્મસીના સિંધ, બલુચીસ્તાનના એજન્ટ. રા. રા. ડાહ્યાલાલ શાંતિલાલ ભાવનગરવાળા સ્વભાવે મળતાવડા અને જ્ઞાતિહિતના દરેક કાર્યમાં અગ્ર ભાગ લેનારા તથા ફાળામાં પણ ઉદારભાવે મદદ કરવાવાળા છે.

૧૦ **શ્રી. જગમોહનદાસ હરજીવનદાસ પારેખ.** મુળ વતન ધ્રાંગધ્રા. મુંબાઇમાં અભ્યાસ કરેલ અને હાલમાં શેર બ્રોકર્સ તરીકે પોતાનો સ્વતંત્ર ધંધો કરે છે.

૧૧ **પારેખ શાંતિલાલ હરિલાલ** મુળવતન સાયલા. જેઓ શ્રીભોવનદાસ એન્ડ કુ. ઇમ્પોર્ટ બીઝનેસ કરે છે તેમના ભાગીદાર. મંડળની શરૂઆતથી તેઓએ સારી સેવા બજાવી છે. ઘણો વખત સુધી તેઓએ મંડળના સેક્રેટરી તરીકે કામ કરેલ છે.

૧૨ **શ્રી. છગનલાલ મોહનલાલ શાહ** મુળ વતન ધંધુકા. કલીયરીંગ ફોરવર્ડીંગ એજન્ટનું કામકાજ કરે છે.

૧૩ **શ્રી. વોરા ચીમનલાલ ભગવાનજી** ધ્રાંગધ્રાના વતની. કરાંચી સદરમાં ઘણા વખતથી "હેપીબુકસ્ટોલ"ના નામથી અંગ્રેજી પુસ્તકો તથા છાપાંઓનો વેચાણ કરવાનો ધંધો કરે છે.

૧૪ **શ્રી. પારેખ અમરતલાલ જગજીવનદાસ** ભાડલાના વતની છે. ત્રીસ વર્ષથી તેઓ ઘીનો ધંધો કરે છે. વસવાટ પણ ઘણો જુનો છે.

૧૫ **શ્રી. મહેતા પોપટલાલ જગજીવનદાસ** સરાવાળા. બીલ્ડીંગ કોન્ટ્રાકટરોમાં ઘણા વખતથી તેઓ કામકાજ કરતા. તે લાઇનમાં અનુભવ સારો ગણાય. અત્યારે તેઓએ નાના પાયા ઉપર કોન્ટ્રાકટ લેવા શરૂ કર્યા છે. તેમજ કાપડની દુકાન પણ નાના પાયે ચલાવે છે.

૧૬ **મેસર્સ પી. એચ. શાહની કંપની.** બીલખાના વતની છે, જેઓ અત્રે કમીશન એજંટ તરીકે કામકાજ કરે છે.

૧૭ **શ્રી. લાલજીભાઇ જમનાદાસ દેશાઈ** ભાવનગરના વતની છે. તેઓ અત્રે દરેક જાતની તમાકુનો ધંધો કરે છે. કાઠીયાવાડ સ્નફ એન્ડ ટોબેકો કું. (પ્રોપ્રાઇટર દેશાઇ બ્રધર્સ).

૧૮ **રા. રા. ભાઇચંદ કેશવજી મણિઆર.** અત્રે લગભગ ત્રીસ વર્ષનો વસવાટ, મુળ વતન મોરબી. હીરાચંદ વેરસીમલની મશહુર પેઢીમાં શરૂઆતથી એક ભાગીદાર છે. સેવાભાવી અને જ્ઞાતિ પ્રત્યે લાગણીવાળા છે. ચાલુ સાલની મંડળની કાર્યવાહક સમિતિના સભ્ય છે.

૧૯ **રા. રા. પરશોત્તમ વીઠ્ઠલજી મહેતા.** મુળ વતન મોરબી તાબે પાનેલી. કરાંચીમાં ઘણો જુનો વસવાટ તેમનો ગણાય. મંડળના જુના કાર્યકર છે. હાલ એસ્ટેટ બ્રોકર તરીકે કામ કરે છે. જ્ઞાતિનો કોઇપણ ભાઇ કરાંચીમાં નવો આવે તેને નોકરી ધંધાસર ચડાવવાનું તેમનું ખાસ કાર્ય. અત્યારે વૃદ્ધ ઉંમર છતાં ઉત્સાહ યુવાન જેવો જ. ચાલુ સાલની મંડળની કાર્યવાહક સમિતિના સભ્ય છે.

## ડોકટરો, વકીલો અને ડીગ્રીધારીઓ

૧ **શ્રી નરોત્તમદાસ વલ્લભદાસ અડાલજા.** વતન ધોલેરા. કરાંચી સદરમાં ઘણાં વરસથી પોતાની પ્રેક્ટીસ સારી રીતે ચલાવે છે. સ્વભાવે મિલનસાર, જ્ઞાતિ સેવા કરવામાં અગ્રપદે ભાગ લે છે. જ્ઞાતિ બંધુઓની બિમારી વખતે ખાસ જહેમત લે. જ્ઞાતિ હિતના દરેક ફાળામાં તેઓ ઉદાર હાથે મદદ આપે છે. અત્યારે મંડળના પ્રમુખપદે છે. નિરાભિમાનપણું તેઓનો ખાસ ગુણ છે. જ્ઞાતિજનોને તથા મંડળને યોગ્ય સલાહ આપનાર તેઓ છે. મંડળના મકાનમાં એક વિદ્યાર્થીગૃહ તેમજ નાવાની જગ્યા તેમ જ બીજા પરચુરણ કામમાં સારો ફાળો તેઓએ આપેલ છે. બહારના ફાળામાં પણ તેઓએ કિંમતી વખતનો ભોગ આપેલ છે.

૨ **ડોકટર કાલીદાસ હરખચંદ શાહ.*** જેઓ હાલમાં નાદુરસ્ત તબીયતને અંગે પ્રેકટીસ કરતા નથી.

* તાજેતરમાં તેઓ સ્વર્ગવાસી થયા છે.

હમણાં સુધી તેઓ મંડલના ટ્રસ્ટી હતા. હાલ નિવૃત્ત જીવન ગુજારે છે.

૩ રા. રા. દેવીદાસ ફૂલચંદ ગાંધી હાડવૈદ, હળવદના રહીશ છે. ટેલીમાફ ઓફીસમાં કામ કરે છે. તેમજ હાડવૈદ તરીકે સારી નામના મેળવી છે. જ્ઞાતિ સેવાના કામમાં મમતા ધરાવે છે.

૪ રા. રા. નંદલાલ ત્રીભોવનદાસ મણીયાર B. A. L L. B. વતન મોરબી. મેસર્સ લોકુમલ નંદલાલ એડવોકેટના નામથી કરાંચીમાં ઘણાં વરસથી વકીલાત કરે છે. ગુજરાતી વકીલ તરીકે તેમની પ્રિકાશ સારી છે. જ્ઞાતિ હિતના કાર્યમાં તન, મન, ધનથી સેવા આપે છેઃ મિલનસાર સ્વભાવના છે.

૫ રા. રા શાંતિલાલ મણિલાલ પારેખ B. A. L L. B. સાયલાના રહીશ. તેઓ અત્રે ગુજરાત વિદ્યાલયમાં શિક્ષક તરીકે કામ કરે છે.

૬ રા. રા. કાંતિલાલ ભગવાનજી વોરા M. A. ધ્રાંગધ્રાના વતની. તેઓ અતરે ગુજરાત વિદ્યાલયમાં જોડાએલા છે.

૭ રા. રા. રતિલાલ પ્રાણજીવનદાસ મહેતા B. Sc. થીખલીના વતની. તેઓ અત્રે શ્રી ગુજરાત વિદ્યાલયમાં આસીસ્ટન્ટ હેડમાસ્તર તરીકે કામ કરે છે.

૮ શ્રી. વૃંદાવનદાસ એલ. આણંદજીવાળા B. A. વિરમગામ તેઓ ગુજરાત વિદ્યાલયમાં શિક્ષક તરીકે જોડાએલા છે.

## શ્રીયુત રણછોડદાસ વૃન્દાવનદાસ—રાજકોટ

જન્મ સંવત ૧૯૨૦ શ્રાવણ શુદ ૮ ના રોજ સાયલામાં. તેમના વડીલો સાયલામાં કારભાર કરતા. મૂળ વતન ધંધુકા. ઇ. સ ૧૮૯૦માં એલ એલ. બી. થઇ ૧૮૯૯ સુધી અમદાવાદમાં વકીલાત કરી, જે દરમિયાન કચ્છ-મોરબી કમીશન કેસમાં તેમને યશ મળ્યો. પાલણપુર સ્ટેટમાં તેઓ ૧૯૦૧ થી ૧૯૧૨ સુધી દિવાન હતા. ૧૯૧૨ માં ગોંડલ સ્ટેટના દિવાન બની ત્યાં તે હોદ્દા ઉપર દશ વર્ષ સુધી રહ્યા. વૈષ્ણવ ધર્મનું બહોળું જ્ઞાન તેઓ ધરાવે છે. અને તે વિષે પુષ્ટિમાર્ગીય સિદ્ધાંત વિગેરે પુસ્તકો પણ લખ્યા છે. શ્રી નાથદ્વારા કમિટીમાં પણ તેમણે સક્રિય સાથ આપ્યો છે.

## શ્રી જીવણલાલ મોતીચંદઃ ચોરવાડ. (હાલ મુંબઈ)

જન્મ–સં. ૧૯૩૮, અભ્યાસ ગુજરાતી જ. ૧૬ વર્ષની ઉંમરે સન ૧૯૦૦ માં કલકત્તા નોકરી માટે ગયા. એલ્યુમીનીયમનો વેપાર ૧૯૧૧ માં શરૂ કર્યો. યુદ્ધ બંધ થયા બાદ (૧૯૧૮ માં) એલ્યુ. કારખાનું જીવણલાલ કંપનીના નામે કર્યું. અમેરીકાવાળા સાથે જોડાઇને ૧૯૨૯ માં જીવણલાલ લી. ના નામે કારખાનું કર્યું. ચારેક વર્ષ બાદ એ કારખાના સાથેનો સબંધ છોડયો, અને કાઠિયાવાડમાં હરિજન સેવક સંઘનું બે ત્રણ વર્ષ કામ કર્યું. પછી મુંબઇ રહ્યા. બે વર્ષ બાદ નાસિકથી ૬ માઇલ દૂર ત્રંબકના રસ્તા ઉપર ૨૦૦ એકર જમીન રાખીને તેમાં સફરજન, ચીકુ, દ્રાક્ષ વિગેરે વાવેલાં છે, ખેતીવાડીનો જબરો શોખ છે. ચોરવાડમાં ૨૦ એકરનો સરસ બગીચો છે જેની પાછળ કરેલા ખર્ચનું પુરતું ઉત્પન્ન આવે છે. આમાં તેઓ જાતી દેખરેખથી ફાવ્યા છે. મુકુંદ આયર્ન વર્કસમાં પણ તેમનું હિત છે. જ્ઞાતિ બંધુઓ તરફ સારી મમતા રાખે છે,

## શ્રી. રંગીલદાસ દામોદર ગાંધી. નવસારી.

પ્રથમ સન ૧૯૦૮ માં રંગુન ગયાં. ત્યાં રૂા. ૩૦ થી ૩૦૦ સુધીની નોકરી મેમણ કાપડીઆને ત્યાં કરતા. તેમના ભાઇ જગમોહનદાસ સન ૧૯૧૨માં રંગુન ગયા ત્યારે તેમને મેમણ શેઠની મદદથી શ્રી રંગીલદાસના એક મિત્ર યુરોપીઅન પ્રોવિઝન સ્ટોરવાળાને ત્યાં

માહિતિ લેવરાવીને પછી ગિવ એન્ડ ટેઇક કંપની (Give and take Co.) સુરતી બરા બજાર રંગુનમાં શરૂ કરી. કેટલાક વખત પછી બીજા એક ભાઇ શ્રી જેકીસનદાસ રંગુન આવ્યા ત્યારે ધંધો ખીલવાથી બાજુમાં બીજી દુકાન રાખી લીધી. પછી બીજા બે ભાઇઓ અને શ્રી મોહનદાસ પણ રંગુન આવ્યા. ધંધો સારી રીતે ચાલવાથી નવસારીના મોઢ જ્ઞાતિના યુવકોને રંગુન બોલાવી પોતાના સ્ટોરમાં રાખ્યા. તકદીર વધારે જોર કરતું હોય તેમ સંજોગવશાત્ રંગુનના એજ ધંધાના બે મોટા વેપારીઓ નબળા પડ્યા અને "ગીવ એન્ડ ટેઇક" કંપનીના પ્રામાણિક વ્યવહારને લીધે વધારે ને વધારે ગ્રાહકો તેના તરફ આકર્ષાયા. ધંધો એટલો બધો ખીલ્યો કે ભાઇ રંગીલદાસને પણ નોકરી છોડી દેવી પડી અને આ દુકાનનું કામ સંભાળવું પડ્યું.

આ દુકાનની શરૂઆતમાં દુકાનનો રોજનો ખર્ચ રૂા. ૨) જેટલો હતો તે હાલ રૂા. ૫૦૦)નો રોજનો ખર્ચ થાય છે અને તેમાં લગભગ ૮૦ માણસો કામ કરે છે, જેમાં ૧૫ મોઢ વાણીઆ અને ૧૦ બીજી કોમના ગુજરાતીઓ છે. "આર્મિ નેવી"ની જાણીતી દુકાનની ઢબથી આ સ્ટોર ચાલતો હોવાથી તેના ગ્રાહકોમાં યુરોપીઅન, યુરેઝીઅન, સરકારી નોકરો અને શ્રીમંત માલદાર અને પ્રતિષ્ઠિત કુટુંબોનો સમાવેશ થાય છે. આ કંપની પાસે અમેરીકા અને યુરોપના બીજા પ્રદેશોની ઘણી એજન્સીઓ છે. આ સ્ટોર વાર્ષિક ૨૫ લાખનો વેપાર કરે છે. નફામાંથી દસ ટકા સખાવતમાં વપરાય છે. બાકીના નેવું ટકામાંથી પાંચ ભાઇઓને ૧૫ ટકા અને છઠ્ઠો ભાગ એટલે ૧૫ ટકા સ્ટોરના દેશી સ્ટાફ વચ્ચે બોનસ તરીકે વહેંચાય છે. પગાર કરતાં પણ બોનસની રકમ વધારે થાય છે.

રંગુનથી ૭ માઇલ દુર 'બાઉંડો' નામની હિંદુ કોલોની છે. તેમાં માલિક માટે ત્રણ બંગલા છે અને સ્ટાફ માટે ચાલી છે. તેમાં રહેવાનું મફત, લાઇટની સગવડ, ટેનીસકોર્ટની સગવડ તથા આવવા જવાનું ગાડીભાડું પણ મફત આપવામાં આવે છે. શ્રી જેકીસનદાસનો પુત્ર ભૂપેન્દ્ર તથા લલ્લુભાઇના પુત્રો ઠાકોરદાસ તથા શાંતિલાલ અને શ્રી રંગીલદાસના પુત્રો રમણલાલ તથા રસિકલાલ છે "ગીવ એન્ડ ટેઇક" કંપનીની સુંદર પ્રગતિ માટે ખરા ધન્યવાદ શ્રી રંગીલદાસભાઇને ઘટે છે. આ સ્ટોર ઉપરાંત 'ઓરીયન્ટ ટ્રેડીંગ કંપની લીમીટેડ' જે મુળ જાપાની પેઢી હતી તે તેમણે સન ૧૯૩૨ માં ખરીદી લીધી હતી. તેમાં બાટલીઓનો મોટા પાયા ઉપર વેપાર ચાલે છે. તેમજ જાપાનીઝ દવાઓ વિગેરે રાખવામાં આવે છે. આ દુકાને પણ વાર્ષિક ૩ થી ૪ લાખનો વેપાર થાય છે.

## ડૉ. અમૃતલાલ પિતાંબરદાસ વોરા.

એલ. સી પી. એસ.

દશા અડાલજા મુળ રાજકોટના, હાલ ઉંમર વર્ષ ૪૫, ડૉક્ટરી પરીક્ષા પસાર કરીને લગભગ ૧૯૧૨ માં



ગવર્નમેન્ટ મેડીકલ પ્યુપીલ તરીકે દાખલ થયા. ૧૯૧૮ થી ૨૧ સુધી ફ્રન્ટીયર મીલીટરી સર્વીસમાં બલ્લુ હતા. સરકારી નોકરીમાં ૨૪ વર્ષ થયાં. મુંબઇના ગવર્નમેન્ટ હાઉસમાં ડૉક્ટર હતા. પછી થાણાની મેન્ટલ હોસ્પીટાલમાં અને ત્યાર બાદ હાલ શંદેર છે.

## શ્રીયુત ભગવાનદાસ મોતીચંદ દોશી.

બી. એ.

જન્મ તા. ૨૧-૧-૧૮૮૫, રાજકોટમાં. દશા માંડળીઆ. ૨૦ વર્ષની ઉંમરે બી. એ. ની પરીક્ષા પસાર કરી, સેકન્ડરી ટીચર્સ ટ્રેનીંગ કોલેજનો ડીપ્લોમા લઈને ૧૯૦૬ ના નવેંબર માસમાં તેઓ મુંબઈ સરકારી કેળવણી ખાતામાં જોડાયા હતા.

છેલ્લાં મહાન યુદ્ધમાં રાજકોટની રાજકુમાર કોલેજમાં યુરોપીઅન શિક્ષકની જગ્યાએ સને ૧૯૧૪ માં તેમની નિમણુંક થએલ. ત્યાંથી સને ૧૯૧૬ ની સાલમાં સદગત મહારાજા જામસાહેબ રણજીતસિંહજીએ શ્રીયુત દોશીની જામનગર સ્ટેટના વિદ્યાધિકારી તરીકે પસંદગી કરી હતી.

કેળવણી અધિકારી તરીકે તેમણે સ્ટેટની અંગ્રેજી તથા ગુજરાતી નિશાળો માટે નીતિ બોધપાઠનાં પુસ્તકો તથા ખેતીવાડીના અભ્યાસક્રમનાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં હતાં. તેઓ સને ૧૯૩૭ માં મુંબઈ સરકારના કેળવણી ખાતામાં પાછા ફરતાં અમદાવાદ ડીસ્ટ્રીકટની લોકલ બોર્ડ તેમની નિશાળોના એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર તરીકે પસંદગી કરી નિમણુંક કરેલ. આ જગ્યાએથી તેઓ ૧૯૪૮ના જાન્યુઆરી માસમાં રીટાયર્ડ થયેલ છે.

શ્રી અખિલ હિંદ મોઢ વણિક સંમેલનની બીજી બેઠક વખતે શ્રીયુત દોશીએ માળવાની મોઢ જ્ઞાતિનો ઇતિહાસ તપાસી, તેમની સ્થિતિ વિષે નિર્ણય કરવા નિમાએલ સમિતિના પ્રમુખ તરીકે અમુલ્ય સેવા બજાવી હતી. તેઓ અમદાવાદથી રીટાયર્ડ થતાં ઉદેપુરના નામદાર મહારાજાએ શ્રી નાથદ્વારા ટીલકાયત મહારાજશ્રીના ગાર્ડીઅન તરીકે તેમની પસંદગી કરેલ છે. તેઓ સગીર ટીલકાયત મહારાજશ્રીનું ચારિત્ર્ય ઘડવાની કામગીરીમાં પોતાની શક્તિનો ઉપયોગ કરે છે.

## રાવસાહેબ ખીમચંદ હરજીવનદાસ વોરા.

એલ. સી. ઇ.

જન્મ ધ્રાંગધ્રામાં તા. ૩૦-૧૨-૧૮૮૭ના રોજ. હાલ નિવાસ મુંબઈમાં. પ્રાથમિક કેળવણી ધ્રાંગધ્રામાં લઈને રાજકોટમાં મેટ્રીક થઈ, ભાવનગર તથા જુનાગઢમાં પ્રીવીઅસ અને ઇન્ટરમીડીએટનો અભ્યાસ કરીને પુનામાં ૧૯૦૯ના ડીસેમ્બરમાં એલ. સી. ઇ. ની ડીગ્રી મેળવી. ૧૯૧૦ ના નવેમ્બરમાં સરકારી નોકરી સ્વીકારી. ઓવરસીયરથી માંડીને આસિસ્ટન્ટ એન્જીનીઅરના હોદ્દા ઉપર અમદાવાદ, પુના, શોલાપુર, મુંબઇ વગેરે સ્થળે રહી પછી ધારવાડ જીલ્લામાં એકઝીકયુટીવ એન્જીનીઅરના હોદ્દા ઉપર આવ્યા. હાલ મુંબઈ છે. ૧૯૩૨ માં સરકાર તરફથી તેમને રાવસાહેબનો ઇલ્કાબ મળ્યો છે.

તેમને સંતતિમાં ચાર પુત્રો તથા એક પુત્રી છે. મોટા પુત્ર મગનલાલ બી. ઇ. થએલ છે અને મુંબઇમાં આર્કિટેક્ટ એન્ડ એન્જીનીયર તરિકે સ્વતંત્ર કામ કરે છે. બીજા પુત્ર મનહરલાલ એમ. એ. એલ. એલ. બી. છે અને વોરા એન્ડ કું. લિમિટેડ (પબ્લીશર્સ) તરિકે મુંબઇમાં કામ કરે છે. ત્રીજા પુત્ર મનસુખલાલ એમ. બી. બી. એસ. છે અને ચોથા પુત્ર કનૈયાલાલ બી. કોમ. થયા છે.

## શ્રીયુત મગનલાલ મોતીચંદ દોશી.

બી. એ. એલ. એલ. બી.

દશા મોઢ માંડળીઆ. જન્મ તા. ૨૧-૧-૧૮૯૧ ના રોજ રાજકોટમાં. સને ૧૯૨૦ માં વિલ્સન કોલેજમાંથી બી. એ. ની પરીક્ષા પસાર કર્યા પછી તેઓએ એક વર્ષ રાજકોટની હાઇસ્કુલમાં શિક્ષક તરીકે અને એક વર્ષ સ્ટેટ મિડલ સ્કુલના હેડ માસ્તર તરિકે નોકરી કરી. ૧૯૧૩માં તેઓ કાઠીયાવાડ પોલીટીકલ એજન્સીની નોકરીમાં જોડાયા. ૧૯૧૪ થી ૧૯૧૮ સુધી રાજકોટની રાજકુમાર કોલેજમાં એસિસ્ટન્ટ શિક્ષક તરીકે તેમણે કામ કર્યું.

૧૯૨૦-૨૧ માં બસરા પોર્ટ ડિરેક્ટરેટમાં તેમની નિમણુક થએલ. આ વખતે તેમણે ત્રણ માસ સુધી ઇરાની અખાતના નાકા પર આવેલ 'ફાઉ' બંદરના





દી. બ. ચુનીલાલ માણેકલાલ ગાંધી : સુરત



શ્રીયુત મથુરાદાસ ભક્તિદાસ પારેખ : મુંબઈ



શ્રીયુત લલિતમોહન ચુનીલાલ ગાંધી : સુરત





સ્વ. મનોરભાઈ મહાદેવભાઈ પારેખ : ધ્રાંગધ્રા



સ્વ. મહેતા કાળીદાસ દેવજીભાઈ: જામનગર





સ્વ. શેઠ પોપટલાલ માણેકચંદ : જામનગર





શ્રીયુત હરજીવનદાસ ઊકાભાઈ શેર દલાલ
મુંબઈ





શ્રીયુત દ્વારકાદાસ માણેકચંદ શેઠ બી. એ.
જામનગર

પોર્ટ ઑફિસર તરિકે કામ કરેલ.

૧૯૨૧ ના ડિસેમ્બરમાં રાજકોટ ખાતે ભરાએલ સમસ્ત મોઢ જ્ઞાતિની કોન્ફરન્સમાં અગ્ર ભાગ લઇ, રાજકોટની મોઢ વણિક બોર્ડીંગની સ્થાપના કરવામાં સારો રસ લીધો હતો. તેઓ આ બોર્ડીંગની વ્યવસ્થા અને દેખરેખ રાખવામાં હજી પણ સક્રિય ભાગ લે છે.

૧૯૨૨માં એડન રેસીડન્સીમાં તેઓ સુપ્રિન્ટેન્ડન્ટ તરિકે નિમાએલ. પછીથી લાલ સમુદ્રમાં આવેલ કામરાન ટાપુમાં તેઓ એસિસ્ટન્ટ પોલીટીકલ એજન્ટ તરિકે સને ૧૯૨૩ માં નિમાયા. આ હોદ્દો આઠ માસ ભોગવ્યા બાદ ઇન્ચેકેપ કમિટીની ભલામણથી, એડન રેસીડન્સીના અમલદારની જગ્યા કમી થતાં તેમને પાછું ફરવું પડયું.

તેમણે પાંત્રીશ વર્ષની વયે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો અને ૧૯૨૫ ની સાલમાં એલ. એલ. બી. ની પરીક્ષા પહેલે નંબરે પસાર કરી.

તેઓ ૧૯૩૮માં વેસ્ટર્ન ઇન્ડીયા સ્ટેટસ એજન્સીમાં સબજજ તરિકે નિમાયા, ડિસ્ટ્રીકટ અને સેશન્સ જજની જગ્યા જે અનુભવી સીનીયર સિવિલિયન અમલદારથી પુરવામાં આવે છે તે હંગામી ખાલી પડતાં, તેમની પસંદગી કરવામાં આવી હતી. હાલ તેઓ સબ જજનો હોદ્દો ભોગવે છે.

## રાવસાહેબ પુરૂષોત્તમદાસ દેવજીભાઇ મણિયાર.

જી. બી. વી. સી.

જામનગર-જન્મ સં. ૧૯૨૩ ના શ્રાવણ સુદ ૫. ઇ. સ. ૧૮૯૨ થી ૧૯૧૦ સુધી ખેડા જીલ્લામાં લોકલ બોર્ડની નોકરીમાં નિમાયા. ઇ. સ. ૧૯૧૦ થી ૧૯૧૨ સુધી અમદાવાદની હોસ્પીટલમાં, ૧૯૧૩ નાસિકમાં અને ત્યાર પછી ૧૯૨૫ સુધી વેટરનરી ઇન્સપેકટરના હોદ્દા ઉપર રહી તેઓ નિવૃત્ત થયા. એજ સાલમાં તેમને રાવસાહેબનો ઇલ્કાબ મળ્યો; જે વખતે જામનગરના જ્ઞાતિજનો તરફથી તેમને માન પત્ર આપવામાં આવ્યું હતું. તેઓ પરોપકારી, જ્ઞાનપિપાસુ તથા જ્ઞાતિહિતચિંતક છે.

## શ્રી. ભગવાનજીભાઇ દેવજીભાઇ મણીયાર-જામનગર.

જન્મ સંવત ૧૯૩૭ ના ભાદરવા શુદ ૯ ના રોજ થયો હતો. તેમના પિતાશ્રી ચુસ્ત શિવ ભક્ત હતા અને જામનગરની જ્ઞાતિમાં એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. શ્રીયુત ભગવાનજીભાઇએ સં. ૧૯૫૬ માં મેટ્રીકની પરીક્ષા પસાર કરી અને સં. ૧૯૬૧ માં વકીલની પરીક્ષા પસાર કરી અને જામનગરમાં વકીલાતની શરૂઆત કરી. સંવત ૧૯૬૭માં ત્યાંના સ્ટેટમાં આસી. દરબારી વકીલની જગ્યાએ તેમની નિમણુક થઇ. તે પછી દરબારી વકીલનો હોદ્દો ભોગવી હાલમાં તેઓ પર્સનલ આસી. ટુ ધી દીવાન સાહેબનો હોદ્દો ભોગવે છે.

રાજકોટમાં જ્યારે આપણું અખિલ મોઢ વણિક સંમેલન ભરાયું હતું ત્યારે તેઓશ્રીએ બીજા સંમેલન માટે જામનગર તરફથી આમંત્રણ આપેલું અને તે સંમેલનના સેક્રેટરી તરીખે ઉત્તમ સેવા બજાવી સંમેલનને ફતેહમંદથી પાર ઉતાર્યું હતું. આ વખતે માલવીય બંધુઓના વૈશ્યત્વનો નિર્ણય કરવા માટે એક કમિટી નિમાવીને તેમણે સત્યશોધન કરાવવામાં ઘણી જ જેહમત ઉઠાવી હતી.

તેઓશ્રી એક સાચા જ્ઞાતિ હિતેચ્છુ અને પરોપકાર પરાયણ પુરૂષ છે. તેમણે જ્ઞાતિ સુધારણા અર્થે એક નવું બંધારણ કર્યું હતું અને દસ ગૃહસ્થોની કમિટી દ્વારા જ્ઞાતિનો વહીવટ સુવ્યવસ્થિત કર્યો હતો. કેળવણી ફંડ તથા નિરાશ્રિત ફંડની પણ સ્થાપના કરી છે. આ પ્રમાણે હર હંમેશ જ્ઞાતિ હિતના કાર્યમાં ઉત્સાહ ભર્યો ભાગ લે છે; ત્યાંના યુવક મંડળ તથા જ્ઞાતિહિતવર્ધક મંડળના તેઓ મુખ્ય નેતા તરીકે સેવા આપે છે.

જ્ઞાતિ સેવા ઉપરાંત સાર્વજનિક સેવાના કામોમાં

તેઓશ્રી ખૂબ રસ લે છે. શ્રી આનંદાબાવાની જગ્યા, અનાથાશ્રમ અને પોરીવાવ સેનીટેરીયમની વ્યવસ્થા પણ તેઓશ્રીના હાથમાં છે.

## ડૉ. લક્ષ્મીદાસ રણછોડદાસ મ્હેતા.

એમ. બી. બી. એસ.

**જામનગર.**

જન્મ તા. ૨૧-૨-૧૮૯૩ માં. જામનગરમાં આપણી જ્ઞાતિમાં તે સીનીયર એમ. બી. બી. એસ. છે. તેના પિતાશ્રીએ નવાનગર સ્ટેટની લાંબો વખત વફાદારી અને પ્રમાણિકતાથી નોકરી કરી સારી નામના મેળવેલ. તેઓ જામનગરમાં શિક્ષિત, સંસ્કારી અને પ્રતિષ્ઠિત ગણાતા મ્હેતા કુટુંબના છે. સને ૧૯૧૦ માં મેટ્રીકની પરીક્ષા પસાર કરી. પછી આપણી મુંબઈની બોર્ડીંગમાં દાખલ થઇ સને ૧૯૧૧ માં પ્રીવીઅસમાં પાસ થઇ ગ્રાંટ મેડીકલ કોલેજમાં વૈદકીય અભ્યાસ માટે જોડાયા. સને ૧૯૧૭ માં સેકન્ડ કલાસમાં પાસ થયા. પ્રથમ મધ્ય પ્રાંતમાં આસીસ્ટંટ સરજન, પછી નવાનગર સ્ટેટ ખંભાળીઆ હોસ્પીટલના મેડીકલ ઓફીસર અને છેવટે રૂ. ૪૫૦) ના પગારે ભરૂચ જીલ્લામાં ટુરીંગ મેડીકલ ઓફીસર તરીકે કામ કરેલ, પણ તેમનું સ્વતંત્ર માનસ નોકરીને અનુકૂળ નહિ થતાં ૯ વર્ષ નોકરી કરી છેલ્લાં વીસ વર્ષ થયાં પોતાનો સ્વતંત્ર ધંધો ચલાવે છે. તે સાદા, સંસ્કારી, સંયમી અને ઉદાર વૃત્તિવાળા છે. આપણી જ્ઞાતિમાં સને ૧૯૩૧-૩૬ સુધી ઓનરરી સેક્રેટરી તરીકે કામ કરેલ. તે દરમ્યાન જ્ઞાતિનો વહિવટ નવા ધોરણ ઉપર મૂકેલ. દશ વર્ષ થયાં નહિ છપાયેલ સુધારા વધારા સહિત લહાણાની નવી ટીપ તથા કેળવણી ફંડનો હિસાબ અને કમિટીના બે વર્ષના કામકાજના વિગતવાર રીપોર્ટ ઉપરાંત જ્ઞાતિના હિસાબનું તા. ૨૪-૧-૩૭ સુધીનું સરવૈયું છપાવી પ્રસિદ્ધ કરી લહાણા દીઠ એક એક નકલ દરેક જ્ઞાતિબંધુને મોકલાવેલ છે. જ્ઞાતિમાં લગ્ન પ્રસંગે લગ્નવાળા પાસેથી ફાળો કરાવી ચાર જ્ઞાતિ ભોજનની પ્રથા પણ ચાલુ કરેલ છે. આ વહિવટ દરમ્યાન રૂા. ૧૪૦૦૦) ને આશરે કેળવણી, રીપેર કામ, ઠામ વાસણ તથા આપણી નવી ખરીદેલ શ્રી ગુરૂ દત્તાત્રયવાળી જગ્યામાં બાંધકામમાં વાપર્યા. આ બાંધકામ માટે જ્ઞાતિ પાસે એક પ્રતિષ્ઠિત જ્ઞાતિ ભાઇઓની કમિટી નીમાવી બાંધકામ કરાવ્યું જેનો સવિસ્તર હિસાબ તા. ૧-૧-૧૯૩૭ ના રોજ છપાવી પ્રસિદ્ધ કરી લહાણા દીઠ એક એક નકલ અપાવી. આ બાંધકામ માટે આપણા જ્ઞાતિ ભાઇઓ પાસેથી ફાળો ઉઘરાવવામાં સતત્ પ્રયાસ કર્યો અને નવો કર લહાણા દીઠ નહિ નાખતાં ખુશીથી આપી શકે તેવા ભાઇઓ પાસેથી રકમ ભરાવી. લખવાની ભાગ્યેજ જરૂર છે કે આ બધાં કાર્યમાં કમિટીઓનો પૂર્ણ સહકાર મળેલ.

'મોઢ મહોદય' માં સામાજીક તથા વૈદકીય વિષય બાબતના વિચારો વારંવાર દર્શાવે છે. 'શ્રી જ્યોતિ મિત્રમંડળ'ના પ્રમુખ, શ્રી જામનગર મોઢ જ્ઞાતિ સહાયક મંડળની કાર્યવાહક કમિટીના મેમ્બર, શ્રી જામનગર મેડીકલ સોસાયટીના ઉત્સાહી મેમ્બર, શ્રી ગુલાબકુંવરબા ઇન્ફન્ટ વેલ્ફેર એસોસીએશનની જનરલ કમિટીના મેમ્બર અને નામદાર રાણી સાહેબાએ બાળકોને અપાતા દુધની વ્યવસ્થા માટે નીમેલ સ્પેશીયલ કમિટીના મેમ્બર. શ્રી નવાનગર સ્ટેટ વૈદ્ય સભામાં પણ સારો રસ લે છે. શ્રી જામનગર મોઢ જ્ઞાતિ સહાયક મંડળના મેમ્બર તરીકે આપણા ગરીબ જ્ઞાતિભાઇઓને મફત દવા આપે છે. શ્રી જામનગર મોઢ યુવક એમેચ્યુર કલબમાં તથા બાળ-સપ્તાહ-બાળસંમેલન અને પ્રદર્શનમાં પણ સારો રસ લીધેલ છે અને બનતી સહાય આપેલ છે.

## શેઠ દ્વારકાદાસ માણેકચંદ બી. એ.

**જામનગર.**

જન્મ સને ૧૮૯૬માં ખાનદાન તેમજ ગર્ભ શ્રીમંત શેઠ કુટુંબમાં થયેલ છે. તેમના પિતાશ્રી માણે-

કચંદ મદનજી નવાનગર સ્ટેટ જામદારખાનાના સુપરીન્ટેન્ડન્ટ હતા, જે જગ્યા ખાસ વિશ્વાસુ અને ખાનદાન વ્યક્તિને આપવામાં આવે છે. સને ૧૯૧૧ માં મેટ્રીક થયા. જુનાગઢ બાહુદીન કોલેજમાં પ્રીવીઅસથી બી. એ. સુધીની પરીક્ષા સેકન્ડ કલાસથી પાસ કરેલ. બી. એ. સને ૧૯૧૬ માં થયા. જામનગરમાં પોલીસ કમીશ્નર સાહેબની ઓફીસમાં સને ૧૯૧૮ માં નોકરી મેળવી અને ત્યારથી તેજ ખાતામાં સીરસ્તેદાર અને હેડ કલાર્કની જગ્યા ઉપર છે. સેંટ જોન એમ્બ્યુલન્સ એસોસીએશનની પરીક્ષા જુનાગઢમાં સને ૧૯૧૪ માં બીજે નંબરે પાસ કરેલ છે. જ્ઞાતિના કાર્યમાં પણ ખુબ રસ લે છે. જ્ઞાતિની કમિટીના ઓનરરી સેક્રેટરી છે.



## શ્રી. હરજીવનદાસ ડોસાભાઇ મણિયાર. શેરદલાલ, મુંબઇ

જામનગરના વતની. જન્મ સંવત ૧૯૫૬ ના ભાદરવા શુદ ૫. અભ્યાસ મેટ્રીક સુધી. મુંબઇમાં ધંધે લાગ્યા. શેર બજારમાં કામકાજ શરૂ કર્યું. રફતે રફતે ધંધામાં ફળીભૂત થયા. ૧૯૩૭ માં શેરબજારનું કાર્ડ મેળવી મેમ્બર થયા. શ્રી નગરીઆ મોઢ શુભેચ્છક મિત્રમંડળના સેક્રેટરી તરીકે ૧૯૨૧ થી ૧૯૩૦ સુધી સેવા આપી. રાજકોટ બોર્ડીંગના ફાળા માટે રાજકોટ ડેપ્યુટેશન સાથે ૧૯૨૬ માં સાથે ફરી ફાળામાં સારી સેવા આપી હતી. કાંદીવલીમાં જ્યાં હાલ તેઓ રહે છે તે કાંદીવલીના હિતવર્ધક મંડળના ૧૯૩૯ ૧૯૪૦ એમ બે વર્ષ સુધી પ્રમુખ હતા તથા ત્યાંના દવાખાનાને વાર્ષિક ગ્રાન્ટ આપે છે. જામનગરમાં પણ નાની નાની સેવા કરે છે.



## સ્વ. શેઠ પોપટલાલ માણેકચંદ. જામનગર.

જન્મ સં. ૧૯૨૮ ના કાર્તિક સુદ ૭. તેમના પિતાશ્રીએ નવાનગર સ્ટેટના જામદારખાનાના સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે પ્રમાણિકતાથી લાંબી સેવા બજાવી હતી. સદ્દગતે કમીશન એજન્ટનું કામકાજ ૧૯૧૪ માં શરૂ કર્યું હતું, તથા રફતે રફતે કામની કુનેહ તથા પ્રમાણિકતાથી ધંધામાં ફળીભૂત થયા હતા તથા પોપટભાઇ ઘીવાળા તરીકે નામના મેળવી હતી. ૧૯૩૪ માં તેમના અવસાન પછી તેમના બન્ને પુત્રોએ પણ ધંધાને બહુ પ્રમાણમાં ખીલવ્યો છે તથા તેઓની ગણના એક પ્રમાણિક પ્રતિષ્ઠિત વેપારી તરીકે છે. સદ્દગત શ્રી 'મોઢ મહોદય'ના આશ્રયદાતા તથા ધાર્મિક વૃત્તિવાળા હતા.



## સ્વ. કાલીદાસ દેવજીભાઇ. જામનગર.

જન્મ સં. ૧૯૧૧ના ભાદરવા વદ દશમ. જીવનની શરૂઆતમાં તેમની આર્થિક સ્થિતિ સાવ સામાન્ય હોવાથી ફક્ત ગુજરાતીનો અભ્યાસ કરેલ.

માસિક રૂપીઆ ચારના પગારથી તેમણે જીવનની શરૂઆત કરી, નવાનગર સ્ટેટમાં લેવાતી કાયદાની પરીક્ષા પસાર કરી, રફતે રફતે ન્યાય ખાતામાં નોકરી મેળવી, અને ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ તરીકે ઘણાં વર્ષો નોકરી કરી. નોકરીમાં પ્રમાણિકતા એકજ એમનું ધ્યેય હતું અને ઇશ્વરે પણ તેમની બાવન વર્ષની લાંબી નોકરીમાં એ જાળવી રાખવા સામર્થ્ય આપ્યું હતું. તેમની પ્રમાણિકતાનો જાણવા જેવો એક દાખલો છેઃ–

વર્ષો પહેલાં ખંભાલીયામાં એક ખૂન કેસ ચાલતો હતો. બ્રાહ્મણ યુવતીનું ખૂન થયું હતું. ખૂની અને તેના મદદગારને બચાવવા માટે ભારે પ્રયાસો થયા હતા. એ માટે ન્યાયમૂર્તિ કાળીદાસભાઇને મોટી રકમનું નજરાણું ધરવામાં આવ્યું અને ' સાહેબ, લઇ લ્યો, આવડી રકમ દેનાર નહિ મળે. ' એમ જ્યારે કહેવામાં આવ્યું ત્યારે અતિ શાંત ચિત્તે કાળીદાસભાઇએ જવાબ આપ્યો ' શેઠ! દેનારા મળશે પણ ના કહેનાર નહિ મળે ! '

શ્રી જામનગર મોઢ મહાજન એક વિધવાબાઇનો કન્યા વિક્રયનો ચુકાદો આપવા ભેગું થયું હતું અને

પટેલીઆઓ બાઈને રહેંસી નાખવા તૈયાર થઇને આવ્યા હતા. બાઈ નિરાધાર હતી, કોઇ તેણીના તરફથી બોલનાર પણ નહોતું પણ મિટીંગમાં કાળીદાસભાઇએ હાજરી આપી અને કાંઇક શામ અને કાંઇક ભેદથી પટેલીઆઓને ગરીબ પ્રત્યેનો ધર્મ સમજાવ્યો અને બાઈ મામુલી દંડથી બચી ગઇ.

તેઓનો કાયદાનો વિશાળ અનુભવ, સરલ અને શાંત સ્વભાવ અને રાજા પ્રજાના હિતનું ચિંતન કરવાની વૃત્તિ વગેરે સદ્ગુણોથી રાજા પ્રજામાં એક સરખા પ્રિય થઇ પડયા હતા. એમની એકનિષ્ઠાભરી વફાદાર નોકરીની પણ નવાનગર સ્ટેટે કદર કરી હતી અને સારા પેન્શનથી રીટાયર કર્યા હતા. રીટાયર્ડ થયા પહેલાં નોકરીનાં છેલ્લાં બે વર્ષ તેઓ જામનગરમાં ન્યાયાધીશ પદે હતા.

તેઓ નમ્ર, વિવેકી, સત્સંગી અને ધર્મપરાયણ હતા અને તેમનું આખું જીવન સાદું અને સરળતાવાળું હતું.

તેમનું અવસાન સંવત ૧૯૯૮ ના શ્રાવણ સુદ સાતમે થયું, અર્થાત ૮૭ વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવ્યું હતું. બાવન વર્ષ સ્ટેટની નોકરી કરી અને અઢાર વર્ષ પેન્શન ભોગવ્યું હતું

એમના વડીલ પુત્ર ભાઇ શ્રી અમૃતલાલ અલ્હાબાદ બેન્કમાં મુંબઇમાં એકાઉન્ટ ખાતામાં છે તથા બીજા પુત્ર ભાઇ શ્રી રામલાલ વકીલ છે અને સ્ટેટમાં પોલીસ પ્રોસીક્યુટર છે.



## સ્વ. શેઠ ભગવાનજી કરમસી, જામનગર.

જે મહા પુરૂષે ૬૮ વર્ષ પહેલાં એક મોટા દેશી રજવાડામાં ૩૪ વર્ષ સુધીના લાંબા કાળ પર્યંત કારભાર (મુખ્ય દિવાન તરીકે) કર્યો તેની આ જીવનરેખા. રણમલ જામ જેની નસોમાં સાચું ક્ષત્રિય લોહી વહેતું હતું તે રાજવીના રાજ્યમાં કારભાર કરવો અને રાજા અને પ્રજા બન્નેનું હિત જોવું એ તરવારની ધાર ઉપર ચાલવા જેવું હતું. પણ તે જમાનામાં શ્રી જામનગર મોઢ જ્ઞાતિમાં એક રત્ન પાકે છે અને પોતાના યશથી કાઠીયાવાડની પ્રજાને મુગ્ધ કરે છે.

તેમનો જન્મ જામનગરમાં સં. ૧૮૬૨ ના ચૈત્ર વદ ૭ ગુરૂવારે. માતાજીનું નામ પાતીમા. સ્થિતિ સાધારણ, મોટા માણસો ગરીબીમાંથી જ પાકે છે તે પ્રમાણે ભગવાનજીભાઇનું પણ હતું. ગુજરાતી કેળવણી લઇ નોકરીની શરૂઆત કરી, કામદાર ચત્રભુજ ધ્રુવની પાસે તાલીમ લીધી. સંવત ૧૮૯૬ માં એટલે ૩૪ વર્ષની ઉંમરે કારભારી પદે નિયુક્ત થયા. કામ કરવાની અજબ શક્તિ, પાકી મુત્સદ્દીગીરી, કુનેહ અને કાર્યદક્ષતાથી રાજા પ્રજામાં થોડાજ વખતમાં માનીતા થયા. જ્ઞાતિ પ્રત્યેની લાગણી અગાધ હતી. આજની પેઠે બહારનો દેખાવ ન હતો પણ અંતરથી પ્રેમ હતો. જ્ઞાતિનો કેમ ઉત્કર્ષ થાય, આપણી જ્ઞાતિ સાધન સંપન્ન થાય એ એનું ધ્યેય હતું અને એ ધ્યેયને પોતાની જીંદગીમાં પ્રાપ્ત કર્યું હતું. કુળ અજવાળે એ કુલ સપૂત અને જ્ઞાતિ અજવાળે એ જ્ઞાતિ સપૂત પણ આ મહા પુરૂષે તો આખા હાલારને અજવાળ્યો હતો અને જ્ઞાતિની સેવા ઇશ્વર પ્રીત્યર્થે કરી હતી કોઇ દિવસ માનની પણ આશા રાખી નહોતી.

ઘેર જમવા વખતે ગરીબમાં ગરીબ જ્ઞાતિ બંધુ આવી ચડે તો તેને પ્રેમથી પોતાની સાથે બેસી જમાડતા. જ્ઞાતિ ધારા ધોરણ પણ જમાનાને અનુસરતા અને આખી જ્ઞાતિ પાળી શકે એવા હતા અને પોતે પણ ધારા ધોરણ બરાબર પાળતા. આપણા આરાધ્ય દેવ શ્રી રામચંદ્રજીનું મંદિર અહિં ખંભાલીયાના નાકા બહાર છે તે પોતાના ખરચથી બંધાવી આપ્યું છે. શ્રી નૈવેદ્ય માટે પણ વ્યવસ્થા છે. શહેરમાં આપણા વસવાટમાં જ્ઞાતિભોજન માટે એક વાડી તેમણે અર્પણ કરી છે તથા શ્રી રામચંદ્રજીના પારણાના ઓચ્છવના જ્ઞાતિ ભોજન માટે સારી રકમ મુકતા ગયા છે. તેમનું અવસાન સંવત ૧૯૩૮ ના કારતક સુદ ૭ ગુરૂવારે થયું-હતું.

તેઓ એક પ્રખર રાજનીતિજ્ઞ પુરૂષ હતા. તેમને માટે જામનગર જ્ઞાતિ મગરૂર છે.

## ડૉ. હેમતલાલ નરભેરામ મણિયાર

એમ. બી. બી. એસ. ડી. ટી. એમ.

જામનગરના વતની. M. B. B. S. ની ડીગ્રી લીધા બાદ આગળ અભ્યાસ માટે સને ૧૯૩૯ ના ઓગસ્ટમાં લંડન ગયા, પછી લડાઇ ફાટી નીકળતાં એક જ વર્ષ રોકાઇ પાછા ફરવું પડ્યું. હાલ તેઓ મુંબઇમાં પોતાનું સ્વતંત્ર ખાનગી દવાખાનું ચલાવે છે. અને પહેલેથી જ ધંધામાં સફળતા મેળવી છે. તેઓ સ્વભાવે શાન્ત, સુશીલ અને મિલનસાર છે. લંડનમાં તેઓના એક વર્ષના વસવાટમાં તેમણે ડી. ટી. એમ. ની ઉપાધિ મેળવી છે.

તેઓના પિતાશ્રી સદ્‌ગત નરભેરામભાઇ વાંકાનેર સ્ટેટમાં ન્યાયખાતામાં હતા તથા ન્યાયાધીશ તરીકે અને શ્રી મહારાણા સાહેબના પ્રાઇવેટ સક્રેટરી તરીકે પ્રમાણિકપણે લાંબી નોકરી કરી હતી. જેની કદર તરીકે વાંકાનેર સ્ટેટમાં ખાસ પેન્શનનો ધારો નથી પણ સ્પેશીયલ કેસ તરીકે તેમના અવસાન પછી પાંચ વર્ષ માટે ખાસ પેન્સન આપવામાં આવ્યું હતું. વાંકાનેરમાં તેમનું ઘર આતિથ્ય માટે જાણીતું હતું અને તેમના ગૃહીણીએ પણ તેમના સને ૯૨૫ માં અવસાન પછી (હાલ તેઓ જામનગરમાં છે) એ પ્રણાલિકા જાળવી રાખી છે, અને પોતાના પુત્રો પુત્રીઓને સારી રીતે કેળવણી આપી છે. તેમની એક પુત્રી વિદ્યા બહેન સીનીયર બી. એ.માં અભ્યાસ કરે છે.

## પ્રોફેસર ઉમેદલાલ મણિયાર. જામનગર.

શ્રી ઉમેદભાઇએ એમ. એ. ની ડીગ્રી સેકન્ડ કલાસ માર્કસથી લીધા બાદ S. N. D. કોલેજમાં મુંબઈમાં અંગ્રેજી પ્રોફેસર તરીકે જોડાણા છે તથા જામનગરની જ્ઞાતિમાં પહેલા M. A. છે. જ્ઞાતિએ પણ લાયકને લાયક માન આપ્યું હતું. બાળપણુમાંથી જ તેઓ બુદ્ધિશાળી હતા અને તેમના શિક્ષકો તથા સહાધ્યાયીઓના મન ઉપર વિનયી, પ્રેમાળ અને ચતુર વિદ્યાર્થી તરીકે છાપ પાડી હતી. ગુર્જર સાહિત્યની સેવા કરે છે. કોલેજમાં પણ એ લોકપ્રિય છે.

તેમના પત્ની સૌ. વિદ્યા બહેને ૧૯૩૭ માં મેટ્રીકની પરીક્ષા પસાર કરી છે અને શ્રી જામનગરની જ્ઞાતિમાં તેઓ પહેલા મેટ્રીક છે. મેટ્રીક થયા ત્યારે જ્ઞાતિએ તેનો પણ સત્કાર કર્યો હતો હાલ તે સીનીયર બી. એ. માં અભ્યાસ કરે છે. આટલી કેળવણી લીધા છતાં નિરાભિમાની છે અને ઘરનું કામકાજ કરવામાં નાનમતા નથી એ અનુકરણીય છે.

## શ્રી. નરોત્તમદાસ લાલજીભાઈ બી. એ. જામનગર

શ્રી જામનગરનું અડાલજા કુંટુમ્બ જુનું અને જાણીતું છે, અને કેળવણી બાબતમાં અગ્રભાગ ભોગવતું આવ્યું છે. શ્રી નરોત્તમદાસભાઇ આ કુટુંબના છે. બી. એ. થયા પછી નવાનગર સ્ટેટની હાઇસ્કુલમાં ૧૯૨૧ થી જોડાણા છે અને હાલ ફર્સ્ટ આસીસ્ટંટ છે. તેઓ મિલનસાર અને રોનકી સ્વભાવથી વિદ્યાર્થીઓમાં પ્રિય થઇ પડ્યા છે.

તેઓના પિતાશ્રી સદ્‌ગત લાલજીભાઇ નવાનગર સ્ટેટમાં ન્યાયખાતામાં હતા અને ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ તથા ન્યાયાધીશ તરીકે અનુક્રમે ૫૦ વર્ષ એકનિષ્ઠા, વફાદારી તથા પ્રમાણિકતાથી નોકરી કરી હતી અને તેની કાર્યદક્ષતા અને વ્યવહાર કુશળતાથી પાર ઉતારેલા તેના કાર્યોથી સદ્‌ગત રણજીતસિંહજી જેવા ચાલાક રાજવીએ પ્રસન્ન થઇ સેકન્ડ કલાસ ઓર્ડર ઓફ મેરીટના માનવંતા ઇલકાબથી તેમને નવાજવામાં આવ્યા હતા, તથા રીટાયર્ડ થયા પછી પણ આખો પગાર જીંદગી સુધી આપવા હુકમ કર્યો હતો. તેઓ પાકા મુત્સદી હતા. બધાને સાચી સલાહ આપતા, કાયદાનું જ્ઞાન અગાધ હતું તથા તેમના ચુકાદા અપીલમાં ભાગ્યે જ ફરતા.

ન્યાયાધીશની ખુરસીએ બેઠા પછી વકીલો પણ ગેંગેં ફેંફેં થઇ જતા એવો એમનો પ્રભાવ હતો.

જ્ઞાતિમાં સાચા સુધારા કરાવ્યા હતા તથા જ્ઞાતિના ખરા હિતચિંતક હતા.

## શ્રી છગનલાલ કાળીદાસ. જામનગર.

તેમનું કુટુંબ જોડીયાની આપણી જ્ઞાતિમાં ખાનદાન ગણાતું અને જોડીયા બંદરની જાહોજલાલીના સમયમાં તેમના વડવાઓ વહાણવટી અને વેપારી હતા.

૧૩ વર્ષની નાની વયે મુંબઈ ગયા. મુંબઈના કરીયાણા બજારમાં કરીયાણાના દલાલ તરીકે સારી પ્રતિષ્ઠા મેળવી છે.

જ્ઞાતિની મુંગી સેવા આજ ૩૦ વર્ષ થયા બજાવી રહ્યા છે. ખાસ કરીને બાળાઓની કેળવણી માટે પહેલેથી જ સારો રસ લે છે અને અહિંની જ્ઞાતિએ ૧૯૩૩માં તેમની સેવા બદલ માનપત્ર અર્પણ કર્યું હતું.

## ડૉકટર જમનાદાસ ભાણજીભાઇ મહેતા. M. B. B. S.

મૂળ જામનગરના. ડાકટરની લાઇનની ૧૯૨૧ માં ડીગ્રી લીધા બાદ ગોંડલ સ્ટેટમાં જોડાયા છે, જ્યાં ૨૦ વરસ થયા નોકરીમાં છે. જામનગરની જ્ઞાતિમાં



તથા મહેતા કુટુંબમાં તેઓ બીજા એમ. બી. બી. એસ છે. પોતાના ધંધામાં પ્રવિણતા સાથે લોકપ્રિયતા અને સારી આમદાની મેળવી છે. ધોરાજીથી ૧૯૨૭ માં બદલી થઈ ત્યારે ત્યાંની પ્રજાએ તેની સેવાની કદર કરીને સુવર્ણચંદ્રક તથા પર્સ આપી હતી. ગોંડલ સ્ટેટ તરફથી કલકત્તા Leprosy ના સ્પેશીઅલ કોર્સ માટે મોકલવામાં આવ્યા હતા. રાજકુટુંબની પણ તેઓ સારવાર કરે છે. હાલ તેઓ ઉપલેટા સીનીયર મેડીકલ ઓફીસરના હોદ્દા ઉપર છે. કોલેજમાં દાખલ થયા ત્યારે નવાનગર સ્ટેટની સ્કોલરશીપ મળેલ પણ તેઓશ્રી મુંબઇ મોઢ બોર્ડીંગમાં રહી અભ્યાસ કરતા તેથી તે રકમ બોર્ડીંગમાં આપી દેતા. તથા ધંધામાં લાગ્યા પછી પણ દર વર્ષે બોર્ડીંગને પોતાનું રૂણ ચુકવવાનું ભૂલતા નથી. તેઓશ્રીનું જીવન સાદું, સરળ, નિરાભિમાની અને પરોપકારી વૃત્તિવાળું છે. ભણેલાને ધર્મ સાથે સંબંધ નથી એ કહેવત એમણે ખોટી પાડી છે.

## શ્રી. ભાણજીભાઇ. જામનગર.

શરૂઆતમાં નવાનગર સ્ટેટની નોકરીમાં જોડાણા હતા તથા લગભગ બાર વર્ષ પછી કાઠી દરબારોમાં કામદાર તરીકે તથા એજન્સીમાં જપતી ખાતામાં મેનેજર તરીકે તથા લોધીકામાં મજમુ ન્યાયાધીશ એમ બધા મળીને ૨૫ વર્ષ રહ્યા હતા. તથા પોતાના કાયમી દરબાર સાહેબોને તથા એજન્સી અમલદારોને સંતોષ આપ્યો હતો. સાઠ વર્ષે ૧૯૧૫માં રીટાયર્ડ થયા પછી તેઓ જામનગરમાં રહે છે તથા અહિં ૧૯૨૩માં આપણું સંમેલન ભરાણું ત્યારે પોતાની સેવા આપી હતી. તથા સભ્ય કમીટીમાં અગ્રભાગ ભજવ્યો હતો.

## ગાંધી પુંજા મોરાર. કુંડલા.

ભાવનગર સંસ્થાનના નિવૃત્ત ડેપ્યુટી વહીવટદાર શ્રી. બ્હેચરદાસ ગોપાળજી ગાંધી, અને વકીલ રઘુનાથ ત્રિભુવનદાસ ગાંધીના પિતામહ. તેઓ ભાવનગરના ઠાકોર વિજયસિંહજીના વખતમાં થઇ ગયા. ઘોડેસ્વારીમાં કુશળ હતા. તે વખતના રાજ્યના સલાહકારોને તેઓ મંત્રમુગ્ધ કરે તેવા હતા. કુંડલાની મોઢ જ્ઞાતિમાં આ ઘર મુખ્ય ગણાય છે.

## મહેતા મકનદાસ મુળજી. કુંડલા.

આપણી મોઢ જ્ઞાતિના ઉદારચિત શ્રી જીવરાજ ભાઈના પિતા. કુંડલાના પ્રસિદ્ધ કપોળ વણિક પારેખ કુટુમ્બમાં તેઓ નોકરી કરતા. તેમનું શાસન તેના શેઠની પેઢીમાં અને ન્યાતજાતમાં સારું હતું. તેઓ બહારગામ ઉઘરાણી કરવા ગયેલા, ત્યારે 'બાન' તરીકે પકડાયેલા પરંતુ કુનેહબાજીથી નજર ચૂકાવી, 'બાન' પકડનાર કાઠીઓમાંથી એકને મારી છૂટા થઈ ગયેલા. તેઓ ભદ્ર, પ્રતિભાશાળી, પ્રમાણિક અને ઉદાર હતા. શ્રી. જીવરાજભાઈને ઉદારતાનો વારસો તેઓ આપી ગયા એમ સમજાય છે.

## વકીલ શામજીભાઈ કેશવજી, કુંડલા

સ્વ. મૂળજીભાઈ કેશવજીના મોટાભાઈ, અને વકીલ અમૃતલાલના પિતા. એઓ કુંડલામાં બહુ આગળ પડતા હતા. તેના વકીલાતના ધંધામાં કાબેલ હતા. રાજ્ય અને પ્રજાના માનીતા હતા. સૌને માર્ગદર્શન આપતા. મરહુમ રોટલે બહુ મોટા હતા. કુંડલાએ સખ્ત હડતાળ પાડી તેમના તરફનું અંતિમ માન દર્શાવ્યું હતું.

## સ્વ. શ્રી. મોહનલાલ લક્ષ્મીચંદ મહેતા—રાજકોટ.

મુળ વઢવાણ શહેરના. જન્મ સન ૧૮૭૨. દેહ ત્યાગ સન. ૧૯૩૯. મેટ્રીક પાસ થઈ એજન્સીના મેનેજમેન્ટમાં લાઠી, મુળી, જુનાગઢ, લોધીકા વિગેરે સ્થળે માનભરી નોકરી કરી હતી. નિર્વૃત્ત લીધા પછી તેમનો ઘણોખરો વખત મોઢ બોર્ડીંગમાં માનદ મંત્રી તરીકે કામ કરવામાં જતો હતો.

કેટલીક વ્યકિતઓ તરફથી વિધવાઓને મદદ કરવા માટે આવેલાં નાણાંઓમાંથી તેમજ જાતની કમાણીમાંથી સુપાત્ર અને અસહાય વિધવાઓને તેઓ મદદ કરતા હતા. જ્ઞાતિની ઉન્નતિ માટે પોતાની સેવા આપવા સદાય તત્પર રહેતા.

## ડો. વૃજલાલ મોહનલાલ મહેતા.

એમ. બી. બી. એસ.

જન્મ સન. ૧૮૯૯ ૧૯૨૨ માં ડોકટરી પરીક્ષામાં (એમ. બી. બી. એસ.) પસાર થઈ ૧૯૨૩ ગોંડલ સ્ટેટમાં ડોક્ટર તરીકે નોકરી કરતા. હાલ ૧૯૩૭ થી ધ્રાંગધ્રા સ્ટેટમાં નોકરી કરતા હોઈ હળવદ હોસ્પીટલમાં ડોક્ટર છે.

## વોરા ભગવાનદાસ કાળીદાસ.

મુળ ધ્રાંગધ્રાના હાલ અમદાવાદ. સને ૧૯૨૧થી મહાસભાની લડતમાં ભાગ લે છે આઠ વખત સત્યાગ્રહની લડતમાં જેલમાં પણ ગયેલ છે. છેલ્લા ગાંધીજીના સત્યાગ્રહમાં આઝાદ સત્યાગ્રહી તરીકે પણ હતા. અમદાવાદમાં હુલ્લડ વખતે કલોલના કોલેરા પ્રકરણમાં તથા અમદાવાદમાં વરસાદની હોનારતમાં સારી સેવા બજાવી છે. અત્યારે હરીજન સેવક સંઘનું શ્રી પુરાતન બુચની સાથે રહીને કામ કરે છે, ગાંધીજીના આશ્રમમાં ત્રણ ચાર વરસ રહેલ છે. બહુ જ સેવાભાવી છે. તેમને મરણ પછવાડે જમવાનું બંધ છે.

## કચ્છભુજની મોઢજ્ઞાતિના મહાન પુરુષો.

લેખક: રસિકલાલ ભગવાનલાલ મેતા, એડવોકેટ.

૧ શ્રી રતનજી મેનજી:—મોઢ મુત્સદીઓના નામના ડંકા વાગતા કચ્છના રાજદ્વારી ક્ષેત્રમાં મોઢ અને માંડલીયા જ્ઞાતિનું એટલું તો પ્રબળ જોર હતું કે કચ્છમાં એમ કહેવાતું કે " આભ ફાટે તો મોઢ સિવાય કોણ થીગડું આપી શકે ? " આ જાહોજલાલીની શરૂઆત રતનજી મહેતાથી કરી શકાય.

તેઓ શરૂઆતમાં કચ્છના મહા આમાત્ય લક્ષ્મીદાસ કામદારના પ્રાઈવેટ સેક્રેટરી હતા. ઈ૰ સ૰ ૧૯૦૪ તેમને દીવાનની પાઘડી બંધાવવામાં આવી. મહારાવ શ્રી દેશળજી બીજાના સમયમાં તેઓએ ૧૦ વરસ સુધી કાબેલીયતથી દીવાનગીરી ચલાવી.

શોખ ઘણો વધ્યો હતો, અને આગળ જતાં તેઓ તે ભાષાના અચ્છા અભ્યાસી થયા હતા.



જીવનની શરૂઆતમાં તેઓ યુનાઇટેડ મીલ્સમાં કેશીઅર તરીકે કામ કરતા. ત્યારબાદ સં. ૧૯૩૫માં તેઓ કચ્છ ભુજમાં ગવર્નમેન્ટ મેશલ કોન્ટ્રેકટર થયા. પછી તેઓએ કચ્છના રાજદ્વારી ક્ષેત્રમાં ઝુકાવ્યું; અને એક મહાન મુત્સદ્દી તરીકે પંકાયા.

જેસલમેરના રાજ્યને કચ્છ રાજ્ય સાથે, નિકટનો સંબંધ હતો. ત્યાંના રાજ્યકર્તાઓ ઘણી વખત કચ્છ રાજ્યની સલાહ લેતા. આ મુજબ જેસલમેરના મહારાવલજી શ્રી વૈરીસાલજી બહાદુરે સં. ૧૯૪૬ ની સાલે એક ખરીતો કચ્છના વિદ્યમાન મહારાવ શ્રી ખેંગારજીને લખી ત્યાંની દિવાનગીરી ઉત્તમ રીતે ચલાવી શકે એવા એક બાહોશ રાજ્ય નીતિજ્ઞ પુરૂષ માટેની અપેક્ષા બતાવી હતી. કચ્છના મહારાવની શ્રી જગજીવનભાઈ પર આંખ ઠરી અને તેઓ તેજ વર્ષમાં જેસલમેર રાજ્યના દિવાનપદે નિયુક્ત થયા.

જેસલમેર રાજ્યના દિવાનપદ પર રહીને, તેઓએ એક જબ્બર મુત્સદ્દી તરીકે પોતાનું નામ રજપુતાનામાં મશહુર કર્યું. દિવાનપદ દરમ્યાન તેઓની બાહોશી અને મુત્સદ્દીગીરીથી લોર્ડ કરઝનની સરકારે ખુશ થઈ, દીલ્હી દરબાર વખતે દિવાનનો ખિતાબ એનાયત કર્યો. તેઓને દિવાન તરીકે માસિક રૂા. ૪૦૦) નો પગાર મલતો હતો. જેસલમેર રાજ્યે પોતાના ભત્રીજાના લગ્ન પ્રસંગે તેમને સોનાનો તોડો તથા કાંબી ભેટ કરી પહેરવાનો અધિકાર આપ્યો હતો. (રાજપુતાનામાં મુત્સદ્દી તરીકેની આ સુચક નિશાની છે).

સં. ૧૯૦૫ માં હિંદી સરકારે શ્રી જગજીવનભાઈને રાવબહાદુરનો ઇલ્કાબ આપી, ગોલ્ડ બેજ અપર્ણ કર્યો હતો. તે અરસામાં કચ્છના કોઈપણ રાજકીય પુરૂષને તેવો ખિતાબ મળેલો હોય તો તેઓ પહેલા જ હતા.

તેઓએ દિવાન તરીકે ૧૩ વર્ષ સુધી જેસલમેર રાજ્યની એકનિષ્ઠાથી ભક્તિ કરી, રાજ્ય તથા પ્રજા બન્નેની પ્રીતિ સંપાદન કરી. રાજ્યને આબાદ સ્થિતિમાં આણ્યું. તેઓ અર્થશાસ્ત્રી તરીકે સારા પંકાએલા હતા. તેઓએ સં. ૧૯૫૯ માં રીટાયર્ડ થઈ, પેન્સન મેળવ્યું. તેઓની રાજા પર એટલી તો બાહોશ પુરૂષ તરીકે છાપ હતી કે પેન્સન મેળવતી વખતે દિવાનગીરી મર્હુમ કચ્છી લક્ષ્મીદાસ સંપટને સોંપી, તેમની ખાત્રી પોતે આપી હતી.

શ્રી જગજીવનભાઈને ભુજની સમસ્ત પ્રજા તરફથી એક દબદબા ભર્યો મેળાવડો ભરી ઉત્તમ માનપત્ર ચાંદીની પેટીમાં મુકીને નગરશેઠે એક ભવ્ય ઝરીયાન પોશાક સહિત અર્પણ કર્યું હતું.

મર્હુમ જગજીવનભાઈ દાદાસાહેબ, આશાપુરાજીના શ્રદ્ધાળુ ભક્ત હતા અને તેમણે ભુજમાં આશાપુરા માતાજીના રાજ્યમંદિરનું નગારખાનું દસ હજાર કોરી ખર્ચી બંધાવી આપ્યું છે. માતાજીની સોનાની પીઠીકા પણ જગુભાઈએ કરાવી છે. તેમની ઘણી સખાવતોમાં ભુજની પાંજરાપોળને ત્રીસેક હજાર કોરીની કીંમતી વાડી અર્પણ કરવાની સખાવત મશહુર છે.

ચારેક વર્ષ પહેલાં તેમના દત્તક પૌત્ર હીરાલાલનો સ્વર્ગવાસ થતાં તેમના (હીરાલાલના) વીલ મુજબ રૂા. દસ હજાર દેશી ઔષધાલય માટે તથા મકાન મજકુર દવાખાના માટે આપવામાં આવેલ છે, જેમુજબ

"શ્રી હીરાલાલ લોક હિતાર્થે દેશી ઔષધાલય" બહુ જ સફળ રીતે ચાલે છે અને ગરીબોને રાહત મળે છે. સં. ૧૯૯૬ ની સાલે ૩૬૫૪ (દર્દીઓએ આ સંસ્થાનો લાભ લીધો હતો.

જગજીવનભાઇ ૮૩ વરસની અવસ્થાએ સં. ૧૯૯૭ ના પોષ વદ ૬ ને રવિવારે ભુજ મધ્યે સ્વર્ગવાસી થયા.

ભુજઃ—અહિંની માંડલીયા જ્ઞાતિના આદ્ય પુરૂષ ભાણુ હતા. રાણુ અને ભાણુ બન્ને ભાઇઓ હતા



સ્વ. ભાણજી લાલજી મહેતા

તે પૈકી ભાણુ કારાવડથી કચ્છમાં આવી વસ્યા, અને રાણુ કાઠીઆવાડમાં રહ્યા. ભાણુના વંશમાંથી આજથી લગભગ દોઢસો વર્ષ પહેલાં ભોમજી ભગવાનજી કચ્છ-અંજારથી ભુજ આવ્યા. તે સમયે જમાદાર ફત્તેહ મામદનું કચ્છમાં પ્રાબલ્ય હતું. ભોમજી મેતાની મુત્સદ્દીગીરી તથા કાર્યદક્ષતાથી આકર્ષાઇને જમાદાર ફત્તેહમામદે તેમને ભુજમાં રાજ્યની નોકરીમાં જવાબદારીવાળા હોદ્દે નિમ્યા. હાલ ભુજમાં જે માંડલીઆ ભાઇઓ છે તે સર્વે (ગાંધી કુટુમ્બનું એક ઘર બાદ કરતાં) ભોમજી મેતાના વંશજ છે અને તેઓ રાણુ ભાણુ તરીકે ઓળખાય છે.

ભોમજી મેતાના બે છોકરાઓ હીરાચંદ તથા ચાંપસી. તેઓ બન્ને ભાઇઓ રાજ્યની નોકરીમાં હતા. તે વખતે રાજ્યમાં લશ્કરી તથા નાણાં સબંધીની જવાબદારીવાળું મોટું ખાતું બક્ષી ખાતું હતું. તેમાં તેઓ માનભર્યા સ્થાને હતા. કચ્છનું બેટ શંખોદ્ધારમાં વડોદરા સાથે મોટું યુદ્ધ થયું ત્યારે હીરાચંદ મેતા લડાઇમાં સાથે ગયા હતા અને લશ્કરી સ્ટોર તથા પૈસાનો તમામ કબજો તેમને હસ્તક સોંપવામાં આવ્યો હતો. આ લડાઇમાં તેઓ ઘાયલ થયા હતા. ત્યાર પછી બન્ને ભાઇઓ પોતાની કાર્ય કુશળતાથી રાજ્યમાં કૃપા પાત્ર થયા.

હીરાચંદ મેતાના ચાર પુત્રો હતા. રવજી, જીવણ, પ્રભુજી ને કલ્યાણજી, ચાંપશી મેતાના પણ ચાર પુત્રો હતા. માંડણજી નાગજી, હરિદાસ ને મુળજી. બધા ભાઇઓ રાજ્યની નોકરીમાં બહુજ ઉચ્ચ સ્થાને હતા. તેમના જીવનની આછી રૂપરેખા નીચે મુજબ છે

૧ શ્રી. રવજીભાઈ;—સં. ૧૮૬૦ માં તેમનો જન્મ થયો. શરૂઆતમાં તેઓ ૨૪ વર્ષ સુધી પોલીટીકલ ખાતાના ઉપરી હતા. તે વખતે કચ્છના બંદરી ઝઘડાઓ પૂરજોશમાં ચાલતા. મોરબી તથા કચ્છ-રાજ્ય વચ્ચે સરહદની તકરારો પણ ચાલુ હતી. પોલીટીકલ ખાતાના ઉપરી તરીકે તેઓએ કચ્છના દરેક બંદરો રાજ્યના સંપૂર્ણ અધિકાર તળે આણ્યા અને મોરબી રાજ્ય સાથેની સરહદની તકરારમાં, પણ તેમની કાબેલીયતથી રાજ્યને ઘણો લાભ થયો.

તેમની કાર્યદક્ષતાની કદર બુઝીને, તેઓને સદર અદાલતના જડજ નિમવામાં આવ્યા. તેમણે સ્પેશીઅલ કોર્ટના અધીકારી તરીકે પણ અમુક સમય કામ કરેલું.

પછી તો તેઓ રાજ્યના ખરા અંગ થઇ પડ્યા. મહારાવ શ્રી પ્રાગમલજીનું વીલ પણ તેમણે તૈયાર કર્યું હતું. તેઓ પ્રજાપ્રિય પણ હતા અને કચ્છની પ્રજા તેમને સહૃદયથી ચાહતી. વિદ્યમાન મહારાવશ્રી ખેંગારજીની બાલ્યાવસ્થામાં રીજન્સી કાઉન્સીલની પાંચ જણાની કમિટી રાજ્ય કારભાર ચલાવતી. તેમાં

પ્રજા તરફની એક બેઠક હતી. તે માટે શ્રી હરજીભાઈને ચુંટી કાઢવામાં આવ્યા. તેઓ એક વર્ષ સુધી રાજ્ય કારોબારી મંડળમાં પ્રજા તરફથી સારી સેવા બજાવી, નિવૃત્ત થયા. તેમના બદલે તેમના નાનાભાઈ શ્રી જીવણ હીરાચંદને ચુંટવામાં આવેલા.

તેઓએ રાજકીય જીવનમાંથી નિવૃત્તિ લઈ બાકીની જીંદગી ઈશ્વરોપાસનામાં ગાળી. સંવત ૧૯૩૯ માં ૭૯ વર્ષની વયે, તેમણે દેહ ત્યાગ્યો.

૨ **શ્રી. પ્રભુજીભાઈ:**—કચ્છના રેવન્યુ વિભાગનો સારો અનુભવ ધરાવતા હતા. તેમના પુત્ર નરભેરામભાઈ માંડવીના સુવિખ્યાત વકીલ હતા.

૩ **શ્રી. કલ્યાણજીભાઈ:**—રાજ્યના પોલીટીકલ ડીપાર્ટમેન્ટના ઉપરી હતા અને માનભર્યું સ્થાન ભોગવતા.

૪ **શ્રી. જીવણભાઈ:**—ઉગતી વયે બહુ જ ટુંકા પગારથી રાજ્યની નોકરીમાં જુકાવ્યું. શરૂઆતમાં તેઓ કલાર્ક હતા. ત્યારબાદ પોતાની શક્તિ વડે, તેઓ વહીવટદારની જગ્યા પર આવ્યા. વહીવટદાર નિમાયા પછી જમીનની ઉપજ વધારવામાં અને કુવા ખોદાવવા વિ. સુધારાના કાર્યોમાં તેમની કાર્યશક્તિ અજબ હતી.

પછી તો રાવશ્રી પ્રાગમલજીની પ્રીતિ સંપાદન કરી. રાજ્યના એકાઉન્ટન્ટ જનરલ (દફતરી) તરીકે સાત વર્ષ સુધી રાજ્યની સેવા કરી. ત્યારબાદ તેઓ સદર અદાલતના જડજ તરીકે નિમાયા. જડજ તરીકે તેઓએ બહુ નિષ્પક્ષપાતપણે અને ખંતથી કામ કર્યું. તે જગ્યા પરથી જ્યારે તેમની બદલી થઈ ત્યારે સં. ૧૯૨૭ ના શ્રાવણ સુદ ૫ ને રોજ કચ્છ-ભુજ તથા માંડવીની પ્રજાએ તેમને સારી સેવા બદલ માનપત્ર આપ્યું.

મહારાવ શ્રી પ્રાગમલજીને જીવણભાઈમાં સંપૂર્ણ વિશ્વાસ હતો. મહારાવશ્રીએ પોતાના વિલમાં લખ્યું હતું કે ખાનગી ખાતા ઉપર મહારાણી સાહેબ તરફથી રાણા જાલમસંગજી તથા દફતરી જીવણ હીરાચંદ દેખરેખ રાખે.

પછી તો જીવણજી ભાઈનો સિતારો ખૂબ ચમક્યો. મહારાવ શ્રી ખેંગારજીની બાલ્યાવસ્થામાં રાજ્ય કારભાર પાંચ જણાની રીજન્સી કાઉન્સીલ ચલાવતી. પ્રજા તરફથી શ્રી જીવણભાઈના મોટાભાઈ રવજીભાઈ ચુંટાયા હતા તે નિવૃત્ત થતાં તેમને સ્થાને જીવણભાઈને નિમવામાં આવ્યા. સં. ૧૯૩૭ થી તેમનો પગાર કોરી ૧૫૦૦) પંદરસો હતો. સં ૧૯૯૧ સુધી આવો ભારે પગાર મેળવવા કોઈ કચ્છી ભાગ્યશાળી થયો ન હતો.

કચ્છમાં એક જુની પ્રથા હતી કે વાણીયાઓ વોરાઓને ઘોડા પર બેસવા ન આપતા. આ તકરારને અંગે વોરા વાણીયા વચ્ચે સં. ૧૯૨૮ માં હુલ્લડ પણ થએલું. જીવણભાઈએ પોતાના સમયમાં આ રૂઢીનો સદંતર નાશ કર્યો અને વોરાઓને ઘોડા પર ચડવાની છુટ આપી.

એકનિષ્ઠાથી રાજ્યની સેવા બજાવી બે વર્ષ બાદ જીવણભાઈ રીજન્સી કાઉન્સીલમાંથી પેન્શન લઈ નિવૃત્ત થયા. નિવૃત્ત થતી વખતે તેમની સેવાના બદલામાં, વિદ્યમાન મહારાવ શ્રી ખેંગારજીએ તથા કાઉન્સીલ ઓફ એડમીનીસ્ટ્રેશને તેમને કિંમતી પોશાક અર્પણ કર્યો.

૫ **શ્રી. આંડણજીભાઈ:**—રાજ્યના લશ્કર તથા બીજા કેટલાક ડીપાર્ટમેન્ટના પગાર તેમના હસ્તક ચુકવવામાં આવતા. તેમના પુત્ર દામોદરભાઈ કચ્છના ઘણા તાલુકાઓમાં ફોજદાર તરીકે નિમાયા હતા. તેમની બાહોશ ફોજદાર તરીકેની ખ્યાતિ હજુ પણ કચ્છમાં પ્રચલિત છે.

૬ **શ્રી. નાગજીભાઈ:**—સં. ૧૮૯૪ માં તેમનો જન્મ થયો. બાલ્યાવસ્થામાં જ તેમની બુદ્ધિ એટલી ચપળ હતી કે તેઓ ભવિષ્યમાં મહાન પ્રતિભાશાળી વ્યક્તિ થશે એમ આવિર્ભાવ થતો હતો. ૧૦ વરસની નાની વયે તેઓ પોતાની માતુશ્રી સાથે રામાયણ સાંભળવા જતા, ને ઘેર આવીને જે સાંભળ્યું હોય તે લખી લેતા. તેમની હસ્તલખિત રામાયણ આજ પણ તેમના કુટુંબીઓમાં ખૂબ હોંશથી વંચાય છે. તેઓ

મહાન ગણિતશાસ્ત્રી તથા જબ્બર સાહિત્યકાર હતા. કચ્છના દરેક ગામોમાં પરિભ્રમણ કરીને દેશના રીત



રિવાજોને અનુસરીને તેમણે કચ્છનો દેશ શીરસ્તા સંગ્રહ બનાવ્યો જે આજ પર્યંત ન્યાયની અદાલતોમાં એક આધાર લાયક કાયદાના પુસ્તક તરીકે પ્રચલિત છે.

રાજ્યની નાની નોકરીમાંથી વધીને તેઓ એકાઉન્ટન્ટ જનરલ થયા, ત્યારબાદ જાડેજા કોર્ટના પ્રેસીડન્ટ થયા તથા નાયબ દિવાનના મહાન હોદ્દાઓ ભોગવ્યા. વિદ્યમાન કચ્છ નરેશ મહારાવશ્રી ખેંગારજી તથા તેમના સ્વ. પિતા મહારાવશ્રી પ્રાગમલજી પણ નાગજી ભાઈની દરેક વાતમાં સલાહ લેતા. રાજ્યમાં તેમની મહાન મુત્સદ્દી તરીકે ગણત્રી થતી. તેઓ પરસીઅન ભાષાનું બહુ સારું જ્ઞાન ધરાવતા હતા. ગ્રહો ઉપરથી જન્મોત્રી જોઈને તેઓ સારી રીતે ભવિષ્ય પારખી શકતા, અર્થાત્ તેઓ દરેક વિષયમાં પારંગત હતા.

તેમની મુત્સદ્દીગીરીની ખ્યાતિ સાંભળીને બિકાનેરના દિવાન શાહબુદીન કાઝીએ તેમને ખરીતો મોકલાવેલ અને બીકાનેર સ્ટેટમાં એક જવાબદાર અને ઉચ્ચ હોદ્દા માટે આમંત્ર્યા. આ વાત તેમણે કચ્છના મહારાવશ્રીને કરી. મહારાવશ્રીએ કહ્યું કે મારા રાજ્યમાં રોટલો ઓછો છે? અન્નદાતાના આદરભાવને માન આપી, તેમણે બિકાનેર જવાનું માંડી વાળ્યું.

તેઓનું છેલ્લું અને મહાન કાર્ય કચ્છના જાડેજાઓને કચ્છ રાજ્યની બાહિધરી નીચે આણ્યા. તે સમયમાં રાજ્યના ભાયાતોમાં રાજ્ય સાથે અતિ કચવાટ હતો. અને બધા નાની નાની હકુમતવાળા ભાયાતો રાજ્યની હકુમતમાંથી નીકળીને એજન્સીની બાહિધરી તળે જવા માગતા હતા. નાગજીભાઈએ દરેક ભાયાતોને મળીને તેમને સમજાવ્યા અને કાબેલીયતથી બધા ભાયાતો પાસેથી એગ્રીમેન્ટ કરાવી તેમને સંપૂર્ણ રીતે રાજ્યની બાહિધરી નીચે આણ્યા. તેમની આ કાર્યદક્ષતાથી રાજ્યમાં તેમનો માન મરતબો અતિશય વધી ગયો. સં. ૧૯૪૯ માં ૫૫ વરસની વયે તેઓ સ્વર્ગવાસ પામ્યા.

૭ **શ્રી. હરિદાસભાઈ**:—મુંદ્રા તથા જખૌ વિ. તાલુકામાં તેઓ કસ્ટમ ઓફીસર હતા. અમુક સમય માટે તેઓ ન્યાયાધીશ પણ હતા. તેમણે વેપારીઓનો બહુ ચાહ, મેળવ્યો હતો. તેમની કારકીર્દિ યશસ્વી કહી શકાય.

૮ **શ્રી. મુળજીભાઈ**:—આશરે પચીસેક વર્ષ સુધી તેઓ કસ્ટમ ઓફીસરના હોદ્દા પર હતા. ત્યારબાદ છેલ્લા ૭ વર્ષ સુધી ભુજમાં બક્ષીખાતાના ઉપરી હતા. તેઓ કસ્ટમ રેવન્યુ તથા એકાઉન્ટ સંબંધી બહુ સારૂં જ્ઞાન ધરાવતા. રાજ્ય કુટુંબની તેમના પર અત્યંત કૃપા હતી. તેમના પુત્ર ભગવાનલાલભાઈ હાલ ભુજમાં કસ્ટમ ઓફીસર છે.

૯ **શ્રી. વાઘજીભાઈ**:—ગાંધી કુટુંબમાંથી ડૉ. વાઘજીભાઈ, રાજ્યમાં ચીફ મેડીકલ ખાતામાં ડોકટર હતા. ત્રણેક વર્ષ સુધી તેઓ ચીફ મેડીકલ ઓફીસરના ચાર્જમાં હતા. તેમણે પોતાની શક્તિ અને સદ્‌ગુણથી રાજા પ્રજા ઉભયની પ્રીતિ સંપાદન કરી હતી. તેઓ સ્વર્ગવાસ પામ્યા ત્યારે તેમના અવસાન પ્રત્યે ખેદ દર્શાવવા ભુજની સમસ્ત પ્રજાએ અડધો દિવસ હડતાળ પાડી હતી.

સ્ટેટ હોસ્પીટલમાં ના. યુવરાજ કુમાર શ્રી

વિજયરાજજી સાહેબ બહાદુરને હસ્તે, તેમનો ફોટો મહાન દબદબા ભર્યા મેળાવડાથી ખુલ્લો મુકવામાં આવ્યો હતો. તેમના પુત્ર પ્રાણલાલભાઈ હાલ ભુજમાં બ્રાંચ હોસ્પીટલમાં ડોકટર છે.

ભુજમાં આપણા મોઢ માંડલીયા ભાઈઓની રાજ્યદારી ક્ષેત્રમાં મુત્સદીઓ તરીકેની અસ્મિતા અદ્યાપિ અપ્રતિમ છે. "આભ ફાટે તો મોઢ સિવાય કોણ થીગડું આપે ?" એ સૃજનની ઉક્તિના ઝાંખા સંસ્મરણો સાંભળી કયા જ્ઞાતિભાઈની છાતી ગજગજ નહિ ઉછળે !

## શ્રી પ્રભુદાસ કરસનદાસ બળીયા, જુનાગઢ.

જુનાગઢમાં આગેવાન વેપારી અને કમીશન એજન્ટ છે. જુનાગઢ રાજ્યના મોદી તરીકે પ્રતિષ્ઠા પામ્યા છે. તેમણે શેઠ લક્ષ્મીદાસ કરસનદાસ બળીયા ધર્મશાળા' જુનાગઢમાં બંધાવી છે, જે જુનાગઢ સ્ટેશનની સામેજ હોઈ ઉતારૂઓને આશીર્વાદરૂપ થઈ પડે છે. તેમણે મુંબઈ–જુહુમાં દરીયાકાંઠે શેઠ લાલદાસ પરભુદાસ સેનેટોરીયમ (તેમના ટ્રસ્ટી તરીકે) જાતી દેખરેખ નીચે અંત સગવડતા ભર્યું બંધાવ્યું છે. જ્ઞાતહિતના અને અન્ય પરોપકારના કામે તન, મન અને ધનથી મદદરૂપ થાય છે. તેમના બંધુ શ્રી નરોત્તમદાસ પણ વડીલ બંધુના પગલે ચાલી વેપારધંધો ખીલવવામાં તેમજ પરમાર્થના કામોમાં ખૂબ રસ લ્યેછે.

જુનાગઢના મહાજન સમસ્તે આ બંને પરગજુ બંધુઓને ધર્મશાળા બંધાયા બાદ માનપત્ર આપી તેમનું સન્માન કર્યું હતું.

## સ્વ. રાજરત્ન હરિલાલ ગોવિંદજી પરીખ.

જન્મ અમરેલીમાં સન. ૧૮૭૮ માં. અમરેલીમાં અંગ્રેજી ૫ ધોરણ પુરા કરી વડોદરામાં ૧૮૯૫ માં મેટ્રીક થયા. કોલેજની તેમજ જામ શ્રી વિભાજી સ્કોલરશીપ મેળવેલી. સન. ૧૮૯૯ માં અમરેલીમાં પ્રથમ ગ્રેજ્યુએટ થયા. 'અંગ્રેજી કેળવણી અને હિંદુસ્તાનનાં સામાજીક જીવન ઉપર તેની અસર એ ઇનામી નિબંધ માટે મુંબઈ યુનિવર્સિટિ તરફથી રૂા. ૪૦૦ નું ઇનામ મેળવ્યું.

એલ. એલ. બી. થઈ ૧૯૦૨ માં અમરેલીમાં વકીલાતનો ધંધો શરૂ કર્યો.

તેઓ જબરા જ્ઞાતિ સેવક તથા સમાજ સેવક હતા. અમરેલીમાં સં. ૧૯૭૦ માં શુભેચ્છક મંડળ તથા મોઢ કેળવણી ફંડ તથા સં. ૧૯૭૫ માં મોઢ યુવક મંડળ સ્થાપ્યું. સન ૧૯૨૪માં ૩૪ તાલુકાની ગોળ પરિષદના સ્વાગત પ્રમુખ બન્યા. સં. ૧૯૭૨ માં ભાવનગર મોઢ બોર્ડીંગ માટે હીલચાલ કરી અને પાછળથી તેના ટ્રસ્ટી તરીકે સેવા આપી. સં. ૧૯૭૫ માં બોટાદની મોઢ વણિક યુવક મંડળ પરિષદના પ્રમુખ બન્યા. સં. ૧૯૮૨ માં ભાવનગર ગોળ પરિષદના પ્રમુખસ્થાને બિરાજ્યા. 'મોઢ મહોદય' માસિકની કમિટિના સભ્ય હતા. અમરેલીની સાર્વજનિક વોકર લાઇબ્રેરી, હિંદુ સ્ત્રી હુન્નર ઉદ્યોગશાળા, કેળવણી ફંડ, અમરેલી સેવક મંડળ, વિગેરે માટે તેમણે ખૂબ મદદ કરેલી. સન ૧૯૦૮ માં વડોદરા રાજ્યની ધારાસભાના લોકપ્રિય સભાસદ ચૂંટાયા. અને દશેક વર્ષ ચાલુ રહ્યા. સન ૧૯૧૦ થી મૃત્યુ પર્યંત અમરેલી સુધરાઈના ઉપપ્રમુખ હતા. સન ૧૯૦૯ માં વડોદરા રાજ્ય કેળવણી કમીશનના સભ્ય બન્યા. વડોદરા પ્રજા મંડળના બે વખત પ્રમુખ થયા. તા. ૨૨–૩–૧૯૧૯ ના રોજ શ્રીમંત વડોદરા નરેશે રાજરત્નનો ઇલ્કાબ આપ્યો.

સં. ૧૯૮૩ ના મહા શુદ ૧૫ ના રોજ તેમણે ૫૧ માં વર્ષમાં પ્રવેશ કર્યો તેની ખુશાલીમાં અમરેલીની સમસ્ત પ્રજાએ તેમનો સુવર્ણ મહોત્સવ ઉજવી માનપત્ર અર્પણ કરી સારૂં ફંડ પણ એકઠું કર્યું હતું.

તા. ૧૪–૧૧–૩૫ ના રોજ સેવામય જીવનમાં જ તેમનો જીવન દીપ બુઝાયો. તેઓ જેમ રાજરત્ન હતા તેમ અણમોલા જ્ઞાતિરત્ન પણ હતા.

## સ્વ. વકીલ ઓધવજી જીવરાજ, અમરેલી.

જન્મ વાંકાનેરમાં સં. ૧૯૨૬ ના વૈશાખમાં. તેમના પિતા શરાફનો ધંધો કરતા હતા. અભ્યાસ જામનગરમાં કરેલો. વડોદરા રાજ્યની મુખત્યાર વકીલની પરીક્ષા પસાર કરી એ ધંધામાં ઝંપલાવ્યું. શરૂઆત વીસનગરમાં કરી. સં. ૧૯૫૮ માં વકીલાતની પરીક્ષા પસાર કરી. સં. ૧૯૫૩ ના ચૈત્ર માસથી તેમણે અમરેલીમાં વકીલાત શરૂ કરી. તેમના સાળા સ્વ. હકમીચંદભાઈ તથા સ્વ. નીમચંદભાઈ અડાલજા તેમની સાથે વકીલાતના ધંધામાં જોડાયા અને આ ત્રિપુટીએ ધંધામાં ખૂબ નામના મેળવી. બંને અડાલજા ભાઈઓ કાયદાના માસિકો પણ પ્રગટ કરતા હતા.

સન ૧૯૦૫ અને ૧૯૦૬ માં તેઓ મ્યુનિસિપાલીટીના સભાસદ તથા મેનેજીંગ કમિટીના સભ્ય હતા. સન ૧૯૧૮–૧૯ માં ભયંકર દુષ્કાળ પડ્યો ત્યારે અમરેલીમાં સ્થપાયેલી કેટલ કેમ્પમાં શ્રી ઓધવજી ભાઈએ પ્રશંસાપાત્ર સેવા કરી હતી; તેમજ આર્થિક મદદ પણ કરી હતી. સસ્તા અનાજની દુકાનમાં પણ તેઓ સહાયક હતા. પાળીયાદમાં ભરાએલ ૩૪ તાલુકાની કોન્ફરન્સમાં તેઓ પ્રમુખ હતા. શ્રી ભાવનગર મોઢ બોર્ડીંગની ઉત્પત્તિમાં તેમણે સારો સાથ આપ્યો હતો.

અમરેલીની જ્ઞાતિ ભોજન શાળામાં પણ તેમનો સારો ફાળો છે. મોઢ જ્ઞાતિ બધુંઓ માટે તેમને ખૂબ મમતા હતી અને પોતાના આંગણે આવનારનો તેઓ અતિ ભાવપૂર્વક સત્કાર કરતા.

## રાજ્યરત્ન મોહનલાલ ઓધવજી પરીખ. બી. એ, એલ. એલ. બી. અમરેલી.

જન્મ અમરેલીમાં તા. ૧–૧–૧૮૯૯. અમરેલી હાઇસ્કુલમાં તથા જુનાગઢ અને વડોદરા કોલેજમાં અભ્યાસ. ૧૯૨૧ માં એલ. એલ. બી. થયા. ૧૯૨૧ માં વકીલાત શરૂ કરી. સાથે સાથે સ્વ. જનસેવક શ્રી હરિલાલ ગોવીંદજી પરીખના પગલે ચાલીને તેમણે લોકસેવા કરવાનો પણ પ્રારંભ કરી દીધો ૧૯૨૧ માં તેઓ અમરેલી સુધરાઈના સભ્ય ચુંટાયા તેમના કામથી આકર્ષાઇ સન ૧૯૨૭–૨૮ ૨૮–૨૯; ૩૩–૩૪, ૩૪–૩૫ માં તેમને સુધરાઈના ચેરમેન બનાવવામાં આવ્યા. અમરેલી સાથે તેમનો સંબંધ સત્તરેક વર્ષનો છે. છેલ્લા બે ત્રણ વર્ષથી તેઓ સુધરાઈના પ્રમુખ છે. ૨૪ વર્ષની વયે તેઓ સુધરાઇના ચેરમેન તથા ૨૮ વર્ષની વયે પ્રમુખ ચુંટાયા હતા. ૧૯૨૬ થી ૨૯ સુધી તેઓ પ્રાંત પંચાયતના ઉપપ્રમુખ હતા. છેલ્લા બાર વર્ષથી પંચાયતના સભ્ય, ચાર વર્ષથી અમરેલી કીન્ડરગાર્ટન સ્કુલના પ્રમુખ; દસ વર્ષથી અમરેલી સેવક મંડળ દવાખાનાના મંત્રી અને ૭ વર્ષથી અમરેલી ખેતીવાડી પેઢીના ડાયરેક્ટર છે. ૧૫ વર્ષથી સાર્વજનિક પુસ્તકાલયના કાર્યકર્તા છે. સ્વર્ગસ્થ શ્રીમંત મહારાજા સા. શ્રી સયાજીરાવ ગાયકવાડના સુવર્ણ મહોત્સવ પ્રસંગે નીમાયલી અમરેલી પ્રાંતની સમિતિમાં તેમણે મંત્રી તરીકે કામ કર્યું હતું. ૧૯૩૯ ના સપ્ટેંબરમાં તેમને અમરેલી પ્રાંત પંચાયતના અધ્યક્ષ તરીકે ત્રણ વર્ષ માટે ચુંટવામાં આવ્યા છે. તેઓ ધારાસભાના સભ્ય છે. રાજા અને પ્રજા બંનેની સેવા કરવાની ધગશવાળા છે.

શ્રીમંત સરકાર મહારાજા સા. શ્રી પ્રતાપસિંહ ગાયકવાડ તરફથી તેમને 'રાજ્યરત્ન' નો ઇલકાબ એનાયત કરવામાં આવ્યો છે.

હાલ અમરેલી પ્રાંત ન્યાયાધીશીના સરકારી વકીલ તરીકે તેમની નિમણુક કરવામાં આવી છે.

જ્ઞાતિબધુંઓ તરફ તેઓ સારી લાગણી ધરાવે છે, અને જ્ઞાતિસેવાના કામો માટે તત્પર રહે છે.

## સ્વ. કવિ બોટાદકર.

બોટાદમાં સં. ૧૯૨૭ ના કાર્તિક સુદ ૧૧ ના રોજ જન્મ. તેમની પાંચ વર્ષની વયે તેમના પિતા-

શ્રીનો દેહોત્સર્ગ. તેર વર્ષની વયે પોતે શિક્ષક બન્યા. સં. ૧૯૪૯માં મુંબઇ ગયા. 'પુષ્ટિ માર્ગ પ્રકાશ' માસિકના તંત્રી બન્યા. સંસ્કૃત ભાષાનો અભ્યાસ ત્યાં કર્યો. તેમનું પહેલું કાવ્ય 'પ્રેમ અને સત્કાર' સં. ૧૯૫૩માં 'ચંદ્ર' તથા 'કાવ્ય માધુર્ય' માં પ્રગટ થયું; અને લોકપ્રિય બન્યું. મુંબઇનું પાણી લાગવાથી સં. ૧૯૬૩માં પોતાના વતન પાછા ફર્યા અને ભાવનગર રાજ્યના કેળવણી ખાતામાં જોડાયા. કલ્લોલિની, સ્રોતસ્વિની, નિર્ઝરિણી આ ત્રણ કાવ્ય સંગ્રહો ઉચ્ચ કક્ષાના છે અને રાસ તરંગિણી તો ગુજરાતી મહિલાઓમાં ખૂબ માનીતું પુસ્તક બની ચુકયું છે. તેઓએ 'મોઢ મહોદય'ના પ્રારંભથી પાંચેક વર્ષ સુધી તેનું તંત્રીપદ સંભાળ્યું હતું. ભાવનગર રાજ્યે તેમની સાહિત્ય સેવાની યોગ્ય કદર કરી હતી.

## ડૉ. ત્ર્યંબકલાલ એચ. પરીખ, ઇડર.

એમ. બી. બી. એસ.

તા. ૨૦-૬-૧૯૧૧ના રોજ વઢવાણ કેમ્પમાં જન્મ, વતન ધ્રાંગધ્રા. શેઠ ગોરધનદાસ સુંદરદાસ મેડીકલ કોલેજમાંથી ૧૯૩૮માં એમ. બી. બી એસ. પાસ થઇ ડીગ્રી મેળવી; મુંબઇની આર્થર રોડ હોસ્પીટલ (ચેપી રોગની) માં હાઉસ ફીઝીશીયન તથા હાઉસ સરજન અને કેઝ્યુઅલટી ઓફીસર તરીકે, પંચમહાલમાં હાલોલ તાલુકામાં મેડીકલ ઓફીસર તરીકે અને હાલ ઇડર સ્ટેટમાં ઇડરની સ્ટેટ ડીસ્પેન્સરીમાં ડોકટર તરીકે કામ કરે છે.

## શ્રીયુત સુકદેવજી સુતરવાળા, ઇંદોર.

જન્મ શ્રીયુત ગેંદાલાલજી ભેરૂલાલજી સુતરવાળાના ગરીબ કુટુંબમાં થએલો. ગરીબાઇને લઇને નામ માત્રની બહુ જ અલ્પ કેળવણી લઇ પોતાની સાહસિક વેપારી કુનેહને લીધે કરિયાણાના વેપારમાં આજે માળવિયોમાં અગ્ર ભાગ ધરાવે છે.

લગભગ ૨૫ વરસની ઉંમરથી આજે ૬૧ વરસની ઉંમર સુધી જ્ઞાતિના શ્રી અનંતનારાયણ ભગવાનના મંદિર માટે પોતાની એકધારી ને અહંભાવ વગરની મુંગી સેવા બજાવતા આવ્યા છે. ૩૫-૩૬ વરસના આ ગાળા દરમિયાન મંદિરની સેવાની વૃદ્ધિ માટે બિનવારસદાર લગભગ રૂા. ૪૦ થી ૫૦ હજારની એસ્ટેટ જ્ઞાતિને મેળવી આપી છે. એમની કારકીર્દિ દરમિયાન મંદિરની પહોળાઇ ૩ ગાળાથી વધીને ૫ ગાળાની તેમજ લંબાઇ લગભગ બેવડી જેટલી થઇ ચુકી છે. મંદિરનું નવેસરથી બાંધકામ પણ એમણે કરાવી એને ૩ માળનું બંધાવી આપ્યું છે. મંદિરના પાછલા ભાગમાં શિવાલય, હનુમાનજીની દેરી અને એક કુવો બનાવરાવી આપવામાં આવ્યા છે. તેમજ મંદિરના મુખ્ય ભાગમાં આરસપત્થરનું કામ કરાવવામાં આવ્યું છે તે ઉપરાંત મંદિર ઉપર કળશ પણ ચઢાવવામાં આવ્યો છે.

આ ભાઇ જ્ઞાતિ કેળવણી માટે લક્ષ આપે તો ઉન્નતિ જરૂર થાય.

જ્ઞાતિ સેવા કાર્ય માટે જેટલી ધગશ ધરાવે છે તેટલી જ બીજા સાર્વજનિક કાર્યો માટે પણ ધગશ ધરાવે છે. અને આવી ધગશથી પ્રેરાઇ હાતોદના જ્ઞાતિ મંદિર પાસે ઢોરોને પાણી પીવા માટે એક પત્થરનો હવાડો બનાવી આપ્યો છે.

અ. ભા. મો. વ. સંમેલન, જામનગર વખતે માળવિઓ ઉપર જે આક્ષેપ મુકવામાં આવેલા અને જેનો ચુકાદો સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ મહેતા, મુંબઇ—ના પ્રમુખપદેથી મળેલો, તેવા વિશાળ કેસની સાક્ષી, પુરાવા વિ. ની માહિતી ભેગી કરી તેને ચોકસ રીતે રજુ કરાવવામાં આ ભાઇએ જે મુંગો ભાગ ભજવ્યો છે એ અનેરો હોઇ એમના અથાગ પરિશ્રમને અવલંબે છે. એ એમનો માળવિયા ઉન્નતિ માટેનો અદ્વિતીય ઉપકાર માળવિઓથી એમના વંશજો રહેતાં સુધી ભૂલી શકાય એમ નથી.

## શ્રી. અમૃતલાલ મોતીલાલ પારેખ

બી. એ. એલ એલ. બી.

જન્મ મધ. સ. ૧૮૭૦. સ્વર્ગવાસ ૧૯૨૧. રાજકોટમાં થોડા વર્ષ વકીલાત કરી. સંવત ૧૯૫૬ માં રાજકોટ સદરમાં દુકાળમાં ગોમાતાની સેવા કરી. રાણુપુરમાં ભરાએલ કોંગ્રેસમાં પ્રમુખ તરીકે ચુંટાયા હતા. ઈ. સ. ૧૯૦૪માં મુન્સફ તરીકે જુનાગઢ રાજ્યની નોકરીમાં રહ્યા. દીવાની તથા ફોજદારી કોર્ટમાં મુન્સફ તરીકે કામ કરી, ઇ.સ. ૧૯૧૦માં રાજ્ય પ્રકરણી કોર્ટના જજ નિમાયા. ૧૯૧૫ માં સરન્યાયાધીશ થયા. સ્ટેટ મ્યુનીસીપાલીટીના પ્રમુખ નીમાયા. આખા જુનાગઢ રાજ્યની પ્રજાની તથા નવાબ સાહેબ પાસે પ્રમાણિક ન્યાયાધીશ તરીકે કીર્તિ મેળવી. ૧૯૨૧માં સ્વર્ગવાસી થયા. તેમની પ્રમાણિકતાની યાદમાં જુનાગઢની હાઇકોર્ટમાં તેમની ઓઇલ પેઇન્ટ છબી મુકેલી છે.

## શ્રી. વાડીલાલ દાજીભાઈ વકીલ.

વિરમગામ.

જન્મ સં. ૧૯૪૦ના બેસતા વર્ષને દિને થયો હતો. તેઓ વકીલ મંડળમાં એક અગ્રગણ્ય વકીલ છે. તેઓ સાદા, સરળ, સેવાભાવી અને પ્રેમાળ છે; ખાદીધારી છે. તેઓ ધર્મ પરાયણ, પરોપકાર વૃત્તિવાળા અને જ્ઞાતિદાઝ ધરાવનારા છે. મ્યુનિસિપાલીટીના એક વખત પ્રમુખ હતા, હાલમાં સભ્ય છે. વિરમગામ મહાજન કમિટી, હાથરકુલ કમિટી અને અમદાવાદ લોકલ બોર્ડના તેઓશ્રી સભ્ય છે.

## શ્રી. હિંમતલાલ નાગજીભાઈ—રાજકોટ

સ્વભાવે શાંત, તથા સાદું, સરળ અને સંયમી જીવન વ્યતિત કરનારા છે. તેઓ એક નાની સરખી કારકુનની નોકરીમાંથી શ્રી સોલાપુર સ્પીનીંગ વીવીંગ મીલ્સના પુના, બેંગલોર, મદ્રાસ વગેરેના બ્રેંચ મેનેજરના દરજ્જા સુધી પહોંચ્યા હતા.



તેમનાં ધર્મપત્ની સં. ૧૯૯૦ની સાલમાં સ્વર્ગવાસ થતાં તુરત જ તેમણે તમામ પ્રવૃત્તિ તજી દઈ આધ્યાત્મિક જીવનની શરૂઆત કરી. હાલ પ્રભુ ભક્તિમાં પોતાનું જીવન ઓતપ્રોત કરી દીધું છે, અને તેઓ સાંસારિક ગડમથલવાળા જીવનમાં રહેવા છતાં દુનિયાદારીની કોઈ આધિ, વ્યાધિ, કે ઉપાધિ તેને સ્પર્શી શકતાં નથી. 'જલ્દ' તેવી બાહ્ય ઉપાધિથી અચળ અને અલિપ્ત રહ્યા છે. તેમની સાહિત્ય રસિકતા અને પુષ્ટિ માર્ગીય ભક્તિ રસનું જ્ઞાન વિશાળ અને અગાધ છે. તેઓએ ચિત્તની એકાગ્રતા ખૂબ કેળવી જાણી છે. તેમની ૭૩ વર્ષની ઉત્તરાવસ્થા હોવા છતાં પરોઢીએ સવારમાં નિયમિત ચાર વાગે ઉઠી પ્રભુ ભજનમાં પરોવાય છે.

તેઓશ્રી જ્યારે ભક્તિ માર્ગ ઉપર વિવેચન-ટીકા કરે છે, ત્યારે તેમના વિવેચનનું કલાકોના કલાકો શુદ્ધ પાન કરવા છતાં, સાંભળનારને તૃપ્તિ થતી નથી.

સં. ૧૯૯૨ ની સાલમાં વડોદરાથી શ્રીમાન મહાશય માણેકચંદ તારાચંદ અડાલજા સાહેબ તરફથી નિમંત્રણ આવતાં તેઓ પ્રભુ નામ સંકીર્તન પ્રસંગે જન્માષ્ટમી ઉપર ગયા હતા. ત્યારથી પ્રભુ ભક્તિમાં વિશેષ વિકાસ થવા લાગ્યો.

"શ્રી કૃષ્ણં શરણં મમ" એ અષ્ટાક્ષર તેમના જીવનનો મહામંત્ર અને તેમના આત્માનો તેજોરાશિ થઈ પડ્યો છે.

તેઓ દર સોમવારે મૌનવ્રત ધારણ કરે છે. આ વ્રત કરવાથી મહાતપની સિદ્ધિ થાય છે.

પ્રભુનાં દર્શન કે ગુણગાન થતા હોય અગર તો કથાવાર્તા પ્રસંગે તેમને એકાએક શરીર રોમાંચ થઈ રૂદન થાય છે.

એકાંતવાસ તેમને ઘણો પ્રિય છે જેથી તેઓ એકાંતવાસ જ સેવે છે.

તેઓ પ્રભુ ભક્તિમાં આટલે દરજ્જે પ્રભુ સમીપ આવેલ છે તે પ્રભુના નામ સ્મરણનો જ પ્રતાપ છે.

"પ્રભુ નામ સ્મરણનો મહિમા" એ નામની નાની પુસ્તિકા છપાવી મુમુક્ષુઓને મફત વહેંચી આપેલ છે.

[માહિતિ મોકલનાર શ્રી કેશવલાલ જયરાજ પારેખ, બી.એ.]

## શેઠ હાકેમચંદ દેવચંદ–ટંકારા.

પંદર વર્ષની બાળવયે કલકત્તા જઇ માસિક પાંચ રૂપીઆની નોકરીથી તેમણે જીંદગીની શરૂઆત કરી હતી. જાત મહેનત, પ્રમાણિકતા, ખંત, ઉત્સાહ, મળતાવડાપણું વગેરે વારસાગત ગુણોથી આગળ વધી આજે કલકત્તામાં કાપડનો ધીકતો ધંધો ચલાવી રહ્યા છે. ગરીબીમાંથી પસાર થયા હોઇ જ્ઞાતિના ગરીબ ભાઇ બ્હેનો તરફ તેઓ પુરતી સહાનુભૂતિની નજરે જુએ છે અને તેમની પોતાથી બનતી દરેક પ્રકારની તન અને ધનથી સેવા કરે છે.

કલકત્તા ઉત્તેજક મંડળના તેઓ વર્ષો સુધી માનદ-મંત્રી રહ્યા હતા અને આજે પણ જ્ઞાતિના મૂકસેવક તરીકે તેઓ સેવા બજાવી રહ્યા છે. કલકત્તામાં આવતા અનેક જ્ઞાતિબંધુઓને એમણે ધંધાસર થવામાં મદદ કરી છે.

પોતાના વતનમાં ટંકારાની આમ જનતાના લાભાર્થે તેમણે કુવાઓ બંધાવી આપ્યા છે જેનો લાભ કોઇપણ જાતના ભેદભાવ વગર દરેક કોમ લે છે. ઉનાળાના સમયમાં તેમના તરફથી પાણીના પરબ પણ બેસાડવામાં આવે છે. ટંકારા સિવાય અન્યત્ર જ્ઞાતિના નિરાશ્રિતો તેમ જ વિદ્યાર્થીઓને તેમના તરફથી સારી જેવી ગુપ્ત આર્થિક મદદો મોકલાતી રહે છે. ટંકારાની સાર્વજનિક સંસ્થાઓના તેઓ પેટ્રન છે.

હાલમાં બર્મામાંથી યુદ્ધને અંગે સ્વદેશ પાછા ફરતાં તદ્દન નિરાશ્રિત થઇ પડેલાં સ્ત્રી, પુરૂષો અને બાળકોને તેઓ તરફથી અન્નદાન આપવામાં આવે છે. હજારોની સંખ્યામાં આવા નિરાશ્રિતોને તેઓએ પોતાને હાથે ભોજન કરાવ્યાં છે.

[ માહિતિ મોકલનાર શ્રી કાંતિલાલ તલકશી વોરા ]

## સ્વ શેઠ દેવચંદ કલ્યાણજીના ધર્મપત્ની સ્વ. પુંજીબાઇ–ટંકારા.

પુંજીમાનો જન્મ સં. ૧૯૨૦ માં મોરબીમાં થયો હતો અને નાની ઉંમરે ટંકારાના સુપ્રસિદ્ધ શેઠ દેવચંદ કલ્યાણજી સાથે લગ્નગ્રંથીથી જોડાયા હતા.

શેઠ દેવચંદભાઇ સં. ૧૯૬૫માં સ્વર્ગવાસી થયા ત્યારથી કુટુંબનો બોજો તેમના પર હતો. મહુંમ દિલના ઉદાર હોઇ છપનીઆના દુકાળ વખતે નાતજાતના ભેદ સિવાય સહુને છુટે હાથે તેમણે મદદ કરી હતી.

મહુંમ અત્રેના શ્રી લક્ષ્મીનારાયણના ચુસ્ત ભક્ત હતા અને ઘણા વરસોથી પરોઢીએ દર્શન કરવા જવું એ તેમનો ક્રમ હતો જે મરતાં સુધી જાળવ્યો હતો.

તેઓશ્રી તરફથી શ્રી લક્ષ્મીનારાયણ મંદિરને ચાંદીના બે હિંડોળા અર્પણ કરવામાં આવ્યા છે. તેમજ શ્રી હવેલીમાં પણ સારી રકમ આપવામાં આવેલ છે.

'ટંકારા એટલે પુંજીમા અને પુંજીમા એટલે ટંકારા' એ કહેવત તેમણે ખરી પાડી હતી. તેઓશ્રી ટંકારાની આમ જનતાના સાચા સલાહકાર હતા, અને પારકે દુઃખે દુઃખી થનાર હતા. મહુંમ માતા તરિકે કુંતાજી જેવા અને ભક્તિમાં મીરાબાઇ જેવા હતા. મહુંમ સરળ હૃદયના, ધર્મપ્રેમી, સત્ય વક્તા, કુટુંબ-વત્સલ અને ઉદારદિલના હતા. તેમનો વાત્સલ્ય ભાવ ટંકારાને આદર્શ રૂપ હતો, તેઓશ્રી તેમની પાછળ બહોળા કુટુંબને સુખી અને સારી સ્થિતિમાં મુકતા ગયા છે. તેઓશ્રીનું અવસાન સં. ૧૯૯૮ ના ફાગણ વદ–૯ બુધવાર ના રોજ અઠ્ઠોતેર વર્ષની ઉંમરે થયું છે. મહુંમના ચાર પુત્રો, જેચંદભાઇ, હાકેમચંદભાઇ, ખીમચંદભાઇ તથા જગજીવનભાઇ છે. મહુંમની પાછળ તેમના પુત્રોએ એક હજાર અછૂતને પોતાને આંગણે ભોજન આપ્યું હતું. મહુંમના પુત્રો કલકત્તામાં કાપડની દુકાન સારા પાયા પર ચલાવે છે; જેમાં શેઠ હાકેમચંદભાઇના પુત્ર ભાઇ પરમાનંદદાસ પણ સારો રસ ધરાવે છે.

## શ્રી. બાઇલાલ જેચંદ દેશાઇ, દિલ્હી.

જન્મ સં. ૧૯૪૮ ના શ્રાવણ શુદી ૭, તા. ૩૧–૭–૧૮૯૨ બીલખા મુકામે. તેમની ત્રણ વર્ષની ઉંમરે તેમના પિતાશ્રી સ્વર્ગસ્થ થયા. તેમના માતુશ્રી-

એ-દળણું દળી પરચાં કામ કરી તેમને મોટા કર્યા. ગરીબ સ્થિતિનાં કારણે માત્ર ગુજરાતી અભ્યાસ જ કરી શક્યા. સને ૧૯૦૬ માં જુનાગઢ વસવાટ કરી, માસિક ૧૫ કોરીના પગારથી તેમણે જીવનની શરૂઆત કરી. તેમના ફુવા ભગવાનજી રામજી કે જેઓ જુનાગઢ સ્ટેટમાં નામું અને હિસાબી કામમાં એક્કા ગણાતા તેમની દેખરેખ નીચે નામું અને હિસાબી કામ શીખ્યા. ૧૯૦૬થી ૧૯૧૨ સુધીના વર્ષો અકથ્ય કપરા સંજોગોમાં વીત્યા. ૧૯૧૨ માં કલકત્તા ગયા. ૧૯૧૪ માં મુંબઈ ગયા. મુંબઈમાં એક કવિ અને લેખક જટાશંકર કહાનજી ભટ્ટના સંસર્ગમાં આવતાં તેણે તેમનાં જીવનમાં અજબ પલટો આણ્યો અને ત્યારથી વાંચનનું વ્યસન લાગ્યું અને લખવાની પણ ધીમી શરૂઆત કરી. પરિણામે ૧૯૧૬ થી "અલમસ્ત"ના નામથી કાવ્યો અને લેખો "વીસમી સદી" "નવરોઝ" "મોઢ મહોદય" "સમાજ જીવન" વિગેરેમાં પ્રસિદ્ધ થવા લાગ્યા. સને ૧૯૧૬માં તેમના માસીના દીકરા પરશોત્તમ રામજીની કૃપા દૃષ્ટિ નીચે તેઓને ત્યાંજ કલકત્તામાં નોકરીમાં જોડાયા. ૧૯૨૩ માં સીંગાપુર ગયા. ૧૯૨૪ માં કલકત્તાના હાર્ડવેર મેન્યુફેકચરરના કારખાના વતી દિલ્હી આવ્યા અને હજી પણ દિલ્હીમાં એજ કામ કરે છે. 'અત્યારે જે કાંઈ સારી સ્થિતિ છે તે તેમના માસીના દીકરા શ્રી પરશોત્તમ રામજી મારફત મળેલી વ્યાપારિક કેળવણીને જ આભારી છે. તેમની અમૂલ્ય મદદ આ જીવનમાં ન મળી હોત તો આ સ્થિતિએ ન જ પહોંચ્યા હોત એમ અત્યારે પણ તેઓ માને છે.

## શ્રી. હરજીવનદાસ મલુકચંદ ચોકસી.

જન્મ રાણપુરમાં. રાણપુરમાં તેમની સોના ચાંદી અને સરાફી પેઢી. તેમના પિતા મહૂમ શ્રી. મલુકચંદ પારેખ મોઢજ્ઞાતિના પ્રતિષ્ઠિત પુરૂષ. ગોળની જ્ઞાતિના બંધારણની શરૂઆત કરવામાં એમનો પુરો સાથ.

મોઢ મહાજનનું જે બિલ્ડીંગ હાલ રાણપુરમાં ઉભું છે તેમાં પણ તેમની સારી જેરી મદદ. ભાઈ હરજીવનદાસ ભાવનગર ભણતા તેવામાં તેમના મોટા



ભાઈ મણીલાલ ગુજરી જતાં અભ્યાસ છોડીને તે સોના રૂપાની દુકાન અને શરાફી ધંધામાં પડયા.

પણ જ્યાં જાહેર જનતાની સેવાનો વેપાર મગજમાં ભર્યો હોય તેને એકલી દુકાન કેમ સંઘરી શકે ? તેમણે ત્યાંની આર્યસમાજવાળી સંસ્થામાં ઝુકાવ્યું અને તે મારફતે કાર્યની શરૂઆત કરી. મ્યુનીસીપાલીટીમાં તેમના પિતા મેમ્બર હતા. તેનો વારસો પણ મેળવ્યો અને છેવટ સુધી મ્યુનીસિપાલીટીમાં મેમ્બરથી ચેરમેન, ઉપપ્રમુખ, અને પ્રમુખના હોદ્દા મેળવી જીંદગીનાં અંત સુધી સેવા કરી. તેમની ખંતથી રાણપુર મ્યુનીસીપાલીટીમાં સુધારા થયા. ખાનગી વ્યક્તિગત મદદ મેળવી તેઓ જાહેર કામો, પાણીઘાટ, મ્યુનીસીપાલ લાયબ્રેરીના મકાનો વિગેરે કરાવી શક્યા. અસહકારના યુગમાં સ્વદેશીની પ્રવૃત્તિ હાથ ધરી. એક પબ્લિક ખાદી ભંડાર પણ તેમના ખંતથી શ્રી ફુલચંદભાઈ પાસે ખુલ્લો મુકાવ્યો. રાણપુર હરિજન સ્કુલ પૂજ્ય મહાત્મા ગાંધીના હસ્તક તેમનાજ પ્રયાસે ખુલ્લી મૂકાઈ.

રાણપુરની એક પણ પ્રવૃત્તિ એવી ન હોય કે

જેમાં આ ભાઇનો હિસ્સો ન હોય, બલ્કે તેમના જ પ્રયાસે આ કાર્ય હાથ ધરાયેલ હોય. કેટલાએ વૃદ્ધ લગ્નો તેમના પ્રયાસે અટક્યા છે. કેટલીએ બાળાના તેની ઇચ્છા વિરૂદ્ધનાં લગ્ન અટકયાં છે અને કેટલીય વિધવાઓના વિવાહ તેમના પ્રયાસે થયા છે. ધંધુકા તાલુકામાં અને કાઠિયાવાડના જાહેર સેવાના કાર્યમાં આ ભાઇએ ખૂબ ફાળો આપ્યો છે.

તેઓ 'મોઢ મિત્ર' પત્રના સ્થાપક અને તંત્રી પણ થયા. 'મોઢ મિત્રે' જાહેર હિંમત બતાવી જે કાર્ય કર્યું છે તે જ્ઞાતિ બંધુઓને સુવિદિત છે.

કેળવણી ઉપરાંત વિધવાઓને મદદ આ ભાઇના પ્રયાસે સારી થઈ. આ ભાઇ રાણપુરના તાજ વગરના રાજા જેવા હતા. ગોળની કોન્ફરન્સ-જ્ઞાતિ સુધારામાં પણ તેમનો ફાળો ખૂબ હતો.

તેમનું શુદ્ધ ચારિત્ર, બોલવું તેવું વર્તવું એવી સત્ય પરાયણતા, સ્પષ્ટ વક્તાપણું વગેરે જાણીતા છે. સારા વક્તા હતા. અનેક સ્નેહી મિત્રોની આંટીઘુંટીના ઉકેલનારા તેઓ હતા.

તેમના ઘડતરે અનેક યુવાનોમાં પ્રાણ સિંચ્યો છે. તેમનો દેહ રાણપુર મુકામે સંવત ૧૯૯૫ ના પહેલા શ્રાવણ સુદ ૨ ને મંગળવાર તા. ૧૮-૭-૧૯૩૯ ના દિવસે પડ્યો.

તેમના એક પુત્ર મુંબઇમાં ફીનીક્ષ વોચ કંપની હોરનબી રોડ ઉપર ચલાવે છે અને તેમના નામની રાણપુરમાં શરાફીની પેઢી ચાલુ છે.

## શ્રી મોતીલાલ ખુશાલદાસ દોશી.

જન્મ ધોલેરામાં. તેમના વડીલોની સારી નામના મેળવેલી કમીશન અને રૂનો વેપાર કરતી પેઢી હતી. એ વખતે આપણી જ્ઞાતિના શેઠ ગોવિંદજી ઝવેર ધોલેરાના એક શાહ સોદાગર તરીકે ગણાતા, અને ગામના મોટા બેંકર તરીકે તેમની પેઢીનું કામકાજ હતું એક જમાનામાં મેસર્સ વિલ્સ કંપનીવાળા શ્રી. વિલ્સ સાહેબને સારી જેવી મદદ કરી તેમની પેઢીને બચાવી લેનાર આ શેઠ હતા.

સંજોગો બદલાતાં આ પેઢીને પણ ધક્કો લાગતાં તેમને મુંબઇ આવવા ફરજ પડી. આ વખતે હાલની મેસર્સ નારણદાસ મથુરાદાસ નાળીયેરવાળાની જે ફર્મ ચાલે છે, તેના સ્થાપક, (શ્રી નારણદાસ) શેઠ ઇચ્છારામ ભૂલાભાઈના નામથી વહીવટ ચલાવતા, તેમાં શરૂઆતમાં તેઓ નોકરી રહ્યા. હાલ આ મેસર્સ નારણદાસ મથુરાદાસ નાળીયેરવાળાની પેઢીના તે ભાગીદાર હતા. તેઓ ચૂસ્ત સનાતની હતા, રોજ સેવા પૂજા પાઠ અને મંદિર દર્શન કરવા તે રિવાજ તેમણે ઠેઠ સુધી ટકાવી રાખ્યો હતો. મર્હુમ ભાઇ મોતીલાલ શ્રી મનોરદાસ નારણદાસના બનેવી થતા.

રાણપુર મુકામે તા. ૧-૧-૪૧ ના તેમનું અવસાન થયું ત્યારે તેમની ઉમર આશરે ૫૩ વર્ષની હતી. સંતતીમાં ચાર પુત્ર અને બે પુત્રી છે. તેમના માનમાં મુંબઇની માંડવી લત્તાની કરીયાણા બજાર, શ્રીફલ બજાર તા. ૨ જી શુક્રવારના બંધ રહી હતી.

## શ્રી. પાનાચંદ કપુરચંદ-અંબાણી.

### કલકત્તા.

જન્મ સને ૧૯૦૬ ચોરવાડ મુકામે. દશા મોઢ, માંડલીઆ.

ચોરવાડ તથા જૂનાગઢમાં મેટ્રીક સુધીનો અભ્યાસ કરી તેઓ ૧૯૨૦ ની સાલમાં કલકત્તા ધંધાર્થે ગયા.

કલકત્તામાં ચોરવાડના વતની અને એલ્યુમીનીયમના ઉદ્યોગમાં છેકજ ઉંચું સ્થાન ધરાવતા આપણી જ્ઞાતિના દાનવીર શેઠ જીવણલાલભાઇના હસ્તક ચાલતી જીવણલાલ કું. માં ૧૫ વર્ષની વયે 'મિકેનીક એપ્રેન્ટીસ' તરીકે જોડાયા.

અથાગ મહેનત અને પુષ્કળ પરિશ્રમ વેઠીને તેમણે યંત્રોનું એક ઇન્જીનીયરને પણ ટપી જાય એટલું જ્ઞાન મેળવ્યું.

આજે તો એ કંપનીમાં એમનું સ્થાન ઘણું ઉંચું છે. આજે એજ કંપનીનાં બધા કારખાનાઓના કામકાજ

ઉપર એમની દેખરેખ છે.

અંગ્રેજી અભ્યાસની ઉણપ જણાતાં ઘેર અભ્યાસ



શરૂ કર્યો, અને મોડી રાત સુધી કારખાનાના દિવસ ભરના સતત્ પરિશ્રમ પછી-અભ્યાસ ચાલુ રાખ્યો.

અખૂટ ઉત્સાહ, અથાગ પરિશ્રમ-વિનયી સ્વભાવ; અને સદકાર્યકર તરફનો વિપુલ-પ્રેમ, એ એમના જીવનના ઉચ્ચ-તત્વો છે. જ્ઞાતિબન્ધુઓ તરફ એમને સારી જેવી મમતા છે. કોઇ પણ પળે મદદ કરવા તેઓ હંમેશા તત્પર હોય છે.

માણુસ જાતમહેનતથી પોતાનાજ આત્મબળે અન્ય કોઇની સહાયતા વગર કેટલો આગળ વધી શકે છે તેનું જ્વલંત દષ્ટાંત શ્રી. પાનાચંદભાઇ પુરૂં પાડે છે.

[ માહિતી મોકલનાર શ્રી વસંતત પારેખ—માટુંગા ]

## શ્રી. જયંતિલાલ કેશવલાલ મહેતા

સિહોરના અગ્રગણ્ય શહેરી છે. સિહોર સમસ્ત મહાજન મંડળના ઉપ પ્રમુખ તરીકે મહાજનના દરેક કાર્યમાં મહાન ફાળો આપે છે.

સેવામંડળના ઉપપ્રમુખ તરીકે ભારે કીર્તિ સંપાદન કરી છે.

સિહોર સ્કુલ કમિટીના પણ મેંબર છે. પોતાના તરફથી આયુર્વેદિક દવાખાનું ચલાવી સમગ્ર પ્રજાની સેવા ઉઠાવે છે. તેમનું સુત્ર રાજ્ય ભક્તિ અને પ્રજા સેવા છે.

## ઉજા ભગત—ભક્તરાજ ઉજમશીભાઇ

વતન બોટાદ, જન્મ સં. ૧૯૪૭ના શ્રાવણ શુદ ૧૧. ધંધા માટે તેમનું કુટુંબ રાણપુર આવીને વસ્યું.



નાની વયમાં જ પરચુરણ દુકાન માંડી. પૂર્વાશ્રમનો દૈવી જીવ હોવાથી ભક્તિમાં જીવન ગાળતા, સાધુ સંતોનો સમાગમ કરતા, સદાવ્રત આપતા. લીંબડીના શ્રી જગન્નાથ આશ્રમવાળા, શ્રી જગન્નાથ સ્વામીને ગુરૂપદે સ્થાપી હઠયોગનું જ્ઞાન પ્રાપ્ત કરી એની ક્રિયાઓ કરતા. જીવનભર અવિવાહિત રહ્યા હતા. સદ્‌ગુરૂ શ્રી આત્મપ્રકાશજી શ્રી કારુણીવાળા, શ્રી ગોદડીયા, શ્રી પ્રકાશન, શ્રી મસ્ત

રામ, શ્રી વાસુદેવજી, શ્રી હીરાશા, વગેરે તેમના આંગણે સંત સમાગમ માટે આવેલા. તેમના સત્સંગથી રાણપુરની પ્રજામાં નવું ચેતન આવેલું રોજ રાત્રે આઠ વાગે ભજન મંડળી ભેગી મળે અને પ્રભુ ભજનની ધૂન જામે. ઉંઝા ભગત લોકોને ઉપદેશ પણ આપે. સં. ૧૯૯૧ ના કારતક વદ ૫ ને દિવસે તેઓ દેવલોક પામ્યા. આજે પણ તેમણે શરૂ કરેલ ભજન મંડળ તથા સદાવ્રત ચાલુ છે.

## સ્વ. કીરચંદભાઈ રાઘવજી મહેતા.

વાંકાનેર તાબે પંચાશીઆમાં સં. ૧૯૨૧ માં જન્મ. તેમની ૪ વર્ષની ઉમ્મરે તેમના પિતા મૃત્યુ પામતા નજીવી કેળવણી લઈ, વાંકાનેર સ્ટેટમાં તલાટી બન્યા. મોરબીના સ્વ. મહારાજા સાહેબ વાઘજીએ



તેમની ચપળતા જોઈને મોરબી સ્ટેટમાં પોલીસખાતામાં લીધા. રાજકોટ ૭ માસ સુધી રહી શસ્ત્રોની તાલીમ લીધી અને માત્ર ૧૮ વર્ષની વયે બહારવટીઆ સ્પેશીયલ ઓફીસર નીમાયા. માળીયા સ્ટેટની સરહદ પાસે સુખડા ગામે થાણું રાખી પોતાની કારકીર્દિ શરૂ કરી. બહારવટીઆના સરદાર વાલા નામોરીએ મોરબીનું ઝીકીઆળી ગામ ભાંગ્યું. નવલખી બંદર પાસે કુલેરના ટીંબા આગળ કીરચંદભાઈ પોતાની ટુકડી સાથે હતા ત્યાં મીયાણાઓ પહોંચી ગયા અને ધીંગાણું મચ્યું. ટીંબા ઉપર કીરચંદભાઈ અને તેનો એક પટાવાળો એમ બેજ જણા હતા. બીજા બધા દૂર આરામ લેતા હતા. કીરચંદભાઈ હિંમત ન હાર્યા. તેમણે ગોળીઓનો વરસાદ વરસાવ્યો. ૧ બહારવટીઓ મર્યો વાલાનો ભાણેજ પરબત ઘવાયો. એટલામાં પલટન આવી પહોંચી અને મીયાણાઓ જીવ લઈને નાઠા. ધુંટુ ગામમાં ચોરી કરનાર પુનીઆ એકલમલને ચોટીલા પાસે લાખામાચી ગામ આગળ પકડી પાડીને તેને ભાલાનો ઘા મારી જખમી કરેલો. ઘણા મીયાણાને તેમણે પોતાની બંદુકનો સ્વાદ ચખાડેલો.

એકાએક મોરબી ઠાકોરની અવકૃપા તેમના ઉપર થઈ અને તે જેલમાં પુરાયા. જેલની દિવાલ ઉપર જઈ પાઘડીની મદદથી નીચે સરતા આવી તેમણે મચ્છુ નદીમાં ભુસ્કો માર્યો અને મોરબીની વાર પાછળ પડી તે છતાં તેઓ છટકી ગયા. તેમણે મોરબી સામે બહારવટું ખેડ્યું. તેમને પકડવાને ઠાકોરે રૂા. ૧૫૦૦ નું ઇનામ જાહેર કરેલું, પરંતુ તે નજ પકડાયા.

ત્રણ વર્ષ આમ ગાળીને તેઓ કચ્છ-તેરામાં કારભારી તરીકે ગયા. તેરા તાબેના કાળા તળાવના ધાડપાડુઓને તથા તેમના સરદાર બારાચ રવાજીને ત્રાહી ત્રાહી પોકરાવી અને પ્રજાને નિર્ભય કરી. આવા શૂરવીરની જીવન લીલા સં. ૧૯૯૫ ના મહા વદ-૧૧ ના દિને સંકેલાઈ ગઈ.

તેમના પુત્ર હાલ વાંકાનેરમાં વકીલાત કરે છે.

## સ્વ. અમૃતલાલ વ. દાણી. ભાવનગર.

જન્મ બોટાદમાં બી. એ. થઈ સુરત મહિલા વિદ્યાલયમાં આચાર્ય તરીકે જોડાયા. લગ્ન પછી તેમના ધર્મપત્નીને શિક્ષણ આપવા પણ પ્રબંધ કરેલો. ભાવનગરમાં મહિલા વિદ્યાલયની સ્થાપના કરી તેના મુખ્ય આચાર્ય બન્યા હતા.

## શ્રી. કુબેરદાસ રાઘવજી



મેસર્સ નારણદાસ મથુરાદાસ નાળીયેરવાળાની પેઢીની જમાવટમાં પ્રાણ સીંચનાર ભાગીદાર. હાલ રિટાયર્ડ:.....ધારૂકા.

## શ્રી. રતિલાલ મોતીચંદ દોશી.

જન્મ ધોરાજીમાં તા. ૧૩-૫-૧૮૯૩. ૧૯૦૯માં મેટ્રીક પાસ થયા. ૧૯૧૩માં અમદાવાદની ગુજરાત કોલેજમાં બી. એ. થયા. ૧૯૧૮માં મોમ્બાસા ગયા. ૧૯૩૦માં ઈંગ્લાંડ ગયા. ઈંગ્લાંડમાં લીંકન ઇનમાં દાખલ થઇ ૧૯૩૩માં બાર–એટ–લૉ થયા, અને ૧૯૩૪–ના જાન્યુઆરીથી મોમ્બાસામાં વકીલાત શરૂ કરી.

'ખાનદેશના ગાંધી' તરીકે ઓળખાતો
ખાનદેશની મોઢજ્ઞાતિમાંનો એક ચમકતો હીરો

## શ્રી. બાલુભાઈ મહેતા. M. A. L. L. B.

દેશભક્ત બાલુભાઇ મહેતા! ઘુટણીયું ધોતું, બારાબંદી, માથે ઘડી પડતી પણ સ્વચ્છ ગાંધી ટોપી એવો પોષાક જોઇ તેઓ એમ એ. એલ. એલ. બી. થએલા છે, એમ કોઇ પણ કહેશે નહીં. તેઓએ ઉલ્લાતી પ્રજાની સેવા એવી નિષ્ઠાથી કરેલી છે કે તમામ જનતા એમને 'ખાનદેશના ગાંધી તરીકે' ઓળખે છે. જો કે એમના સૌજન્યપૂર્ણ સ્વભાવને લીધે કોઇ પણ એમના સામે એવું કહે તો ઝટ કરીને તેઓ કહે છે, એમાં મારી વધારે સ્તુતિ છે; સાથે જ ગાંધીજીની નિંદા ગણાય!

શ્રી. બાલુભાઇ એક વિદ્વાન અને સેવાભાવી કાર્યકર છે. ભાષણો આપવા એમને વધારે પસંદ નથી એટલે એમનું ઘણું ખરૂં જીવન મુંગે મોઢે સેવા કરવામાં વિતેલું છે.

એકવાર કોઇ ગૃહસ્થે મહાત્મા ગાંધીજીની મુલાકાતમાં શ્રી. બાલુભાઇની ઓળખાણ કરાવતાં કહ્યું-એઓ M. A. L. L. B. છે. પરંતુ ગાંધીજીને તો ડીગ્રીવાળા માણસ કરતાં સેવાના ભેખધારી વધારે પસંદ હોવાથી, જ્યારે શ્રી. બાલુભાઇ સેવામાં જીવન વિતાવવા ચાહે છે એ ખબર પડી ત્યારે તેઓ ઘણા આનંદ પામ્યા!

શ્રી. બાલુભાઇ જીલ્લા મહાસભા સમિતીના વર્ષો સુધી પ્રમુખ રહેલા છે. પ્રાંતિક મહાસભા તથા અખિલ ભારતીય મહાસભાના પણ તેઓ કેટલીકવાર સદસ્ય હતા. મહારાષ્ટ્ર પ્રાંતીય ખાદી સમિતીના તેઓ ઉપ-પ્રમુખપદે પણ હતા.

ભારતવર્ષમાં ચાલતા ખાદી કેંદ્રો તેઓશ્રી તેમના એક સહકારી શ્રી શંકરરાવ સાથે જોઇ આવેલા. તેમજ મહાત્માજી સાથે સાબરમતી આશ્રમમાં થોડાક દિવસો ગાળેલા.

ધુળીઆમાં ચાલતા 'પ્રબોધ' સાપ્તાહિક પત્રના તેઓ તંત્રી હતા, પરંતુ દક્ષિણી લોકોના હાથમાં વધારે તંત્ર હોવાથી શ્રી. બાલુભાઇને 'પ્રબોધ'નું તંત્રી પદ છોડવું પડ્યું. અત્યારે તેઓ મહાસભા પક્ષનું એક 'ભારત' નામનું ઉત્કૃટ સાપ્તાહિક પત્ર તેમના સાથી પ. ખાનદેશ જિલ્લા સેવામંડળના મંત્રી શ્રી ઠકાર, ટિળક વકીલ, અને મહારાષ્ટ્ર હરિજન સેવક સંઘના પ્રમુખ શ્રી બરવે વકીલ સાથે સુંદર રીતે પ્રગટ કરે છે.

૧૯૩૦ની સાલમાં જંગલ સત્યાગ્રહનું તેઓ નેતૃત્વ લેશે એવા ખબર મળતાં જ તેમને તરત અટક થઇ ને ૬ માસની સજા થઇ હતી. ૧૯૩૨ અને ૧૯૩૩માં પણ તેઓને જેલ યાત્રા મળેલી. અત્યારે ૧૯૪૧માં પણ તેઓ જીલ્લા મહાસભાના પ્રમુખ અને અખિલ ભારતીય મહા-

સભાના સદસ્ય તરીકે સત્યાગ્રહ કરી જેલમાં ગયા છે. તેઓ ગાંધી સેવા સંઘના સદસ્ય છે. અને 'મૂંગે મોઢે સેવા' કરવાના પોતાના સ્વભાવથી તેઓ સાક્રી તાલુકાના એક 'કાસારે' નામના ગામડાંમાં 'સેવામંદિર' સ્થાપી ત્યાંજ જન સેવા કરતા હતા. પરંતુ રામગઢ કોંગ્રેસ અધિવેશનના પહેલાંથીજ દેશની રાજકીય હાલત કટોકટીની દેખાવા લાગી અને એવા સમયે જીલ્લાના કર્ણધાર થવા તેઓજ લાયક હોવાથી કેટલાક કાર્યકરોએ તેઓશ્રીને ફરી જીલ્લા મહાસભાના પ્રમુખની જગ્યા પર ચુંટ્યા. એજ વખતે મહારાષ્ટ્ર પ્રાંતિય મહાસભા કારોબારી સમિતી પર તેઓ ચુંટાયા. તેઓશ્રીએ મરાઠીમાં વૈભવશાળી હિન્દુસ્તાન, ખાદી મીમાંસા એવા ગ્રંથો અને પુસ્તકો લખેલા છે. તેમજ સર રાધાકૃષ્ણના ભાષણો પણ મરાઠીમાં અનુવાદિત કર્યા છે. જેમાંથી ખાદી મીમાંસાની હિન્દી આવૃત્તિ દીલ્હીના સસ્તા સાહિત્ય મંડળ તરફથી પ્રકાશિત થઇ ચુકી છે. અને 'આહાર મીમાંસા' તો ગુજરાતી, અંગ્રેજી, ઉર્દૂ, કાનડી, હિન્દી વિગેરે ભાષાઓમાં પ્રગટ થયાનું જણાય છે.

શ્રી. બાલુભાઈના જીવનમાં સ્વામી રામતીર્થ, તથા વિવેકાનંદ જેવા સત્પુરૂષોનાં ચરિત્રની અસર પડેલી છે:

એવી રીતે દેશ માટે ફકીરી લઈ, જનતાની સાચી સેવા કરી, ગાંધીજીનો વિશ્વાસ તથા રાષ્ટ્રીય નેતાઓનો પ્રેમ સંપાદન કરી સર્વ લોકોના પ્રીય અગ્રણી બનેલા શ્રી. બાલુભાઇ મહેતા એટલે ખાનદેશમાં વસતા ગુજરાતી સમાજનાં દશા મોઢ સમાજનો એક અમૂલ્ય હીરો છે.

એવા તપસ્વીને પ્રભુ એમના કાર્યમાં યશ આપે અને દીર્ઘ આયુરારોગ્ય બક્ષે એજ પ્રભુચરણે પ્રાર્થના.

(લે. શ્રી કાંતિલાલ ગુજરાતી, ધુળીઆ)

## ખાદીનું જીવન ચક્ર—બાળ લેખક: લાલુ પારેખ



ખાદી એટલે ગરિબને રોજી આપનાર. ખાદીથી પોતાના દેશમાં પૈસો રહે છે. ખાદીથી બેકારી નાશ પામે છે. ખાદીથી દેશમાં ધન બધું સચવાય છે, અને કારીગરોમાં વહેંચાઇ જાય છે.

**ખાદીથી થતા ફાયદા**—ખાદી પહેરવાથી શરિરની અંદર થતો ધામ ખાદીના છિદ્રો વાટે થઈ બહાર જાય છે. ને તે જ છિદ્રો વાટે હવા મળે છે. શિયાળામાં ઠંડીના દિવસોમાં ખાદી પહેરવાથી ટાઢ વાતી નથી. ખાદી પહેરવામાં ટકાઉ છે. ઘણા ખાદી સેન્ટરો (વણાટ શાળાઓ) મિલો સાથે હરીફાઇમાં ઉતરી ઝીણી ખાદી બનાવે છે.

**ખાદીનું જીવન ખાદી પોતે જ કહે છે.**

ખાદી કહે છે "મારી જીંદગીમાં છ જેટલા ફેરફારો થાય છે. માણસની જીંદગીમાં બાળપણ, જુવાની, ઘડપણ, આમ ત્રણ ભાગ પડે છે,, તેમ ખાદીમાં છ જેટલા ભાગ પડે છે.

સૌથી પહેલા ખેડુત પોતાના ખેડેલાં ખેતરમાં વાવી મારો છોડ ઉત્પન્ન કરે છે. તેનું નામ (૧) કપાસનો છોડ કહે છે. પછી એ કપાસના છોડમાંથી જીંડવામાં મારો જીવ હોય છે. પછી ખેડુત જીંડવાંમાંથી કાઢીને તેમાંથી મને ને મારા ભાઇને નોખા કરે છે. મારા ભાઇઓનું નામ કપાસીયા ને મારૂં નામ કપાસ પડે છે. (૨) કપાસને હું મોટાં થતાં મારૂં નામ (૩) રૂ એવું આપવામાં આવે છે. હવે હું રૂ બન્યા પછી મને પીંજણ વતી પીંજી મને (૪) પુણી બનાવે છે. પછી હું પુણી બન્યા પછી અને લોકો હાથમાં લઇ કાંતવા લાગે છે. ને પછી (૫) સુતર બનીને મને મોટા સેન્ટરોમાં વણાવા મોકલી આપે છે ત્યાં હું (૬) ખાદી બનું છું.

## મોઢ જ્ઞાતિ વિષે

# ગામવાર માહિતિ

[ પૃષ્ઠ ૮૦ નું અનુસંધાન ]

⊙

### સુરત ( ચાલુ )

ગૌશાળાઃ—શેઠ ભરતિયાએ અશ્વિનીકુમારના રસ્તા પર ગૌશાળા માટે મકાન બંધાવી તે સુરતના મંદિરને અર્પણ કર્યું છે.

**જ્ઞાતિની વાડીઃ**—શેઠ લાલભાઈ હરકીશનદાસ ખરડીવાળાએ મોઢ દશા ગૌલુજા અમદાવાદીની તથા શેઠ દામોદરદાસ તાપીદાસની જમીન ઉપર વાડી બંધાવીને જ્ઞાતિને તે અર્પણ કરી છે.

**જ્ઞાતિની લાઇબ્રેરી**—શેઠ ઠાકોરદાસ ગુલાબદાસે જ્ઞાતિની લાઇબ્રેરીમાં રૂા. બે હજાર ભેટ આપ્યા છે.

સુરતમાં મોઢ વણિક જ્ઞાતિનાં ૭ તડ છે.

(૧) મોઢ દશા માંડલિયા—આ તડમાં વીશ ઘર છે. તડના શેઠ મોતીલાલ ગોવર્ધનદાસ છે. આ તડની જ્ઞાતિની વાડી બેગમપરામાં બંધાવી છે.

(૨) મોઢ દશા અડાલજા—આ તડ ભજીયાવાળાની નાત તરીકે ઓળખાય છે. તડના શેઠ વીજુભાઈ પરમાણંદદાસ છે. તેમાં ૪૧ ઘર છે.

(૩) મોઢ દશા ગોભવા—આ તડમાં ૪૪ ઘર છે. *તડના શેઠ વીજુભાઈ નગીનદાસ* મહેતા ફેરીઆફર છે.

(૪) મોઢ વીસા અડાલજા-(ખંભાતી) આ તડમાં ૨૬ ઘર છે અને શેઠ પરશોત્તમદાસ માણેકલાલ તથા રંગીલદાસ નરભેરામ છે.

(૫) મોઢ દશા ગોભવા (રાંદેરવાળા) દિવાન બહાદુર શ્રી. ચુનીલાલ ગાંધીવાળું આ તડ છે. તેમાં ૨૫ ઘર છે.

(૬) મોઢ વીસા ગોભવા—એ ભરતિયા શેઠની નાત તરીકે ઓળખાય છે અને હાલ શેઠ કાળીદાસ દ્વારકાદાસ છે. આ તડનાં સુરતમાં ૪૦ ઘર છે.

(૭) દશા અડાલજા અમદાવાદી મોઢ-આ તડમાં સુરતમાં ૭૫ ઘર છે અને શેઠ તરીકે ચંપકલાલ ઘેલાભાઈ લાહીવાળા છે.

(૮) વીસા અડાલજા સુરતી—આ તડ સર પુરૂષોત્તમદાસવાળું છે.

*અહીં ગોળના બંધન જેવું નથી.* સુરત. રાંદેર ચીખલી, ભરૂચ, અંકલેશ્વર, ઉમરગામ, નવસારી વિગેરે સ્થળોએ અરસપરસ કન્યાવ્યવહાર થાય છે.

શ્રી અંબાજી મંદિર, સુરત.



[ 'જગુભાઈ અંબાજીવાલા'ના સૌજન્યથી ]
જેનો લાભ મોઢ જ્ઞાતિબંધુઓ હોંશથી લે છે.

**નામાંકિત પુરૂષો:**—સુરતમાં કેળવણીનો પ્રચાર સારો હોઇ આપણા અનેક જ્ઞાતિ બંધુઓ સારી સ્થિતિમાં અને સારા હોદ્દા પર છે. ઓન. સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ, દિવાન બહાદુર ચુનીલાલ માણેકલાલ ગાંધી, લલિતમોહન ચુનીલાલ ગાંધી, વકીલ બન્સીલાલ છોટાલાલ લલ્લુભાઇ વિષે માહિતિ "જીવન પરિચય" વિભાગમાં આ અંકમાંજ આપવામાં આવી છે. તે ઉપરાંત નીચે જણાવેલી વ્યક્તિઓ પણ જાણવા જેવી છે.

**શ્રી. ઠાકોરદાસ ગુલાબદાસ જરીવાળા**—દશા ગોભવા, જરીના વેપારી, સુધરાઇમાં સભાસદ, સમાજ સેવામાં સદા તત્પર, ગાંધીજીના આગમન વખતે એક વખત તમામ શાળાઓમાં મીઠાઇ વ્હેંચી હતી. અનેક વખત ગુપ્ત દાન કરી ગરીબોને સહાય આપે છે. તેમના પુત્ર ગોકુલદાસ એ તડના શેઠ ડાહ્યાભાઇની બ્હેન સ્નેહલત્તા સાથે પરણ્યા છે. ગોકુલદાસ ઉપરાંત શેઠ ઠાકોરદાસને ધીરજલાલ, કૃષ્ણકાન્ત, જયનારાયણ નામના પુત્રો તથા સુભદ્રા નામની પુત્રી છે.

**શ્રી ડાહ્યાભાઇ છોટાલાલ** દશા ગોભવા તડના શેઠ તથા વિઠ્ઠલવાડીના ટ્રસ્ટી છે. તેમના કાકા શેઠ ચુનીલાલ ઘેલાભાઇ ધર્મના કાંટા પાસે ચોકસીનો ધંધો કરે છે.

**શ્રી. નાથાલાલ વિઠ્ઠલદાસ ચોકસી**—દશા ગોભવા, વિઠ્ઠલવાડીના ટ્રસ્ટી અને સુરત મ્યુનીસીપાલીટીના પ્રેસીડન્ટ છે.

આ દશા ગોભવા તડમાં મેટ્રીક સુધી ભણેલી બાળાઓ છે. લગ્ન પ્રસંગે પલ્લું રૂ. ૫૦૦) ઠરાવેલું છે.

**શ્રી. ગુલાબદાસ રંગીલદાસ**—વીસા ગોભવા. પ્રસુતિગૃહ બંધાવ્યું છે. જુઓ "સુરતની સંસ્થાઓ."

**શ્રી. ગંગારામ વ્રજદાસ ભરતિયા**—તેઓ સુરતના અગ્રણી શરાફ હતા. તેમની પેઢી નામાંચી હતી, બહુ ઉદાર જીવના હોઇ અનેક પરમાર્થના કામો તેમજ ધાર્મિક કામો કરતા. ૭ તડના શેઠ હતા. લોકોને સારી સલાહ આપતા. ૭ તડ તથા ચોકસી મહાજનને જમાડતા અને લહાણી કરતા. તેમની પેઢી ઘણી પ્રતિષ્ઠિત છે.

**કાલીદાસ દ્વારકાદાસ ભરતીયા**—વીસા ગોભવા તડના શેઠ, ભરતીયા પેઢીના સંચાલક.

આ નાતની વાડી સુરતમાં પંડોળની પોળમાં છે અને તે નાની વિઠ્ઠલવાડી તરીકે ઓળખાય છે.

આ તડવાળા કન્યા ગમે તે મોઢ બંધુઓને આપે છે એટલું જ નહિ. પરંતુ બીજા કોઇ પણ વણિકને કન્યા આપે છે તેમાં બાધ લેવામાં આવતો નથી. છોકરાઓ ગ્રેજ્યુએટ અને B. Com. સુધી ગએલા છે. કન્યાઓ ઇન્ટર સુધી ગઇ છે. જ્ઞાતિભાઇઓની સ્થિતિ સાધારણ હોઇ વધારે ભાગે નોકરી કરે છે. લગ્ન વખતે પલ્લાના રૂા. ૧૦૦૧) અને રીતરિવાજના રૂા. ૩૭૦) અને કપડાંમાં રૂા. ૨૦૦) જેટલો ખર્ચ થાય છે. સુરતમાં ૪૦ ઘર છે, તે ઉપરાંત મુંબઇમાં ૪૦ ઘર, વલસાડમાં એક ઘર અને ભરૂચમાં બે ઘર છે.

**રાવબહાદુર ભગવાનદાસ એલ. સી. ઇ.**—દશા અડાલજા અમદાવાદી. અગાઉ ગવર્મેન્ટ એન્જીનીયર, ફોરેસ્ટ ઓફીસર તથા નડિઆદ સ્ટેટમાં એન્જીનીયર હતા. તેમના પુત્ર રમણલાલ બી. એ. એલ. એલ. બી. સોલીસીટર, અને શાન્તિલાલ એન્જીનીયર છે.

**શ્રી. ચંપકલાલ ઘેલાભાઇ લાહીવાળા:**—દશા અડાલજા અમદાવાદી મોઢ. અગાઉ સર વસનજી ત્રીકમજી નાઇટના સેક્રેટરી તરીકે પરદેશની મુસાફરી કરવાનો પ્રસંગ તેમને મળ્યો હતો.

**શ્રી. કુમુદચન્દ્ર ઘેલાભાઇ લાહીવાળા M. A. B.Sc-F. C. S.; A. I. C.:**—ઓઇલ એન્ડ સોપ એકસપર્ટ તરીકે કામ કરે છે.

**શ્રી. જમીયતલાલ ચુનીલાલ લાહીવાળા B. A. L L. B.:**—લૉ પ્રોફેસર તથા વકીલ છે.

**શ્રી. ખુશમનલાલ મોતીલાલ લાહીવાળા:**—કોલીન્સન એન્ડ કંપનીના મેનેજર છે.

**શ્રી. રતનલાલ રણછોડલાલ:**—મુંબઇમાં 'લૉ રીપોર્ટર' પ્રગટ કરે છે.

**શ્રી. મનહરલાલ રતનલાલ:**—બેરીસ્ટર. મુંબઇમાં વકીલાત કરે છે.

જસ્ટીસ હરિલાલ જેકીસનદાસ કણીઆ:—મુંબઈમાં હાઈકોર્ટ જજ છે.

શ્રી. ચંપકલાલ ગિરધરલાલ મોદી B. A. L L.B.:—મુંબઈની સ્મોલ કોઝ કોર્ટના ચીફ જજ છે.

શ્રી. મોતીલાલ છગનલાલ પરોળાવાળા M. A. L L. B.:—મુંબઈમાં રહે છે.

શ્રી. કુસુમકુમારી:—(ચંપકલાલ ઘેલાભાઈ દુલાદીવાળાના પુત્રી) એ ૧૯૨૭ માં L. M. (ડબ્લીન) ડોકટરની પરીક્ષા પસાર કરી છે. દસ વર્ષ સુધી તેઓ અમદાવાદમાં શેઠ મંગળ ગિરધરના 'પાર્વતીબાઈ સુતિકા ગૃહ" માં લેડી ડોકટર હતાં. હાલ વલસાડમાં તેમના પતિ ગટુલાલ નવનીતલાલ ધોળાભાઈવાળા જેઓ રેલ્વેના મેડીકલ ઓફીસર છે તેમની સાથે પ્રેકટીસ કરે છે.

મિસીસ ભાનુમતી કણીઆ:—(રતનલાલ રણછોડલાલના પુત્રી) સુરતમાં મોઢ જ્ઞાતિના પ્રથમ ગ્રેજ્યુએટ, મુંબઈના વનિતા વિશ્રામ તથા ચંદારામજી ગર્લ્સ સ્કુલમાં સારો ભાગ લે છે.

દશા અડાલજા અમદાવાદી મોઢ વિભાગના સુરતમાં હાલ ૭૫ ઘર અને ૩૦૦ માણસો હશે સો વર્ષ ઉપર એ વિભાગના આશરે ૧૦૦ સ્હાણાં હતાં. આ વિભાગવાળા સુરતના મોઢ જ્ઞાતિના તમામ વિભાગોમાં તેમ જ પોરવાડ, લાડ, દીશાવાળ વગેરે બીજી વણિક કોમ સાથે કન્યાની લેવડ દેવડ કરે છે.

શ્રી. મોહનલાલ પ્રભુદાસ વૈદ્ય:—ખંભાતી વીસા મોઢ. આયુર્વેદ સેવાસંઘમાં અગ્ર ભાગ લે છે. ફક્ત એક આનો ફી લઈને દવા આપે છે.

શ્રી. છગનલાલ ઠાકોરદાસ ધીવાળા B.A.:-ઓરીએન્ટલ લાઈફ ઈન્સ્યોરન્સ કું. ના સુરત જીલ્લાના એજંટ છે.

શ્રી. હરિલાલ માણેકલાલ દેસાઈ:—સીંધીઆ ઇન્ડીયા સ્ટીમ નેવીગેશનના વ્યવસ્થાપક, સાન્તાક્રુઝ.

શ્રી. બી. વી. મોદી:—મ્યુની. એસી. સેક્રેટરી, મુંબઈ.

શ્રી કૈલાસ છગનલાલ ધીવાળા:—ખંભાતી વીસા મોઢ હાલ B. A. માં છે.

શ્રી. શારદા છોટાલાલ મહેતા:—સુરતી દશા ગોભવા, પ્રીવીયસ. "પી. એમ. પટેલ ગર્લ્સ સ્કુલ" માં શિક્ષિકા તરીકે કામ કરે છે.

કુ. ચંદ્રિકા મોહનલાલ વૈદ્ય:—પ્રીવીયસ પાસ થયા છે.

૦

## રાંદેર

રાંદેરમાં જ્ઞાતિના ૨૫ ઘર છે. નાતના શેઠ રતીલાલ ભુખણદાસ છે. રાંદેરના મોઢ ભાઈઓ મોટા ભાગે બહાર ગામ વસે છે.

શ્રી. તનસુખલાલ છગનલાલ પારેખ:—સુરતમાં ગવર્નમેન્ટ ટ્રેનીંગ કોલેજના ભુગોળના પ્રોફેસર છે. તેમણે લખેલ 'ઇગ્લાંડના ઈતિહાસની રૂપરેખા' પાઠ્ય પુસ્તક તરીકે ચાલે છે. તેમણે ટી. એચ. વેલ્સની પાઠમાળાના પાંચ ભાગ સુધારી આપ્યા હતા. ૧૯૩૨થી ૩૫ સુધી મેટ્રીકમાં ભુગોળના પરીક્ષક હતા.

શ્રી. ઠાકોરદાસ મોતીરામ પારેખ:—મુંબઈની સેન્ટ્રલ બેંકમાં હેડ એકાઉન્ટન્ટ છે. તેમના પુત્ર હુસમુખલાલ લંડન જઈ ઉંચો અભ્યાસ કરી આવેલ છે. શેર બ્રોકરને ત્યાં કામ કરે છે.

શ્રી. આત્મારામ નારણદાસ:—વૈદ તરીકે વખણાય છે. સુરત હિંદુ સમાજને રૂા. ૭૦૦૦ આપ્યા છે.

સ્વ. છગનલાલ ઈચ્છારામ:—પારેખ ચીન અને જાપાન કાપડના વેપારના વિકાસ માટે ગયા હતા.

૦

## અંકલેશ્વર

અત્રે આશરે ૧૦૩ પુરૂષ તથા ૮૦ સ્ત્રીની વસ્તી છે. વિધવા ૩૪, છોકરાઓ ૧૦૧, તથા છોકરીઓ ૧૦૭.

આશરે પાંચ ટકા સ્ત્રીઓ બાદ કરતાં બાકીના બધા ભણેલા કેળવાયલા છે. છોકરાઓ આશરે ૧૫

તથા છોકરી આશરે ૫ અંગ્રેજી કેળવણી લે છે. એક છોકરી આ વર્ષે મેટ્રીકની પરીક્ષા દેવા જઈ આવેલ છે. એક છોકરી કરવે યુનીવરસીટીના કલાસમાં વડોદરામાં અભ્યાસ કરે છે. આશરે ૫ છોકરીઓ અત્રેની મ્યુનિસીપલ જીનવાલા હાઇસ્કુલમાં અભ્યાસ કરે છે.

આશરે ૭ છોકરાઓ કોલેજમાં અભ્યાસ કરે છે. એક છોકરો L. C. P. & S. નો અભ્યાસ કરે છે.

વધુ અભ્યાસ કરેલામાં એક B. A. B. S. T.C. છે. એક B. A. હોઇ હાઇસ્કુલમાં માસ્તર છે તથા એક B. A. L L. B. છે: બે પેન્સનર પોસ્ટ માસ્તર છે. બે પોસ્ટ ઓફીસમાં પોસ્ટ માસ્તરની નોકરી કરે છે. ત્રણ રેલ્વે સરવીસમાં છે. આશરે પાંચ ૭ મુંબાઇમાં અથવા બહારગામ જુદી જુદી નોકરીમાં જોડાયલા છે. એક M. B. B. S. કપડવંજમાં ડોકટર છે તથા એક B. A. અત્રે અંગ્રેજી સ્કુલમાં આ. માસ્તર છે.

જ્ઞાતિને કન્યા આપવા લેવાનો રિવાજ જે પહેલાં સંકુચિત હતો તે હવે ઘણો વિકાસ પામેલો હોઇ, ભરૂચ, સુરત, રાંદેર, નવસારી, ચીખલી, વાંસદા, ઉમરગામ ( ઠાણા ) મુંબાઇ, અમદાવાદ, વાડાસીનોર, તથા કાઠીયાવાડમાં: ભાવનગર, જામનગર, ધ્રાંગધ્રા, સીહોર, વિરમગામ વિગેરે ઘણી જગ્યાએ છે. વધારામાં હવે તો સુરત તથા મુંબાઇમાં મોઢ સિવાયની વૈષ્ણવ જ્ઞાતિઓ જેવી કે ડીંડુ ( કાઠીયાવાડમાં જેમને નાઘેરી કહે છે ), મેવાડા, દસાલાડ, વિસાલાડ, પોરવાડ, શ્રીમાળી વગેરેમાં થઇ શકે છે. મુંબઇ એ બાબત અગ્રસ્થાને છે.

વિવાહ ટાણે વરપક્ષ તરફથી પલ્લું રૂા. ૩૫૧) તથા લુગડાંના રૂા. ૧૫), તે ઉપરાંત એક સોનાની જણસ આસરે રૂા. ૧૦૦)ની આપવાનો રિવાજ છે.

ન્યાત-લગ્ન તેમજ મરણની ફરજીઆત નથી, પણ જે નહીં કરે તેમણે પંચને અમુક રૂપીઆ ભરવા પડે છે. વળી પરગામથી પરણવા આવનાર પાસેથી ચોરી દાપાની અમુક રકમ લેવામાં આવે છે, તથા જેઓ બહારગામ લગ્ન કરવા જાય છે તેમને ત્યાંના રિવાજ પ્રમાણે એ દાપાની રકમ આપવી પડે છે.

પરણવા આવનારે વરપક્ષે વરોઠીની ન્યાત કરવાની હોય છે. પણ જેમને તે કરવા ઇચ્છા ન હોય તે ન કરતાં જ્ઞાતિમાં કાંઇ વાસણ-પીત્તલ અથવા જરમન સીલવરની થાળી (ટાટ) નું લહાણું કરી શકે છે.

વિધવાઓ જ્ઞાતિમાં જમવા જઇ શકતી નથી. તેમને ઘેર પકવાન્ન, લાડુ યા પુરી શીખંડ, દુધપાક વિગેરે ચોખ્ખી ચીજો આપવામાં આવે છે.

આશરે ૧૦ જણા કાપડનો વેપાર કરે છે: આશરે ૫ જણા ગાંધીનો વેપાર કરે છે.

એક પેઢી રૂ કપાસ વિગેરેની દલાલીનો ધંધો કરે છે. તેમની દુકાને ટેલીફોન પણ છે.

એક જુની પેઢી આખા ગામ માટેની એક જ સરાફી હુંડી વિગેરે કામ કરનારી છે.

ત્રણ પેઢી લોખંડ તેમજ બીજી જુદી જુદી ઘણી ચીજોનો બહોળો વેપાર કરે છે.

બે દુકાનો ચાહ, સાબુ, તથા બીજી પરચુરણ ચીજોની છે.

એક દુકાન પરદેશી તેમજ સ્વદેશી દવા વેચનાર છે.

લેણદેણનો ધંધો કરનાર પણ આશરે પંદર ગૃહસ્થો છે.

**જાણીતા ગૃહસ્થોની નોંધઃ—**

**શા. નથુભાઇ રસિકદાસની દલાલની પેઢીઃ—** એ પેઢીનો વહીવટ હાલ એમના ભાઇ શા. વિઠ્ઠલદાસના બે પુત્રો નરહરીલાલ તથા રતિલાલ તથા નાથુભાઇ, સદગત પુત્ર છોટાલાલના બે પુત્રો ડાહ્યાભાઇ તથા હીરાલાલ કરે છે, છોટાલાલના બીજા પુત્રો ઇશ્વરલાલ તથા સાકરલાલ તથા કાંતિલાલ પોસ્ટ ખાતામાં નોકરી કરે છે તથા બીજા બે નટવરલાલ તથા મનહરલાલ મુંબઇમાં રેલ્વે નોકરીમાં છે.

આ પેઢીમાં કપાસ, રૂ તથા બીજી વેપારની ચીજોની દલાલીનો ધંધો છે તથા તેને અંગે telephone પેઢીમાં લીધેલો છે.

**શ્રી. અંબાલાલ બીજભુખણદાસ શાહઃ—** એમના પિતાની જમીન છે. લેણદેણનો ધંધો કરવા

ઉપરાંત એમનો દીકરો ઇંદ્રવદન દેશી તેમ જ વિદેશી દવાઓ તથા બીજી ઘણી ચીજોની દુકાન ચલાવે છે. એમના માતાજી ભાવનગરના છે. એમને બે પુત્ર તથા ચાર પુત્રીઓ તથા તેનો સારો વિસ્તાર છે. ધર્મ પર ઘણી આસ્તા રાખતા જણાય છે.

**શ્રી.હરિનારાયણ નરોત્તમદાસ લોઢાવાળાઃ—** આ કુટુંબની હવે પાંચ જુદી જુદી દુકાનો થઇ ગઇ છે. ૧ નગીનદાસ હરિનારાયણદાસ, ૨ મોહનલાલ ચુનીલાલ હરિનારાયણદાસ, ૩ મણિલાલ શંભુલાલ હરિનારાયણદાસ. લોખંડના ઘર બાંધવાના કામની દરેક ચીજો તથા બીજી ઘણી ચીજોનો મોટો વેપાર કરે છે તથા ૪ પ્રિયવદન મોહનલાલની કાપડની દુકાન છે, ૫ ચંપકલાલ શાંતીલાલની ચાહ, સાબુ વિગેરે ઘણી જુદી જુદી ચીજોની દુકાન છે.

**શ્રી. હરકીસનદાસ મહેતા વરિષ્ટ કોર્ટ વકીલ વડોદરા:—** વકીલાતથી નિવૃત્ત થયા પછી અત્રે આવી એમના સુપુત્ર રા. ઠાકોરલાલના મામામહની જાણીતી સરાફી પેઢીનો વહીવટ એમના પુત્રની સગીર વયથી ચલાવતા હતા. એઓ જ્ઞાતિના સ્વ. નારણદાસ શ્રોફ જેવાજ મુત્સદ્દી તથા શાંત સ્વભાવના જ્ઞાતિમાં પ્રતિષ્ઠાવાળા ગૃહસ્થ હતા. ગુપ્તદાન એ ઘણું કરતા. અત્રેની પાંજરાપોળ તથા આંધળા લુલાની સંસ્થાઓની ઘણી કાળજી રાખતા તથા વખતો વખત આર્થિક સહાય આપી ચલાવતા. એમણે પોતાની એક મોટી હવેલી પણ બંધાવેલી છે.

**રા. ગુલાબદાસ લલ્લુભાઈ કાપડીયા નગરશેઠ:—** વિદેહ સંવત ૧૯૯૪. બોડી હવેલી જીર્ણ થયેલી તેમાં એ કુટુંબ અર્ધ ભાગીદાર હોઇ એમના ભત્રીજાઓએ પણ બે હવેલી હમણાં બંધાવી છે. તથા ત્રીજી તેની પાસેજ આગળ બંધાવેલી છે. એમના મામા શિવલાલ જીવણરામ નગરશેઠ હતા. તેમના અવસાન પછી એ પદ એઓ ચલાવતા હતા. એમના સ્વર્ગસ્થ થવાથી એમના ભત્રીજા ચંપકલાલ જમનાદાસે એ પદ ચાલુ રાખ્યું છે. સ્વર્ગસ્થ ભલા, ભોળા તથા સાદા સીધા સ્વભાવના હતા. અત્રેની પાંજરાપોળની વ્યવસ્થા એમની હયાતિ દરમ્યાન એમને સોંપવામાં આવેલી હતી,

**રા. રમણલાલ નારણદાસ શ્રોફઃ—** જન્મ આશરે સંવત ૧૯૬૦ એમના પિતા સ્વ. નારણદાસ લેણદેણનો ધંધો કરે છે અને તેમને પગલે જાહેર પ્રવૃત્તિઓ ચાલુ રાખે છે. અંકલેશ્વર મ્યુનીસીપાલીટીમાં મેનેજીંગ કમિટીના પ્રમુખ તરીકે સારૂં કામ બજાવતા. હિંદુ મુસ્લીમ ઝઘડો ન થાય તે કામમાં સારી મદદ પોતાની લાગવગથી કરતા રહે છે.

**રા. મોહનલાલ લલ્લુભાઇ કાપડીયા—** જન્મ સં. ૧૯૨૩ માગસર સુદ ૧. સદ્દગત ગુલાબદાસના નાના ભાઇ હોઈ બોડી હવેલીના કુટુંબી છે.

પોસ્ટ ખાતામાં લગભગ ૪૦ વર્ષ નોકરી કરી અંકલેશ્વર પોસ્ટ ઓફીસ ( Selected grade ) પોસ્ટ માસ્તર તરીકે છેવટના ભાગમાં નોકરી કરી ૧૯૨૫ થી પેન્સન પર ઉતરેલ છે. નોકરી દરમ્યાન Field Serviceમાં Somali Land તા. ૧૫-૪-૧૮ ની Great war વખતે Mesapotomia માં Field Post master ની નોકરી કરી હતી હાલ નિવૃત્ત હોઈ ધર્મ ધ્યાનમાં વખત ગાળે છે.

**રા. રા. નારણદાસ ખુશાલદાસ શ્રોફઃ—** જન્મ સં. ૧૯૧૮ના જેઠ સુદ ૧ તા. ૧૧ જુન ૧૮૬૨. સ્વર્ગવાસ સં. ૧૯૯૨ ફાગણ સુદ ૧૨ તા. ૧૪ માર્ચ ૧૯૩૬. જ્ઞાતિના અનુભવી, ડાહ્યા, શાંત, વયોવૃદ્ધ તથા મુત્સદ્દી ગૃહસ્થ હતા. લેણદેણનો ધંધો કરતા હતા. જ્ઞાતિ સંબંધી ગુંચવણ ભર્યા વિષયોનો દીર્ઘ દ્દષ્ટીથી બધાને સંતોષકારક નિકાલ કરી શકતા હતા. સદ્દગત હરકીસનદાસના અંગત મિત્ર હતા. એમની યાદગીરીમાં એમના સુપુત્ર શ્રી રમણલાલે "નારાયણ સ્મરણમ્", નામની પુસ્તિકા જેમાં ઘણા દેવતા દેવીઓની છબીઓ સહિત ઉપયોગી શ્લોકો તથા અષ્ટકો સંસ્કૃતમાં તેના ગુજરાતી અર્થ સહિત છપાવી છે, જ્ઞાતિમાં લહાણીમાં વહેંચી છે.

**શ્રી. વીઠ્ઠલદાસ હરકીશનદાસ અંકલેશ્વરીયા** Late Principal Elphinstone High

School Bombay & Head. Master Gov. High School Surat. હાલ વય આસરે ૪૦ વર્ષની છે. હાલ વાનપ્રસ્થ, B. A. પાસ થયા પછી મુંબાઇ ઇલાકા કેળવણી ખાતામાં નોકર થયા. ઘણીખરી નોકરી મુંબાઇમાંજ કરી હતી. Secondary Teachers Training Classના supt. તરીકે પણ મુંબાઇ કામ કર્યું હતું. એમના કુટુંબની જાણીતી ઓડી હવેલીની ખડકી જે ઉજ્જડ થઇ ગઇ હતી ત્યાં એમણે તથા એમના ભાઇ તુલજારામ પોસ્ટમાસ્તરના દીકરા કૃષ્ણલાલે એ હવેલીઓ પાસે પાસે બંધાવી જીર્ણોદ્ધાર કર્યો છે.

રા. ચીમનલાલ માણેકલાલ શ્રોફ B. A. L. L. B. વકીલ વરીસ્ટ કોર્ટ વડોદરા. માણેકલાલ પ્રાણજીવનદાસના જાણીતા કુટુંબના એકના એક પુત્ર છે. L. L. B. થયા પછી વડોદરા વધુ ઠીક જણાવાથી ત્યાં વકીલાત કરે છે. જ્ઞાતિ સંસ્થામાં વખતો વખત યોગ્ય ભાગ લે છે.

●

## ભરૂચ

શ્રી ભરૂચ દશા મોઢ ગૌભુજા વણિક જ્ઞાતિના જ્ઞાતિજનોની હકીકત સંવત ૧૯૯૭ ના આસો વદ ૦)) સુધીની:—

| ઉમર | પુરૂષ | | સ્ત્રી | | કુલ |
|---|---|---|---|---|---|
| ૪૦ વર્ષ ને ઉપર | ૧૦૭ | + | ૧૦૦ | = | ૨૦૭ |
| ૩૦ વર્ષ ને ઉપર | ૬૭ | + | ૫૦ | = | ૧૧૭ |
| ૨૦ વર્ષ ને ઉપર | ૫૬ | + | ૬૯ | = | ૧૨૫ |
| ૨૦ વર્ષથી હેઠેના | ૪૮ | + | ૪૬ | = | ૯૪ |
| | ૨૭૮ | | ૨૬૫. | | ૫૪૩ |

કુલ ૫૪૩ માણસો. ભરૂચની મોઢ જ્ઞાતિના ઇતિહાસમાંથી આ આંકડા લીધા છે.

શ્રી ભરૂચની દશા મોઢ ગૌભુજા વણિક જ્ઞાતિના શુભ પ્રસંગના રીત રિવાજ:—અહીંની જ્ઞાતિમાં ત્રીજી અથવા પાંચમી વરસે મંડપ મૂહુર્ત કરે છે. તે દિવસે ગણપતિ પૂજન કરી કુલદેવી અને મંડપ મુહૂર્ત કરે છે. કોઇ અથવા મોસાળ તરફથી તે દિવસે સવા પાંચ શેર લાડકાલાડુ આપવાનો રિવાજ છે. ત્યાર પછી ન્યાતના અને બીજાના લાડકા લાડુ લઇ શકાય. લાડકા લાડુમાં અસલ તો બરફી, પેંડા, કોપરાપાક ઇત્યાદિ મિઠાઇ આપવામાં આવતી હતી. પણ હવે તો સવાશેર અથવા પોતાની હાલ પ્રમાણે સાકર આપવાનો રિવાજ થઇ ગયો છે. લગ્નને આગલે દિવસે 'ખાટુ વડુ' કરાય છે, અને વચ્ચેના દિવસોમાં કુટુંબની અને બીજી સ્ત્રીઓ સવારમાં પ્રભાતીઆં ગાય છે. આગળ તો ખાટા વડામાં તેલના પકોડાં, પુરી તથા કળીના લાડુ કરી આખી ન્યાતમાં લ્હાવાનો ધારો હતો, પણ હવે તો પાશેર કે પાંચશેર જેમ જેને ઠીક પડે તેમ મુહૂર્તના કરે છે. આગળ તો ખાટાવડાને દિવસે કુટુંબનાં માણસોને લગ્નવાળાને ત્યાં સવારે પકોડાં પુરી ખાવાજવાને નિમંત્રણ થતું, પણ હવે તો એ રિવાજ ઘણે ભાગે નાબુદ થઇ ગયો છે. વરવાળાને ત્યાં ખાટાવડાને દિવસે ગ્રહશાંતિની ક્રિયા થાય છે. પણ હમણાં તો કેટલાક એ ક્રિયા લગ્ન પછી કરે છે, અને તેમાં મુખ્યત્વે જેની જાન બહાર ગામ જવાની હોય, તેઓમાં આ રિવાજ વધારે પ્રચલિત છે. કન્યાવાળાને ત્યાં લગ્નને દિવસે જ ગ્રહશાંતિની વિધિ થાય છે. વરવાળા તે દિવસે કન્યાને ત્યાં વસંત અને ચૂડી ઝાંઝરની રીત કરે છે. તેમાં વસંતમાં રૂા. ૪–૪ાા અથવા સાળુ અને ચૂડી ઝાંઝરમાં રૂા. ૨ાા આપવાનો રિવાજ છે. બીજી ન્યાતોમાં તો વસંતમાં ચડાવાને કપડાં અને દાગીના આપે છે. પણ આપણી ન્યાતમાં એ રિવાજ હવે જૂજ જેવો છે. વસંત અને ચૂડી ઝાંઝરની રીત આવી ગયા પછી કન્યાવાળા કલ્લવો લઇને જાય છે. તેમાં સાત ખાજાં, વરમાંચી, પાવડી, કાંસાની બે વાડકી, સવાશેર ખીચડી, બે તામડી અથવા પેચવાળા લોટા, આપવાનો હાલ રિવાજ નીકળ્યો છે. વરવાળા તે વખતે સાડી આપે છે. આગળ તો લગ્નના દિવસ પહેલાં "તેડાતેડ" થતી, એટલે કે ન્યાતવાળા વાજીંત્ર સાથે વરને ત્યાં જાય, અને તે વખતે આવનાર દરેકને એક એક પોશ ભરીને સોપારી અપાતાં. આ રિવાજ હવે

નીકળી ગયો છે. અસલ એવું હતું કે કન્યા "વરણાગી" માગવા જાય, ત્યારે જામો અને પાઘડી પહેરી ઘોડી ઉપર બેસીને-જતી પણ હવે કન્યાઓ મોટી ઉંમરે પરણે છે, એટલે એ રિવાજ નીકળી ગયો છે. ત્યાર પછી વરઘોડો ચડે, વર પોંખાય, પોંખનાર બાઇ વરનું નાક પકડવા જાય, તે તેમ ન થવા દેવા તેમનાં સગાં વ્હાલાં કોશિષ કરે. આ પછી કન્યાદાન અપાય. જોષી હોય તે માતાજી પાસે ઘડી માંડે, અને મુહૂર્ત થાય ત્યારે થાળી વગાડે, એટલે હસ્ત મેળાપ થાય, અને તે પછી લગ્નની વિધિ શરૂ થાય છે, અને પછી વર કન્યા પાલખીમાં બેસી વિદાય થાય છે. હવે તો મોટરોની સગવડ થઇ એટલે પાલખીમાં બેસી જવાનો રિવાજ લગભગ નીકળી ગયો છે. બીજે દિવસે "એકાવના" પૂજાય છે અને તેને બીજું લગ્ન કહેવામાં આવે છે. એકાવનાને દિવસે ૫૧ પાન, ૫૧ સોપારી, ૨।। શેર ચોખા, ૨।। શેર ઘઉં, વડની ડાળ, ચમર, તરવાર, વગેરે લઇને વરવાળા, વર લઇને કન્યાને ત્યાં આવે છે. માંડવામાં વર કન્યા નહાય, અને પછી પૂજા થાય છે. હાલ તો માંડવામાં નહાવાને બદલે ખાળ, ચોકડી કે બાથરૂમમાં નહાવાની ક્રિયા થાય છે. પછી વરકન્યા એકી બેકી રમે છે. સુધરેલાઓ આ વિધિ કરતા નથી.

આ પછી કન્યાવાળાઓ ગોરવ આપે છે. તેમાં વરને વીંટી, કંઠી અથવા અછોડો, ત્રાંબાનો દેગડો, ડોલ અથવા ત્રાંબાકુંડી, બાજઠ, પાટલો, કાંસાની થાળી વગેરે શક્તિ પ્રમાણે, તથા રોકડ રૂપીઆ પહેરામણી તરીકે આપવાનો રિવાજ છે પછી વર કન્યાને વિદાયગીરી આપે છે. જેને ઘેર માતા વાવવાનો રિવાજ હોય તે માતા વિદાય કરે છે, અને લગ્નનું કામ સમાપ્ત થાય છે. શક્તિ હોય તે મુજબ ન્યાત જમાડે છે.*

સીમંતોત્સવ—સીમંત વખતે પાંચમે મહિને નાની રાખડી બાંધવાનો ચાલ છે, તે પંચમાસી કહેવાય છે. તે દિવસે સવારે વહુના પીયરીમાં ઘરેણાં લુગડાં લઇને આવે છે, તે પહેરાવી જાય છે. ત્યાર પછી સૂકન જોઇ, હાથ પગ કંકુથી પીળા હાથમાં નાળીએર આપી નહાવા મોકલે છે. ત્યાં માથું ચોળીને નવરાવે, ને માથામાં કંકુ, કાંગેર, આંબળાં, અને કટોલ નાખી નવરાવે, અને પછી ઘરેણાં લુગડાં પહેરાવી બેસાડે. ત્યાં પીયરીવાળા સૌ સગાં જોવા આવે. પછી સાસરેથી બે છોકરીઓ તેડવા આવે તેની સાથે જાય, અને ત્યાં ખોળો ભરે. નાને ખોળે ૧૩ શેર ઘઉં, બે શ્રીફળ, એક કાંસાનો વાડકો અને ૨।। રૂપીયા પીયરથી મોકલે. ખોળામાં એક શ્રીફળ, પાંચ કમરકાકડી, પાંચ એલચી, પાંચ સોપારી, પાંચ પૈસા, પાંચ પાન, પાંચ લવીંગ, અને એક રૂપીયો આપે. ખોળો ભરનારી 'અખોવન' જોઇએ. બંને ખોળાનો સરખો રીવાજ છે. નાને ખોળે બધું પાંચ પાંચ અને મોટે ખોળે બધું સાત સાત જોઇએ. સરામણુ ચોખા, તેમાં ૨૫) શેર પીયરના અને ૨૫ શેર સાસરાના; પીયરથી બે શ્રીફળ, એક નાવડી, એક દેગડો, એક દાબડો, (હવે દાબડાને બદલે પાનની પેટી આપે છે) અને જમાઇને શક્તિ પ્રમાણે થાંલ્સો આપીને મોટે ખોળે રૂા. ૪૫ અને દીયરને લુસદનો રૂા. ૧), નણંદને રાખડી બંધામણુના રૂા, ૨) અપાય છે. નાની રાખડી વખતે કાળી રેશમી ગજી આપે છે. તેને 'હરિયાળું' કહે છે. તેમાં પાંચ અડદના દાણા, ચાર ચકલાની રજ, હનમાનની મળી, એટલાની રાખડી બનાવાય છે. મોટી રાખડી સોનાની તેમાં પાંચ જવ, બે મણકા સોનાના બનાવીને ગંઠાવીને બાંધે છે. પહેલાં તો સીમંતની ન્યાત જમાડતા પણ હમણાં તે રિવાજ નીકળી ગયો છે, એટલે કોઇક ન્યાત કરે છે અને ઘણા નથી પણ કરતા. તે દિવસે માતા લાવે અને માતાની સાથે જ ઘેણુ આવે તે વખતે આગળ પાટ પથરાય છે. પહેલાં તો પાંચ દિવસ પાટે બેસાડતા. ને રાત્રે બૈરાંઓ ગીતો ગાતા. તેમાં નરસિંહ મહેતાનું મોસાળું ખાસ કરીને ગવરાવતા. કેટલાક તો ખાસ ગાનારીને બોલાવતા અને તેને રૂા. ૧) આપતા. તેમાં

* જમાના પ્રમાણે રીતરિવાજોમાં યોગ્ય ઘટાડો કરવામાં આવ્યો છે તે પ્રશંસાપાત્ર છે. દરેક સ્થળે આવી રીતે સંજોગ, સ્થિતિ અને દેશકાળને અનુકૂળ ફેરફાર રીતરિવાજોમાં થવાની આવશ્યકતા છે. —સંયોજક.

ચુડો, ચીર, હાર, કાંઠલી વગેરે ઘણાં ગીતો ગાતા. આપણામાં તો હવે રતિ વહુનું મોસાળું ગવાય છે. ઘેબુને સાંગામાચી પર બેસાડે છે.

જ્ઞાતિની મીલ્કત—શ્રી દશા મોઢ ગૌભુજા જ્ઞાતિ પાસે તળાવનાં કાંઠા ઉપર આવેલી સ્વતંત્ર માલિકીની વાડી–દુકાનો તથા જમીનો છે. જેની આવક સારી છે. વહીવટ જ્ઞાતિ પંચ તરફથી થાય છે.

દેશ દેશાવર મોઢ જ્ઞાતિ સિવાયની અન્ય વણિક કોમમાં કન્યા આપલે કરવાનો રીવાજ છે. જ્ઞાતિને પોતાના ધારા ધોરણ છે.

જ્ઞાતિની છોકરીઓ વિદ્યાભ્યાસમાં અંગ્રેજી હાઇસ્કુલોમાં અભ્યાસ કરે છે. ચાર પાંચ છોકરીઓ ઓણ મેટ્રીકમાં બેઠેલી છે. તેમજ આર્ટસ તથા દાક્તરી લાઈન પાસ કરી છે. નર્સ તથા ફર્સ્ટએઇડનું કામ પણ કરે છે.

**ભરૂચ દશા મોઢ ગૌભુજા વણિક જ્ઞાતિમાં નીચે મુજબ ખિતાબ ધારણ કરનારાઓ છે.**

સદ્‌ગત મોહનલાલ રણછોડદાસ ઝવેરી—રાવબહાદુર.
શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી—દિવાન બહાદુર.
શ્રી ભોગીલાલ છોટાલાલ ડાંગેરવાળા—રાય બહાદુર.
શ્રી નટવરલાલ માણેકલાલ સુરતી—ધર્મધુરંધર
શ્રી ગમનલાલ નરહરિલાલ વકીલ—ધર્મધુરંધર

**ભરૂચના ગ્રેજ્યુએટ તથા સર્ટિફાઈડ ડિપ્લોમેટીસ્ટની નામાવલિઃ—**

એમ. એ., એલ. એલ. બીઃ—દિવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જે. પી, તથા નરહરિલાલ ત્રંબકલાલ દેશભક્ત.

બી. એ., એલ એલ. બીઃ—શ્રી નટવરલાલ માણેકલાલ સુરતી; શ્રી જસવંતલાલ ઇચ્છાલાલ મામલતદાર તથા શ્રી કંચનલાલ જગજીવનદાસ માસ્તર.

બેરિસ્ટર ઍટ લૉઃ—જયકૃષ્ણલાલ હીરાલાલ મજમુદાર.

એમ. એઃ—રમણલાલ નરહરિલાલ વકીલ

બી. એ. રામલાલ માણેકલાલ સુરતી, મદનલાલ દ્વારકાદાસ તથા કાંતિલાલ મણીલાલ ભરૂચા.

ગટુલાલ નવનીતલાલ ઘોળાભાઇ—એમ. બી. બી. એસ, ડી. ટી. એમ, એલ. એમ.; મદનલાલ હરિલાલ ઝવેરી—એમ. બી. બી. એસ., સીવીલ સરજન; હીરાલાલ કાળીદાસ ઘોળાભાઇ—એમ. બી. બી. એસ; કુસુમગવરી ગટુલાલ ઘોળાભાઇ—એલ. એમ; એલ. સી. પી. એસ. વૈકુંઠલાલ હરિલાલ મજમુદાર—એમ. બી. બી. એસ., એલ. સી. પી; જયેન્દ્રલાલ મોતીલાલ—બી. એ., એસ. ટી. સી; હરિહરલાલ માણેકલાલ સુરતી—બી. ઇ. મણીલાલ મોહનલાલ ઝવેરી—એસ. એ. એસ; હીરાલાલ ગીરધરલાલ—એસ. એ. એસ; યશવંતલાલ ત્રંબકલાલ દેસાઇ—બી એજી; ત્રંબકલાલ નવનીતલાલ ઝવેરી—બી. એ; મદનલાલ મોહનલાલ માસ્તર—બી. એ.; બી. ટી;

બી. એસ. સી.—મદનલાલ ઇચ્છાલાલ મામલતદારના, જયેન્દ્રલાલ બ્રિજમોહનલાલ ઝવેરી, ધનસુખલાલ રતનલાલ ઘોળાભાઇ, વૈકુંઠલાલ ચીમનલાલ સુરતી, નરેન્દ્રલાલ અચરતલાલ ઝવેરી,

આર્કીટેકટ ( એડવાન્સ )—કૃષ્ણલાલ પ્રાણજીવનદાસ, કૃષ્ણલાલ બ્રિજમોહનલાલ મજમુદાર.

ડ્રોઇંગ ટીચર—જયંતીલાલ ધીરજલાલ મજમુદાર, મટુલાલ હરિલાલ ઘોળાભાઇ, જયકૃષ્ણ ચીમનલાલ સુરતી

ડ્રોઇંગ માસ્તર ( પેઈન્ટીંગ )—અર્જુનલાલ હરકીશનદાસ શેઠ.

એરો પાઇલટ—શશિવદન જયકૃષ્ણ મજમુદાર.

ડ્રોઇંગ માસ્તર આર્કિટેકટ ( ત્રીજું વર્ષ )—ચંદ્રવદન બ્રિજમોહનલાલ ઝવેરી.

હાઇકોર્ટ પ્લીડર—નવનીતલાલ ગોવનલાલ ઝવેરી.

ડીસ્ટ્રીક્ટ પ્લીડર—અચરતલાલ ગોવંનદાસ ઝવેરી, રતિલાલ અચરતલાલ ઝવેરી.

**હિંદ બહાર પરદેશગમન કરનારા**—માણેકલાલ જગજીવનદાસ સુરતી-ઈંગ્લાંડ; દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી-ઈંગ્લાંડ, યુરોપ, બર્મા, સિલોન; તુલજાગવરી કૃષ્ણલાલ ઝવેરી-ઈંગ્લાંડ; યુરોપ. બર્મા, સિલોન; રમણલાલ નરહરીલાલ વકીલ-ઇગ્લાંડ; ડા. ગટુલાલ નવનીતલાલ ઘોળાભાઇ-ઈંગ્લાંડ, યૂરોપ, બર્મા, સિલોનઃ ડા. કુસુમગવરી ગટુલાલ ઘોળાભાઇ-ઈંગ્લાંડ,

યૂરોપ, આયર્લાંડ, બર્મા, સિલોન; રતિલાલ નવનીતલાલ ઘોળાભાઇ–ઇંગ્લાંડ, યૂરોપ, જાપાન, ચીન; ડૉ. હીરાલાલ કાળીદાસ ઘોળાભાઇ–ઇસ્ટ આફ્રિકા; રામલાલ નવનીતલાલ ઘોળાભાઇ–ફ્રાન્સ, નોર્થ આફ્રિકા; નટવરલાલ ઠાકોરલાલ મજમુદાર–ઇસ્ટ આફ્રિકા; યમનાગવરી ઇસ્ટ આફ્રિકા; રમણલાલ ચુનીલાલ ઘોળાભાઇ–ઇસ્ટ આફ્રિકા; યશવંતલાલ ત્ર્યંબકલાલ દેશાઇ–ઇંગ્લાંડ, યૂરોપ; જયકૃષ્ણ હીરાલાલ મજમુદાર–ઇંગ્લાંડ; શશિવદન જયકૃષ્ણ મજમુદાર–ઇંગ્લાંડ, યૂરોપ: ડૉ. મદનલાલ હરિલાલ ઝવેરી–બર્મા; મદનલાલ ઝવેરી–બર્મા; કુમુદચંદ્ર હીરાલાલ મજમુદાર–આફ્રિકા; રા. સા. ભોગીલાલ છોટાલાલ ડાંગેરવાળા એડન, પર્શિયનગલ્ફ. એબિસિનિયા; સ્વેઝ; બાલુભાઇ પ્રાણલાલ પટવા–એડન, મૃદુલા બાલુભાઇ પટવા–એડન; વૈકુંઠલાલ હરિલાલ મજમુદાર–એડન; વિરંચીલાલ હીરાલાલ ઝવેરી–એડન, બગદાદ; રામલાલ માણેકલાલ સુરતી–બર્મા.

સત્યાગ્રહ અંગે કારાવાસ જઇ આવેલાની નામાવલી:—રતિલાલ નવનીતલાલ ઘોળાભાઇ; કુંદનલાલ મોતીલાલ; હરેન્દ્રલાલ મુકુંદલાલ ઝવેરી; ચિંતામણિ હીરાલાલ ઉેલ; રતિલાલ પ્રાણલાલ ચોકસી; મણિલાલ હરિલાલ મજમુદાર; મધુસુદન બ્રિજમોહનલાલ ઝવેરી.

ઇનામદાર:—કૃષ્ણલાલ ચુનીલાલ મજમુદાર; જયકૃષ્ણ હીરાલાલ મજમુદાર; રમણલાલ છોટાલાલ મજમુદાર; યશવંતલાલ ત્ર્યંબકલાલ દેસાઇ (રાજપીપલાના વતની).

વતનદાર:—હીરાલાલ ઠાકોરલાલ સુરતી; બ્રિજમોહનલાલ હરકીશનદાસ ઝવેરી; રમણગવરી રતિલાલ; નટવરલાલ ને મુગટલાલ ઠાકોરલાલ; જયંતિલાલ સાકરલાલ મજમુદાર; મંગલા ચુનીલાલ મજમુદાર; જયાગૌરી મુકુંદલાલ ઝવેરી; દશરથલાલ હરિલાલ ઘોળાભાઇ; ત્રિગુણમૂર્તિ મટુલાલ ઘોળાભાઇ; નટવરલાલ સાકરલાલ મજમુદાર; બ્રિજમોહનલાલ અમૃતલાલ; વિઠ્ઠલદાસ દ્વારકાદાસ મજમુદાર.

[માહિતિ મોકલનાર—શ્રી. મણિલાલ મોહનલાલ ઝવેરી ભરૂચ-' મોઢ જ્ઞાતિના ઇતિહાસ'માંથી]

## શ્રી ભરૂચ દશા મોઢ જ્ઞાતિના નામાંકિત પુરૂષો

### ઝવેરી કુટુંબ

**રાવ બહાદુર મોહનલાલ રણછોડદાસ ઝવેરી** (જન્મ સંવત ૧૮૮૪, સ્વર્ગવાસ ૧૯૬૨) રણછોડદાસ ગીરધરભાઇ ઝવેરી જેઓ પ્રાથમિક તથા અંગ્રેજી કેળવણી ગુજરાત તથા કાઠિયાવાડમાં પ્રથમ સ્થાપન કરનાર પિતા તરીકે ઓળખાય છે, તેનાં બીજા પુત્ર થાય. એમણે આખી જીંદગી અમદાવાદ, ભરૂચ તથા સુરત જીલ્લામાં એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે કામ કરેલું, અને પછી રીટાયર થઇ ભરૂચમાં ધર્મપરાયણ જીંદગી ગાળી હતી. એઓ સ્વભાવે મિલનસાર, હસમુખા તથા વિદ્યારસિક હતા. પ્રમાણિકપણે નોકરી બજાવેલી હોવાથી સરકારની ચાહના તથા પ્રીત સારી સંપાદન કરી હતી. એમના મોટા પુત્ર મોતીલાલ પણ કેળવણી ખાતામાં જોડાયલા હતાં. રાજકોટની રાજકુમાર કોલેજમાંથી ભાવનગર રાજ્યે એમની નોકરી માંગી લીધી હતી. ઉત્તરોત્તર વધતાં ભાવનગર રાજ્યમાં ઉંચુ. એજ્યુકેશન ઇન્સ્પેક્ટરનાં હોદ્દા ઉપરથી રીટાયર થઇ ભરૂચમાં જ વાનપ્રસ્થ જીંદગી પુરી કરી હતી. એમના ચોથા પુત્ર મણીલાલ ભાવનગર રાજ્યમાં દાકતર તરીકે હતા. મહાનોમાં નોકરી વ્યતિત કરી હતી. હાલ ભરૂચમાં જ રહે છે. એમના બીજા પુત્ર મગનલાલ વેપારી લાઇનમાં પડેલા હતા. પ્રજાની જાહેર સેવામાં સારો ભાગ લેતા હતા. ભરૂચમાં એક વખત પ્લેગ ચાલ્યો ત્યારે મહાજન તરફથી સારી સેવા બજાવી હતી. એઓ ભરૂચ દશા મોઢ વિદ્યોતેજક મંડળનાં આદ્ય સેક્રેટરી હતા. એમના ત્રીજા પુત્ર ઠાકોરલાલ સુરત તથા ભરૂચની નાજર કોર્ટમાં હતા. એમના સૌથી નાના પુત્ર.

**શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**:—M. A. L. L. B. J. P. ૧૯૨૯ માં મુંબઇની વરીષ્ટ કોર્ટમાં ઓફીશીએટીંગ જજ તરીકે હંગામી નિમણૂંક થઇ હતી. અને તે જ સાલમાં એમને સરકાર તરફથી દિવાન બહાદુરનો ઇલકાબ મળ્યો. ૧૯૨૮ માં એઓ મુંબઇની સ્મોલકોઝીઝ કોર્ટના ચીફ જજ તરીકે રીટાયર થયા. ૧૯૨૯ ની સાલથી પાલનપુર સ્ટેટમાં

જ્યુડીસીઅલ એડવાઇઝર તરીકે કામ કરે છે. જન્મ ૧૮૬૮. મેટ્રીક ૧૮૮૬. કેળવણી સુરતમાં–ભરૂચમાં–ભાવનગરમાં અને મુંબઇમાં લીધી હતી. B. A. માં ઈંગ્લીશ ઓપ્શન લઈ ફર્સ્ટ કલાસ ઓનર્સ પાસ થયા હતા. ૧૮૮૮ માં ગૌરીશંકર ગોલ્ડમેડલ, મેરી પ્રાઈઝમેન ઑફ જ્યુરીસ પ્રુડન્સ મેળવ્યાં હતાં. એલ્ફીનસ્ટન કોલેજમાં દક્ષીણા ફેલો તથા પરશીઅનનાં લેકચરર નીમાયા. સને. ૧૮૯૩ થી ૧૯૦૫ સુધી મુંબઇની વરીષ્ટ કોર્ટમાં એપેલેટ સાઇઝ પર-એડવોકેટ તરીકે કામ કરતા હતા. ૧૯૦૫ માં સ્મોલકોઝીઝ કોર્ટમાં જજ તરીકે નિમણુંક થઇ. રિટાયર થયા પછી હાલમાં તેઓ મુંબઇ યુનીવરસીટીમાં સીન્ડીકેટ અને એકેડેમીક કાઉન્સીલનાં મેમ્બર તરીકે, ફેકલ્ટી ઑફ લૉ ના ડીન ( Dean ) તરીકે, બોર્ડ ઓફ સ્ટડીઝ ઇન ગુજરાતી તથા મુંબઇ યુનીવરસીટી-લાઇબ્રેરીના ચેરમેન તરીકે કામ કરે છે. પોતે ગુજરાતી, મરાઠી, હિંદી, બેંગાલી, ઉર્દુ, પરશીઅન અને ઈંગ્લીશ ભાષાઓનુ ગ્નાન ધરાવે છે. ઉપલી ભાષાઓનાં સારાં પુસ્તકોનાં તરજુમા ઘણા કરેલા છે. તેમજ ઘણાં ખરા માસિકોમાં લેખો લખવાનું કામ પણ કર્યા જ કરે છે. હિંદુસ્થાનમાં સીલોન, બરમા, કાશ્મીર, રામેશ્વર વિગેરે ઘણી જગ્યાઓએ મુસાફરી કરેલી છે. લગભગ હિંદુસ્થાનનાં બધા જ જાહેર સ્થળો જોયાં હશે; તેમ જ રીટાયર થયા પછી વિલાયત જઇ ફ્રાન્સ, લન્ડન વગેરે જગ્યાઓએ પણ મુસાફરી કરેલી છે. મુંબઇની લગભગ પાંત્રીસ પબ્લીક, સોસીઅલ,કેળવણી તથા ચેરીટેબલ ટ્રસ્ટમાં ટ્રસ્ટી તરીકે કામ કરે છે. ઘણી જ પ્રવૃત્તિમય જીંદગી વ્યતિત કરે છે. શરીર સુખાકારી સારી છે. સ્વભાવે શાંત, મીલનસાર તથા કર્તવ્ય પરાયણ છે.

રા. બ. મોહનલાલના વડીલ બંધુ **મનમોહનદાસ** એક આદર્શ કવિ હતા. અભંગ તથા દીંડીમાં કવિતાઓ કરતા. જમીન જાગીરનો વહીવટ કરતા, અને વેદાંતના અભ્યાસી હતા. એમના બીજા એક પીત્રાઇ **હરિલાલ ગોરધનદાસ ઝવેરીનો** જન્મ ૧૮૬૫ માં થયો હતો તે વખતની ઇંગ્રેજી કેળવણી મેટ્રીક સુધી લઇ શિક્ષક તરીકે જોડયા હતા. પરંતુ વડીલોપાર્જીત મીલકતોનો વહીવટ કરવાનો હોવાથી તે છોડી દીધી. અને જાહેર સેવામાં પડયા. ભરૂચની સુધરાઇમાં પ્રજા તરફથી ચુંટાઇ, લાગલાગટ ઘણા વર્ષ સુધી ઘણી બાહોશી તથા કુનેહથી કામ કરી પ્રજાની ચાહના મેળવી હતી. અત્રેની કો. ઓ. બેંકમાં બે વરસ ચેરમેન તરીકે માનનીય હોદ્દો ભોગવ્યો હતો. એમનું મૃત્યુ બર્મામાં થયું હતું. એમના એકના એક પુત્ર મદનલાલ બર્મા ગવર્નમેન્ટના હાથ નીચે સીવીલ સરજન તરીકે કામ કરે છે. જેમણે મુંબઇની M. B. B. S. ની ડીગ્રી પાસ કરી હતી. ઝવેરી કુટુંબના **હરિલાલ જગન્નાથ** વેદાંતનાં સારા અભ્યાસી હતા. જો કે સંસ્કૃત ભણ્યા નહોતા છતાં સાધુ, સન્યાસીના સતત સમાગમથી તેમજ દંડી સ્વામીના મઠના ટ્રસ્ટી તરીકે રોજ મઠમાં જઇ વેદાંતનાં પુસ્તકોનો સારો અભ્યાસ કર્યો હતો. વ્યાજ વટાવનો તથા જમીનનો વહીવટ કરતા શાંત જીંદગી ગાળતા હતા. તરવાનાં ભારે શોખીન હતા. તેવી જ રીતે ઝવેરી કુટુંબનાં બીજા **પ્રાણલાલ દ્વારકાદાસ** તથા **ત્ર્યંબકલાલ નવનીતલાલ** કેળવણીખાતામાં પડયા હતા. ભાઇ પ્રાણલાલ ભાવનગર હાઇસ્કુલમાં સંસ્કૃત શિક્ષક તરીકે હતા તથા ત્ર્યંબકલાલે B. A. G.ની પરીક્ષા પાસ કરી, પુનાની ખેતીવાડી કોલેજમાં અધ્યાપક તરીકે કામ કરી, રીટાયર થયા છે.

**શ્રી નટવરલાલ માણેકલાલ સુરતીઃ**—ભાવનગર રાજ્યમાં નાયબ દિવાનના હોદ્દા ઉપર છે. એમના પિતાશ્રી **માણેકલાલ જગજીવનદાસ** રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષક તરીકે હતા. રીટાયર થયા પછી ભાવનગરના મહુંમ મહારાજા ભાવસિંહજીનાં ખાનગી શિક્ષક તરીકે ભાવનગરમાં રહ્યા હતા. સંસાર સુધારક કરશનદાસ મુળજી સાથે આપણી જ્ઞાતિમાંથી ઈંગ્લેંડની મુસાફરી કરનાર એ પ્રથમ હતા, તેઓ ધર્મિષ્ઠ તથા યોગવિદ્યાનું સારૂં ગ્નાન ધરાવતા હતા, ત્રિકાળ નર્મદા સ્નાન કરતા હતા. તરવામાં ઘણા કુશળ હતા. પણ " ભણ્યો ભુલે અને તાર્યો ડુબે " એ કહેવત મુજબ નર્મદાની મોટી રેલમાં તરવા પડતા જળ સમાધિ

થઇ હતી. ભાઇ નટવરલાલે B. A. L L. B. ની પરીક્ષા પાસ કરી પછી તરત ભાવનગર ખાતે ન્યાયખાતામાં નિમણુંક થઇ. જુદા જુદા મહાલોમાં ન્યાયાધિશ તરીકે ઘણું સારૂં કામ બજાવ્યું હતું. મહુંમ સર પ્રભાશંકર પટણી સાહેબની એમના ઉપર સારી ચાહના હતી. વસુલાતી ખાતામાં એક વિશ્વાસુ અને પ્રમાણિક આદમીની જરૂર હોવાથી, ન્યાયખાતામાંથી બદલી રેવન્યુ કમીશનર તરીકે તેમની નિણુમક કરી. હાલ નાયબ દિવાનનો હોદ્દો ધરાવે છે. એઓ પ્રમાણિક મિલનસાર અને દીર્ઘદષ્ટિવાળા છે. એમના એક ભાઇ હરીહરલાલ દક્ષિણ હૈદ્રાબાદનાં નીઝામ રાજ્યમાં ઇજનેરના હોદ્દા ઉપર છે.

ભાઇ નટવરલાલના કાકા રા. રા. અમરતલાલ મોતીલાલ સુરતી કુટુંબમાં એક અગ્રગણ્ય પુરૂષ હતા. મામલતદારના હોદ્દા ઉપર હતા. તે જમાનામાં મામલતદારનો હોદ્દો ઘણો મોટો ગણાતો. એમણે નોકરીમાં સરકારની ચાહના સારી મેળવી હતી. દશાશ્વમેધ ઉપર આવેલી લલ્લુભાઇની જાહેર ધર્મશાળામાં મોટો ફાળો આપી સમરાવી હતી. એમના એક પુત્ર ઠાકોરલાલ ગવર્નમેન્ટ સર્વીસમાં ટ્રેઝરર તરીકે રીટાયર થયા હતા. ધર્મ ઉપર આસ્થા સારી હતી. નિત્ય નર્મદા સ્નાન કરવાનો નિયમ હતો. અત્રેના ખાકચોક મંદિરના ટ્રસ્ટી હતા અને ધાર્મિક સેવા સારી કરતા હતા. બીજા પુત્ર ઇચ્છાલાલ જેમનો સ્વતંત્ર ધંધો કરવાનો ઇરાદો હોવાથી નાની ઉમરમાં, નાના પાયા ઉપર, "જ્ઞાનોદય પ્રેસ" નામનું છાપખાનું શરૂ કર્યું હતું. આજે લગભગ સાઠ વર્ષે ઘણા મોટા પાયા ઉપર ઇલેકટ્રીક પાવરથી તે છાપખાનું દરેક જાતનું કામ ઘણી સફાઇબંધ અને કાળજીપૂર્વક કરે છે.

**મજમુદાર કુટુંબઃ**—મજમુદાર કુટુંબના આદિ પુરૂષ કલ્યાણજી સવજી હતા, તેમનાં વંશવારસોમાં લલ્લુભાઇ એક નામાંકિત પુરૂષ થઇ ગયા. નવાબ મોઆલુખાનના દીવાન હતા, તેમ સિંધીઆ સરકારના રાજ્યકારભાર વખતે ભરૂચનો ઇજારો એમણે રાખ્યો હતો, તેથી આજ પણ લોકો ભરૂચમાં લલ્લુભાઇનું રાજ્ય હતું એમ સંભારે છે. જે જગ્યાએ એમની હવેલી છે તે જગ્યા હજુ પણ લલ્લુભાઇના ચકલાને નામે ઓળખાય છે. એટલે નિર્વંશ ગયા છતાં એમનું નામ કોઇ દિવસ ભુંસાવાનું નહિ હાલ જેઓ લલ્લુભાઇનો વારસો ભોગવે છે તે તેમની દીકરી લલીતાકુંવરના દત્તક વંશના વારસો ભોગવે છે. લલીતા કુંવર અંકલેશ્વરના ભુખણદાસ નામના ગૃહસ્થ સાથે પરણ્યા હતા, તેથી તે જમાઇ ભુખણદાસને દત્તક લીધા. બ્રીટીશ સરકારે એમને પાલખી તથા મંગળેશ્વર ગામ ઇનામમાં આપેલું જે હક આજ સુધી વારસો ભોગવે છે. એમણે શહેરમાં વાવો, ધર્મશાળા વગેરે ધર્માદા કાર્યો સારાં કર્યાં હતાં. એઓ દર વર્ષે દશેરાની સ્વારી પાલખીમાં ઠાઠમાઠથી કાઢતા હતા. એમને ભગવાનલાલ નામે ભાઇ હતા. તેમને નંદકીશોર કરીને એક દીકરો હતો. એ નંદકીશોરે વારસા બાબત ફરીયાદ માંડેલી તેનો ફેસલો અત્રેના નામાંકિત દેસાઇ હકુમતરાયજી દોલતરાયજીએ કરેલો. આથી મજમુદારનાં બે કુટુંબ થયાં. નંદકીશોરને પ્રજા નહિ હોવાથી તેમના ભાણેજ જેમનું કુટુંબ "મજાહ" કુટુંબને નામે ઓળખાતું તેમને ભાગે ગયું. તેમના કુટુંબમાં મનસુખરામ, ભોગીલાલ તથા તુળજારામ થયા. મનસુખરામને પ્રજા નહિ હોવાથી ભોગીલાલ તથા તુળજારામના વારસો જાગીર ભોગવે છે. લલિતાકુંવરના વારસો હીરાલાલ વગેરે ભાઇઓએ દશેરાની સ્વારી કાઢવાનું બંધ કરવાથી ભોગીલાલના દીકરા ચુનીલાલ જેઓ હોંશીલા અને કાબેલ માણુસ હતા તેમણે દશેરાની સ્વારી પાલખીમાં ઠાઠમાઠથી કાઢવી શરૂ કરી. એમના પુત્ર કૃષ્ણલાલ પણ સ્વારી કાઢતા. નંદકીશોરની વિધવા સાથે વારસા હક્ક બાબત દાવો લઢતા મનસુખભાઇને ઘણા ખર્ચમાં ઉતરવું પડ્યું હતું. તેથી આર્થિક સ્થિતિ નબળી પડી હતી. વખત જતાં સ્થિતિ બદલાતાં તેઓ સારી સ્થિતિમાં આવી ગયા હતા. ભોગીલાલના વંશમાં ભાઇ કૃષ્ણલાલ જેઓ હયાત છે. સરકારમાં તેમના માન આબરૂ સારા હોવાથી થોડો વખત ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે પણ કામ બજાવ્યું હતું. જ્ઞાતિ પંચમાં શેઠ તરીકે તેમજ મહા-

જનના શેઠ તરીકે કામ બજાવે છે. ધાર્મિક સંસ્થા-ઓમાં સદાવ્રત, પાંજરાપોળમાં, શ્રીજીમંદિર વગેરે જગ્યાએ ટ્રસ્ટી તરીકે કામ કરે છે. એમને એકના એક પુત્ર સુરેન્દ્રલાલ નામે છે. તુળજારામના વંશમાં મોતીલાલ જમીન જાગીરનો વહીવટ બહુ કુશળતાથી કરતા. એઓ પણ કૃષ્ણલાલની જેમ દરેક જગ્યાએ ટ્રસ્ટી તરીકે કામ કરતા. સ્વભાવે શાંત પ્રકૃતિના હતા. મોતીલાલ વંશમાં મોટી વાડી વસ્તાર સુખી હાલતમાં મુકી ગયા છે. એમના પુત્ર જગમોહનલાલ પિતાની જગ્યાએ સઘળો વહીવટ કરતા હતા. મોટા પુત્ર હરિલાલ બહુ સાદા હતા. મજમુદાર હીરાલાલના વંશમાં એમના જેષ્ટ પુત્ર જયકૃષ્ણલાલ વિલાયત જઇ બારીસ્ટર થઇ આવ્યા હતા અને મુંબઇ હાઇકોર્ટમાં એસીસ્ટંટ કમીશનર તરીકે કામ કરતા હતા. હીરાલાલના ભાઇ, છોટાલાલના પુત્ર રમણલાલને ભાવનગરમાં માતૃપક્ષ તરફથી ઘણો સારો વારસો મળેલો હોવાથી, સારી મીલકત ધરાવે છે અને ઘણા સુખી છે. સ્વભાવે શાંત છે.

**ધોળાભાઇ કુટુંબઃ**—જગન્નાથ ધોળાભાઇને ચાર પુત્ર હતા. તેમાં રતનલાલ તથા નવનીતલાલ વાડી વિસ્તાર મુકી ગુજરી ગયા છે. ચુનીલાલ તથા રંગીલદાસ હયાત છે. રંગીલદાસના મોટા પુત્ર ચંદુલાલ બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેના ચીફ઼ ઇલેકટ્રીકલ એન્જીનીઅરની ઓફીસમાં મુંબઇ ખાતે સારા પગારે હેડકલાર્કના હોદ્દા પર છે. ગુજરનાર નવનીતલાલના ત્રણે પુત્રો વિલાયતની મુસાફરીએ ધંધા રોજગારને કામે જઇ આવેલા છે. વચલા પુત્ર તો જાપાન જઇ આવેલા છે. કનિષ્ઠ પુત્ર ગટુલાલે મુંબઇની ડોકટરી લાઇનની M. B. B. S. ની પરીક્ષા પસાર કરી છે અને હાલ વલસાડમાં મેડીકલ ઓફીસર (B. B. & C. I. Ry.) તરીકે કામ કરે છે. તેઓ બે વખત વિલાયત જઇ સાંની ડીગ્રીઓ લઇ આવેલ છે. પોતાના ધંધામાં નિષ્ણાત છે. એમના સ્ત્રી કુસુમબેન પણ M. B. B. S. છે. વિલાયતની ડીગ્રી મેળવી છે અને મેટરનીટી હોસ્પીટલ (સુતાવડ ખાતાની ઇસ્પીતાલ) ચલાવતા હતા.

**ડાંગેરવાળા કુટુંબઃ**—છોટાલાલ વીજભુખણદાસ રેલ્વેમાં વઢવાણ કેમ્પમાં ટીકીટમાસ્તર તરીકે એકત્રીસ વર્ષ નોકરી બજાવી રીટાયર થયા હતા. એમના પુત્ર ભોગીલાલ પણ રેલ્વેની નોકરીમાં રૂ. ૨૦) ના પગારથી જોડાયા હતા. હુશીઆરીથી ધીમે ધીમે વધતા સને ૧૯૪૧ માં એજન્ટના ચીફ઼ હેડ કલાર્ક તરીકે રૂ. ૪૦૦) ના પગાર ઉપરથી રીટાયર થયા અને તેજ વર્ષમાં સરકાર તરફથી એમને "રાવસાહેબ" નો ખીતાબ મળ્યો. સ્વભાવે ઘણા શાંત અને મિલનસાર છે.

**શેઠ રમણલાલ છોટાલાલ મજમુદાર-લલ્લુભાઇ** દીવાન પદે, નવાબના વખતમાં હતા અને તેઓએ ભરૂચની સેવા સારી કરી હતી. એમને પુત્ર સંતતી નહોતી; પણ પુત્રી નામે લલીતા કુંવર હતા તેમનાં વંશ જાળવવા વિજભુખણદાસને દત્તક લીધા તેમના પુત્ર ઇચ્છાલાલ સાથે ગાદીએ આવ્યા.

એમના ત્રણ પુત્રો હતા-નવનીતલાલ, છોટાલાલ, હીરાલાલ.

૧ નવનીતલાલ પુત્ર સંતતી રહીત ગુજરી ગયા.

૨ છોટાલાલને બે પુત્ર હતા. તેમના નામ બાળકૃષ્ણ તથા રમણલાલ. તેમાં બાળકૃષ્ણ નાની વયે ગુજરી ગએલા છે. એમણે પહેલીવાર ભરૂચમાં લગ્ન કરેલા તેના વંશમાં બાળકૃષ્ણ કે જેની પુત્રી 'જયાગૌરી' હાલ હયાત છે.

એમણે બીજીવારનાં લગ્ન ભાવનગર કરેલા. તેમનું નામ 'કબલબા' ઉર્ફે 'પારવતીબા' છે. તેઓ ભાવનગરના પારેખ હેમચંદ હરજીવનદાસના પુત્રી થાય છે. તે વખતે ગોળ' બંધાએલો નહિ હોવાથી કન્યાઓનો આપ લેનો વહેવાર ચાલુ હતો-પારેખ હેમચંદભાઇ ભાવનગર સ્ટેટમાં નોકરી કરતા હતા. તેમના વંશમાં-ભાઇ રમણલાલ એક જ પુત્ર છે. તે હાલમાં મંગલેશ્વર ગામ જે ઇનામી ગામ છે તેના ઇનામદાર છે. તેઓએ ભાવનગરમાં ગુજરાતી તથા અંગ્રેજી વિદ્યાભ્યાસ કરેલો છે. એમના સંતાનમાં: ૧ પુત્રી, નામે ખુશમનગૌરી, તેના ભાવનગરમાં

"નાયબ દીવાન" રા. રા. નટવરલાલ માણેકલાલ સુરતીના જ્યેષ્ઠ પુત્ર દપદલાલ સાથે લગ્ન થયાં છે.

૫ પુત્રોમાં, બાબુભાઇ ઉર્ફે ઉપેન્દ્રલાલ, ભૂપેન્દ્રલાલ, હરેન્દ્રલાલ; ગજેન્દ્રલાલ તથા પુષ્કર છે તે બધા અભ્યાસ કરે છે.

૩ હીરાલાલ ઇચ્છાલાલ ગુજરી ગયા છે. તેઓ જ્ઞાતિના શેઠ હતા. તેમના પુત્રોમાં; જયકૃષ્ણલાલ, સુરજલાલ, મણીલાલ, તથા કુન્દનલાલ છે અને પુત્રી નામે 'પદ્માવતી' છે. ભાઇ જયકૃષ્ણલાલે વિલાયત જઇ બેરીસ્ટરની પરીક્ષા પાસ કરેલી છે.

**રા. રા ઠાકોરલાલ હરકીસનદાસ મહેતાઃ—** (સદ્દગત હરકીસનદાસના સુપુત્ર એમના માતામહની સરાણી પેઢી ચલાવે છે. થોડો અભ્યાસ કરવા છતાં જ્ઞાનમાં ઘણો વધારો કરી ગુજરાતી તેમજ અંગ્રેજીનું સારૂં જ્ઞાન ધરાવે છે. અત્રે ઓનરરી માજીસ્ટ્રેટ તરીકે ઘણો સમય કામગીરી કરી લોકપ્રિય થયા હતા, ભરૂચ કો. ઓ. બેંકના ચેરમેન તરીકે ઘણો વખત તો આર્થિક ભોગ આપી કામ કર્યું હતું. ભરૂચ ડી. કો. ઓ. બેંકના પ્રેસીડંટ તરીકે ઘણી કાળજીથી એઓ સમયનો ભોગ આપીને કામ કરે છે.

શ્રી હરકીશનદાસ કૃષ્ણવલ્લભદાસ શેઠ–તે 'દાસભાઇ'ના ઉપનામથી ઓળખાતા હતા. 'ભરૂચી' પાઘડી કે જેને 'દેસાઇ ગીરી' પાઘડી કહેવામાં આવે છે, તે બાંધવામ તેઓ બહુજ કુશળ હતા. અને સારી ખ્યાતી મેળવી હતી. તેઓ 'શિવ ભક્ત' હતા, તેમજ ધર્મ પર વધારે પ્રેમ હતો. તેઓ ખાસ કરીને મહાદેવનાં મંદિર જે જરજરીત ખરાબ હાલતમાં થઇ ગયા હોય તેનો જીર્ણોદ્ધાર કરાવવામાં બહુ શ્રેય માનતા હતા. તેઓ તલાટીની સરકારી નોકરીમાં હતા. જે ગામે બદલીએ જતા ત્યાં મહાદેવના મંદિરનો જીર્ણોદ્ધાર કરતા. તેઓએ વધારેમાં વધારે ૧૦ વર્ષ સુધી શુકલતીર્થમાં જ્યાં દર કાર્તક શુદી–૧૫ ને દિવસે યાત્રા ભરાય છે, ત્યાં નોકરી કીધી. તે ગામનું મુખ્ય મહાદેવનું મંદિર 'શ્રી, શુકલેશ્વર' નામે છે. તે તદ્દન ખરાબ હાલતમાં હોવાથી ગામે ગામથી ફંડ ઉઘરાવી લગભગ. રૂા. ૨૫ થી ૩૦ હજાર



સુધી ખર્ચી સારી રીતે જીર્ણોદ્ધાર કર્યો છે. ને તેની આજ પણ સારી રીતે વરતુવારી તેમજ પૂજા થાય તેવી વ્યવસ્થા કરી છે. ભરૂચમાં પણ 'ખાકચોક'નું મંદિર, તેમજ 'ભૂતનાથ' મહાદેવનું મંદિર છે ત્યાં પણ ટ્રસ્ટી તરીકે રહી, તે મંદિરોને સારી સ્થિતિમાં મુકી દીધાં છે. તેઓ ૭૮ વર્ષની વયે ગુજરી ગયા. તેઓ તરવામાં ઘણા કુશળ હતા. પદ્માસન વાળીને ઘણા કલાકો સુધી નર્મદા નદીમાં પડી રહેતા હતા, શરીર ઘણું કસાયલું તથા સુદ્દઢ હતું.

એમના પુત્ર અર્જુનલાલ માસ્તર નામે એકજ છે. તેઓએ મેટ્રીક સુધી અભ્યાસ કરી. (સ્કુલ ફાઇનલ)ની પરીક્ષા પાસ કરી, મુંબાઇની સર. જે. જે. સ્કુલ ઓફ આર્ટમાં દાખલ થઇ ત્યાં ડ્રોઇંગ ટીચરની પરીક્ષા ફર્સ્ટ કલાસ ફર્સ્ટ પાસ કરી. જેથી તરત ગવર્નમેન્ટ હાઇસ્કુલમાં જગ્યા મળી. તેઓ મોઢની ન્યાતમાંથી તેમજ ભરૂચમાંથી D. M. (ડ્રોઇંગ માસ્તર) ની પરીક્ષા પહેલે નંબર પાસ કરનાર પહેલા છે. તેઓ દશા મોઢ વણિક તરીકે કામ કરે છે. 'ભરૂચ જીલ્લા મંડળ' ના સને ૧૯૨૪ થી ઓ. સેક્રેટરી તરીકે કામ



કરે છે. ' ભરૂચ જીલ્લા વિદ્યાર્થી સહાયકારી મંડળ 'ના મેનેજીંગ કમિટીના સભ્ય છે. હાલ ભરૂચની ગવર્નમેન્ટ હાઇસ્કુલમાં નોકરી કરે છે.

[ માહિતિ મોકલનાર શ્રી. અર્જુનલાલ શેઠ, ભરૂચ ]

## વીરમગામ

વીરમગામ તળના રહેનાર દશા મોઢ વણિક ભાઇઓમાં બે વિભાગ છે. (૧) ગોભવા (૨) અડાલજા અડાલજામાં પાછા બે પેટા ભાગ છે. પોઠીઆવાડ અને નાણાવટી. એક બીજા પેટા ભાગવાળાઓ વચ્ચે કન્યા લેવા દેવાનો વહેવાર નથી. ગોભવાના આશરે ૭૦) ઘર છે. તેમાં પુરૂષો, સ્ત્રીઓ તથા બાળકો મળી આશરે ૧૨૫) માણસોની સંખ્યા ગણાય. પોઠીઆવાડમાં આશરે ૧૦૦) ઘર છે. તેમાં કુલ માણસોની સંખ્યા ૨૫૦) થી ૨૦૦) હશે.

નાણાવટીમાં આશરે ૧૨૫) સવાસો ઘર છે. તેમાં કુલ માણસોની સંખ્યા ૩૦૦ થી ૩૨૫ આશરે છે.

આ સિવાય ઝાલાવાડમાંથી જુદા જુદા ગામોને અત્રે વસેલા મોઢભાઇઓની જુદી નાત છે અને તે ઝાલાવાડી નાત તરીકે ઓળખાય છે. તે બધા ચોત્રીશ તાલુકાના ગોળ પૈકીના છે.

તેમાં આસરે ૮૫) પંચાશી ઘર છે અને કુલ માણસોની સંખ્યા ૨૫૦) છે. વીરમગામ તળમાં ગોભવા, અડાલજા છે તેમાં ૭ સાત ઘર ગોળ ( ચોત્રીસ તાલુકાના ) માં દાખલ થએલા છે. સિવાયના બધા ઘરો ગોળ બહારના છે.

વીરમગામ તળપદના ગોભવા અને અડાલજામાં મળી નીચે પ્રમાણે વકીલો છે. શ્રીયુત વાડીલાલ દાજીભાઇ મણીઆર, શ્રી. ચુનીલાલ ગોવીંદજી કાપડીઆ, શ્રી. ચીમનલાલ નાથાલાલ શાહ, શ્રી. રમણલાલ ચુનીલાલ કાપડીઆ, શ્રી. અચરતલાલ નારણદાસ શાહ, શ્રી. જયંતિલાલ નગીનદાસ શાહ, શ્રી. કૃષ્ણલાલ ચીમનલાલ શાહ, શ્રી ભીખાલાલ મણીલાલ શાહ, શ્રી. ડાયાભાઇ ગોકળદાસ પારેખ, શ્રી. લક્ષ્મીચંદ સુંદરદાસ મહેતા.

આ વકીલો પૈકી ડાયાભાઇ ગોકળદાસ ગામ કડીમાં વકીલાત કરે છે અને ચુનીલાલ ગોવીંદજી તથા રમણલાલ ચુનીલાલ ગામ ધોળકામાં વકીલાત કરે છે. તે સિવાયના બધા વીરમગામમાં વકીલાત કરે છે.

ઉપરના વકીલો પૈકી શ્રીયુત વાડીલાલ દાજીભાઇ મણિઆર અત્રેના મોઢ સેવાસમાજના પ્રમુખ છે, જે સમાજની ઉત્પત્તિ તેઓને આભારી છે. વીરમગામ મ્યુનિસીપાલીટીમાં મહાસભા પક્ષ તરફથી નીમાએલ પહેલા વહેલા પ્રમુખ તેઓ હતા. તેઓ પચીસ વરસથી લાગટ મ્યુનીસીપાલીટીમાં પ્રજા તરફથી ચુંટાએલા મેમ્બર તરીકે જાય છે. અત્રેની બાર એશોશીએશનના પ્રમુખ હતા. વીરમગામ મહાલના હાલ ઉપપ્રમુખ છે. અત્રેની હાઇસ્કુલ બોર્ડના આગેવાન મેમ્બર છે, વળી અમદાવાદ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડની સ્કુલ બોર્ડમાં અમદાવાદ જીલ્લાની મ્યુનીસીપાલીટીઓ તરફથી મોકલવામાં આવેલા બે પ્રતીનીધીઓ પૈકીના એક તેઓ છે. તેઓ અત્રેના જુના પ્રતિષ્ઠિત વકીલ છે.

વકીલ શ્રી. ચીમનલાલ નાથાલાલ મ્યુનીસીપાલ મહાસભા પક્ષના મંત્રી છે અને મોઢ સેવા સમાજના

ઉપપ્રમુખ છે. શ્રી ભીખાલાલ મણીલાલ મોઢ સેવા સમાજના મંત્રી છે.

અત્રે ગોભવા અને અડાલજા પૈકી નીચે પ્રમાણે બે ડાકટરો છે:—શ્રીયુત ડોકટર ઈશ્વરલાલ સાંકળચંદ પરીખ, શ્રીયુત ડોકટર ઇશ્વરલાલ ચુનીલાલ કાપડીઆ. આ બે ભાઈઓ પૈકી ઇશ્વરલાલ સાંકળચંદ વીરમગામ મ્યુનીસીપાલિટીના મહાસભા પક્ષ તરફથી નીમાએલ ઉપપ્રમુખ હતા, તેમજ મોઢ સેવા સમાજમાં પણ ઉપપ્રમુખ હતા તેમજ હાલ મ્યુનીસીપાલીટીમાં કાઉંસીલર છે.

અત્રે નીચે પ્રમાણેના ગ્રેજ્યુએટો છે:—રા. રા. મણીલાલ નારણદાસ શાહ, રા. રા. શાન્તિલાલ પરભુદાસ શાહ, રા. રા. સોમચંદ કેશવલાલ શાહ, રા. રા. જયંતિલાલ મોતીલાલ શાહ. આ ભાઈઓ પૈકી મણીલાલ નારણદાસ તથા શાંતિલાલ પ્રભુદાસ અહિંની હાઈસ્કુલમાં શિક્ષક છે. બાકીના બે ભાઈઓ બહારગામ શિક્ષક છે.

આ સિવાય કાપડ, અનાજ, રૂઉ, તથા શરાફી વેપારનાં કેટલાક આગેવાન અને પ્રતિષ્ઠિત વેપારીઓ છે. વીરમગામના નાણાવટી તડના હાલમાં કરાંચીમાં ધંધાર્થે વસતા શ્રીયુત રા. રા. મણીલાલ મોહનલાલે શ્રી વીરમગામ મોઢ વણીક સેવા સમાજને તે સંસ્થાના આજીવન સભ્ય થઇ તથા બીજી અવાર નવાર મદદ આપી સંસ્થાને ઉન્નત કરેલ છે. તેમજ તેઓશ્રીએ કરાંચીમાં પણ કેળવણી ખાતામાં ઘણી મોટી મદદ કરેલ છે અને કરાંચીમાં પણ અગ્રગણ્ય વેપારીઓ પૈકી તેઓશ્રીનું સ્થાન આગળ પડતું છે. તેમની શુભ પહેલથી ચાલુ સાલમાં શ્રી મોઢ વણિક સેવા સમાજમાં બે આજીવન સભ્યો નોંધાએલ છે અને તે પૈકી (૧) શા. જેઠીસનદાસ જમનાદાસ વીરમગામમાં રૂઉના મોટા વેપારી છે તથા (૨) પરીખ નારણદાસ અમૃતલાલ વીરમગામમાં કરીઆણાના મોટા વેપારી છે.

વીરમગામમાં મરણ પાછળ રડવા કુટવાનો રિવાજ ઘણે અંશે ઓછો થયો છે તેમજ મરણ પાછળ થતો અયોગ્ય ન્યાતિવરાનો ખર્ચ ઓછા પ્રમાણમાં થાય છે અને કોઇને પાછળ ફરજીયાત દબાણું થતું નથી. આશા રાખીએ છીએ કે થોડાક વરસોમાં તે રિવાજ હસ્તીમાં નહિ હોય.

વીરમગામમાં લગ્ન પાછળ થતા અયોગ્ય ખરચો ઘણાં અંશે મર્યાદિત થએલ છે અને દરેક તડના આગેવાનો તે રિવાજને હાલના આર્થિક સંજોગો મુજબ ઓછો કરવા માટે પ્રયત્ન કરે છે કે જેથી ગરીબો ઉપર આવા શુભ પ્રસંગે અસહ્ય બોજો પડે નહીં.

[માહિતી મોકલનાર—શ્રી. છોટાલાલ કલ્યાણજી, વીરમગામ.]

૭

## કરાંચી

### શ્રી મોઢ વણીક શુભેચ્છક બંધુ મંડળ—કરાંચી.

સંવત ૧૯૫૭માં અહીંઆ વસતા આપણા ભાઈઓએ સંગઠન કરવાનો પહેલો પ્રયાસ કર્યો પણ તે વખતે એ પ્રયાસને જોઇએ તેવું સાફલ્ય પ્રાપ્ત ન થયું. ત્યારબાદ લાંબા વખતે સંવત ૧૯૭૨માં કે જ્યારે અતરે હળવદના વતની મેસર્સ એમ. ચુનીલાલ કું. વાળા ગ્લાસવેરનાં મોટા વેપારી સ્વ. ભાઈ ચુનીલાલ ઉજમશી તથા સ્વ. છગનલાલ ઉજમશી મહેતા



સ્વ. શીવલાલ પરષોત્તમદાસ

જેઓની અત્રે મોટા પાયા ઉપર ત્રણ દુકાનો હતી અને જેમાં આપણાં ઘણા જ્ઞાતિભાઈઓ નોકરીમાં જોડાએલા હતા તેમના તથા શ્રીયુત્ પરસોતમ વીઠલજી, સ્વ. શીવલાલ પરસોતમ, શ્રીયુત્ અમીચંદ લવજી, શ્રીયુત્ ભાઈચંદ કેશવજી તથા અન્ય ભાઈઓનાં પ્રયાસથી એક મંડળની સ્થાપના કરવામાં આવી હતી. તે વખતે મંડળને દરેક પ્રકારની આર્થિક મદદ લગભગ મેસર્સ એમ ચુનીલાલ કુા. તરફથી જ મળતી. વિશેષમાં આપણા કેટલાક ગરીબ કુટુંબોમાં અનાજ તથા કપડું વગેરે જાતની ખાનગી મદદ પણ અપાતી. તથા ગરીબ વિદ્યાર્થીઓને વિદ્યાભ્યાસ આગળ વધારવા માટે પુસ્તકો તથા સ્કોલરશીપ ની પણ સારી મદદ તેમના તરફથી જ આપવામાં આવતી. તે ઉપરાંત વર્ષમાં બે વાર શ્રી રામનવમી તથા જન્માષ્ટમીના પારણાનું સમસ્ત જ્ઞાતિને જમણ તેમના તરફથી જ આપવામાં આવતું. જે પ્રસંગે દરેક જ્ઞાતિ ભાઈઓને અરસપરસ મળવાનો લાભ પ્રાપ્ત થતો તેઓશ્રીએ જ્ઞાતિ તથા મંડળ પ્રત્યે જે ઉદાર લાગણી દર્શાવેલી તે ન વિસરાય તેવી છે. અને આજે પણ દરેક જ્ઞાતિ પ્રસગે સહુ કોઇ તેમને યાદ કરે છે. આવી રીતે મંડળ આઠ વર્ષ સુધી ચાલ્યું અને આખરે મંડળનું કામકાજ સારા ઉત્સાહી કાર્યકર્તાઓના અભાવે બંધ પડ્યું. પણ ત્યારબાદ ફરીને સં. ૧૯૮૩માં સ્વ. શીવલાલ જસરાજ પારેખ, શા. અમરતલાલ પાનાચંદ પારેખ, સ્વ. ઠાકરશી મુલજી પારેખ, શ્રીયુત શીવલાલ હરજીવનદાસ. અને B. Com, પારેખ શાંતીલાલ હરીલાલ અન્ય ભાઈઓના શ્રમથી મંડળને ફરીથી સજીવન કરવામાં આવ્યું અને સંજોગ અનુસાર મંડળના ધારા ધોરણમાં યોગ્ય ફેરફાર કરીને લવાજમ તરીકે માસિક ચાર આના જેટલી લુજ રકમ રાખવામાં આવી અને મંડળને વ્યવસ્થિતપણે સારા પાયા ઉપર મૂક્યું. જેમાં મોઢ બંધુ તરીકે કોઈ પણ ભાઇ પ્રાંત કે તાલુકાનાં જ્ઞાપણ ભેદભાવ વગર સભ્ય થઇ શકે છે. અત્રે સ્વર્ગસ્થ ભાઇ શીવલાલ પુરૂષોતમદાસ વઢવાણવાળાની મંડળના કેટલાય વર્ષોની ઓનં. સેક્રેટરી તરીકેની અમૂલ્ય સેવાનો ઉલ્લેખ કરવો ખાસ જરૂરી છે. મહુંમે મંડળની વર્ષો સુધી તન, મન, ધનથી સેવા બજાવેલી અને તેથી જ તેઓ સમસ્ત જ્ઞાતિમાં શીવલાલભાઇ સેક્રેટરીના બીરૂદથી જ ઓળખાતા.

દિન પ્રતિદિન આપણા જ્ઞાતિભાઈઓની સંખ્યા વધતી ગઇ અને મંડળના સભ્યોને સારા માઠા પ્રસંગે ઉપયોગ માટે એક મકાનની પુરી ખોટ જણાવા લાગી. તેથી સંવત ૧૯૯૭માં રા. રા. મણીલાલ મોહનલાલ, શ્રી અમીચંદ લવજી, સ્વ. છોટાલાલ જસરાજ, શ્રી પરશોતમ વીઠલજી. શ્રી હરીદાસ માણેકચંદ, શ્રી શીવલાલ હરજીવનદાસ, શ્રી શીવલાલ પુરૂષોતમદાસ તથા શ્રી નાનચંદ છગનલાલ વગેરે ભાઈઓના એકત્રિત અને અથાક પ્રયાસથી મકાન ફંડ ભેગું કરવામાં આવ્યું. જેમાંથી રૂ ૫૭૦૦) ના ખર્ચે એક જમીનનો પ્લોટ સારા લત્તામાં લેવામાં આવ્યો અને તેમાં રૂ ૩૦૦૦) ના ખર્ચે એક હોલ ગ્રાઉન્ડ ફ્લોર પર બાંધવામાં આવ્યો હતો. તે જ અરસામાં આપણા પુજ્ય મહાત્મા ગાંધીજી કરાંચી કોંગ્રેસમાં પધારેલ ત્યારે તે અવસરનો લાભ લઇ તેઓશ્રીને મંડળ તરફથી માનપત્ર તથા થેલી અર્પણ કરેલી હતી. ત્યારબાદ ફંડના અભાવે મકાન ઉપર વિશેષ બાંધકામ થઇ શકેલ નહિં. પણ સંવત ૧૯૯૭ માં શ્રીયુત મણીલાલ મોહનલાલ, ડૉક્ટર નરોતમદાસ વલભદાસ અડાલજા, શ્રી અમીચંદ લવજી, શ્રી નંદલાલ ટી. મણીઆર વકીલ, શ્રી જેઠાલાલ મનોરદાસ, શ્રી હીરાલાલ પ્રેમચંદ, તથા શ્રી સાકરલાલ પુરૂષોતમદાસ વોરા વગેરે ભાઈઓના સારા પરિશ્રમથી એક સારો જેવો ફાળો કરવામાં આવ્યો અને તેથી ત્રણ મજલાનું પાકુ આધુનિક ઢબે સુશોભિત મકાન પુરૂં કરવાને આપણું મંડળ સફળ થયું છે.

આ નવા બાંધકામમાં પણ રૂા. આઠથી નવ હજારનું ખર્ચ થયું છે. જેમાં મોટી રકમો નીચેના ભાઈઓએ આપી મંડળને સારી મદદ કરી છે.

૧૦૦૧) શ્રીયુત હીંમતલાલ બાપુભાઇ પરીખ, ખંભાતવાળા સુપ્રી. એન્જીનીયર તરફથી પહેલા માળે મીટીંગ હોલ બાંધવા માટે.

## PARAMANANDA DOSS CHOTA DOSS DHARAMSALA



આ ધર્મશાળા મદ્રાસમાં રેલ્વે સ્ટેશન નજીક રૂા. પચાસ હજારના ખર્ચે શેઠ પરમાણુંદદાસે બંધાવી છે. તેમાં શ્રી સત્યનારાયણની મૂર્તિની સ્થાપના કરેલ છે. તા. ૨૫-૧-૧૮ ના રોજ ત્યાંના પ્રખ્યાત ડૉ. સર એસ. સુબ્રમણીઆ આયર કે. સી. આઇ. ના દસ્તે તે ખુલ્લી મૂકવામાં આવી છે. તેનો લાભ બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યને મળે છે. શ્રી રામેશ્વરની યાત્રાએ જતા અનેક યાત્રાળુઓ તેનો લાભ લે છે.

૧૫૫ પ્રેસ—ભાવનગર.

૧૦૦૧) શ્રીયુત મણીલાલ મોહનલાલ તરફથી બીજે માળે એક હોલ બાંધવા માટે.

૬૦૧) શ્રીયુત મોહનલાલ જમનાદાસ તથા શાંતિલાલ લક્ષ્મીદાસ તરફથી પહેલા માળે ભોજન ગૃહ માટે શેડ બાંધવા.

૧૮૧) શ્રીયુત પ્રાણજીવનદાસ લાલજી દેશાઇ



તરફથી ત્રીજે માળે વિદ્યાર્થીગૃહ માટે એકરૂમ બાંધવા તથા મંડળના મકાનમાં ઇલેક્ટ્રીક ફીટીંગ માટે.

૪૫૧) શ્રીયુત ડૉક્ટર નરોત્તમદાસ વલ્લભદાસ અડાલજા તરફથી ત્રીજે માળે વિદ્યાર્થીગૃહ માટે એક રૂમ બાંધવા માટે.

૪૦૧) શ્રીયુત પારેખ જેઠાલાલ મનોરદાસ તથા અમરતલાલ મનોરદાસ તથા પારેખ હીરાલાલ પ્રેમચંદ તરફથી પણ ત્રીજે માળે વિદ્યાર્થીગૃહ માટે એક રૂમ બાંધવા માટે.

આ ઉપરાંત મંડળનું બાંધકામ પુરૂં થતાં મંડળનું વાસ્તુ તેમજ બ્રહ્મભોજન તથા જન્માષ્ટમીનું પારણું સમસ્ત મોઢ જ્ઞાતિને કરાવ્યું તેનું કુલ ખર્ચ રૂા. ૨૦૦) આવ્યું તે શ્રીયુત પ્રાણજીવનદાસ લાલજી દેશાઇ ભાવનગર વાળાએ આપ્યું છે. તે સિવાય મંડળના મકાન ફાળામાં આપણા બધા ભાઇઓ જેઓનો મોટો વર્ગ નોકરીયાત છે તેમણે પણ મંડળને યથાશક્તિ મદદ કરીને બાંધકામ પુરૂં કરવામાં સાથ આપેલ છે.

શ્રીયુત મહેતા અમીચંદ લવજીએ શરૂઆતથી આજ સુધી મંડળને દરેક રીતે સહાયભૂત થઇને તથા મંડળના બાંધકામમાં પોતાનો કીંમતી સમયનો ભોગ આપીને સેવા બજાવી છે.

મંડળના ઉદ્દેશોઃ—(૧) સ્થાનિક બંધુઓમાં ધર્મ, વિદ્યા, નીતિ તથા ઉદ્યોગ અને ઐક્યની વૃદ્ધિ કરવી. (૨) મંડળના ફંડમાંથી ગરીબ જ્ઞાતિ બંધુઓને અને નિરાશ્રીતોને યથાશક્તિ કેળવણી તેમજ આર્થિક સ્થિતિ માટે મદદ કરવી અને (૩) જ્ઞાતિ સમાજની સુધારણા અર્થે બનતી બધી કોશિષ કરવી.

૧ વિદ્યાર્થી ભવન ખોલવું તથા સ્કોલરશિપો આપવી.

૨ હુન્નર ઉદ્યોગ શાળા સ્થાપવી.

૩ પુસ્તકાલય તથા વાંચનાલય સ્થાપવું.

૪ માંદગીને અંગે જરૂરી સાધનો તથા દવાઓ રાખવાં જેનો ગરીબ ભાઇઓ મફત લાભ લઇ શકે.

આ મંડળને રૂા. ૨૦૧) આપી, મુરબ્બી થવાય છે, રૂા. ૧૦૧) આપી આશ્રયદાતા તથા રૂા. ૫૧) આપી આજીવન સભ્ય થઇ શકાય છે, તથા સામાન્ય સભ્ય માસિક લવાજમ ચાર આના આપી થઇ શકાય છે. હાલમાં મંડળના આશ્રયદાતા તરીકે ૭ સભ્યો છે અને આજીવન સભ્યોની સંખ્યા પીસ્તાલીસ તથા સામાન્ય સભ્ય તરીકે દશ મળી કુલે એકસઠ સભ્યો છે. મંડળનાં મકાનનું ટ્રસ્ટ કરેલું છે અને સભ્યોમાંથીજ પાંચ ટ્રસ્ટીઓની ચુંટણી કરવામાં આવી છે. મંડળનું દરેક કામકાજ બંધારણીય રીતે વ્યવસ્થા પૂર્વક દરેક વર્ષે ચુંટાયેલા સભ્યોથી જ ચલાવવામાં આવે છે.

મંડળની ચાલુ સાલની કાર્યવાહક કમિટી નીચેના સભ્યોની બનેલી છે.

પ્રમુખ રા. રા. ડૉક્ટર નરોત્તમદાસ વલ્લભદાસ અડાલજા.
ઉપપ્રમુખ રા. રા. પારેખ જેઠાલાલ મનોરદાસ.
ઓન. સેક્રેટરી „ હીરાલાલ પ્રેમચંદ
ઓન. જો. „ „ વોરા સાકરલાલ પુરુષોત્તમદાસ

ખજાનચી રા. રા. મહેતા અમીચંદ લવજી

સભ્યો રા. રા. પરશોત્તમ વીઠ્ઠલજી મહેતા, રા. રા. શાંતિલાલ મણિલાલ પારેખ, રા. રા. ચુનીલાલ ગીરધર કોઠારી, રા. રા. ભાઇચંદ કેશવજી, રા. રા. પ્રાણજીવનદાસ લાલજી, રા. રા. દેવીદાસ ફૂલચંદ ગાંધી.

એડીટર રા. રા. શિવલાલ હરજીવનદાસ પારેખ B. Com.

કાયદાના સલાહકાર રા. રા. નંદલાલ ટી. મણીયાર B. A. L. L. B.

આપણી સમસ્ત જ્ઞાતિના હાલ અતરે લગભગ સવાસો ઘર ગણાય. જેમાં ⅔ ભાગ એટલે આસરે ૮૦) ઘર કાઠીઆવાડના ચોત્રીશ તાલુકાના છે. બાકીના ⅓ માં માંડવીઆના ઘર ૧૦), જામનગર જોડીઆ તરફના ઘર ૧૦) તથા વીરમગામ, ધંધુકા, સુરતના ઘર ૧૫) અને કચ્છભુજના ઘર ૫) છે. જ્યારે આપણી વસ્તીની કુલ સંખ્યા લગભગ પાંચસોની ગણાય.

●

## મદ્રાસ

મદ્રાસમાં ૨૫ મોઢ કુટુંબો—દસા, વીસા અડાલજા-માંડલીયા છે. કુલ ૧૫૦ માણુસો, ધંધો વેપાર, શરાફી તથા નોકરી કરે છે. બે વકીલો છે. રીતરિવાજ ગુજરાત જેવાજ, કેટલાંક કુટુંબો ખાનદેશ, બનારસ અને હૈદ્રાબાદ (દક્ષિણ) સાથે લગ્ન વ્યવહાર રાખે છે.

પ્રાચીન કાળથી વસેલા કુટુંબો સાથે હાલ આવીને વસેલાંઓ બહુ સામાજિક વ્યવહાર રાખતા નથી. નવા વસેલાંઓ સામાજિક રીત રિવાજોમાં વધારે 'સુધરેલા' છે.

જુના વસેલાંઓ હિંદના બીજા સ્થળોની મોઢજ્ઞાતિ સાથે સંસર્ગમાં રહે છે, જ્યારે નવા વસેલાઓ ઉડતા પંખી (અથવા પરદેશી પંખી) જેમ રહે છે.

લાંબા સમય થયા અહીં જે મોઢ કુટુંબો આવીને વસ્યાં છે તેમણે પોતાની માતૃભાષા ચાલુ રાખી છે. તેઓ ગુજરાતી વાંચી, લખી, તથા બોલી શકે છે—અલબત્ત તે શુદ્ધ ન હોય. અહીં મ્યુનિસિપાલીટીની તેમજ ખાનગી છોકરાઓ તથા છોકરીઓ માટે ગુજરાતી શાળાઓ છે.

પોષાકની બાબતમાં પણ અહીંની મોઢ જ્ઞાતિ ગુજરાતી પોષાકને વળગી રહી છે. સ્ત્રીઓ ગુજરાતણ જેવો જ પોષાક પહેરે છે, કેટલાક યુવકો બહાર જાય ત્યારે પાશ્ચિમાત્ય પોષાક ધારણ કરે છે. પરંતુ તે વસ્તુ તો બીજા શહેરોમાં ગુજરાતી ભાઇઓમાં પણ સામાન્ય હોય છે.

અહીંની મોઢ જ્ઞાતિ લગ્ન અને બીજા પ્રસંગોના રીત રિવાજો પણ ગુજરાતના જ રાખે છે. જ્યાં મોઢ ભાઇઓ વસે છે ત્યાંના સામાજિક જીવન સાથે તેઓને ઓતપ્રોત બનવું પડે છે તોપણ તેમના અમુક રિવાજોને તેઓ ચુસ્તતાથી વળગી રહ્યા છે. શ્રીમંતો શક્તિ હોય તો લગ્નના પ્રસંગે ગુજરાતમાંથી ગોરને બોલાવે છે. જ્યાં સુધી અમદાવાદના સ્વ. ત્રિવેદી મયાશંકર જીવણરામ હયાત હતા ત્યાં સુધી શેઠ ગોવિંદદાસ ચત્રભુજદાસના કુટુંબમાં તમામ લગ્ન પ્રસંગે તેમણે લગ્નવિધિ કરાવી હતી.

મદ્રાસમાં ખુશાલદાસ શેઠનું કુટુંબ પ્રખ્યાત છે. તેને લગતી માહિતિ તેમજ દિવાન બહાદુર ગોવિંદદાસ ચતુર્ભુજદાસનો પરિચય 'જીવન પરિચય' વિભાગમાં આપવામાં આવેલ છે.

શેઠ પરમાણંદદાસ એન્ડ છોટાદાસ ધર્મશાળા મદ્રાસ—મૂળ સોજીત્રા (વડોદરા રાજ્ય) ના વતની. પરી. છોટાદાસ હરગોવિંદદાસે આ ધર્મશાળા તા. ૨૫-૫-૧૯૧૮ ના રોજ બંધાવી સાર્વજનિક ઉપયોગ માટે ખુલી મૂકી છે. તેમાં એક સુંદર મંદિર બંધાવી તા. ૫-૨-૧૯૧૯ ના રોજ શ્રી સત્યનારાયણની દિવ્ય મૂર્તિ પધરાવી છે.

શેઠ છોટાદાસનો જન્મ સોજીત્રામાં સંવત ૧૯૨૪ માં થયો હતો. પોતાના પિતા સાથે મદ્રાસ જઇ તેમણે પોતાના ભાઇ પરમાણંદદાસ સાથે મળીને "પરમાણંદદાસ તથા છોટાદાસ" એ નામથી મદ્રાસમાં બનારસી જરીયાન કાપડની દુકાન કાઢી. જરીયાન માલ માટે મદ્રાસ, મુંબઇ, બનારસ વિગેરેના પ્રદર્શનોમાંથી તેમને સોનાના ચાંદ મળ્યા હતા.

## મુંબઈ

**શ્રીયુત હીરાલાલ ગોકળદાસ દોશી** બી. ઇ. એ. એમ. આઇ. ઈ. મુંબઇ.

વાંકાનેરમાં તા. ૧૦–૧૨–૧૮૯૬ ના રોજ જન્મ. વાંકાનેરમાં મેટ્રીક સુધી અભ્યાસ કરી મુંબઇમાં કોલેજનો અભ્યાસ કર્યો. ત્યાર પછી પુનામાં ત્રણ વર્ષ અભ્યાસ કરી બી. ઇ. થયા. શરૂઆતમાં એમણે મ્યુનિસિપાલિટિમાં એક વર્ષ નોકરી કરી ૨૦ વર્ષ થયા પોર્ટટ્રસ્ટ ખાતામાં નોકરી કરે છે. એકનિષ્ઠાથી અને બાહોશીથી નોકરી કરતાં જે જગ્યાએ યુરોપીયન સિવાય કોઇ હિંદીને નોકરી મળતી નહિ તે જગ્યાએ નિમાંઇ પહેલા હિંદી પોર્ટટ્રસ્ટ લૅન્ડ મેનેજર બન્યા.

આવો ઉંચો હોદ્દો ભોગવતાં હોવા છતાં, સ્વભાવે પૂર્ણ શાંત; જ્ઞાતિસેવાની ધગશવાળા અને ગરીબ સંબંધીઓને આર્થિક સહાય કરવાની તત્પરતાવાળા છે.

### મોઢ મિત્ર મંડળ-માટુંગા.

૧૯૪૦ ની સાલમાં આ સંસ્થાની સ્થાપના કરવામાં આવી અને તેનું નામ 'મોઢ મિત્ર મંડળ, માટુંગા' રાખવામાં આવ્યું. માટુંગાના ૪૫ જેટલા કુટુમ્બોમાંથી ૪૦ જેટલા સભ્યો ઉત્સાહપૂર્વક નોંધવામાં આવ્યા. સંસ્થાનું બંધારણ ઘડવામાં આવ્યું. પ્રમુખ-મંત્રીઓ તથા ઇતર કાર્યવાહકોની ચૂંટણી કરવામાં આવી અને ઉત્સાહઘેલા યુવાનોની સદ્ભાવના વડે સંસ્થા પ્રગતિ કરવા લાગી.

સંસ્થાની સક્રિય કાર્યવાહીને જુદી જુદી દિશામાં વહેંચવામાં આવી. First Aid-(પ્રાથમિક મદદ) ના સાધનને વસાવવા; ફરતું પુસ્તકાલય; આનંદની સફર; તથા સહકારી સ્ટોર વિ સેવાઓની અનેકવિધ યોજનાઓ રજુ થઇ.

મદદના સાધનો વસાવવા માટે જ્ઞાતિના ધનિક ભાઇઓએ જરૂરી ફાળો આપ્યો અને આજેયે એ સાધનોનો લાભ-જ્ઞાતિના ભાઇઓને જરૂરને પ્રસંગે મળે છે.

આ ઉપરાંત આ સંસ્થાના બે અગ્રગણ્ય કાર્યકરો શ્રી. નંદલાલ પારેખ તથા શ્રી. રાયચંદભાઇ માટુંગામાં વસતી મોઢ જ્ઞાતિની એક ન્યાત-જન્માષ્ટમીના પારણાની છેલ્લા બે વર્ષથી કરે છે. મુંબઇમાં જુદા પરામાં થતા સ્વતંત્ર જ્ઞાતિ-ભોજનનું આ પ્રથમ દૃષ્ટાન્ત છે; તે ઉપરના ભાઇઓની ઝહેમત અને ઉત્સાહને આભારી છે.

સદરહુ સંસ્થાની પ્રગતિમાં ૧૯૪૨ ની સાલથી મંદી આવી છે. સંસ્થાના કાર્યવાહકો આ સ્થિતિને અટકાવી સક્રિય કાર્ય શરૂ કરે એમ ઇચ્છીએ.

## વિરમગામ

**શ્રી જગદંબાના અનન્ય ભક્ત. સ્વ. શ્રી નથુભાઇ ગિરધરલાલ વકીલ**—મોઢ કોમની કુળદેવી શ્રી મોઢેશ્વરીના તેઓ અનન્ય ભક્ત હતા. તેમનો જન્મ સં. ૧૯૧૫ માં થયો હતો. કૈલાસવાસ સં. ૧૯૭૯ માં થયો હતો. તેઓ વિરમગામના વતની હતા. વડોદરા રાજ્યના પાટણ મહાલમાં તેઓ વકીલાત કરતા. પાલનપુર એજન્સી, ભાવનગર રાજ્ય તથા વડોદરા રાજ્યના તેઓ સનંદી વકીલ હતાઃ

માતાજીના મંદિરનો જીર્ણોદ્ધાર કરવા તેમણે વકીલાત છોડી, શ્રીમંત સરકાર શ્રી ગાયકવાડ સયાજીરાવ મહારાજા સાહેબની પરવાનગીથી લોટરી કાઢીને માતાજીનાં મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો. આ કાર્ય ન થાય ત્યાં સુધી માથે પાઘડી તથા પગે જોડા ન પહેરવાની તેમની પ્રતિજ્ઞા હતી. કાર્ય પૂરું કર્યા પછી જ તેમણે પાઘડી તથા જોડા પહેર્યાં.

માતાજીનાં સ્થાનનો તથા સૂર્યમંદિરનો જીર્ણોદ્ધાર તેમણે કર્યો અને એક ધર્મશાળા પણ તેમણે બંધાવી. તેમણે રેલ્વેની સગવડ માટે પણ ઘણી તકલીફ ઉઠાવેલી, પણ તેમાં તેઓ નિષ્ફળ ગયા.

શ્રી ભાન

ભાવન

૧૭૬૮ની છે; તેમાંથી લગભગ ૩૭૭ બહારગામ વસે છે.

હાલમાં અહીં નીચે પ્રમાણે સંસ્થાઓ છેઃ—

**૧ શ્રી કાઠીયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવન ભાવનગર**—આ સંસ્થા સંવત ૧૯૭૩ ના વૈશાખ માસમાં તા. ૧૨–૫–૧૭ ના રોજ સ્થાપવામાં આવી છે. પ્રથમ ભાડાના મકાનમાં ચાલુ હતી; પરંતુ સં. ૧૯૨૩ માં સર પરશોત્તમદાસ ઠાકોરદાસે પોતાના પિતાશ્રી સ્વ. શેઠ ઠાકોરદાસ આત્મારામના સ્મરણાર્થે રૂા. ૩૦૦૦૦) ના ખર્ચે ભવનને પોતાનું પાકું મકાન તખ્તેશ્વર પ્લોટમાં બંધાવી આપ્યું છે.

આ સંસ્થાને લગભગ રૂા. સીત્તેર હજારનું કાયમી ફંડ છે. આ સંસ્થાનો દર વર્ષે ૫૦ જેટલા વિદ્યાર્થીઓ લાભ લે છે.

ચાલુ સાલ મુંબઇ, કલકત્તા વિગેરે શહેરોની સ્થિત સારી નહિ હોવાથી દેશમાં આવેલા વિદ્યાર્થીઓની અરજી પુષ્કળ હોવાથી લગભગ ૮૦ જેટલી અરજીઓ પાસ કરવામાં આવી છે. ભવનના મકાનમાં ૫૦ જેટલા વિદ્યાર્થીઓનો માંડ સમાસ થઇ શકે તેમ હોવાથી વધારાના વિદ્યાર્થીઓ માટે એક અલગ મકાન ભાડે રાખવું પડ્યું છે અને બજેટમાં રૂા. ૩૮૦૦) જેટલી નુકશાની આવવા સંભવ છે. એ નુકશાની જ્ઞાતિ બંધુઓની ઉદાર સહાયથી મળી રહેશે એવી કાર્યવાહક કમિટીને શ્રદ્ધા છે.

**૨ શ્રી મોઢજ્ઞાતિ રાત્રિશાળા** અને તેને અંગે ચાલતા પુસ્તકાલય, શ્રી વિદ્યોત્તેજક ફંડ તથા વિદ્યોત્તેજક લોન ફંડ—એ ખાતાઓ ચાલે છે. રાત્રિશાળાનો વહીવટ એક વ્યવસ્થાપક કમીટીથી ચલાવવામાં આવે છે; જેના સેક્રેટરીઓ પારી. શાંતિલાલ પ્રાણજીવનદાસ તથા મણિયાર ગોરધનદાસ અમીચંદ અને પારેખ નંદલાલ ચીમનલાલ છે.

**૩ શ્રી મોઢ યુવક તથા શ્રી મોઢ તરૂણ મંડળ** તથા એક બાળ લાઇબ્રેરી જેની વ્યવસ્થા હાલમાં તરૂણ મંડળ કરે છે તથા તરૂણ મંડળ તરફથી અખાડાની પ્રવૃત્તિ ચલાવવામાં આવે છે. આ મંડળના સેક્રેટરી ભાઇ હીરાલાલ ચંત્રભુજ છે.

૪ ચોત્રીશ તાલુકાની ગોળ પરિષદના વિધવા સહાયક ફંડનો વહિવટ શ્રીયુત લલ્લુભાઇ ફીશોરદાસ કરે છે.

**૫ શ્રી રામજીમંદિર ભાવનગર**—આ મંદિર ભાવનગરમાં વિકટર સ્કવેર પાસે આવેલું છે. ભાવનગરના સ્વ. મણિયાર નથુભાઇ હરિચંદ તથા તેમના ભાગીદાર ઠક્કર નાગજી જેઠાએ સં. ૧૯૨૬ માં બંધાવેલ છે. મંદિરનું મકાન વિશાળ છે. શ્રી રામ, લક્ષ્મણ અને સીતાજીની આકર્ષક મૂર્તિઓ તેમાં પધ-



શ્રી રામજીમંદિર : ભાવનગર

રાવેલ છે. ત્યાં એક શિવાલય તથા શ્રી હનુમાનજીનાં મંદિર પણ છે. મંદિરની મેડી ઉપર એક મોટો હોલ છે, જેમાં વ્યાખ્યાન આપી શકાય તેવી સગવડ છે. તેમજ સાધુ મહાત્માઓનો ઉતારો પણ થઈ શકે છે.

મંદિરના નિભાવ અર્થે કોઇ પાસે યાચના કરવી પડતી નથી, કારણ કે મુંબઇમાં એક ગાળો ખાસ ખર્ચ માટે અલગ કાઢવામાં આવ્યો છે. મંદિરમાં ગમે તેટલી સંખ્યામાં સાધુઓ આવે તોપણ તેમને પાકું સદાવ્રત આપવામાં આવે છે તથા દરરોજ અઢીપાલી બાજરાના રોટલા કુતરાને નાખવામાં આવે છે.

સાર્વજનિક હિત માટે જે ભાઇઓએ પોતાની સેવા અર્પણ કરી છે તેની માહિતી નીચે મુજબ છે.

૧ પારેખ ગોકળદાસ કુંવરજી. ભાવનગર રાજ્યમાં એક માનનીય વ્યક્તિ લેખાતા. રાજ્ય કારભારમાં સારો ભાગ લેતા. એક શિવમંદિર, જળાશયના આરા, અને અમૃતવાવ બંધાવ્યાં હતાં. સાર્વજનિક તેમ જ ધાર્મિક કાર્યોમાં તન, મન, ધનથી સારો ભાગ લીધો હતો. તેમની સેવાની કદર કરીને નામદાર દરબારશ્રીએ પારેખ તડની વાડી માટે પારેખ તડને જમીન અર્પણ કરેલ છે, જે ઉપર તેમના નામની એક ભોજનશાળા બંધાવવામાં આવેલ છે

૨ મણીયાર નથુભાઇ હરીચંદની મુંબઇમાં ઘણી સારી પેઢી હતી. આ પેઢી ઉપર આવેલ ગમે તે જ્ઞાતિબંધુનો સારો સત્કાર કરવામાં આવતો. તેમણે વિકટર સ્કવેર પાસે શ્રી રામચંદ્રજીનું એક વિશાળ ને સુશોભિત મંદિર તથા શીવાલય બંધાવ્યાં છે. મંદિરના કાયમી નિભાવ માટે મુંબઇમાં એક માળો રાખેલો છે. મંદિરમાં સાધુઓને કાયમી પાકું સદાવ્રત અપાય છે તથા હંમેશાં ભગવદ્ વાર્તા અને વારંવાર હરિકથાઓ થાય છે.

૩ મણિયાર ઘેલાભાઇ ગોકળદાસ. વઢવાણવાળા બાસાહેબના કારભારી હતા તેમણે વજલભાઇના કુંડ પાસે એક શિવાલય બંધાવ્યું છે. આ શિવાલયના ખર્ચનો પ્રબંધ કરેલ છે તેમ જ સાધુઓને ઉતરવા માટે એક જગ્યા બંધાવેલ છે.

૪ લાલા પારેખ એમણે નારીના રસ્તે એક વાવ તથા મંદિર બંધાવેલ છે.

૫ પારેખ માવજી જગજીવનદાસે એક મહાદેવનું દેરૂં બંધાવેલ છે.

૬ પારેખ ધનજીભાઇ કાશીદાસે મુકેલા રૂા. ૨૫૦૦) ના વ્યાજમાંથી તેમના ટ્રસ્ટીઓ શિવરાત્રીનું પારણું જમાડે છે તથા રૂા. ૧૨૫૦)નું વ્યાજ તેમના ટ્રસ્ટીઓ મારફત રાત્રીશાળા અને લાઇબ્રેરીને મળે છે. તેમણે શ્રી ભીડભંજન મહાદેવના મંદિરમાં સારો સુધારો કર્યો છે અને મંદિરમાં અખંડ ઘીના દીવાની વ્યવસ્થા કરી છે.

૭ શેઠ મોતીલાલ નાનાભાઇ. રાજ્યમાં અને સમાજમાં તેઓ સારો મોભો ધરાવતા. ધાર્મિક વૃત્તિવાળા હતા શ્રી છબીલાજીની હવેલીનો વહીવટ કર્તા હતા. તેમને ત્યાં સાધુઓને સદાવ્રત અપાય છે. મણિયાર તડની ભોજનશાળામાં તેમણે સારી સહાય કરેલ છે.

૮ વોરા દલપતભાઇ ગોરધનદાસ—જ્ઞાતિના અગ્રગણ્ય અને પ્રતિષ્ઠિત વેપારી હતા. મણિયાર તડની ભોજનશાળા તેમના પુરૂષાર્થનું ફળ છે. તેમના તરફથી સાધુઓને સદાવ્રત અપાય છે.

૯ પારેખ આણંદજી ગોપાળજીએ (૧) ભાવનગર ઔદિચ્ય વેદપાઠશાળાના મકાન માટે રૂ. ૧૦૦૦) અર્પણ કરેલા છે. (૨) પારેખ તડને રૂ. ૩૦૦૦) ની રકમ આપેલ છે, જેના વ્યાજમાંથી પારેખ તડ દર વર્ષે જન્માષ્ટમીનું પારણું જમે છે. (૩) વઢવાણ પાસે આવેલા મુલચંદ ગામમાં સાધુઓને ઉતરવાને માટે એક જગ્યા બંધાવી છે. (૪) રૂખડીયા હનુમાન પાસે ઢોરને પીવા માટે એક પાણીનો પીવાવો બંધાવેલ છે. (૫) ભાવનગરના સ્મશાનમાં અનેક સુધારા વધારા કરવામાં તેમજ વૃક્ષો રોપાવવામાં, તથા ઓરડો બંધાવવામાં અને સ્મશાન માટે આરો બંધાવવામાં સારી સહાય આપી છે.

૧૦ મણીયાર બાલુભાઈ કહાનદાસ જે. પી. એ. ભાવનગરમાં પ્રથમ પ્રીન્ટીંગ પ્રેસ સ્થાપ્યો હતો, પણ તેમાં નિષ્ફળતા મળવાથી મુંબઇ ગયા ત્યાં આગળ

હિંમત, સાહસિક વૃત્તિ અને બુદ્ધિના પ્રભાવથી તેઓ આગળ વધ્યા. તેઓ પાલણપુર સ્ટેટ અને થાણાદેવળીના મુંબાઇ ખાતે એજન્ટ હતા. તેમણે એક બેંક સ્થાપેલી. તેઓ જ્ઞાતિમાં અને સમાજમાં આગળ પડતો ભાગ લેતા જેને લીધે નામદાર સરકાર તરફથી તેમને જે. પી. નો ઇલ્કાબ મળેલો.

૧૧ પારેખ ગોપાલજી મુળજીભાઇ પ્રતિષ્ઠિત વેપારી તથા જ્ઞાતિના અગ્રણી પુરૂષોમાંના એક હતા. ભાવનગર બોર્ડીંગની કાર્યવાહક કમિટીના સભ્ય હતા. તેમણે સ્થાનિક જ્ઞાતિ સંસ્થાઓમાં આર્થિક સહાય સારી આપી છે.

૧૨ મહેતા છોટાલાલ છગનલાલ ઉત્સાહી અને હિંમતવાન હોઇ તેઓ પ્રથમ જાપાન ગયા. ત્યાંથી અમેરીકા ગયા. ત્યાં ખપ પુરતું રાત્રિશાળામાં અંગ્રેજી શીખ્યા અને ખેતીવાડી અને બાગ કામનો અનુભવ મેળવ્યો. ત્યાંથી પાછા ફર્યા બાદ રાજ્યે તેમની મહુવા પ્લાનટેશનમાં નિમણૂક કરેલી.

૧૩ પારેખ શાંતિલાલ નરોત્તમદાસ. તેમણે પારેખ તડને રૂ. ૩૦૦૦ ની રકમ અર્પણ કરેલી છે, જેના વ્યાજમાંથી દર વર્ષે પારેખ તડના રામનવમીના પારણા જમે છે.

૧૪ પરી. ઓધવજી ગોપાળજી. તેઓ આપણી જ્ઞાતિમાં સૌથી પ્રથમ બી. એ. એલએલ. બી. થયા હતા. તેમણે ભાવનગર મોઢ જ્ઞાતિ રાત્રિશાળામાં તન મનથી પોતાની સેવા અર્પી હતી. તેઓ સમાજ અને જ્ઞાતિમાં સારો ભાગ લેતા હતા.

૧૫ દેસાઇ છોટાલાલ દુર્લભજી. તેઓ મહુંમ ઓધવજીભાઇની સાથે બી. એ. એલએલ. બી. થયા હતા. તેઓ જુનાગઢ રાજ્યમાં ન્યાયખાતામાં હતા, અને પાછળથી તેઓ વેરાવળમાં મુન્સફ થયા હતા.

૧૬ પારેખ ભીખાભાઇ ગોપાળજી તેઓ શ્રી 'મોઢજ્ઞાતિ રાત્રીશાળા અને પુસ્તકાલય' 'લોનફંડ' 'વિદ્યોત્તેજક ફંડ' તથા 'મોઢ મહોદય'ના આદ્ય પ્રણેતા હતા. તેઓ શ્રી મોઢ જ્ઞાતિ બંધુઓને તન, મન, અને ધનથી યથાશક્તિ મદદ આપતા હતા. 'શ્રી કાઠીયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવન' ની સ્થાપનામાં તેઓશ્રીએ મહત્વ પૂર્ણ ભાગ લીધો હતો. રાજકોટમાં અખિલ હિંદ મોઢ વણિક સંમેલનનું પ્રથમ અધિવેશન થયું તે તેમના તથા શ્રીયુત કહાન ચકુ ગાંધીના પુરૂષાર્થનું પરિણામ છે. યુવાવસ્થાથીજ પરોપકાર વૃત્તિ અને દયાળુ સ્વભાવને અંગે તેઓ કોઇનું દુઃખ જોઇ શકતા નહિ. રૂવાપરીના દરવાજા બહાર ગાંડાભાઇની વાડી પાસે ઢોરોને પાણી પીવા માટે એક અવેડો બંધાવ્યો છે. તેમના સેવાભાવી જીવન વિષે વિગતવાર હકીકત તેમના સ્મારક અંક ( મોઢમહોદય માર્ચ ૧૯૪૨ નો અંક ) માં આપવામાં આવી છે.

૧૭ મણિયાર કેશવલાલ ભીખાભાઇ. તેઓ સાહિત્ય પ્રેમી અને સેવાભાવી હતા. મુંબઇમાં મોઢ બંધુ સમાજમાં સારો ભાગ લેતા હતા. ગુજરાતી 'હિંદુ સ્ત્રી મંડળ' માં ઘણાં વર્ષોથી પોતાની સેવા આપી રહ્યા હતા.

૧૮ પારેખ ઝવેરીલાલ પ્રેમજી. રાજકોટ એજન્સીમાં વકિલાતની પરીક્ષા પાસ કરી ભાવનગર રાજ્યમાં તેઓ પ્રેકટીસ કરવા લાગ્યા. તેમની કુશળતા, ઉત્સાહ અને તીવ્ર બુદ્ધિને લઇને તેઓ સારા વકીલ તરીકે પંકાયા હતા અને ત્યારબાદ નામદાર મહારાજા સાહેબે તેમની ન્યાયાધીશ તરીકે નિમણૂંક કરી હતી.

આપણી જ્ઞાતિના વિદ્યમાન બંધુઓ જેઓ સમાજ તેમજ જ્ઞાતિને પોતાની સેવા અર્પી રહેલ છે, તેમનો તેમજ જેઓએ ઉચ્ચ કેળવણી લીધી છે તેમનો ટૂંક પરિચય નીચે આપવામાં આવે છે.

૧ મહેરબાન નટવરલાલ માણેકલાલ સુરતી સાહેબ તેઓ બી. એ. એલ એલ. બી. છે. તેઓ શ્રી ભરૂચના વતની છે. ભાવનગરમાં પ્રથમ તેઓશ્રી ન્યાયાધીશ હતા. તેમની કાર્ય કુશળતા અને રાજ્ય પ્રત્યેની વફાદારીને લઇને તેઓશ્રી રાજ્યના વસુલાતી અધિકારી થયા. અને તે પદે પણ તેમની યશસ્વી કારકીર્દિને લઇને હાલમાં નામદાર મહારાજા સાહેબે તેમની નિમણુક નાયબ દિવાન તરીકે કરેલ છે. તેઓશ્રીનો પોતાની વસુલાતી કારકીર્દિમાં ભાવનગર રાજ્યની

પ્રકાયેલ 'ખેડુત કરજ કમિટી' માં મહત્વનો ભાગ હતો અને તેમનો વિશાળ અનુભવ એક પુસ્તકદ્વારા પ્રસિદ્ધ કરેલ છે. તેઓ જ્ઞાતિ પ્રત્યે શુભ લાગણી ધરાવે છે.

૨ શેઠ સુખલાલ ઝવેરભાઈ—તેઓ એક સારા પ્રતિષ્ઠિત વ્યાપારી છે. હાલની ચોત્રીશ તાલુકાની ગોળ પરિષદના માનનીય પ્રમુખ છે. 'કાઠીયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવન'ના તેઓ ટ્રસ્ટી તેમજ કાર્યવાહક કમિટીના પ્રમુખ છે. તેઓએ પાળીયાદમાં ધી ચંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લીમીટેડના ભાગીદાર તેમજ મેનેજર છે. તેઓ શાંત ને મિલનસાર સ્વભાવના છે અને જ્ઞાતિહિતેચ્છુ તથા જ્ઞાતિના ભૂષણરૂપ છે.

૪ વોરા ડાહ્યાલાલ ભાઇચંદ—તેઓ સારા પ્રતિષ્ઠિત વ્યાપારી છે. શ્રી કાઠીયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવનની પ્રથમથી અદ્યાપિ પર્યંત તેઓ સેક્રેટરી તરીકે સેવા કરી રહ્યા છે. આપણી કોંગ્રેસની કાર્યવાહક કમિટીના સભ્ય છે. તેઓ ભાવનગર ભરાયેલ કોંગ્રેસના જનરલ સેક્રેટરી હતા અને નાના તકતી



વરોદરીયા ઝવેરભાઈ પદમશી પાળીયાદ કન્યાશાળા

એક કન્યાશાળા બંધાવેલ છે. તેઓ કેટલીક વેપારી એસોસીએશનના પ્રમુખ છે. તેઓથી લડાઇના સંજોગોને લીધે "માનવ રાહત સમિતિ" માં પુર્ણ ઉત્સાહથી તન, મન, અને ધનથી પોતાની સેવા આપી રહ્યા છે.

૩ પારી મથુરદાસ ભકિતદાસ-તેઓ હાલમાં કાર્યવાહક કમિટીના પ્રમુખ છે.

૫ પારી શાંતિલાલ પ્રાણજીવનદાસ બી. એ. તેઓ રાજ્યના કેળવણી ખાતાના ઇન્સ્પેકટર છે. મોઢ બોર્ડીંગની સ્થાપનાથી અદ્યાપિ પર્યંત નિઃસ્વાર્થપણે પૂર્ણ ઉત્સાહથી ઓ. સુપ્રીન્ટેન્ડ

તરીકે દેખરેખ રાખી રહ્યા છે. તેઓ આપણી કોંગ્રેસની 'કાર્યવાહક કમિટી'ના સભ્ય છે. શ્રી ભાવનગર મોઢ જ્ઞાતિ રાત્રિશાળાના સેક્રેટરી છે. તેમજ જ્ઞાતિના હિતચિંતક છે. તેઓ આલ્ફ્રેડ હાઈસ્કુલમાં શિક્ષક હતા.

૬ પારેખ ભીખાભાઈ પ્રભુદાસ–અહીંના પારેખ તડના શેઠ છે. તેઓ ઉત્સાહી તથા સાહસિક વૃત્તિના છે. તેમની પેઢી કાનામાંગરોળમાં છે. જ્ઞાતિમાં તેઓ ઉત્સાહથી ભાગ લઈ કામ કરે છે.

૭ મણીયાર મોહનલાલ બાલુભાઈ–તેઓ ઈંગ્લાંડ જઈ બાર–એટ–લૉ થઈ આવ્યા છે અને હાલ મુંબઈમાં પ્રેક્ટીસ કરે છે.

૮ મણિયાર માનભાઇ બ લુભાઇ–તેઓ ઈંગ્લાંડ જઈ સોલીસીટર થઈ આવ્યા છે. ઈંગ્લાંડમાં આપણા હિંદી સમાજમાં તેમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી. હાલમાં તેઓ મુંબઈ મ્યુનિસિપાલીટીમાં છે.

૯ દેસાઇ દામોદરદાસ પરમાણંદદાસ–તેઓએ ઉમરાળાની હવેલીમાં રૂ. ૧૦૦૦) આપેલ છે. મોઢ જ્ઞાતિ લેનફંડમાં રૂ. ૫૦૦ની રકમ આપી છે અને રૂ. ૫૦૧) 'મોઢ મહોદય' ને પોતાના સ્વ. પિતાશ્રીના નામથી આપીને મોઢ મહોદયના મુરબ્બી બન્યા છે. શ્રી કાઠીયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવનમાં નિઃસ્વાર્થપણે સેવા આપેલ છે. તેઓ જ્ઞાતિ હિતચિંતક છે. તેઓ વ્યાપારાર્થે જાપાનમાં ઘણો સમય રહ્યા હતા. તેઓ 'મોઢ મહોદય'ની કમિટીના સેક્રેટરી છે. સોનગઢમાં પોતે બંધાવેલ મકાનનું ભાડું શુભ ખાતે વાપરે છે. તેઓ ધાર્મિક વૃત્તિના છે અને સોનગઢમાં 'પંચનાથ મહાદેવ'ની જગ્યાના જીર્ણોદ્ધારમાં સારો ભાગ લીધો છે.

૧૦ વોરા વૃજલાલ ગોકળદાસ બી. એ. હાલમાં તેઓ ભાવનગર શહેર મ્યુનિસિપાલીટીની મેનેજીંગ કમિટિના સભ્ય હતા. તેઓશ્રી 'કાઠીયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવન'ના જોઈન્ટ સેક્રેટરી છે. તેઓ જ્ઞાતિ તેમજ સાર્વજનિક કાર્યમાં સારો રસ ધરાવે છે. તેઓ આપણી કોંગ્રેસની કાર્યવાહક કમિટીના સભ્ય છે. ભાવનગર પ્રજા પરિષદના મંત્રી તથા મ્યુનિસિપાલ કોરપોરેશનના મેમ્બર છે. માનવ રાહત સમિતિમાં સારી સેવા કરી રહ્યા છે.

૧૧ મણિયાર લલ્લુભાઈ કિશોરદાસ સં. ૧૯૮૨ માં ભાવનગર મુકામે ભરાએલી ગોળ કોન્ફરન્સમાં ભાવનગરના નાના તડના તેઓ એક ડેલીગેટ હતા. શ્રી કાઠિયાવાડ મોઢ વણિક વિદ્યાર્થીભવનની કાર્યવાહક કમિટીના એક સભ્ય તથા અહિંના નાના તડના સેક્રેટરી છે. સં. ૧૯૯૨માં ધ્રાંગધ્રા મુકામે ભરાએલી ગોળ પરિષદમાં અહિંની જ્ઞાતિના તેઓ એક ડેલીગેટ હતા.

અહીંના વેપારી મંડળમાં 'ઓઈલ્સ એન્ડ સીડ્સ એસોશીએશન'ના બોર્ડ ઓફ ડાયરેકટર્સના એક સભ્ય, કુંડલા પ્રજાપરિષદમાં વર્કીંગ કમિટીના એક સભાસદ તેમજ ટ્રેઝરર હતા.

ભાવનગર પ્રજાપરિષદ વખતે સ્વાગત સમિતિના તેઓ એક સભ્ય, ટ્રેઝરર અને પરિષદને અંગે ફંડ એકઠું કરનાર ડેપ્યુટેશનમાં પણ હતા. ભાવનગર પ્રજાપરિષદની કાર્યવાહક કમિટીના સભ્ય તરીકે પણ તેઓ છે.

હરકોઈ જાહેર પ્રવૃત્તિમાં તેઓ પૂરતો રસ લે છે અને પ્રજાહિતના પ્રશ્નોને હાથ ધરી તેને પાર પાડવામાં શક્તિ અને સમયનો તેઓ સારો ભોગ આપે છે.

૧૨ મણિયાર ગોરધનદાસ અમીચંદ તેઓ શ્રી 'મોઢ મહોદય' માસિકના વ્યવસ્થાપક અને પ્રકાશક તથા મોઢ વણિક વિદ્યાર્થી ભવનની કાર્યવાહક કમિટીના સભ્ય છે. તેઓ મોઢ જ્ઞાતિ રાત્રિશાળાના સેક્રેટરી છે અને જ્ઞાતિ પ્રત્યે શુભ લાગણી ધરાવે છે. નાના તડની કાર્યવાહક કમિટીના જોઈન્ટ સેક્રેટરી છે.

૧૩ પારેખ ભગવાનલાલ મગનલાલ બી. એ. એલ એલ બી. તેઓ ભાવનગર રાજ્યમાં ન્યાયાધીશ હતા. હાલમાં નિવૃત્ત જીવન ગાળે છે.

૧૪ પારેખ જસરાજ ઉત્તમચંદ બી. એ. એલ. એલ. બી. તેઓ ભાવનગરમાં વકીલાત કરતા હતા. મોઢ બોર્ડીંગની કાર્યવાહક કમીટીના સભ્ય તથા શેઠ ધનજી કાશીદાસ ટ્રસ્ટફંડના ટ્રસ્ટી છે.

૧૫ પારેખ રણછોડદાસ મગનલાલ–તેઓ

સારા વ્યાપારી છે ને પારેખ તરફની વર્કીંગ કમિટીના સેક્રેટરી હતા. તેઓ શ્રી. 'કોંગ્રેસની કાર્યવાહક કમીટી ' ના સભ્ય છે. શ્રી મોઢ મહોદય રજત મહોત્સવ સ્વાગત સમિતિના મંત્રી હતા. તેઓ જ્ઞાતિ પ્રત્યે સારી લાગણી ધરાવે છે.

૧૬ પારેખ જયન્તિલાલ અમૃતલાલ—તેઓ ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસના એજન્ટ છે ને પારેખ તરફની વર્કીંગ કમીટીના સેક્રેટરી હતા. તેઓ જ્ઞાતિની કાર્યવાહીમાં ઉત્સાહથી ભાગ લે છે.

૧૭ ડૉ. જગન્નાથ દામોદરદાસ વોરા એમ. બી. બી. એસ.—તેઓ જ્ઞાતિ પ્રત્યે સારી લાગણી ધરાવે છે અને વિલા પારલામાં પોતાનું દવાખાનું ચલાવે છે અને મુંબઈની મોઢ બોર્ડીંગમાં તેઓ પોતાની સેવા આપે છે.

૧૮ મોદી વેણીલાલ નરોતમદાસ બી. એસ. સી. બી. ટી. શ્રી કાઠીયાવાડ મોઢ વણિક વિદ્યાર્થી ભવનના ગૃહપતિ તથા શામળદાસ કોલેજમાં સાયન્સના ડેમોન્સ્ટ્રેટર તરીકે છે.

૧૯ ડૉ. લક્ષ્મીચંદ નાનચંદ એલ. સી. પી. એસ. તેઓ લીંબડીના વતની છે. તેઓ ભાવનગરમાં પોતાનું દવાખાનું ચલાવે છે. તેઓ જ્ઞાતિમાં પોતાની યથાશક્તિ સેવા બજાવે છે.

૨૦ પારેખ મોહનલાલ મગનલાલ—તેઓ ઘાટકોપરના એક અગ્રગણ્ય સેવક છે. તેઓ કોંગ્રેસના પ્રચારક છે. તેઓ ઘાટકોપરની જનતાની સહકુટુંબ નિઃસ્વાર્થપણે સેવા કરે છે. તેઓ ચુસ્ત ખાદી ધારી છે અને ઘાટકોપરમાં શુદ્ધ ખાદી, હાથે ખાંડેલા ચોખા તથા હાથે છડેલી તુવરદાળ, ગાયનું શુદ્ધ ઘી તથા ઘાણીનું તેલ વિગેરે કોંગ્રેસની અનેકવિધ ગ્રામોદ્ધારની પ્રવૃત્તિમાં તન, મન, ધનથી ફાળો આપે છે. તેમના ધર્મપત્ની બ્હેન અંજવાળી ઘાટકોપરની સ્ત્રી પ્રવૃત્તિમાં સારો રસ લે છે અને તેઓ પણ શુદ્ધ ખાદી ધારી છે. તેઓએ મોઢ જાગૃતિની પ્રવૃત્તિમાં સારો ભાગ ભજવ્યો હતો.

૨૧ પારેખ ભોગીલાલ નરોત્તમદાસ—તેઓ અમદાવાદમાં ઝંડુફાર્માસ્યુટીકલ વર્કસના એજન્ટ છે.



શ્રી ભોગીલાલ નરોત્તમદાસ પારેખે બંધાવેલ સેનીટેરીયમ—સોનગઢ

તેઓએ સોનગઢમાં મોઢ જ્ઞાતિ માટે એક 'સેનીટેરીયમ બંધાવેલ છે.

૨૨ મહેતા પરમાણંદદાસ છગનલાલ—તેઓ સારા વેપારી છે ને નાના તડની કાર્યવાહક કમીટીના ટ્રેઝરર છે. તેઓ નિઃસ્વાર્થપણે અને પુર્ણ ઉત્સાહથી જ્ઞાતિને પોતાની સેવા આપી રહેલ છે.

૨૩ પારેખ રમણિકલાલ રતિલાલઃ—તેઓ બી. એ. એલ એલ. બી. છે ને હાલમાં મુંબઇમાં સોલીસીટર્સની ઓફીસમાં કામ કરે છે.

૨૪ દેશાઇ છબિલદાસ અમીચંદઃ—તેઓ 'મોઢ મહોદય' ના સંચાલક છે. જ્ઞાતિની નાનાતડની કાર્યવાહક કમીટીના સભ્ય છે અને જ્ઞાતિ પ્રવૃત્તિમાં સારો ભાગ લે છે.

૨૫ મણિયાર લક્ષ્મીદાસ વ્રજલાલ—વેપાર અર્થે જાપાન, જાવા, સુમાત્રા, સિંગાપુર, વગેરે સ્થળે કેટલોક સમય રહ્યા છે. તેઓ ઉત્સાહી ને સાહસિક વૃત્તિના છે.

૨૬ મણિયાર કેશવલાલ નરશીદાસ તેઓ સિહોરના વાતની છે અને અહિં તમાકુના સારા વેપારી છે. જ્ઞાતિ હિતના કાર્યોમાં સારી સહાય આપે છે. હૃદયના નિખાલસ અને સેવાભાવી છે.

૨૭ પારેખ નંદલાલ ચીમનલાલ—મોઢ જ્ઞાતિ રાત્રીશાળાના સેક્રેટરી અને યુવક મંડળના નેતા છે. દરેક સાર્વજનિક કાર્યમાં પોતાની સેવા ખૂબ ખંતથી આપે છે. શહેરની સેવાસમિતિમાં પણ સારી સેવા કરે છે.

આ ઉપરાંત શહેર ભાવનગરમાં નીચેના ભાઈઓ ગ્રેજ્યુએટ થયેલ છે.

૧ દેશાઇ સવાઇલાલ દુર્લભજી બી. એ. ૨ પરી. સવાઇલાલ પ્રાણજીવનદાસ બી. એ. ૩ પારેખ બાલકૃષ્ણ પરમાણંદદાસ બી. એ. ૪ પારેખ રતિલાલ દામોદરદાસ બી. એ. ૫ પારેખ બળવંતરાય જમનાદાસ બી. એ. ૬ પારેખ કેશવલાલ જસરાજ બી. એ. ૭ પારેખ જયતિન્લાલ ભોગીલાલ બી. એ. ૮ પરી. જીવણલાલ ગીરધરલાલ બી. એ. ૯ પરી. બળદેવદાસ પુરૂષોતમદાસ બી. એ. ૧૦ પારેખ હરગોવીંદદાસ ચીમનલાલ બી. એ.

( માહિતી મોકલનાર મોઢ યુવક મંડળ )

●

## જુનાગઢ

શેઠ લક્ષ્મીદાસ કરશનદાસ બલીઆ ધર્મશાળા—જુનાગઢ. આ આલીશાન ધર્મશાળા પોતાના ભાઇ મર્હુમ શેઠ લક્ષ્મીદાસના સ્મરણાર્થે શેઠ પરશુદાસ કરશનદાસ જેઓ જ્ઞાતિના એક અગ્રણી અને સખી દિલના ગૃહસ્થ છે તેમણે બંધાવી છે. ધર્મશાળામાં દરેક પ્રકારની સંપૂર્ણ સગવડ હોવાથી તેમજ શેઠ સાહેબ પ્રભુદાસભાઈ રોજ ધર્મશાળામાં પધારી પુરેપુરી દેખરેખ રાખતા હોય, રોજ સેંકડો મુસાફરો અને યાત્રિઓ લાભ લે છે.

●

## ચોરવાડ

ચોરવાડ હવાખાવાના સ્થળ તરીકે પ્રખ્યાત છે. ઉનાળામાં હવા ઠંડી તથા સુકી રહેતી હોવાથી ઘણા લોકો ઉનાળો ગાળવા ત્યાં આવે છે.

ચોરવાડમાં મોઢ બંધુઓની વસ્તી ઠીક પ્રમાણમાં છે. તેઓની સ્થિતિ પણ સારી છે-ઘણા ખરા મુંબઇ રહેતા હોવાથી ધનાઢય બન્યા છે. અહીંના જ્ઞાતિબંધુઓ માંડલિયા તથા ગોભવા મોઢ છે.

અંગ્રેજી મીડલ સ્કુલ—શેઠ હરજીવનદાસ મોનજીએ બંધાવી છે.

કન્યાશાળા—ગામમાં-શેઠ કપુરચંદ મોનજી તથા શેઠ લીલાધર મદનજી મોનજીએ બંધાવેલી છે.

લાઇબ્રેરીનું મકાન ધરમશી શંકરજીએ બંધાવ્યું છે.

વાલીબાઇ ધર્મશાળા. આ ધર્મશાળા મોઢ બ્હેને બંધાવી છે અને તેના ટ્રસ્ટી શ્રી શામળદાસ હરચંદ છે.



શેઠ લક્ષ્મીદાસ કરશનદાસ બલીઆ ધર્મશાળા-જુનાગઢ

**પ્રભુનિવાસ સેનીટેરીયમ.** ગોભવા મોઢબંધુ સ્વ. શ્રી પ્રભુદાસ મોતીચંદે બંધાવ્યું છે. વ્યવસ્થા શ્રી. હરખચંદ મોતીચંદ કરે છે. સેનીટેરીયમ સગવડ ભર્યું છે. વાસણ, કુસણ, રાચ રચીલું વિગેરેની સગવડ છે.

**ચોરવાડી માતાનો વંડો.** ચોરવાડી માતાના મંદિર ફરતો વંડો કરવામાં મોઢ બંધુઓએ નાણાંની મદદ કરી છે અને તે કામમાં શ્રી. શામળદાસ તથા નરોત્તમદાસ હરચંદે જાતે રસ લઇ સારી મહેનત લીધી છે.

- **સુમનબાગ**–શેઠ મદનજી મોનજીની પેઢીવાળા શ્રી વિઠ્ઠલદાસ ધરમશીનો આ બાગ ગામવાળાઓને વિસામા સમો થઇ પડે છે. ઘણા લોકો ફરવા–આરામ અને ન્હાવા માટે આ બાગની મુલાકાત લે છે.

**જીવણબાગ.** શ્રી જીવણલાલ મોતીચંદનો આ બાગ અતિ વિશાળ, સુવ્યવસ્થિત અને અનેક પ્રકારના ફળવૃક્ષોથી સમૃદ્ધ છે. લોકો ફરવા તેમજ ફળો ખરીદ કરવા ત્યાં લટાર મારે છે. વણિકબંધુની માલિકીનો આવો સુંદર અને કમાણી કરાવનારો બાગ નાણા રોકવાની મુંઝવણવાળાઓને તથા 'શું ધંધો કરીએ!' એવી ગડમથલમાં પડનારાઓને માર્ગદર્શક અને દૃષ્ટાંતરૂપ છે.

**નામાંકિત પુરૂષો.** રાજકોટ બોડીંગના એક સ્થાપક શ્રી. ગોવિંદજી જેઠાભાઇ, મદનજી મોનજીની પેઢીવાળા શ્રી. વિઠલદાસ ધરમસી, ચત્રભુજદાસ, ભાઇલાલભાઇ, રતિલાલભાઇ, હરકિસનદાસ વિગેરે ભાઇઓ, શ્રી. જીવણલાલ મોતીચંદ, શ્રી. હરખચંદ મોતીચંદ, શ્રી. શામળદાસ હરચંદ, શ્રી. નરોત્તમદાસ હરચંદ, શ્રી. મોહનલાલભાઇ વિગેરે ભાઇઓ

જ્ઞાતિની ઉન્નતિ માટે ધગશવાળા અને સેવાભાવી છે.

સ્વ. હરજીવનદાસ મોનજી કાપડીયા જેમનું નામ 'મોઢ મહોદય'ના વાંચકોને સુપરિચિત છે, તેઓ પણ ચોરવાડના જ વતની હતા.

**મોઢ બોર્ડિંગની યોજના-ચોરવાડના** શ્રીમંત બંધુઓએ નવી બોર્ડિંગ કાઢવા માટે ફંડની યોજના કરી જેમાં આજ સુધીમાં રૂા. ૫૭૦૦૦ ભરાયા છે. આ ફંડમાં મદનજી મોનજીની પેઢીએ રૂ. ૨૧૦૦૦, વિઠલદાસ મુળચંદ હીરજી અને ભાઈઓએ રૂા. ૧૦૦૦૦ તથા ભાઈચંદ રૂગનાથની કું. એ રૂા. ૫૧૦૦ ભર્યા છે. હજી પ્રયાસ ચાલુ છે.

**શેઠ કપુરચંદ મોનજી તથા શેઠ લીલાધર મદનજી સાર્વજનિક કન્યાશાળા-ચોરવાડ** આ કન્યાશાળાનો પાયો નાખવાની ક્રિયા જુનાગઢના દિવાન સાહેબના હાથે તા, ૪-૨-૧૯૨૧ ના રોજ કરવામાં આવી હતી, જે વખતે બાળકો તથા બાળાઓને કપડાં, ચોપડીઓ તથા સાકર વહેંચવામાં આવી હતી.



## વેરાવળ

**રામનિવાસ ધર્મશાળા-વેરાવળ.** વેરાવળના શેઠ વનમાળી વીરજીએ રૂા. ૬૦૦૦૦)ના ખરચે સાર્વજનિક ઉપયોગ માટે આ ધર્મશાળા બંધાવી છે. તે વેરાવળ સ્ટેશન પાસે જ આવેલી હોય તેના બે વિભાગ પાડી એક ઉચ્ચ કોમના હિંદુભાઈઓ માટે અને બીજો અન્ય બંધુઓ માટે રાખવામાં આવ્યો છે. ધર્મશાળામાં ૫ દિવસ રહેવાની છૂટ છે. વધારે રહેવું હોય તો માલિકની પરવાનગી લેવી પડે છે. ધર્મશાળામાં જ વીજળીની સગવડ છે, ધર્મશાળામાં મુસાફરોને વાસણ કુસણ, ગોદડાં, ગાદલાં, ઘોડીઆ વગેરે વસ્તુઓ વપરાશ માટે આપવામાં આવે છે.



## રાજકોટ

**શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવિંદજી જેઠાભાઈ મોઢ વણિક બોર્ડીંગ. રાજકોટ**—આ સંસ્થાની નાના પાયા પર સને ૧૯૨૩ માં શરૂઆત કરવામાં આવેલી, ત્યારબાદ ધીમે ધીમે સગવડ થતાં તા. ૮-૧૦-૨૭ ને રોજ તેની વિધિસર સ્થાપના થઈ. તેમાં શેઠ વાઘજીભાઇ લક્ષ્મીદાસે રૂા. ૨૫૦૦૧) તથા શેઠ ગોવિંદજી જેઠાભાઇએ રૂા. ૨૫૦૦૧) અર્પણ કર્યા તેથી તે બંને ગૃહસ્થોનાં મુબારક નામ આ સંસ્થા સાથે જોડવામાં આવ્યા.

ભવન પાસે ૪૦૦૦ વાર જમીન છે. આ જમીન ઉપર ૬૦ વિદ્યાર્થીઓ રહી શકે તેવડું બોર્ડીંગનું મકાન હોવા ઉપરાંત વાંચનાલય, આરોગ્ય ગૃહ, વ્યાયામ ગૃહ, કાર્યાલય, પ્રાર્થના મંદિર, સ્નાનગૃહ વગેરેની સગવડતા કરવામાં આવી છે. મકાન પાછળ રૂા. ૩૧૦૦૦) નું ખર્ચ કરવામાં આવેલ છે. આ સંસ્થામાં સર પરશોત્તમદાસે રૂા. ૫૦૦૦) ભેટ આપ્યા છે.

સંસ્થાના જનરલ ફંડમાં રૂા. ૧૩૦૩૫૦) તથા કાયમી જમણ ફંડમાં રૂા. ૪૨૦૦) છે. અત્યાર સુધીમાં લગભગ ૪૨૦ વિદ્યાર્થીઓએ આ ભવનનો લાભ લીધો છે. ભવનમાં ૬૦ વિદ્યાર્થીઓને રાખવામાં આવે છે.

આ ભવનની શરૂઆત મહુંમ ડૉ. મદનજી જેઠાભાઇને આભારી છે. તેમણે મહુંમ મણિલાલ લક્ષ્મીચંદ અડાલજા તરફના રૂા. ૩૫૦૦) માંથી ૪૦૦૦ વાર જમીન સ્ટેટ પાસેથી રૂ. ૧૦૦૦)ની જુજ કીંમતે લીધેલી.

આ ભવનના મેનેજીંગ ટ્રસ્ટીઓ શેઠ વાઘજીભાઈ, શેઠ ગોવિંદજીભાઇ તથા ઓન, સર પરશોત્તમદાસ મહેતા છે.

**રઘુનાથજી મંદિર. રાજકોટ**—આ મંદિર સ્વ. વોરા મહાદેવભાઇ દેવચંદ તરફથી બંધાવવામાં આવ્યું છે; તેની વ્યવસ્થા તેમના વંશજો કરે છે.

**મહાદેવનું મંદિર રાજકોટ**—સ્વ. માધવજી ખેતશીએ આ મંદિર નદીના સામે કાંઠે બંધાવેલું છે; જેની વ્યવસ્થા તેમના વંશજો કરે છે.



શેઠ વનમાળી વીરજીએ બંધાવેલ શ્રી રામનિવાસ ધર્મશાળા-વેરાવળ

## કચ્છ

૧૯૪૧ ના ફેબ્રુઆરીમાં થએલ વસ્તી ગણત્રી મુજબ કચ્છમાં માંડલીયાની વસ્તી એકંદરે ૪૫૦, તેમાં ૩૬૪ માંડવીમાં અને ૮૬ ભુજમાં. પરણેલાં જોડાં ૮૪ એટલે ૧૬૮ જણ, વિધુર ૧૧, વિધવા ૬૪, કુંવારા છોકરા ૧૨૫, કુંવારી છોકરી ૭૯, સગપણ થએલ છોકરા ૨, છોકરી ૧. કુલ્લે ૪૫૦ માંડલીયાની વસ્તી છે.

મોઢ ગોભવા તથા અડાલજાની વસ્તી એકંદરે ૩૬૨.

માંડલીયા જ્ઞાતિમાં કેળવાયેલા નીચે મુજબ છે.

ડૉ. નટવરલાલ ચાંપસી માંડલીયા D. O. M. S. (London). L. M. (Dublin). M. B. B. S., L. C. P. S. (હાલ મોમ્બાસામાં ધીકતી પ્રેક્ટીસ ચાલે છે). ૨ ચુનીલાલ રાઘવજી માંડલીયા B A. L L. B. ૩ શાંતિલાલ ગોરધનદાસ માંડલીયા B. A L L. B. ૪ છોટાલાલ રામજી મેતા B. A. L L. B. ૫ મેતા હીરાલાલ મણીલાલ Advocate. ૬ મેતા રસિકલાલ ભગવાનદાસ Advocate. ૭ મેતા કેશવજી મોતીચંદ સનંદી વકીલ. ૮ ડૉ. પ્રાણલાલ વાઘજી L. M. & S. (National). ૯ મેતા વ્રજલાલ પરશોત્તમ B. A. L L. B. ૧૦ હરસુખરાય ગોરધનદાસ માંડલીયા

પ્રીવીઅસમાં પાસ થયા છે. મુંબઇમાં વીમા કંપનીમાં સારા હોદ્દા ઉપર છે. ૧૧ નવનીતલાલ ચાંપસી મેટ્રીક પાસ તથા કોમર્સની ડીપ્લોમા છે. ૧૨ મહીપતરામ ભગવાનલાલ મેટ્રીક પાસ. ૧૩ પ્રાણલાલ માધવલાલ મેટ્રીક પાસ.

[ માહિતિ મોકલનાર—શ્રી. રસિકલાલ ભગવાનલાલ. ]

કચ્છમાં જે ૪૫૦ માંડલીયા ભાઇઓ તથા ૩૬૦ મોઢ (ગોભવા તથા અડાલજા) ભાઇઓની એમ કુલ્લે ૮૧૦ માણસોની વસ્તી છે તેમાંથી ૨૦ ટકા લગભગ મુંબઇ, કલકત્તા, કરાંચી, સીંગાપોર, મોમ્બાસા વિ. સ્થળોએ ધંધાર્થે રહે છે અને એકંદરે ૧૨–૧૩ પેઢીઓ દેશ તેમજ પરદેશમાં ચાલે છે. કચ્છમાં મુખ્યત્વે ભુજ અને માંડવીમાં મોઢ-માંડલીયા ભાઇઓની વસ્તી છે. માંડવીના ભાઇઓ વ્યાપારી વર્ગના છે તેમજ પરદેશ બેઠે છે. થોડા ઘણા વકીલાતની લાઇનમાં છે જ્યારે ભુજમાં બધા ભાઇઓ રાજ્યની નોકરીમાં છે તથા મોટા જમીનદારો છે.

કચ્છમાં મોઢ અને માંડલીયા જુદી જુદી કોમ ગણાય છે, તેઓ વચ્ચે રોટી વ્યવહાર છે પણ બેટી વ્યવહાર નથી. ભુજમાં મોઢ-માંડલીયાઓએ મળી બેટી વ્યવહારનો ઠરાવ પસાર કરેલ છે પણ તે હજુ અમલમાં આવ્યો નથી. ભુજમાં બન્ને જ્ઞાતિ વચ્ચે સારા માઠા પ્રસંગે અરસ પરસ ઘણો વ્યવહાર છે. જ્યારે માંડવીમાં માત્ર નામનો સંબંધ છે.

માંડલીયા જ્ઞાતિમાં કેળવણી સારાં પ્રમાણમાં છે. ૮ ભાઇઓ વકીલ થયા છે તથા બે ભાઇઓ ડોક્ટર થયા છે. તે પૈકી શ્રીયુત નટવરલાલ ચાંપસીએ લંડનની D. O. M. S. તથા L. M. ની ડીગ્રીઓ સંપાદન કરી છે અને હાલ તેઓ મોમ્બાસામાં બ્હોળી પ્રેક્ટીસ ધરાવે છે. મોઢ ભાઇઓમાં માત્ર બે ભાઇ યુનીવરસીટીની ડીગ્રી ધરાવે છે. એક ભાઇ હાલ M. B. B. S.માં અભ્યાસ કરે છે.

કચ્છમાં આપણી જ્ઞાતિની ઉદાર સખાવતો છે.

૧ અંજારમાં જીવણ મેઘજીની મોટી ધર્મશાળા તથા પરબ છે જેનો અનેક મુસાફરો દરરોજ લાભ લે છે.

૨ ભુજમાં 'હીરાલાલ લોકહિતાર્થ ઔષધાલય' સ્વ. હીરાલાલ જગજીવનના નામથી ચાલે છે જ્યાં તમામ વર્ગને દેશી દવા મફત આપવામાં આવે છે. રૂા. દશ હઝાર તથા જગ્યા આ સંસ્થા માટે આપવામાં આવ્યા છે. ગયે વર્ષે ૩૬૫૪૯ દર્દીઓએ આ સંસ્થાનો લાભ લીધેલ છે.

૩ માંડલીયા 'મોઢ શુભેચ્છક મંડળ' તરફથી માંડવીની મોઢ કોમ માટે એક રાત્રીશાળા ચલાવવામાં આવે છે. છોકરા તથા છોકરીઓને ભણવા માટે ચોપડીઓ ફ્રી આપવામાં આવે છે. અસહાય વિધવાઓને દરમાયો આપવામાં આવે છે.

૪ માંડલીયા સ્વ. નેણશી લધુના નામથી એક સ્કુલ ચલાવવામાં આવે છે જેમાં મોઢ-માંડલીયા તથા મોઢ બ્રાહ્મણોને મફત કેળવણી આપવામાં આવે છે. આ સંસ્થાની વ્યવસ્થા સ્વર્ગસ્થના જમાઇ નવનીતલાલ ચાંપસીભાઇ સુવ્યવસ્થિત રીતે ચલાવે છે.

૫ સ્વ. શ્રી. શીવજી નાગજીના ફંડમાંથી કચ્છ માંડવીમાં અભ્યાસ કરતા દરેક માંડલીયા વિદ્યાર્થીને ચોપડીઓ મેટ્રીક સુધી ફ્રી આપવામાં આવે છે.

૬ મણીબાઇ સ્મારક ફંડ (માંડવી) આ ફંડમાંથી ત્યાંના માંડલીયા વિદ્યાર્થીઓને મેટ્રીક સુધીની ફી આપવામાં આવે છે.

૭ માંડલીયા કેળવણી ફંડ ભુજની માંડલીયા જ્ઞાતિ તરફથી ફંડ ઉભું કરવામાં આવ્યું છે.

૮ સ્વ. રંભાબાઇએ કરેલ ટ્રસ્ટમાંથી બેટ દારકાથી આવતા સાધુસંતોને ફળાહાર આપવાનું ઠરાવવામાં આવ્યું છે.

૯ પ્રબોધન ભુજંગીલાલના બ્હેન ગંગાસ્વરૂપ નવલ બહેન તરફથી કચ્છ ભુજમાં શ્રી હામેશ્વર મહાદેવમાં સાધુ સંતોને ભોજન આપવામાં આવે છે.

તે સિવાય પણ જ્ઞાતિમાં અન્ય પરચુરણ સખાવતો છે.

ભુજમાં મોઢ માંડલીયા મિત્રમંડળ હસ્તી ધરાવે છે. આ મંડળના પ્રયાસથી જ્ઞાતિના કરવેરામાં ઘટાડો

થયો છે તથા બીજા સમયાનુસાર રીત રિવાજોમાં સુધારા વધારા થયા છે. કલકત્તામાં 'કચ્છી માંડલીયા મિત્રમંડળ' નામની યુવકોની સંસ્થા છે. તે મંડળ જ્ઞાતિને સુધારાને પંથે દોરવવા પ્રયાસ કરી રહ્યું છે.

માંડલીયા જ્ઞાતિમાં પહેલાં લગ્ન વખતે કન્યાને ૧૩૦ ગદીઆણા હેમ આપવાનો રિવાજ હતો. હાલ તે ઘટાડીને ૧૦૦ ગદી એટલે કે ૫૦ તોલા કરવામાં આવેલ છે. મોઢ જ્ઞાતિમાં ૨૦૦૦) રૂ. ના દાગીના, તથા કપડાં જુદાં આપવામાં આવે છે. હજુ પણ હાલના જમાના પ્રમાણે, આ રિવાજ અસહ્ય કહેવાય. કેટલાએ ગરીબ સ્થિતિવાળા આ કારણને લઇને કુંવારા રહી ગયા છે, વાસ્તે જો આ રિવાજમાં ઘટાડો કરવામાં આવે તો યોગ્ય કહેવાય.

કચ્છમાં આપણા ભાઇઓ એકંદરે સુખી છે.

[માહિતિ મોકલનાર—શ્રી. પુરૂષોત્તમ રામજી, કચ્છ-માંડવી]

●

## ધ્રાંગધ્રા

મોઢ જ્ઞાતિના ૧૫૦ ઘર, કુલ ૬૦૦ માણસો, અહીં જ્ઞાતિના ત્રણ તડ છે. ભોજનશાળા જ્ઞાતિ સમસ્તની છે.

**શ્રી. વૃજલાલ હીરાચંદ વોરા**, બી. એ. એલ. એલ. બી. ધ્રાંગધ્રા રાજ્યના સર ન્યાયાધીશ છે.

**શ્રી ગોરધનદાસ ન્યાલચંદ મેતા**, બી. એ. એલ. એલ. બી. વકીલ, ચોત્રીસ તાલુકા ગોળ પરિષદના સેક્રેટરી હતા. જ્ઞાતિ સેવામાં ઉમંગ ભર્યો ભાગ લે છે.

**શ્રી. નરોત્તમદાસ મલુકચંદ મનોર** રાજ્યમાં સારા હોદ્દા ઉપર હતા. જ્ઞાતિ સેવા માટે સારી ધગશ છે.

**'મલ્લુ બાવા'** ધ્રાંગધ્રામાં મલ્લુ હરીની પેઢી પ્રખ્યાત હતી. મલ્લુ ભાઈ શ્રી. ગોરધનદાસ વકીલના પૂર્વજ. સં. ૧૯૪૨ લગભગમાં તેમની ખૂબ ખ્યાતિ હતી. સાધુ સંતો એમના દ્વારે ઉભાજ હોય અને સાંજ પડે બે ચાર રૂપિયાની મદદ તેઓને મળ્યા જ કરે. તેઓ એટલા બધા ઉદાર દિલના અને ધર્મપરાયણ હતા કે જનતા તેમને 'મલ્લુ બાવા' ના માનવંતા નામથી બીરદાવતી.

**સ્વ. મનોર મહાદેવ** ધ્રાંગધ્રામાં આ એક મહાપુરૂષ થઇ ગયા. તેમના પૂર્વજ માધવજી સુંદરજી વડોદરાથી સં. ૧૫૫૧ માં હળવદ આવ્યા ત્યારથી તેમની પારેખની શાખ પડી. તેમણે રાજ્ય સાથે વેપારી સંબંધ ચાલુ કર્યો. કેટલાય વર્ષો પછી તેમના વંશના મહાદેવભાઈ ધ્રાંગધ્રાના રાજસાહેબ અમરસિંહના વખતમાં તેમનું કામકાજ કરતા. મહાદેવભાઇના પુત્ર મનોરભાઇ રાજસાહેબ માનસિંહજીના વખતમાં રેવન્યુ કમીશ્નરના હોદ્દા ઉપર હતા, પરંતુ તે રાજસાહેબના પ્રાણુ સમા હતા. તેમને પૂછ્યા વિના પાણી પણ ન પીએ, એટલો બધો રાજસાહેબનો વિશ્વાસ અને સદ્ભાવ તેમણે મેળવ્યો હતો. કહેવાય છે કે તેમનો પગાર બાંધેલો ન્હોતો, બધું ખર્ચ રાજસાહેબ આપતા. જ્યારથી શ્રી. સવાઇલાલ દિવાન તરીકે આવ્યા ત્યારથી સ્વ. મનોરભાઇનો પગાર રૂ. ૨૦૦ નક્કી કરવામાં આવ્યો હતો. તેઓ 'મનોરબાપા' તરીકે ઓળખાતા.

**સ્વ. ગોરધનદાસ હુરગોવિંદદાસ પારેખ** રાજસાહેબ અજીતસિંહજીના વખતમાં એકાઉન્ટન્ટ જનરલ હતા. તેમણે અંબાજીમાં ધર્મશાળા કરાવી છે, જે માતાજીના મંદિર પાસે જ આવેલી છે.

**શ્રી કૃષ્ણબળદેવજીનુ મંદિર** (પુષ્ટિ માર્ગીય) પારેખ મનોર મહાદેવે પોતાના ખર્ચે બંધાવી જ્ઞાતિને તેનો વહિવટ સોંપ્યો છે.

**કુલેશ્વરનું મંદિર** (મહાદેવનું) કુલચંદ લખમીચંદે બંધાવીને જગન્નાથતીર્થ સ્વામીને અર્પણ કર્યું હતું. હાલ રાજ્ય તરફથી વહીવટ થાય છે.

ધ્રાંગધ્રાના હળવદ દરવાજા બહાર પારેખ લખમીચંદ અમરસીએ કુવો બંધાવ્યો છે. સામે પીઆવો છે. પીઆવાનો બંદોબસ્ત હાલ તેમના પુત્રો કરે છે.



## હળવદ

ધ્રાંગધ્રા રાજ્યની રાજ્યધાની પ્રથમ હળવદમાં હતી.

હાલ પણ ત્યાં અગાઉનો ભવ્ય રાજ્યમહેલ સરોવર કિનારે આવેલો છે.

હળવદમાં હાલ મોઢ જ્ઞાતિના આશરે ૨૦૦ ઘર છે. જ્ઞાતિમાં સંપ સારો છે. તડ જેવું કંઇ નથી. જ્ઞાતિની સુંદર વિશાળ ભોજનશાળા છે. જેમાં અનુકૂળતાએ જગ્યાનો ઉમેરો થતોજ જાય છે.

હવેલી—(વૈષ્ણવ મંદિર) માં મોઢજ્ઞાતિબંધુઓ સ્વ. કસ્તુરચંદ પોપટલાલ, શ્રી પુરૂષોતમ મહાદેવ, સ્વ. મેતા ચતુર ઝીણા, મેતા હરજીવન શામજી તથા ઘનશ્યામપુરવાળા સ્વ. મેતા મગનલાલ છગનલાલે આરસ નંખાવ્યો છે.

ગોપાળલાલજીનાં મંદિરની દુરસ્તી શ્રી. લક્ષ્મીચંદ માણેકચંદે કરાવી છે.

'ભીડભંજન' નું મંદિર સ્વ. પરી. કેશવજી મલુકચંદ જેઓ હવેલીના અધિકારી હતા તેમણે બંધાવ્યું છે.

ધોળો કુવો (ગામડાઓના ત્રીભેટા આગળ) પોરબંદરના મોઢ બંધુ સ્વ. ખુશાલદાસ માણેકચંદે નવેસરથી બંધાવી આપેલ જેને તેમના પુત્રી ગં. સ્વ. મહુબ્હેને ફરીથી સમરાવ્યો છે.

હળવદ અને વાંટાવદરની વચ્ચે વોંકળાના કાઠે સ્વ. કસ્તુરચંદ પોપટલાલે કુઇ બંધાવી છે.

**પાંજરાપોળમાં** પણ મોઢ બંધુઓ સારો સહકાર આપે છે.

**વીરજી વોરાની** વાવ. આ અતિ પુરાતન વાવ છે. અગાઉ ગાયભેંસો લઇને ફરનારા આયરોએ ત્યાં નેસ બાંધીને નવાણ કરાવ્યું હોય અગર વણઝારાઓએ બંધાવી હોય તેવી માન્યતા છે. આ વાવ જમીન બરાબર હતી. તેને આજથી દોઢસો વરસ પહેલા મોઢ બંધુ વીરજી વોરાએ તેનું માથું બંધાવ્યું હતું, વીરજી વોરાએ એનો જીર્ણોદ્ધાર કર્યાથી તે વીરજી વોરાની વાવ તરીકે ઓળખાવા લાગી. આ વાવ નરી પથ્થરની બાંધેલી છે. પથ્થર વચ્ચે ચુનો પણ દેખાતો નથી. સાત વિભાગ અને ચાર માળની ૧૦૧ પગથિયાવાળી આ વાવ સ્થાપત્યના સુંદર નમુના રૂપ છે.

વાવના કોઠામાં ગાળ (કાદવ) ભરાઇ જવાથી પાણીનો વાવનો ઉપયોગ થઇ શકતો નહોતો, તેથી મોઢબંધુ સેવાભાવી શ્રી પુરૂષોત્તમદાસ મહાદેવે ફંડ એકઠું કરીને રૂા. ૮૦૦) ના ખર્ચે ગાળ કઢાવીને વાવ રીપેર કરાવી છે. કોઠામાં ૪૨ ફુટ ગાળ હતો તે કઢાવીને-મતવાળા ઢંકાઇ ગયા હતા તે ખુલ્લા કરાવ્યા, કુવામાં ૩૨ ફુટ બોરીંગ કરાવ્યું છે. પાણી સારું આવ્યું છે. કુવા ઉપર કઠોડો બનાવી ગરેડીઓ મુકી છે. વાવ આગળ અવાડો બંધાવેલ છે. જ્યાં ઢોર ઢાંખર પાણી પીએ છે. વાવના પથરા મેલથી ઢંકાઇ ગયા હતા તે સાફ કરાવતાં સુંદર નકસી નજરે પડે છે. ગામના દરવાજા બહાર ગામની તદ્દન નજીકમાં આ વાવ હોવાથી ગામને સગવડ અને શોભા રૂપ છે.

અહિંના મોઢ બંધુઓ સાહસિક છે અને હિંદુસ્તાનના દરેક ભાગમાં કોઇને કોઇ ધંધાર્થે ગયા છે. કેટલાક બ્રીટીશ કે દેશી રાજ્યોમાં સારા હોદ્દા ઉપર અને કેટલાક સ્ટેશન માસ્તર, પોસ્ટ માસ્તર તરીકે કામ કરે છે. સ્થાનિક ભાઇઓ વેપાર ખેડે છે.

અહીં ભગા પરશોતમ નામની પેઢી બહુજ નામાંકિત થઇ ગઇ. પારેખ કુટુંબના એ પૂર્વજે એટલી બધી નામના મેળવી હતી કે એ જુના જમાનામાં જ્યારે રેલ કે ટપાલ તારનું નામ નિશાન નહોતું ત્યારે પણ એમની હુંડી કાશી સુધી સ્વીકારાતી. ધ્રાંગધ્રા રાજ્યને હળવદ મહાલની જે ઉપજ આવતી તેનું ભરણું આ પેઢીએ થતું. રાજ્યમાં એ પેઢીનું ખૂબ માન હતું. પ્રસંગ એવો બન્યો કે 'રાજસાહેબ' ને કાશીની યાત્રાએ જવાનું હોવાથી એક લાખ રૂપીઆની હુંડી કાશીની જોઇતી હતી. આવડી મોટી હામ કોણ ભીડે? પરશોત્તમ ભગાએ બીડું ઝડપ્યું. તેમણે હુંડી લખી આપી.

પરંતુ એ હુંડીનો જોગ કેવી રીતે કરવો? ભગા પરશોત્તમે સરસ યુક્તિ શોધી કાઢી. એમણે કુંડાઓમાં રૂપીઆ ભર્યા. ઉપર માટી નાખી અને તેમાં ફુલરોપ રોપાવ્યા. રાજસાહેબને વિનંતિ કરી કે 'કાશીના અમારા ગોરે ફુલરોપ મંગાવ્યા છે તે મોકલ્યા વિના

ન જ ચાલે. આપની સ્વારી કાશી તરફ પધારે ત્યારે આ ફૂલરોપની કાવડવાળાઓને આપ સાથે લઇ જાઓ તો આપનું રક્ષણ મળે અને મારી મનઃકામના પૂર્ણ થાય.'

રાજસાહેબ ભગા પરશોત્તમની કોઇ પણ માગણીનો અસ્વીકાર કરે એ કેમ બને ! સ્વારી ઉપડી અને ફૂલરોપના કુંડા કાવડમાં મુકીને કાવડીયાઓ સ્વારી સાથે રવાના થયા. સાથે ગોરમહારાજને ખાનગી પત્ર લખી નાખી વિગત જણાવી હતી.

ગોર સમજી ગયો. તેણે કુંડા ઠેકાણે મુકાવી દીધા. બીજા દિવસે રાજસાહેબ પાસે જઇ વિનંતિ કરી, 'ભગા પરશોત્તમની હુંડી આપ લાવ્યા છો, તો રૂપીયા આપ લઇ જાઓ; મેં તૈયાર જ રાખ્યા છે. ઢીલ થવાથી મને જોખમનો ઉજાગરો રહ્યા કરશે.

રાજસાહેબે હુંડી સીકરાવી લીધી, મનમાં ને મનમાં પારેખની પ્રશંસા કરી, અને પાછા ધ્રાંગધ્રા આવ્યા ત્યારે તેમનું બહુમાન કર્યું.

ભગા પરશોત્તમ ધીરધાર પણ ઉદારતા પૂર્વક કરતા, અને લોકો છુટથી વેપાર ખેડી શકે તે માટે સહાય કરતા. જ્ઞાતિના યુવાનોનું સગપણ કરાવવામાં નાણાની મદદ આપી ઘણાના ઘર ઉઘાડતા. સોંઘી વેપારીઓ એમને ત્યાં પોતાનું નાણું મુકતા, બધો વહિવટ તેમને જ સોંપતા અને હુંડી લીધી હોય તો પણ બાર મહિના સુધી વટાવતા નહિ. એટલી એ પેઢીની શાખ હતી. તેમણે હળવદના તળાવના કાંઠા ઉપર ઘેલેશ્વર મહાદેવનું દેરૂં બંધાવ્યું છે તેમજ શ્રી ગોરધનનાથજીની હવેલી બાંધી આપીને પછી તે રાજ્યને સોંપી છે. અનેક ગરીબ જ્ઞાતિબંધુઓનો ભગા પરશોત્તમે ઉદ્ધાર કર્યો હતો. આજે પણ આબરૂદાર ઘરાણાની વાત નીકળે તો સ્વ. ભગા પરશોત્તમ માટે લોકોના મોઢામાંથી ધન્યવાદના ઉદ્‌ગારો નીકળી પડે છે.

અહીંના હાલના નામાંકિત ભાઇઓ માટે જુઓ 'જીવન પરિચય' વિભાગમાં.

## ટંકારા

શ્રી ટંકારા કાઠીઆવાડમાં મોરબી રાજ્યમાં આવેલું એક નાનું સરખું ગામ છે. છતાં પણ આજે સારાયે હિંદુસ્થાનમાં મહર્ષિ દયાનંદની જન્મભૂમિ તરીકે ખ્યાતિ પામેલું છે. મોરબીથી ટંકારા સુધી સવાર સાંજ બે વખત ટ્રામવે આવજા કરે છે. અહિંના હવાપાણી ઘણા સારા છે. નદી કિનારે મહારાજા સાહેબના બંગલા છે

અહિં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનનું પવિત્ર અને સુંદર ધામ છે, કે જેનું મહાત્મ્ય દેશ દેશાવરોમાં ઘણું સારૂં છે અને યાત્રાળુઓ દર્શને આવે છે. આ મંદિરની અંદર સદાવ્રતની પ્રથા ચાલુ છે. અહિંઆ મીડલ સ્કુલ, કન્યાશાળા, હોસ્પીટાલ, પાંજરાપોળ, વાંચનાલય, દેરાસર, પાઠશાળા, તથા હવેલી જોવા લાયક છે.

ગામની અંદર જ્ઞાતિના પાંચ ઘરો છે તેમાં એક કુટુંબ સિવાય દરેક ત્યાં જ નિવાસ કરે છે.

જ્ઞાતિમાં ૧૫ પુરૂષો, ૧૬ સ્ત્રીઓ જેમાં ૧૪ સધવા તથા ૨ વિધવા છે, તથા ૨૩ બાળકો છે.

એક યુવક બંધુ રમણીકલાલ મહેતા કલકત્તા મેડીકલ કોલેજમાં અભ્યાસ કરે છે. બાકીના બાળકો બાળાઓ પ્રાઇમરી વિભાગથી હાઇસ્કૂલ સુધી અભ્યાસ કરે છે.

એક કુટુંબ સિવાયના દરેક કુટુંબનો ગામની અંદર વેપાર ચાલે છે.

કન્યાની લેવડદેવ ધ્રાંગધ્રા, હળવદ, રાજકોટ, મોરબી, વિરમગામ તથા પાધરી વિગેરે સ્થળોએજ થાય છે. કન્યાવિક્રય કરનાર કોઇ પણ કુટુંબ નથી. સામસામી કન્યાની આપલે કરે એવાં બેએક કુટુંબ છે. મરણ પાછળ ભોજન આપવાનો રિવાજ મરજીઆત હોઇ ખાસ પ્રચલિત નથી.

ગામમાં તેમજ જ્ઞાતિમાં આબરૂદાર તથા આગેવાન સ્વ. શેઠ દેવચંદ કલ્યાણજીના સુપુત્રો શેઠ હાકેમચંદભાઇ, શેઠ જેચંદભાઇ, શેઠ ખીમચંદભાઇ, શેઠ જગજીવનભાઇ તથા શેઠ પરમાનંદદાસભાઇ તરફથી

ટંકારામાં જળાશય તથા કુવો બનાવી આપવામાં આવેલ છે તેમજ પુસ્તકાલય, પાંજરાપોળ તથા અન્નક્ષેત્રમાં સારી મદદ આપવામાં આવેલ છે.

જ્ઞાતિબંધુ શેઠ હાકેમચંદ દેવચંદ ચૌદ વર્ષની બાલ્ય વયે કલકત્તા ગયેલ જ્યાં રૂા. પાંચના પગારથી શરૂઆત કરી આજે ઇશ્વર કૃપાથી પોતે કાપડની સારા પાયા પર દુકાન કરી સારી રીતે લક્ષ્મી સંપાદન કરી છે. તેઓએ કાપડ બજારમાં સારી નામના મેળવેલ છે તેઓશ્રી ઉદાર દિલના હોઇ જ્ઞાતિબંધુઓ તેમજ સંસ્થાઓને છુપી મદદ આપી રહ્યા છે.

શેઠ જયચંદભાઇ ટંકારાની સાર્વજનિક સંસ્થાઓના ટ્રસ્ટી તેમજ પ્રમુખ છે. દુકાળમાં સારી મદદ કરી હતી.

શેઠ ખીમચંદભાઇએ બિહાર ભુકંપમાં જઇ સારી સેવા બજાવેલ હતી.

શેઠ જગજીવનભાઇ પરદેશ ખાતે નિવાસ કરે છે. ૧૯૨૯ ની સત્યાગ્રહની ચળવળમાં સારો ભાગ લીધો હતો.

શ્રીયુત ગીરધરલાલ ગોવિંદજી મહેતા પ્રખર આર્યસમાજીસ્ટ છે. તેઓએ મરતક વિદ્યા પર સારો કાબુ મેળવેલ છે તથા એ વિષે ઘણાં પુસ્તકો બહાર પાડેલ છે.

ટંકારાની મોઢજ્ઞાતિ પાસે એક નાનું સરખું ફંડ છે.

ટંકારાની મોઢ જ્ઞાતિની ઓફીસ મોરબીની દેખરેખ નીચે ચાલે છે. જ્ઞાતિની દરેક ફરિયાદોનો ચુકાદો મોરબીથી જ મળે છે.

●

## કુતિયાણા

કુતીયાણામાં ગં. સ્વ. શ્રી. મોંઘીબાઇના કુટુંબીઓ શ્રી તલકચંદ અને ઝવેરચંદ વાલજી તરફથી ધર્મશાળા તથા સદાવ્રતની યોજના થઇ છે.

---

## ચોરવાડ

### શ્રી હરખચંદ મોતીચંદ શાહ

મોઢ જ્ઞાતિ જેને માટે સાચું ગૌરવ લઇ શકે એવા પુરૂષોમાં ચોરવાડવાળા શ્રી હરખચંદભાઇનું નામ યશસ્વી અક્ષરે સદાને માટે અંકાઇ રહેશે. એ છે તો લખેશરી પણ એમની સાદાઇ, સુજનતા, સરળતા અને સંસ્કારીતા દરેકે દરેક શ્રીમંત માટે અનુકરણિય છે.

રામાયણનો સાર રજુ કરતા કાવ્યમાં
માતૃપ્રેમ પિતૃપ્રેમ ભ્રાતૃપ્રેમ નિરખવા
પતિપ્રેમ પત્નીપ્રેમ મિત્રપ્રેમ દર્શવા

એ કડી શ્રી હરખચંદભાઇને આબેહુબ લાગુ પડે છે. ચોરવાડનું એમનું નિવાસ સ્થાન "આનંદભવન" અનેક આશ્રિતોનું આનંદસ્થાન બની રહ્યું છે.

પ્રાતઃકાળે ઉષાનાં પગલાં પડે એ વખતે ચોરવાડનાં ગરીબ કુટુંબોની કન્યકાઓ, વધૂઓ, માતાઓ, બહેનો માથે દોણી લઇ છાશ લેવા આવે છે. છેલ્લાં લગભગ વીસ વર્ષોથી ચોરવાડની પ્રજાને છાશ મળે એ માટે 'છાશની પરબ' આનંદભવનને આંગણે ચાલુ રહી છે. ગરીબ અને મધ્યમ વર્ગનાં માણસોને આ છાશ આશીર્વાદરૂપ છે. સૂર્યનું તેજ કિરણ ફુટે એ પહેલાં તો ચોરવાડ ગામથી આનંદભવન સુધી અમૃતલાલ રોડ પર છાશ લેવા આવનારની કતાર જામે છે. દાન કરનારા દાની ઘણા હશે, લાખોની સખાવતો કરનારાની જાહેરાતો ઠેર ઠેર થઇ છે પણ સોરઠને ટીંબે 'છાશ'નું પરબ બાંધનાર મોઢજ્ઞાતિના ભૂષણરૂપ શ્રી હરખચંદભાઇની આ સેવા તો અનન્ય છે. જેને જોઇએ તેને છાશ આપવાનું આ સેવાકાર્ય નજરે જોવા જેવું છે. ગીર માધવપુરમાં આ માટે ઢોર રાખવામાં આવ્યા છે. ત્યાંથી દહીં રોજ રેલ્વે ટ્રેનમાં આવે છે એની છાશ આનંદભવનમાં થાય છે અને રોજ એ રીતે ચોરવાડનાં અનેક ગરીબ કુટુંબોને છાશ મળે છે. કાઠિયાવાડ ગુજરાતના ધનિકો આ છાશ આપવાની સેવાનું અનુકરણ કરે તો હજારો ગરીબોના આશીર્વાદ આપણા લક્ષ્મીનંદનો પર ઉતરે.

ચોરવાડ રોડ સ્ટેશનેથી ચોરવાડ ગામ તરફ જતી સડક ચાર માઇલની છે. એ સડકની બન્ને બાજુ તરફ ઉભેલાં ન્હાનાં મ્હોટાં વૃક્ષો શ્રી હરખચંદભાઈની વૃક્ષારોપણ પ્રવૃત્તિનું દર્શન કરાવે છે. પોતાને ખરચે આ રીતે વૃક્ષારોપણ કરાવનાર પણ સમગ્ર સૌરાષ્ટ્રમાં શ્રી હરખચંદભાઇ પહેલા જ હશે અને પહેલા જ રહેશે. વૃક્ષો રોપવાની એમની પ્રવૃત્તિ સમગ્ર જુનાગઢ રાજ્યને ગૌરવ અપાવે તેવી છે.

ખેતીવાડીમાં રસ લઇ ખેડુતોને જૂદે જૂદે પ્રકારે સલાહ, સૂચના અને સહાય આપવામાં શ્રી હરખચંદભાઈ સદૈવ તૈયાર રહે છે. એમના તરફથી થતાં છૂપાં દાનની રકમો હજારો પર પહોંચી જાય છે.

વિદ્યાર્થીઓ, આશ્રમો અને કેળવણીની સંસ્થાઓ તરફ તેઓ હંમેશાં લક્ષ આપે છે અને રામકૃષ્ણ મીશનની સંસ્થાઓ સમગ્ર ભારતવર્ષમાં જ્યાં જ્યાં છે ત્યાં મોઢ જ્ઞાતિના આ સત્પુત્ર શ્રીમંતનો ઉદાર હાથ દર વર્ષે નિયમિત પહોંચે છે.

અંગત જાહેરાત એમને સ્પર્શ કરતી નથી, દાન આપીને ડીમડીમ કરવાની પ્રવૃત્તિ એમને બીલકુલ અનુકુળ નથી, મોટાં મોટાં ભાષણો કરવાનો એમને શોખ નથી, તેમને તો જ્યાં જ્યાં સેવા દેખાય ત્યાં ઉઘાડે પગે દોડી જઇ પોતાથી બનતી દરેક પ્રકારની સેવા સાધવાની શુભ ભાવના વરી છે. ગરીબોનો એ માળવો છે, મધ્યમ વર્ગના એ સહાયક છે, શ્રીમંતોના એ સલાહકાર છે. એમની સર્વ સમાજમાં જનસેવા નિશદિન નીતરે છે.

શ્રી હરખચંદભાઇના ધર્મપત્ની સૌ પ્રભાવતી બહેન એક શિક્ષિત, સંસ્કારી અને સેવાભાવિ બહેન છે. પતિના સેવાના મંત્રો ઝીલી પોતે સ્ત્રી સમૂહને જાગ્રત કરી ચોરવાડના સ્ત્રી વર્ગમાં આજે અનુકરણિય કાર્ય કરી રહ્યાં છે. સંગીત, વક્તૃત્વકલા, ભરતગુંથણ, સાહિત્યપ્રિયતા અને સંસ્કારીતા સૌ પ્રભાવતી બહેનને જીવન આંગણે શોભી રહ્યાં છે. શ્રી હરખચંદભાઇનું 'આનંદભવન' એટલે ચોરવાડ આવતાં દેશ પરદેશના અનેક મહેમાનોની મહેમાનગીરીનું સ્થાન. એ સ્થાનનાં અન્નપૂર્ણાસમાં સૌ. પ્રભાવતી બહેન પતિના એ અતિથિ સત્કારના કાર્યમાં હર્ષભર્યો સાથ આપે છે.

સાદું, સરળ અને સંસ્કારી જીવન જીવનાં આ શ્રીમંત મોઢ જ્ઞાતિ દેશસેવા, ગ્રામસેવા અને જનસેવાનાં વધુને વધુ યશસ્વી કાર્યો કરે એવી પ્રાર્થના સહિત મોઢ જ્ઞાતિને અભિનંદન આપું છું કે એ જ્ઞાતિમાં આવા દંપતિ દર્શન થાય છે.

[ માહિતી મોકલનાર-કવિ રસિકચતુર ]

---

## "મોઢ મહોદય" ને રૂા. બે કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ.

| | | |
|---|---|---|
| ૨) | રા. હીરાલાલ મણીલાલ | કચ્છ-માંડવી |
| ૨) | ,, ગોવર્ધનદાસ ગોવિંદજી | રાજકોટ |
| ૨) | ,, પરશોતમદાસ કાળીદાસ | કુતિયાણા |
| ૨) | ,, પરશોતમદાસ મહાદેવભાઇ | હળવદ |
| ૨) | ,, અમૃતલાલ માંડાલાલ મેતા | ભાવનગર |
| ૨) | ,, નાથાલાલ સુંખલાલ મેતા | ,, |
| ૨) | ,, ભગવાનલાલ મગનલાલ | ,, |
| ૨) | ,, હરીલાલ રામજી | આણંદપુર |
| ૨) | ,, ડૉ. વિઠ્ઠલદાસ છગનલાલ | રાણપુર |
| ૨) | ,, વલ્લભદાસ જે. મહેતા | બેંગલોર |
| ૨) | રા. નરસીદાસ મણીલાલ | અમદાવાદ |
| ૨) | ,, નંદલાલ મગનલાલ મેતા | મુંબઇ |
| ૨) | ,, વિઠ્ઠલદાસ હંસરાજ | કુતિયાણા |
| ૨) | ,, બાલકૃષ્ણ પરમાણંદ | ભાવનગર |
| ૩) | ,, જયંતીલાલ ફીલાભાઇ | સનખડા. |
| ૨) | ,, કંચનલાલ મગનલાલ | મુંબઇ |
| ૨) | ,, વાડીલાલ નાગરદાસ | રાણપુર |
| ૨) | ,, ઇશ્વરલાલ અમૃતલાલ | પોરબંદર |
| ૨) | ,, મણીલાલ ગોવિંદલાલ | રાજકોટ |

વ્યવસ્થાપક

# ભરત મિલાપ

## વિશ્વવંદ્ય મહાગ્રંથ શ્રી રામાયણનો જીવંત ચિતાર

[અવલોકનકાર : શ્રી. ટી. પી. અહાલજ્ઞ એલ. ટી. એમ.—વડોદરા]

વાલ્મીકી અને તુલસીદાસનાં મહાકાવ્યોની રૂપેરી તસ્વીર સમું–રામનામની ધૂન ગજવતાં હૃદય પુલકિત દૃશ્યોથી ભરપૂર બોલપટ–'ભરત મિલાપ' આજે હિંદભરમાં ભક્તિ અને ધર્મભાવનાની પુનીત ગંગા વહાવી રહ્યું છે.

કુળનું ગૌરવ અને વચનનું પાલન કરતાં ગમે તેવાં કષ્ટોનો સામનો કરવાના આર્યધર્મની જીવતી કથા એટલે રામાયણ.

પ્રકાશ પીકચર્સે આ કથાને અદ્‌ભૂત કલામય ચિત્રદેહ આપ્યો છે. જ્યાં જુઓ ત્યાં એ ચિત્ર–ભરત મિલાપ–ની જ વાતો થતી સંભળાય છે.

બોલપટની શરૂઆત થાય છે ભરતના જન્મોત્સવથી. કૈકેયીનું ભગ્નભવન આનંદમંગળથી ગાજી ઉઠ્યું છે. મહારાણી કૌશલ્યા ભરતને ભાવતી ભેટ–ચંદનની શ્રી રામની મૂર્તિ–આપે છે. મંથરા કૈકેયીના કાન ભંભેરે છે 'લાવી, લાવીને શું લાવ્યા ? લાકડાની પૂતળી !'

ત્યાંથી ઇર્ષાની આગની ચીણગારી મુકાય છે, એ આગનો ધીરે ધીરે પ્રચંડ ભડકો થાય છે, મંથરા કૈકેયીને પાઠ પઢાવીને તૈયાર કરે છે. કૈકેયી દશરથ રાજા પાસે બે વરદાન માગે છે 'ભરતને રાજતીલક અને રામને ચૌદ વરસ વનવાસ !'. પછી તો રામ વનવાસ, ભરત ભેટ વિગેરે પ્રસંગો એક પછી એક આવતા જાય છે કથા તો સૌ કોઇને જાણીતી છે, પરંતુ કલામય રીતે અવનવા પ્રસંગોદ્વારા તેને રજુ કરવાની કુશળતા આ બોલપટના દિગ્દર્શક શ્રી. વિજય-શંકર ભટ્ટ માટે માન–અતિ માન ઉપજાવે છે, પછી તો વાર્તા ખૂબ જામે છે–કૈકેયીની સ્ત્રીહઠ, સીતાજીની પતિસેવાપરાયણતા, લક્ષ્મણનો બંધુપ્રેમ અને ભરતજીનો રામ પ્રત્યેનો સેવાભાવ: આ બધાનું નિરૂપણ એવી તો કુશળતાંથી કરવામાં આવ્યું છે કે આપણે એ યુગમાંજ વિચરતા હોઇએ એમજ લાગે.

પ્રસંગોની ખીલાવટ જેટલી રંગભરી થઇ છે. તેટલા જ સંવાદો પણ સચોટ અસરકારક છે. લક્ષ્મણ જ્યારે કહે છે કે 'રઘુકુળની રીત એ છે કે મોટા કુંવરને રાજ મળવું જોઇએ.' ત્યારે રામ જવાબ આપે છે કે 'રઘુકુળની એ પણ રીત છે કે પિતાની આજ્ઞા પાળવી જોઇએ, પિતાના વચનનું માન રાખવું એ શું રઘુકુળની રીત નથી. ?' દશરથ કૈકેયીને સમજાવતાં કહે છે કે 'પ્રતાપી દશરથે કદી મસ્તક નમાવ્યું નથી, છતાં તને મસ્તક નમાવી સમજાવું છું.' રામ લક્ષ્મણને અને ભરતને 'રઘુકુલરી યહ રીત બનાઇ, પ્રાણ જાય અરૂ બચન ન જાઇ' એ વચન પાળવાની વખતો વખત યાદ આપે છે. ભરત કૈકેયીને કહે છે, 'મા થઇને માનું હૃદય ન પારખી શકી ?' ભરત પ્રજાને ઉદ્દેશીને કહે છે, 'રાજા પ્રજાનો સેવક છે, પ્રજા પોતાનું ભલું બુરું સમજે.' ભરત જ્યારે રામને અયોધ્યા પાછા જવા અને પોતે વનવાસ વેઠવા કહે છે ત્યારે રામ કહે છે 'ભાવના કરતાં કર્તવ્ય ઉંચું છે' અને એ જ કર્તવ્યપાલનની ઉંડી છાપ પ્રેક્ષકો ઉપર પણ આબાદ પડી જાય છે.

દૃશ્યોમાં પણ કેટલીક સુંદર કલ્પનાઓ નજરે પડે છે. રામ વનવાસ જાય છે એ વખતે એક ગાયને ધાવતા વાછડાને તેની માતાથી વછોડાવવામાં આવે છે એ દૃશ્ય કૌશલ્યા જુએ છે–જાણે કૌશલ્યાથી રામને વીખુટા પાડવામાં આવતા હોય. વનવાસમાં સીતાજી



(રાહુ ગોરક) નંદીગ્રામમાં પાદુકાની પૂજા કરતા 'ભરત' (ભરત મિલાપ)





શ્રી. વિજયશંકર ભટ્ટ
દિગ્દર્શક
'ભરત મિલાપ'





રાજ્યાભિષેક પહેલાં સ્નાન કરતા રામ ( ભરત મિલાપ )



રામ પંચાયતનું દૃશ્ય : ( ભરત મિલાપ )

રામના ચરણ દાબીને રામ નિદ્રાધીન થયા પછી, તેમને વંદન કર્યા પછી જ પોતે સુઈ જાય છે એ દશ્ય આર્ય સન્નારીઓને પોતાના કર્તવ્યનું ભાન કરાવે છે.

ભવ્ય દશ્યો—અને આકર્ષક સેટીંગ્સથી ભરપૂર, ભવ્ય ભૂતકાળની સાથે ઓતપ્રોત બનાવતું, રામાયણના કાળને તાદશ ખડો કરતું ભરતના બંધુપ્રેમ અને શ્રીરામચંદ્રજીના ત્યાગની પ્રાણવાન કવિતા સમું-ભક્તિ અને કરૂણાભર્યા પ્રસંગોથી ભરપુર રામાયણ યુગનું આ ચિત્ર રામાયણ કાળને તાદશ ખડો કરવામાં સફળ નીવડયું છે. ભાવવાહી કથાનક, હૃદયસ્પર્શી સંવાદો, મધુરૂં સંગીત અને અનુપમ નયનરંજક કળા કારીગીરી ભર્યા દશ્યોથી ભરપૂર આ ચિત્ર ફરીફરીને જોવાનું મન થાય એવું છે.

આ ચિત્રનો કલાવિભાગ ગુજરાતના માનીતા સુપ્રસિદ્ધ ચિત્રકાર કનુભાઈ દેસાઈએ સંભાળીને ચિત્રની સફળતામાં પોતાની આવડતનો જબ્બર હિસ્સો આપ્યો છે. કનુ દેસાઈ જેવા કુશળ કળાકાર અને શ્રી. વિજયશંકર ભટ જેવા કાબેલ દિગ્દર્શકના સહકારે આ ચિત્રને યશકલગી અપાવી છે. એ બંનેને અમારાં અભિનંદન.

રામાયણના રસીયા મોઢબંધુઓ 'ભરત મિલાપ' જરૂર જુઓ.

[ ભરત મિલાપના કેટલાક દશ્યો—રામપંચાયતન, ભરતનું પાદુકા પૂજન, રામરાજ્યાભિષેક પહેલાંનું રામનું મંગલ સ્નાન વિગેરે આ અંકમાં આપવામાં આવ્યા છે. ]

# ગૃહ ઉદ્યોગો



[ શ્રીમંત બ્હેનો પોતાના વખતનો સદુપયોગ કરી શકે એવા-ભરતગુંથણ સીવણના ગૃહ શણગારના ઉપયોગમાં જ લઈ શકાય એવા ઘણાં ગૃહઉદ્યોગો છે. મધ્યમ અને ગરીબ વર્ગની બ્હેનો ધુપેલ, કાજળ, કંકુ, અથાણાં, જાતજાતનાં મસાલા, પાપડ, સેવ, વડી, ખેરો, વિગેરે વસ્તુઓ તૈયાર કરીને તેમાંથી મળતી મજુરી કે નફામાંથી જીવનનિર્વાહનું થોડું ઘણું સાધન મેળવી શકે છે. ઉપરાંત 'ધુળમાંથી ધાન' શોધાય તેવા કચરા તરીકે ફેંકી દેવાતી વસ્તુઓનો ઉપયોગ કરી લેવાય એવા કેટલાક ગૃહઉદ્યોગો પણ છે. નીચેની છબીઓમાં એવા થોડાક નમુના આપ્યા છે.—સંયોજક. ]

આ ચિત્રમાં જમીન ઉપર બેસવા માટે, ખુરશી ઉપર મુકવા માટે કે ટાંગવા માટે તૈયાર કરેલો ચાકળો બતાવ્યો છે. રંગબેરંગી પાઘડી, સાફા, સાડી કે એવા વપરાઇને લગભગ નકામા થઇ ગયેલા કપડાંના લાંબા લીરા (ચીરા) કરીને એવા લીરા લઇને તેને સાંકળીની માફક ગુંથવા પછી કંતાન,



ગુણપાટ કે મજબુત ખાદીના ચોરસ ટુકડા ઉપર તેના મધ્યભાગે એ ગુંથેલી સાંકળીના છેડાને સીવી લેવો. ત્યારબાદ ગોળ કુંડાળામાં એ સાંકળીને ગોઠવતા જવી અને ટાંકા મારતા જવું. જેવડું મોટું કુંડાળું કરવું હોય તેટલા પ્રમાણમાં સાંકળીને ગોળાકાર ગોઠવતા જઇને ટાંકા મારવા. છેવટનો છેડો મજબૂત સીવી લેવો.

ચીંદરડામાંથી ખૂબીપૂર્વક બનાવેલા આ ચાકળા માટે વડોદરા ગૃહઉદ્યોગ પ્રદર્શનમાંથી કુ. ભાનુમતી તારાચંદ્ર અડાલજાને રૌપ્યચંદ્રક (સીલ્વર મેડલ) મળ્યો હતો.




ઘરે દરજી બેસાડીએ કે ઘરમાં જ સીવણકામ થતું હોય તો કપડાના નાનામોટા કાપલા પડ્યા રહે છે જેનો કંઇ ઉપયોગ આપણે કરતા નથી. દરજીને ત્યાંથી પણ મફત કે નામની કિંમત આપીને એવા

કાપલા મેળવી શકાય. કેન્વાસ, કંતાન કે ખાદી ઉપર પેન્સીલથી કોઈ પણ દૃશ્ય કે ચિત્રની રેખાઓ ચીતરી લઇ એ કાપડ ઉપર તેને સીવી લેવા. આ કામને 'પેચ વર્ક' કહે છે. ચોરસ કાપલા સીવીને અગાઉ સ્ત્રીઓ ચંદરવા બનાવતી. તે ઢબથી છતાં વધારે કળામય રીતે જુદાજુદા ઘાટની આકૃતિઓ બને એ રીતે આ કામ કરવામાં આવે તો ગૃહશણગારની સુંદર વસ્તુઓ તૈયાર થાય. તેને ખુરશી કે સોફાની પીઠે દેખાવ માટે કે તકિયા બનાવીને મુકાય તેમજ દિવાલ કે બીજા ફર્નીચર ઉપર ટાંગી શકાય.

ચિત્રમાં બતાવેલા કામ માટે કુ. રમાદેવી તારાચંદ અડાલજાને વડોદરા કલાકારિગીરી પ્રદર્શનમાંથી પ્રશંસાપત્ર ( સર્ટીફીકટ ઑફ મેરીટ ) મળ્યું હતું.



લવારીયા. કોમ ગાડાંમાં જ બધી ઘરવખરી રાખીને ગામેગામ ફરે છે. આ કોમની સ્ત્રીઓ લુહારી કામમાં મદદ કરવા ઉપરાંત વખત મળતાં હીર અને આભલાનું સુંદર ભરતકામ કરી એ કળામય વસ્ત્રોથી પોતાના દેહને દીપાવે છે. અને એમાંથી કમાણી પણ કરે છે. જેને વખત મળતો હોય તેવી બ્હેનોએ આવા કંઇ ને કંઇ ગૃહઉદ્યોગો અપનાવવા જોઇએ.

( ભરતકામનો ફોટો—શ્રી રામભાઇ-નુતન આર્ટ સ્ટુડીઓ, ટાવર સામે વડોદરા-ના સૌજન્યથી. )

## રમુજી ટુચકા

સંગ્રાહક

**શ્રી પ્રહ્લાદરાય ભાઈલાલભાઈ દેસાઈ : દીલ્હી.**

માસ્તર—છોકરાઓ રણ કોને કહેવાય?

છોકરાઓ—જ્યાં કંઇ પેદા ન થતું હોય તેને.

માસ્તર—કોઇ દાખલો આપો.

ચિમન—અમારા ઘરની અગાશી અને ટાલીયાનું માથું.

ભીખારી—શેઠજી, થોડો ઘોડ આપોને.

શેઠજી—જા, પછી આવજે. અત્યારે કોઈ માણસ નથી કે તને આપે.

ભીખારી—તો થોડી વાર માટે તમેજ માણસ થઈ જાઓ.

મુસાફર—( ટાંગાવાળાને ) ભાઈ, સ્ટેશન જવાનું શું લઈશ?

ટાંગાવાળો—ત્રણ આના.

મુસાફર—સામાનનું?

ટાંગાવાળો—કાંઈ નહિ.

મુસાફર—તો સામાન લઇજા, હું ચાલીને આવું છું.

એક જણે ગોવાળીઆને કહ્યું કે:—અલ્યા આજ દૂધ કેમ પાતળું છે?

ગોવાળીઓ—શેઠ, આજે ભેંસ પાણીમાં બેસી ગઈ હતી.



# ઈનામી નિબંધો અને તેનાં ઈનામ

['મહોદય' માં ઇનામી નિબંધોની હરીફાઈ જાહેર કરવામાં આવી હતી; તે ઉપરથી આવેલા નિબંધોનું પરિણામ નીચે જણાવવામાં આવે છે. ઈનામી નિબંધોની હરીફાઈમાં બહેનોએ પણ ભાગ લીધો છે એ ખુશી થવા જેવું છે. કુલ ૧૧ વ્યક્તિઓએ આ હરીફાઇમાં ભાગ લીધો છે, જેમાંથી ૭ વ્યક્તિ ઈનામનો લાભ મેળવી જાય છે. તેઓને અમારાં અભિનંદન.

ઈનામ જીતી જનાર લેખોને આ અંકમાં સ્થાન આપવાનું જાહેર કરવામાં આવ્યું હતું; પરંતુ આ અંકમાં લખાણનું ભારણ અતિશય થઇ જવાથી તે ચાલુ અંકોમાં પ્રગટ કરવા ઉપર નાછુટકે મુલતવી રાખવું પડ્યું છે.

એકજ ઇનામ માટે જ્યાં બે નામો આપવામાં આવ્યાં છે તે ઇનામ એ બંને વ્યક્તિઓ વચ્ચે સમભાગે વહેંચવામાં આવ્યા છે. ઈનામ મેળવનારે પોતાનું સરનામું મહોદય ઓફીસે મોકલી ઇનામ મંગાવી લેવું. સં.]

| વિષય | આવેલા નિબંધોની સંખ્યા | ઈનામ મેળવનાર |
|---|---|---|
| ૧ આજની ઉછરતી પ્રજાના વિકાસમાં વડીલોનું સ્થાન | ૭ | ૧ શ્રી નટવરલાલ પાનાચંદ અડાલજા બી. એસ. સી., એલ એલ. બી. લખતર.<br>૨ કુ. કૈલાસ સી. ઘીવાળા–સુરત |
| ૨ આજની ઉછરતી પ્રજાના વિકાસમાં વર્તમાન પત્રોનું સ્થાન | ૪ | ૧ શ્રી નટવરલાલ પાનાચંદ અડાલજા બી. એસ. સી., એલ એલ. બી. લખતર<br>૨ શ્રી જગમોહન કેશવલાલ–ભાવનગર |
| ૩ આજની ઉછરતી પ્રજાના વિકાસમાં માસિકોનું સ્થાન | ૫ | ૧ શ્રી નટવરલાલ પાનાચંદ અડાલજા બી. એસ. સી., એલ એલ. બી.–લખતર |
| ૪ આજની ઉછરતી પ્રજાના વિકાસમાં ધર્મનું સ્થાન | ૩ | ૧ ડૉ. લક્ષ્મીદાસ રણછોડદાસ મહેતા એમ. બી. બી. એસ.–જામનગર<br>૨ શ્રીમતી સુભદ્રા રવિવદન મારફતિયા–સુરત |
| ૫ હાલના શહેરી જીવનમાં જ્ઞાતિનું સ્થાન અને વિવાહ વગેરે સંસ્કારો જમાનાને અનુસરી કેવા હોવા જોઇએ કે જેથી પ્રાચીન સંસ્કારો મૂળ સ્વરૂપમાં જળવાઇ રહે. | ૫ | શ્રી મોહનલાલ મગનલાલ પારેખ–ઘાટકોપર |

## શ્રી "મોઢ મહોદય" ના રજત મહોત્સવ માટે મળેલ ભેટ

૧૦૧) શેઠ વાડીલાલ લલ્લુભાઇ (સી. ડાકટરવાળા) અમદાવાદ
૨) શ્રી પરશોતમદાસ મહાદેવભાઇ હળવદ
૩) શ્રી વલ્લભદાસ જે. મહેતા બેંગલોર
૫) શ્રી ગોવર્ધનદાસ ગોવિંદજી મીરત
૫) શેઠ ગોકળદાસ લક્ષ્મીચંદ સોનગઢ

વ્યવસ્થાપક.

# જ્ઞાતિ સમાચાર

જ્ઞાતિ આગેવાનોની પ્રવૃત્તિ: મુંબઇના ગવર્નરે શરૂ કરેલા રાષ્ટ્રીય વિગ્રહ મોરચાની ઉદ્દઘાટન વિધિ પ્રસંગે સર પરશોતમદાસ ઠાકોરદાસે પાંચમી કતાર સંબંધીનો તેમજ પરાજિત મનોદશા દૂર કરવાને લગતો એક ઠરાવ રજુ કર્યો હતો. તેને ચીમનલાલ સેતલવડ, જમનાદાસ મહેતા, એ. ડી. શ્રોફ, જસદંણવાળા, સર કાવસજી જહાંગીર વિગેરેએ ટેકો આપ્યો હતો.

સુરત: નર્મદ સાહિત્ય સભાની નવી કાર્યવાહક સમિતિમાં રા. બંસીલાલ વકીલ ચૂંટાયા છે.

મુંબઈની પ્રાંતીય અને મધ્યસ્થ બેન્કોના મંડળની એક પરિષદ પૂનામાં શ્રી રમણલાલ ગોકળદાસ સરૈયાના પ્રમુખપદે મળી હતી. તેમાં સહકારી શરાફીને લગતા ઠરાવો પસાર થયા હતા અને અનાજના વાવેતરની ચળવળને ટેકો અપાયો હતો. તા. ૨૫-૫-૪૨

સુરત: હરિજન વિદ્યાર્થી આશ્રમને ડૉ. ચંપકલાલ ઘીયાએ રૂ. પચ્ચીસનું દાન કર્યું છે.

સુરત: સેવા મંડળના નવા ઓદ્દેદારોમાં પ્રમુખ તરીકે દી. બ. ચુનીલાલ માણેકલાલ ગાંધીની અને વ્યવસ્થાપક સમિતિમાં શ્રી જમીયતલાલ લાલવાળાની ચૂંટણી થઇ છે.

રાજકોટમાં શ્રી. શામળદાસ ગાંધીએ રાષ્ટ્રીય શાળા અને સમઢીઆળા સંસ્થાની મુલાકાત લીધી હતી. તા. ૨૫-૫-૪૨

સુરતમાં શ્રી ડાહ્યાભાઇ ભગવાનદાસ ચોકસીએ બુલીઅન એક્ષચેન્જની સ્થાપના કરી છે.

મુંબઇના હિંદુ દીન સંઘ હસ્તકના અનાથ બાળ ગૃહને શેઠ પ્રાણલાલ દેવકરણે રૂ. ત્રણસોનું દાન આપ્યું છે. તા. ૨૫-૫-૪૨

મુંબઇ: સ્વ. જમનાદાસ બજાજના સ્મારક ફંડમાં સર પરશોતમદાસ ઠાકોરદાસે અમુક રકમનું દાન આપ્યું છે. તા. ૨૫-૫-૪૨

બારડોલીમાં મહાસભાના કાર્યકરોની સભા મળી હતી. તેમાં શ્રી મંગળદાસ પકવાસાએ હાજરી આપી હતી.

અમ્રામા ગ્રીષ્મ વ્યાયામ વર્ગની પૂર્ણાહુતિનો સમારંભ શ્રી. મંગળદાસ પકવાસાને પ્રમુખપદે ઉજવાયો હતો. શ્રી પકવાસાએ સ્કાઉટ વીરોને સ્કાઉટની દીક્ષા આપી હતી. તા. ૩૦-૫-૪૨.

સુરતઃ શારીરિક શિક્ષણ મંડળનો જાહેર મેળાવડો શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ જરીવાળાને પ્રમુખ પદે ઉજવાયો હતો. તા. ૬-૬-૪૨.

સુરતઃ રા. બ. ભીમભાઇ નાયકના અવસાન બદલ શોક પ્રદર્શિત કરતો સંદેશો સર પરશોતમદાસે મોકલ્યો હતો. તા. ૯-૬-૪૨.

**પરીક્ષામાં પાસ થયાઃ મેટ્રીકમાં મુંબઇઃ—** (૧) પ્રતાપ રમણલાલ સરૈયા (૫૩૬ માર્કસ). (૨) પદ્માવતી હીરાલાલ મહેતા. (૩) વીણા ચીમનલાલ વકીલ (૪) નલીન ચીમનલાલ દલાલ (૫) કલાવતી ભાઇદાસ શાહ (૬) સુશીલ પરશોતમદાસ શાહ (૭) ભગવાનદાસ માનભાઇ મણિઆર (૮) ચંદ્રકાંત ગોરધનદાસ શાહ. સુરતઃ (૯) પદ્મકાંત ઠાકોરદાસ મહેતા ઇન્ટર આર્ટસમાં પાસઃ સુરતઃ મધુરી મગનલાલ મહેતા (૨) મંજુલા છગનલાલ કાપડીઆ.

સુરત: મોઢ દશા અડાલજા અમદાવાદી તડનો સફળ પરીક્ષાર્થીઓને ઇનામ આપવાનો મેળાવડો રા. ધીરજલાલ નગીનદાસ મહેતાને પ્રમુખપદે ઉજવાયો. તા. ૫-૬-૪૨.

સુરતઃ જીલ્લામાં ગયે વરસે અતિવૃષ્ટિથી થએલા નુકશાન માટે કુલ રૂપીઆ ચોપન હજારની રાહત સર પરશોતમદાસ ઠાકોરદાસે આપી છે.

સુરતઃ નાગરિક શાંતિદળના તાલીમ વર્ગો તા. ૧૪-૬-૪૨ થી એક અઠવાડીઆ માટે શરૂ થયા હતા. તેમાંના એક વર્ગમાં શિક્ષક તરીકે પ્રો. જયદેવલાલ આત્મારામ કાજીએ કામ કર્યું હતું. તા. ૨૧-૬-૪૨.

B. A. માં પાસ: સુરત: હીરાવતી છગનલાલ પરોળાવાળા.

સુરત: રાષ્ટ્રભાષા પ્રચારક મંડળે નવા વર્ષના સભાપતિ તરીકે ડૉ. ચંપકલાલ ઘીવાની વરણી કરી છે. તા. ૧૩-૬-૪૨.

## પરીક્ષામાં પાસ

(૧) નરોત્તમદાસ મગનલાલ દલાલ-મુંબઇ મેટ્રીકમાં પાસ. (૨) કૃષ્ણલાલ હરિલાલ ડોકટર-પુના, ઇન્ટર સાયન્સમાં પાસ.

મેટ્રીકમાં પાસ—(૧) કુ. કાન્તા ચંદુલાલ પરશોત્તમદાસ ચોકસી—સુરત (૨) કુ. કોકીલા ઠાકોરદાસ પરશોત્તમદાસ ચોકસી-સુરત.

કર્વે યુનિવરસીટીની મેટ્રીકમાં પાસ—(૧) કુ. શાંતા ચંદુલાલ પરશોત્તમદાસ ચોકસી-સુરત. (૨) અ. સૌ. કુંજલતા સૂર્યકાન્ત રતિલાલ ચોકસી-સુરત.

## અભિનંદન

ધુળીયાના મોઢ યુવકમાંથી શાંતિલાલ મોહનલાલે, ' પૂના તિલક મહા વિદ્યાલય ' ની ચોથા વર્ષની આખરી પરીક્ષા બીજા વર્ગમાં પાસ કરી, તિલક મહારાષ્ટ્ર વિદ્યાપીઠની ' આયુર્વિદ્યા વિશારદ 'ની પદ્દી મેળવી છે. ખાનદેશમાં વસતા મોઢ ભાઇઓમાં આ પદ્દી મેળવનાર આ ભાઇ પહેલા છે. તેમને તે માટે અભિનંદન ઘટે છે.

## જન્મ

ભાવનગર—શ્રી મનસુખલાલ જીવરાજને ત્યાં પુત્ર જન્મ. બીજા જેઠ શુદ ૧૦

મુંબઇ—શેઠ મથુરાદાસ શામળદાસ કોઠારીને ત્યાં પુત્રી જન્મ.

## વેવિશાળ

મુંબઇ—મણિયાર રંગીલદાસ વિઠ્ઠલદાસના પુત્ર ચંપકલાલનું વેવિશાળ સુરતના શ્રી પ્રાણલાલ દલપતભાઇની પુત્રી જશુમતી સાથે. જેઠ શુદ ૩.

આણંદપુર—પારેખ જગજીવન ગોબરના પુત્ર ભીખાલાલનું વેવિશાળ રોહીશાળાના લાલજી ભોરતી પુત્રી લલી સાથે તા. ૮-૬-૪૨.

## લગ્ન

વઢવાણ કેમ્પ—દેસાઇ હરજીવનદાસ લાલચંદના પુત્ર હિંમતલાલનાં લગ્ન સયાણાના પારેખ અમૃતલાલ લક્ષ્મીચંદની પુત્રી બાલુ સાથે.

રોજાસર—મહેતા રાયચંદ લક્ષ્મીચંદના પુત્ર ભાઇલાલનાં લગ્ન વઢવાણ કેમ્પ ના દેસાઇ હરજીવનદાસ લાલચંદની પુત્રી પ્રભા સાથે.

## દેહવિલય

ભાવનગર—રા. ચીનુભાઇ કુબેરદાસની બાળપુત્રી મનોરમા દશમાસની ઉંમરે સ્વર્ગવાસી થઇ દ્વી જેઠ શુદ ૬. તથા પરી. ભગવાનદાસ માણેકલાલનાં માતુશ્રી સ્વર્ગવાસી થયાં. માધાણી હિરાચંદ વિઠ્ઠલદાસની બાળપુત્રી ચંદ્રીકા સ્વર્ગવાસી થઇ શ્રી નાથદ્વારામાં.

મોરબી—શ્રી રેવાશંકર બાણજીની પુત્રી સૌ. જયાબહેન તાવની બીમારીથી સ્વર્ગવાસી થયાં જેઠ શુ ૮

વઢવાણ કેમ્પ—સ્વ. ભીખાભાઇ ગોપાળજીની પૌત્રી અને પરી. શાંતિલાલ ચુનીલાલનાં ધર્મપત્ની મુક્તાગવરી લાંબી બિમારી ભોગવી સ્વર્ગવાસી થયાં. તા. ૧૬-૬-૪૨. મહુંમ બહુ શાંત સ્વભાવના હતા.

---

## શ્રી "મોઢ મહોદય" ને મળેલ ભેટની પહોંચ

૧૫૦) શેઠ ધરમદાસ શામળદાસ પરભુદાસ કોઠારી તરફથી આશ્રયદાતામાંથી મુરબ્બી વર્ગમાં દાખલ થવા માટે. મુંબઇ

૧૦૧) અ. સૌ. શ્રીમતી કમળાવંતી ધરમદાસ કોઠારી તરફથી આશ્રયદાતા વર્ગમાં દાખલ થવા માટે મુંબઇ

૧૦૧) ગાંધી જીવરાજ જયરાજ ટ. ગાંધી મનસુખલાલ મોહનલાલની કું. તરફથી આશ્રયદાતામાં દાખલ થવા માટે. મુંબઇ

વ્યવસ્થાપક.

# "મોઢ મહોદય"ના મુરબ્બી, આશ્રયદાતા અને લાઈફ મેમ્બરો.

## મુરબ્બી

1 સર પરશોતમદાસ ઠાકોરદાસ નાઈટ સી. આઈ. ઈ. મુંબઈ
2 શેઠ વાઘજીભાઈ લક્ષ્મીદાસ ,,
3 શેઠ વનમાળી વિરજી વેરાવળ
4 શે. હરજીવનદાસ મોહનજી કાપડીયા ચોરવાડ
5 દેશાઈ પરમાણુંદદાસ જગજીવનદાસ હા. રા. દામોદરદાસ ભાવનગર
6 શેઠ નાનાલાલ મંછારામ મુંબઈ
7 શેઠ જીવરાજ મકનદાસ કુંડલાવાળા ,,
8 શેઠ લક્ષ્મીદાસ નેમીદાસ મુંબઈ
9 શ્રીયુત પરી. છોટાદાસ હરગોવિંદદાસ મદ્રાસ
10 શેઠ ગોવિંદજી જેઠાભાઈ ચોરવાડવાળા મુંબઈ
11 શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળ કલકત્તા
12 શેઠ ઠાકોરદાસ ગુલાબદાસ ઝરીવાળા સુરત
13 ગં. સ્વ. મણિબહેન તે શા. ભગવાનદાસ નરભેરામ ખાનદેશવાળાના વિધવા ,,
14 શેઠ સુખલાલ ઝવેરભાઈ ભાવનગર
15 શ્રીયુત નારાયણદાસ ગીરધરદાસ મદ્રાસ
16 સ્વ. શેઠ લક્ષ્મીદાસ ભગવાનજી સાકરવાળા હા. તેમના ધર્મપત્ની કસ્તુરબાઈ મુંબઈ
17 શ્રીયુત હરિદાસ માણેકચંદ કોઠારી કરાંચી
18 શેઠ ધરમદાસ શામળદાસ પરભુદાસ મુંબઈ

## આશ્રયદાતા

1 સર ચુનીલાલ વિજભુખણદાસ મુંબઈ
2 શેઠ હરીલાલ જગન્નાથ ખંભાત
3 શેઠ કરસનદાસ ભગવાનદાસ મુંબઈ
4 પારેખ આણંદજી ગોપાલજી ભાવનગર
5 પરી. ગોવિંદજી કલ્યાણજી બોટાદ
6 શેઠ જસરાજ મુળજીભાઈ હ. શેઠ માણેકલાલભાઈ મુંબઈ
7 રાજા બ. ભગવાનદાસ હરિદાસ ઍન્ડ સન્સ હૈદ્રાબાદ
8 શેઠ છોટાલાલ ઓધવજી પોરબંદર
9 શેઠ પોપટલાલ માણેકચંદ હા. શેઠ કેશવલાલભાઈ જામનગર
10 શ્રી ચત્રભુજ ભગવાનજી મોદી કોલંબો
11 શેઠ કનૈયાલાલ પુરૂષોત્તમદાસ પુના
12 શેઠ ભીખાભાઈ પરભુદાસ પરી. ભાવનગરવાળા કાનામાંગલોર (એસ. કે.)
13 પરી. ગોપાળજી મુળજીભાઈ ભાવનગર
14 મણિયાર નરસીદાસ લલ્લુભાઈ હા. રા. કેશવલાલ ભાવનગર
15 શેઠ ચંદ્રકાંત મોતીલાલ જગાભાઈવાળા અમદાવાદ
16 શેઠ મણીલાલ હેમચંદ અમદાવાદ
17 શેઠ હરકીસનદાસ જગજીવનદાસ અંકલેશ્વર
18 શ્રીયુત હિરાલાલ ગોકળદાસ દોશી મુંબઈ
19 શેઠ અચરતલાલ દલસુખરામ જશ અમદાવાદ
20 રા. ગોરધનદાસ પ્રાણલાલ મુંબઈ
21 રા. ગોરધનદાસ કરસનદાસ પારેખ ,,
22 શેઠ ચુનીલાલ ગીરધરલાલ ,,
23 ગાંધી ગોરધનદાસ વેલશીભાઈ અમદાવાદ
24 શેઠ નાનચંદ પ્રેમચંદ ,,
25 પરી. પ્રાણજીવનદાસ ગંગારામ એન્ડ સન્સ સરાવાળા સિકંદ્રાબાદ
26 દેશાઈ વિઠ્ઠલદાસ લાલજી ભાવનગરવાળા હ. દેશાઈ પ્રાણજીવનદાસ કરાંચી
27 પરી. કેશવલાલ માણેકચંદ મુંબઈ
28 શેઠ રમણલાલ ગોકળદાસ સરૈયા એમ. બી. ઇ. જે. પી. મુંબઈ
29 શ્રીમતી જયાવતી પ્રાણલાલ દેવકરણ ,,
30 શ્રીમતી કમળાવંતી ધરમદાસ કોઠારી ,,
31 ગાંધી જીવરાજ જશરાજ હ. મનસુખલાલ મોહનલાલની કું. ,,

## લાઈફ મેમ્બર

1 પારી. અમૃતલાલ મોતીલાલ બી. એ. એલ. એલ. બી. હા. ભોગીલાલ અમૃતલાલ રાજકોટ
2 રા. હીંમતલાલ નાગજીભાઈ વોરા ,,
3 રા. ઠાકોરલાલ હરકીશનદાસ અંકલેશ્વર
4 રા. હીરાલાલ લક્ષ્મીચંદ મણિયાર વડોદરા
5 શેઠ છગનલાલ પિતાંબરદાસ મુંબઈ
6 દી. બ. ગોવિંદદાસ ચતુર્ભુજદાસ મદ્રાસ
7 મેસર્સ કેશવલાલ એન્ડ કું. મદ્રાસ
8 પારેખ જીવરાજ ગોપાલજી સિંગાપોર
9 શેઠ લાલદાસ ગોવિંદદાસ મદ્રાસ
10 ડૉ. નારણદાસ મોતીરામ સુરત
11 શા. ભગવાનદાસ હરજીવનદાસ સુરતવાળા-મુંબઈ
12 શેઠ લલ્લુભાઈ જમનાદાસ અમરેલી
13 રા. કાળીદાસ હરીદાસ વેરાવળ

૧૪ શેઠ ઠાકરશી પ્રેમજી કોડીનારવાળા
હા. શેઠ ગીરધરલાલ મુંબઈ

૧૫ રાવસાહેબ પુરૂષોત્તમદાસ દેવજીભાઈ
મણિયાર. જામનગર

૧૬ શા. ગોવિંદજી કાળીદાસ ખોરાસા-
ગીરવાળા એડીસાબાબા

૧૭ શા. વલ્લભદાસ ભગવાનદાસ ,,

૧૮ શ્રી નાનાલાલ મોતીચંદ હ. શ્રી ભોગીલાલ
મુંબઈ

૧૯ મણિયાર હરજીવનદાસ જેઠાલાલ
હ. શ્રી માણેકલાલ ,,

૨૦ શેઠ દેવકરણ નાનજી હ. શેઠ ચુનીલાલ ,,

૨૧ શેઠવીજભૂખણદાસ હરગોવિંદદાસ મૂળજી,,

૨૨ રા. દુર્લભદાસ નેમચંદ એડીસાબાબા

૨૩ રા. મોહનલાલ ઓધવજી વકીલ અમરેલી

૨૪ રા. નટવરલાલ ગોરધનદાસ જગજીવનદાસ
રંગુન

૨૫ શેઠ નારણદાસ મથુરાદાસ હ. મનોરદાસ ,,

૨૬ મહેતા દયારામ લધુભાઈ
હા. મહેતા જટાશંકર દયારામ કલકત્તા

૨૭ શેઠ હિરાલાલ ભગવાનજી નથુભાઈ જામનગર

૨૮ શેઠ હરિલાલ ગોવિંદજી માધાણી મુંબઈ

૨૯ શ્રી માણેકચંદ તારાચંદ અડાલજા
સાહેબ વડોદરા

૩૦ રા. કનૈયાલાલ નાનાભાઈ રંગુન

૩૧ રા. અભેચંદ અમૃતલાલ ટોંગાટ (આફ્રિકા)

૩૨ રા. પુરૂષોત્તમદાસ ગિરધરદાસ ડર્બન(આફ્રિકા)

૩૩ રા. હીંમતલાલ બાપુલાલ પરીખ કરાંચી

૩૪ શેઠ જેઠાલાલ ચુનીલાલ ત્રીકમજી મેતા કલકત્તા

૩૫ રા. દામોદરદાસ હીરાચંદ હ. રા. આત્મારામ
દામોદરદાસ વોરા ભાવનગરવાળા લીંબડી

૩૬ શા. નરોત્તમદાસ પ્રેમચંદ
પ્રભાસ પાટણવાળા પુના

૩૭ શેઠ કરશનદાસ મોતીચંદ
હ. અમૃતલાલ જમનાદાસ દીવ

૩૮ રા. રમણલાલ છોટાલાલ મઝમુદાર ભરૂચ

૩૯ શ્રીયુત ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણિયાર
બી. એ. એલ એલ. બી. અમદાવાદ

૪૦ પરી. શાંતિલાલ ગોરધનદાસ ,,

૪૧ શ્રીયુત તુલસીદાસ જસરાજ
બી. એ. એલ. એલ. બી. ,,

૪૨ શેઠ બાલાભાઈ હરીલાલ અમદાવાદ

૪૩ રા. પોપટલાલ જગજીવનદાસ કરાંચી

૪૪ ,, નંદલાલ ટી. મણિયાર ,,

૪૫ ,, ડૉ. નરોત્તમદાસ વલ્લભદાસ ,,

૪૬ ,, શેઠ મણીલાલ મોહનલાલ ,,

૪૭ ,, શીવલાલ રામજી વકીલ–માંડવી–કચ્છ

૪૮ ,, શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ અમદાવાદ

૪૯ ગં. સ્વ. દેવબા પુરૂષોત્તમદાસ
હ. શેઠ ગોપાળદાસ ,,

૫૦ પરી. ભોગીલાલ નરોત્તમદાસ ભાવનગરવાળા ,,

૫૧ શેઠ રતનલાલ લલ્લુભાઈ અમદાવાદ

૫૨ શેઠ રમણલાલ લલ્લુભાઈ અમદાવાદ

૫૩ શ્રી ભગવાનજી દેવજીભાઈ મણીયાર
હા. ભાઈ મોતીલાલ ભગવાનજી જામનગર

૫૪ ,, ચીમનલાલ પ્રાણજીવનદાસ દલાલ–મુંબઈ

૫૫ મહેતા ઝવેરચંદ નારણદાસ કલકત્તા

૫૬ રા. હરજીવનદાસ ડોસાભાઈ મુંબઈ

૫૭ ડૉ. જમનાદાસ ભાણજીભાઈ મહેતા
હા. પ્રફુલ્લકુમાર જામનગર

૫૮ શ્રી હરિલાલ પોપટલાલ શાહ અમદાવાદ

૫૯ શ્રી કાનજીભાઈ ભોલાભાઈ પારેખ
એમ. એસ. સી. કેમીસ્ટ અમદાવાદ

૬૦ શેઠ પરશોતમદાસ ગોરધનદાસ અમદાવાદ

૬૧ શેઠ નટવરલાલ રમણલાલ ,,

૬૨ શેઠ ભગવાનલાલ રતનલાલ ,,

૬૩ શેઠ કનૈયાલાલ મોતીલાલ ,,

૬૪ પારેખ મથુરાદાસ ભક્તિદાસ મુંબઈ

૬૫ રા. શાંતિલાલ દેવીદાસ ,,

૬૬ રા. જગજીવનદાસ ચકુભાઈ ,,

૬૭ રા. શીવલાલ તારાચંદ ,,

૬૮ રા. ગોરધનદાસ કીરચંદભાઈ ,,

૬૯ શેઠ પ્રભુદાસ વીરચંદની કું, હ.
જસોદાબાઈ ,,

૭૦ શેઠ દામોદરદાસ નાહના હ. શેઠ દીવ
વૃજદાસભાઈ

૭૧ રા. ગોવર્ધનદાસ ગોવિંદજી મીરત

૭૨ પારેખ શાંતિલાલ શીવલાલ ગંગારામ
સરાવાળા સિકંદ્રાબાદ

૭૩ શ્રી. ગુલાબબહેન મનુભાઈ મુંબઈ

૭૪ શ્રી મોઢ વણિક શુભેચ્છક બંધુ મંડળ કરાંચી

૭૫ મેતા કેશવલાલ પિતાંબરદાસ
હ. શ્રી. જયંતિલાલ શિહોર

# વિષયાનુક્રમ